॥ ओ३म् ॥

મહામુનિ શ્રી કણાદ પ્રણીત

# વૈશેષિક-દર્શન

ગુજરાતી ભાષામાં



• અનુવાદક •

પંડિત શ્રી મયાશંકરજી શર્મા : દર્શનાચાર્ય

॥ ॐ ॥

# પ્રકાશકનું નિવેદન



સ્વ. શેઠ જેઠા પ્રેમજી ઠક્કર મૂળ કચ્છના રહેવાસી અને લોહાણા જ્ઞાતિમાં જન્મેલા હતા. કોટ બોરાબજારમાં તેમના મકાન રહેતા હતા. શ્રી ચાગબાઈ તેમના ધર્મપત્નીનું નામ હતું. તેઓ મુંબઈ આર્યસમાજના સભાસદ હતા, અને મહર્ષિ દયાનંદના તેઓ પરમ ભક્ત હતા. મહર્ષિ દયાનંદકૃત ગ્રંથોના ગુજરાતી અનુવાદ કરાવી પ્રચારાર્થે તે ગ્રંથોને વિના મૂલ્યે વેચવાની તેમની તીવ્ર ઇચ્છા હતી. તેમને કોઈ સંતાન હતું નહિ, તેમણે તેમની જીવિત અવસ્થામાં પોતાની તમામ મિલ્કતનું ધર્માદાના કાર્યો માટે વીલ કર્યું હતું. તેમના ગુજરી ગયા બાદ ટ્રસ્ટીઓ વચ્ચે મતભેદ પડ્યો, મુંબઈની હાઈકોર્ટમાં એડવોકેટ જનરલે ટ્રસ્ટીઓ ઉપર કેસ કર્યો. તે કેસનો નં. ૬૧૮-૧-૨૮ હતો, તેનું કેટલાક વર્ષો બાદ સમાધાન થયું. આર્યસમાજ તરફથી પં. વિજયશંકરે દીવેચા એન્ડ ઠાકોર સોલીસીટર મારફત એડવોકેટ જનરલ પાસે આર્યસમાજનો પક્ષ રજુ કર્યો હતો. તેનું ઈ. સ. ૧૯૩૩માં ઘરમેળે સમાધાન થયું, અને હાઈકોર્ટના કમિશનર તરફથી આર્યસમાજ મુંબઈના ટ્રસ્ટીઓને રૂા. ૨૧૮૭૮-૧૪-૨ની રકમ સોંપવામાં આવી. તે રકમની ગવર્મેન્ટ સીક્યોરીટીની ૪ ટકાની લોન લેવામાં આવી, તે વખતે શ્રી ગોવિંદલાલ શિવલાલ, દેવીદાસ જે. દેસાઈ, રણછોડદાસ ભવાન લોટવાળા, શિવદાસ ચાંપસિંહ અને શૂરજી વલ્લભદાસ ટ્રસ્ટીઓ હતા. ત્યાર બાદ રણછોડદાસ ભવાન લોટવાળાએ રાજીનામું આપ્યું અને શ્રી દેવીદાસ દેસાઈના દેહાવસાનથી ખાલી પડેલી ટ્રસ્ટીઓની જગ્યાએ શ્રી રણછોડલાલ જી. જ્ઞાની અને મણીલાલ ટી. શાહની મુંબઈ આર્યસમાજની જનરલ સભાએ નિમણૂક કરી. વળી પાછો મુંબઈ આર્યસમાજ અને ટ્રસ્ટીઓ વચ્ચે મતભેદ પડવાથી અને મુંબઈ આર્યસમાજના નિયમો સંબંધી સભાસદો વચ્ચે મતભેદ થવાથી ઈ. સ. ૧૯૪૭માં નં. ૨૭૩૪ના સુટમાં મુંબઈની હાઈકોર્ટ તરફથી મુંબઈ આર્યસમાજના ટ્રસ્ટી, પદાધિકારીઓ અને વ્યવસ્થાપિકા સભાની ફરીવાર ચૂંટણી થઈ, મુંબઈ હાઈકોર્ટ સુટ નં. ૮૬૮-૧૯૪૮ના કેસનામા એવો ઉલ્લેખ હતો કે જે મુંબઈ આર્યસમાજના ટ્રસ્ટીઓ હોય તે સ્વ. જેઠા પ્રેમજી પુસ્તક પ્રકાશન ટ્રસ્ટના પણ ટ્રસ્ટીઓ થાય. તે મુજબ મુંબઈ આર્યસમાજના

વર્તમાન ટ્રસ્ટીઓ શ્રી રતનસિંહ રાયસિંહ, જમુભાઈ પુ. કાકુ, વસંતરાય આર. પટેલ, જગમોહન હલાભાઈ અને ઈશ્વરલાલ ગોવિંદજી દિવેચા ઈ. સ. ૧૯૫૪ માં છે, અને શ્રી જમુભાઈ પુ. કાકુ મેનેજીંગ ટ્રસ્ટી છે. શ્રી કાંતિલાલ શર્મા ૧૯૪૭ થી ૧૯૫૩ના સુધી ટ્રસ્ટી હતા, તે પછી ઈશ્વરલાલ ગો. દિવેચા ૧૯૫૪ માં ટ્રસ્ટી થયા.

ઉપર જણાવેલા ટ્રસ્ટીઓ તરફથી સ્વ. જેઠા પ્રેમજી પુસ્તક પ્રકાશન ટ્રસ્ટ તરફથી પ્રગટ થતું આ પહેલું પુસ્તક વૈશેષિક દર્શનનું ગુજરાતી ભાષ્ય છે. પં. મયાશંકરજી જેને મુંબઈ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા તરફથી દર્શનાચાર્યની ઉપાધિ આપવામાં આવી છે, અને જેઓ અત્યારે વૈદિક દર્શનોના ગુજરાતી ભાષા જાણનારાઓમાં અદ્વિતીય પંડિત છે, તેમણે અન્ય દર્શનોની માફક વૈશેષિક દર્શનનું ગુજરાતી ભાષ્ય લખી આપવાનું સ્વીકાર્યું અને તે કાર્ય પૂરૂં થયું છે; જેને પરિણામે વૈશેષિક દર્શન જેવું ઊંચી કોટીનું પ્રાચીન સાહિત્ય ગુજરાતી ભાષામાં જનતાના લાભાર્થે પ્રસિદ્ધ કરવા અમો શક્તિમાન થયા છીએ, જે માટે અમો ટ્રસ્ટ તરફથી તેમનો આભાર માનીએ છીએ.

આ ઉપરાંત "દર્શનશાસ્ત્રો અને સાંપ્રદાયિક આચાર્યો" એ નામનો નિબંધ જગતના ઉપાદાન કારણની સમીક્ષાના રૂપમાં પં. વિજયશંકરજીએ ગુજરાતી ભાષામાં લખ્યો છે, તે અમને દર્શનશાસ્ત્રો અને ખાસ કરીને મહર્ષિ કણાદના વૈશેષિક દર્શન પ્રતિપાદિત પરમાણુ કારણ–વાદ પર પ્રકાશ નાખનારો જણાયાથી આ દર્શનના આમુખ તરીકે પ્રસિદ્ધ કર્યો છે, જે વાંચકવર્ગને ઘણો ઉપયોગી થઈ પડશે. દાર્શનિક વિષયો પર આવો વિદ્વત્તાપૂર્ણ નિબંધ લખી આપવા માટે અમો શ્રી પં. વિજયશંકરજીનો આભાર માનીએ છીએ.

શ્રી. હરગોવિંદ ધરમસી કાચવાળાની માલિકીના શ્રી વૈદિક–મુદ્રણાલય પ્રેસમાં કાળજીપૂર્વક અને બધી સગવડ સાથે આ ગ્રંથ છાપવાનું તેમણે માથે લઇ પાર ઉતાર્યું છે, તે માટે તેમને પણ ધન્યવાદ ઘટે છે. આ ગ્રંથમાં કોઇ ભૂલ પ્રુફ વગેરેમાં રહી ગઇ હોય તો વાંચક વર્ગ દરગુજર કરશે એવી આશા રાખીએ છીએ.

મેનેજીંગ ટ્રસ્ટી
**જેઠા પ્રેમજી પુસ્તક પ્રકાશન ટ્રસ્ટ**

॥ ओ३म् ॥

# ભૂમિકા



જ્યારથી સર્વંસહા ભગવતી વસુંધરાના પવિત્ર પૃષ્ઠ ઉપર માનવ જાતની અદ્ભુત સૃષ્ટિ થઇ છે ત્યારથી સુખ દુઃખના અસીમ દ્વન્દ્વ પ્રવાહો આત્મભૂમિ પર વહેવા લાગ્યા છે. માણસ કેવળ સુખને ચાહે છે, પ્રયત્ન પણ સુખ મેળવવા જ સતત કર્યા કરે છે છતાં દુઃખો તો વણનોતર્યાં કોઇ અગમ્ય ગેબી માર્ગથી સ્વયંભૂ રીતે ઉતર્યા જ કરે છે. સુખ દુઃખના અનુબંધ વગર માનવી પોતાની સ્થિતિને સંભાળી શકતો નથી. અનેક વિવિધતાથી ભરેલા સંસારમાં દુઃખના સંસ્પર્શથી સદૈવ અલગ રહી સુખની મીઠાશ માણસથી ભોગવી શકાતી નથી. જડ વર્ગના પરિણામ સ્વરૂપ દેહ અને ઇંદ્રિયો પોતાના સજાતીય તત્ત્વોના મહાસાગરમાં કોઈ વખતે દૃશ્ય તો કોઇ વખતે અદૃશ્ય થતા રહે છે. મનરૂપી મહાનટ તો અનાદિ કાળથી વગર થાકયે નાચ્યા જ કરે છે. સુખ દુઃખના ઉદ્ગમો પણ સાધારણ જનતાને ભૌતિક સૃષ્ટિ સિવાય બીજે ઠેકાણે જડતા નથી.

આ જગતમાં કેટલીક શતાબ્દીઓથી સુખાભિસંધિથી વિવિધ શોધો થતી રહી છે, શિક્ષણમાં પણ સારી વૃદ્ધિ થઇ છે અને હજી પણ થયા કરે છે છતાં દુઃખો તો ઘટવાને બદલે વધ્યા જ કરે છે, વેર ઝેરની ઊર્મિઓ અદમ્ય બની ઉછળ્યા જ કરે છે. ભણેલો વર્ગ પણ બેકારીથી ગભરાઇ ઊઠયો છે. દામ્પત્ય આદિના પ્રેમની ભૂમિકા પણ ભાગ્યે જ સ્થિર દેખાય છે, માનવજાત ઉપર યુદ્ધનો દાવાનળ તો સદૈવ નવનવા બહાના ઓથે સળગ્યા જ કરે છે, ચિંતાના બોજાએ પણ માનવ હૈયાને દાબી દીધા છે. આમ સુખ દુઃખના અસ્તોદયો સદૈવ ચાલુ રહે છે. આથી અકળાઇને જગતના જ્યોતિર્ધર ક્રાંતદર્શી, મહામેધાવી માણસો

આત્માભિમુખ થયા અને તેઓએ દુઃખનાં મૂળ શોધી તેને સદાને માટે ઊખેડી નાખવા સતત પ્રયાગો આદર્યા આ પ્રયાસોના ફળ સ્વરૂપ દર્શન-ગ્રંથોની પણ તત્ત્વ ઉપર સ્થિર થવા મથતી, જડ અને ચેતનને આવરી લેતી એક ચિરંતની વિચાર સૃષ્ટિ ઊભી થઈ

વેદ એ પ્રાચીનતમ (અનાદિ) શ્રુતિનુ નામ છે એના શિક્ષણ અને ઉપદેશ રૂપ ધારણને સનસ્ત મસારે પરોક્ષ અને અપરોક્ષ રીતે પીધા છે એ શ્રુતિ મેઘમાળામાથી જ્ઞાન, કર્મ અને ઉપાસનાનો વરસાદ વસુધાનિવાસી સમસ્ત જનતાના હિતાર્થે વરસ્યા કરે છે કાડત્રયાત્મક વેદમાથી બે દર્શનો ઉત્પન્ન થયા તે પૂર્વમીમાસા અને ઉત્તરમીમાસા, અથવા વેદાત દર્શન આ બે દર્શનોના કર્તા મહર્ષિ જૈમિનિ અને ભગવાન્ બાદરાયણ હતા સાખ્ય, યોગ, ન્યાય અને વૈશેષિક એ ચાર દર્શનો વેદમૂલક પણ કઇક સ્વતત્ર અન્વેષણ પૂર્વક લખાયા છે એના દ્રષ્ટા મહર્ષિ કપિલ પતજલિ ગોતમ અને કણાદ હતા આમ ૭ ઋષિઓએ ૭ દર્શનો નિર્મિત કર્યાં, આ ૭ દર્શનો આસ્તિક દર્શનો અથવા વૈદિક દર્શનો કહેવાય છે કારણ કે એનો આધાર વેદ છે જે વેદને માને તે 'આસ્તિક' છે એવુ મનુસ્મૃતિ આદિ ગ્રથોમા લખ્યુ છે આર્યો વેદને અને તદનુકૂલ સ્મૃતિને પ્રમાણ માને છે જેમણે મત્રનુ દર્શન કર્યું તે ઋષિ કહેવાયા, ઋષિ એટલે મત્રદ્રષ્ટા

દર્શનકારો પણ અનેક તત્ત્વના દ્રષ્ટા હતા અને એમણે જે કઇ સૂક્ષ્મ બુદ્ધિથી પ્રયત્ન પૂર્વક જોયુ તે તેનું દર્શન કહેવાયુ આમ મત્રદ્રષ્ટા અને તત્ત્વ દ્રષ્ટામા પરમ સામ્ય છે

ઋષિ મુનિઓ પોતાની કૃતિ સાથે પોતાનુ નામ જોડતા ન હોતા, તેથી કયા દર્શનના કર્તા કયા ઋષિ હતા એ જાણવાનુ સાધન ઋષિકલ્પ વિદ્વાન લેખકોના ઉલ્લેખ અને તદ્વિદોના પ્રવાદ સિવાય બીજુ શુ હોય શકે?

कणादेन तु सम्प्रोक्त शास्त्र वैशेषिक महत् ।
गोतमेन तथा न्याय साख्य तु कपिलेन वै ॥

—પદ્મપુરાણ ઉત્તરખ૦

કણાદે વૈશેષિક ગોતમે ન્યાયદર્શન અને કપિલ મુનિએ સાખ્યદર્શન કહ્યુ છે આવી જાતના બીજા પણ પુષ્કળ ઉલ્લેખો છે, માટે વૈશેષિક દર્શનના કર્તા મહામુનિ કણાદ હતા એમ સ્પષ્ટ જાણી શકાય છે

## કણાદ, કાશ્યપ અને ઔલૂકય.

વૈશેષિક દર્શનના કર્તાનાં ત્રણ નામ તેના (વૈશેષિક દર્શનના) ઉપર લખવામાં આવેલાં ભાષ્યો અને તેને લગતા બીજા ગ્રંથોમાંથી જાણવા મળે છે. એ ત્રણ નામોમાં કણાદ એ ગ્રથકર્તાનું મુખ્ય નામ હોય એમ જણાય છે કણાદ શબ્દની વ્યુત્પત્તિથી એ મહામુનિની અપરિગ્રહવૃત્તિ સૂચિત થાય છે.

कणान् अत्ति स कणादः

કણ કણ ખાઇને જે પોતાની આજીવિકા ચલાવે છે, પાસે બીજું કશું ધન રાખતા નથી તે 'કણાદ', આવા પ્રકારની વૃત્તિને શાસ્ત્રકારોએ 'યાયાવરવૃત્તિ' કહી છે

ભાષ્યકાર પ્રશસ્તપાદાચાર્યે પણ એમને ભારે તપસ્વી તરીકે વર્ણવ્યા છે. જેમકે:—

योगाचारविभूत्या यस्तोषयित्वा महेश्वरम् ।
चक्रे वैशेषिकं शास्त्रं तस्मै कणभुजे नमः ॥

જેમણે યોગના આચરણ દ્વારા મહેશ્વર અર્થાત્ પરમાત્માને સંતોષ્યા છે અને વિભૂતિ મેળવી વૈશેષિક શાસ્ત્ર બનાવ્યુ છે તે કણભુજ અર્થાત્ કણાદ મુનિને નમસ્કાર હો આ શ્લોક ઉપરથી મહામુનિ કણાદ વિભૂતિધારી સિદ્ધ યોગી હતા એમ સિદ્ધ થાય છે

### કાશ્યપ.

કણાદ મુનિનુ બીજું નામ કાશ્યપ હતુ લિંગ અર્થાત્ હેતુની વ્યાખ્યા કરતાં શ્રી પ્રશસ્તપાદ આચાર્યે પોતાના ભાષ્યમા આ પ્રમાણે લખ્યુ છે:—

यदनुमेयेन सम्बद्धं प्रसिद्धं च तदन्विते ।
तदभावे च नास्त्येव तल्लिङ्ग मनुमापकम् ॥

विपरीतमतो यत्स्यादेकेन द्वितीयेन वा ।
विरुद्धासिद्धसंदिग्धमलिङ्गं काश्यपोऽब्रवीत् ॥

અહી બીજા શ્લોકના ઉત્તરાર્ધમા જે 'કાશ્યપ' નામ જણાય છે તે મહામુનિ કણાદને માટે વપરાયુ છે કણાદઃ કાશ્યપ સમૌ કણાદ અને કાશ્યપ એક જ વ્યક્તિના નામ છે. આ પ્રમાણે નિકાઃ કોષમા લખ્યુ છે કાશ્યપ એટલે કશ્યપના પુત્ર.

ऋष्यन्धकवृष्णिकुरुभ्यश्च । ४-१-११४

પાણિનીય અષ્ટાધ્યાયી વ્યાકરણના આ સૂત્રથી કશ્યપ ઋષિના અનન્તરાપત્ય તરીકે 'કાશ્યપ' ઋષિ હતા એમ સમજાય છે. 'કાશ્યપ' નામ સંજ્ઞાવાચક નથી પણ કશ્યપના પુત્ર હોવાથી મુનિ કણાદ કાશ્યપ નામે પણ ઓળખાતા હતા. જેમ વિશ્વામિત્રનો પુત્ર વૈશ્વામિત્ર નામે ઓળખાય તેમ.

## ઔલૂક્ય.

ઉલૂક ગોત્રમાં કણાદ મુનિ ઉત્પન્ન થયા હતા તેથી તેનું નામ 'ઔલૂક્ય' પણ હતું. આથી કેટલાક ગ્રંથોમાં વૈશેષિક દર્શનને ઔલૂક્ય દર્શન પણ કહેવામા આવ્યું છે. પાણિનીય ગણપાઠોમાં આવેલા 'ગર્ગાદિગણ'માં ઉલૂક શબ્દ આવે છે અને તે શબ્દને ગોત્ર અર્થમા 'ય' પ્રત્યય લાગે છે, તેથી 'ઔલૂક્ય' શબ્દ સિદ્ધ થાય છે જુઓ પાણિનીય અષ્ટાધ્યાયી સૂત્ર ૪-૧-૧૦૫ કાશિકાવૃત્તિ

## દર્શનનું નામ "વૈશેષિક".

વિશેષ શબ્દ ઉપરથી 'વૈશેષિક' શબ્દ બને છે. આ દર્શનમાં વિશેષ નામના પદાર્થની ઉપપત્તિ કરી છે, બીજા કોઈ દર્શનમાં 'વિશેષ' નામનો ખાસ પદાર્થ માનવામાં આવ્યો નથી આ કારણથી આ દર્શનનું નામ 'વૈશેષિક દર્શન' રાખવામાં આવ્યુ હોય એમ જણાય છે શાસ્ત્રકાર કણાદ મુનિએ 'વૈશેષિક' એવું નામ રાખ્યુ હોય એવું જાણવામાં આવ્યું નથી; કારણ કે, સૂત્રોમાં નામને લગતો એવો કશો ઉલ્લેખ નથી

## કણાદ મુનિનો જન્મ અને દેશ.

મહામુનિ કણાદનો જન્મ ક્યારે અને ક્યાં થયો એ ખરા ઇતિહાસ વગર જાણવું શક્ય નથી છતા ન્યાયકન્દલીનામક ગ્રંથની ભૂમિકા લખનાર શ્રી પં. વિન્ધ્યેશ્વરી પ્રસાદ શર્માએ ભૂમિકામાં જણાવ્યું છે કે, सप्तविंशतितमे चतुर्दशयुगपरिवर्ते प्रभासक्षेत्रे तस्य कणादस्य महर्षे स्थिति रासीत् इत्यवगम्यते । 'સત્તાવીશમા યુગપરિવર્તમા પ્રભાસક્ષેત્રમા તે મહર્ષિ કણાદની સ્થિતિ હતી એમ જણાય છે' પ્રભાસક્ષેત્ર સૌરાષ્ટ્ર દેશમાં છે આથી મહામુનિ કણાદનો નિવાસ સૌરાષ્ટ્રમા હતો એમ સમજાય છે પ્રશસ્તપાદ ભાષ્ય અને ઉપસ્કાર સહિત વૈશેષિક દર્શનની ભૂમિકા લખનાર શ્રી પં. ઢુંઢિરાજ શાસ્ત્રીએ લખ્યું છે કેઃ-

मिथिलायां कश्यपस्य गोत्रेऽभूदिति केचन ।

'શ્રી કણાદ મુનિ મિથિલામાં કશ્યપ ગોત્રમાં જન્મ્યા હતા એમ કેટલાકનું માનવું છે.' આ પ્રમાણે આછી રીતે કણાદ મુનિનો જન્મ મિથિલામાં અને ત્યાર પછી તેનો નિવાસ સૌરાષ્ટ્રમાં થયો હશે એમ સમજાય છે. એ મુનિ કયી શતાબ્દીમાં જન્મ્યા એનું તો અત્યાર સુધીમાં કશુંજ પ્રમાણ મળી શક્યું નથી. સૌરાષ્ટ્રમાં આવેલા પ્રભાસક્ષેત્રમાં તેઓ ઘણો સમય રહ્યા હતા એવું ઉપરના વચનથી સમજાય છે. એક દર્શનકાર સિદ્ધ યોગી લાંબા સમય સુધી સૌરાષ્ટ્રમાં શ્રી કૃષ્ણ ભગવાનની જેમ વસ્યા હતા એ સૌરાષ્ટ્ર ભૂમિને માટે ખરેખર ગૌરવનું સ્થાન છે.

## વૈશેષિક દર્શનની પ્રાચીનતા.

વૈદિક ૭ દર્શનોમાં કયું દર્શન પ્રથમ ઉત્પન્ન થયું એ કહેવું સરલ નથી. મહામુનિ વ્યાસ પાંડવોના પિતામહ તરીકે મનાય છે અને એમણે વેદાંત દર્શન સંકલિત કર્યું છે એ પણ વિદ્વાનોમાં મતસ્વરૂપે મનાય છે. એટલે વેદાંત દર્શનની ઉત્પત્તિ થયાને ૫૦૦૦ હજાર વર્ષો થયા એમ માનવામાં કશી અનુપપત્તિ જણાતી નથી. મહર્ષિ વ્યાસ જ્યારે ઉપનિષદોની એકવાક્યતા કરતા હતા તે વખતે એના માનસમાં મહામુનિ કણાદનાં મંતવ્યો રમતાં હતા એ પણ સ્પષ્ટ છે. એટલે વૈશેષિક દર્શનને ઉત્પન્ન થયાં પાંચ હજાર વર્ષો કરતાં પણ વધારે વર્ષો થયાં છે એમ માનવામાં શી હરકત છે? વળી કશ્યપ ઋષિની ગણતરી દેવર્ષિઓમાં કરી છે એ પણ ભૂલવું ન જોઇએ; જેમ કેઃ—

कश्यपोऽथ भरद्वाजो गौतमश्चात्रिरेव च ।
जमदग्निर्वसिष्ठश्च विश्वामित्रो महामनाः ॥
एते देवर्षयः सप्त साध्वी चैवाप्यरुन्धती ॥

આ પ્રમાણોથી સિદ્ધ થાય છે કે, કશ્યપ ઋષિના પુત્ર કાશ્યપ મહામુનિ કણાદ ઘણા પ્રાચીન હતા, અને એમનું વૈશેષિક દર્શન પણ તેટલુંજ પ્રાચીન છે એમ સ્વીકારવુંજ રહ્યું.

જ્યારે બૌદ્ધ વિદ્વાનોના કુતર્કો વૈદિક તત્ત્વજ્ઞાન ઉપર બેફામ રીતે ઊછળવા લાગ્યા ત્યારે આ દર્શનો વધારે તેજસ્વી રીતે દીપી નીકળ્યાં હતાં, ઉદ્યોતકરના ન્યાયવાર્તિક અને કુમારિલ ભટ્ટના શ્લોક વાર્તિક આદિ ગ્રંથો ઉપરથી એ વાતની

સત્યતા સમજી શકાય છે. અવૈદિક દર્શનોના કુતર્કોને દાબી દેવામાં વૈશેષિક આદિ દર્શનો ખૂબ સફલ નીવડ્યાં હતાં.

## વૈશેષિક દર્શનની પદ્ધતિ.

મહામુનિ કણાદ કાર્ય ઉપરથી કારણની શોધ કરતાં કરતાં મૂળ કારણ પરમાણુ ઉપર આવી સ્થિર થાય છે. આને માટે એમણે પૃથક્કરણની પદ્ધતિ સ્વીકારી છે. જ્યારે સાખ્યદર્શનકાર મહર્ષિ કપિલ મૂળ કારણ પ્રકૃતિ ઉપર કેવી રીતે આવે છે એ સમજવું સુગમ નથી સંભવ છે કે યોગશક્તિનો પ્રભાવ હોય અથવા *अजामेका लोहितशुक्लकृष्णाम्* આ ઔપનિષદ પ્રમાણનો આધાર હોય પણ આમાં વેદાંતીઓ એકમત થતા નથી, છતાં સાંખ્યની પદ્ધતિ ઘણાંને રુચે છે. મહામુનિ કણાદની પદ્ધતિ પણ મહાજન પરિગૃહીત છે. કણાદ સૂત્રોમાં કોઈ અન્ય દર્શનનું ખંડન જણાતું નથી. એ મહામુનિ તો પોતાની માનસિક અન્વેષણામાં સંપૂર્ણ તલ્લીન જણાય છે.

## મુનિ કણાદ અને અહિંસા.

*दुष्टं हिंसायाम्* । ૬–૧–૭ આ સૂત્રમાં મહામુનિ કણાદે હિંસામાં પ્રવૃત્તિ કરનાર માણસ દુષ્ટ છે, એમ સ્પષ્ટ બતાવ્યું છે બધા માણસોએ સર્વ પ્રાણી તરફ મિત્રની દૃષ્ટિ રાખવી જોઇએ, એમ વેદ કહે છે એથી જાણી શકાય છે કે, મહર્ષિ કણાદનો અહિંસાવાદ બૌદ્ધના અહિંસાવાદ કરતાં પ્રાચીન છે. કણાદ અને કપિલ અહિંસા, શાંતિ અને નિઃશ્રેયસના મહાન્ ઉપાસક હતા.

## વૈશેષિક દર્શનની રચના.

વૈશેષિક દર્શનની રચના સૂત્રોમાં થયેલી છે કોઇ પણ સિદ્ધાંત લેખબદ્ધ થાય તે પહેલાં કેટલાયે વરસો તેના સ્વરૂપ નિર્માણની સંપૂર્ણતા માટે વ્યતીત થાય છે. એ સમજવું દુર્બોધ નથી. આ દર્શનની સૂત્રોની સંખ્યા હાલમાં ૩૭૦ ત્રણસો સીત્તેરની છે અને વિષયોના પ્રમાણમાં દસ અધ્યાયોમાં તે ગ્રથિત થયાં છે. જેમ પાણિનીય અષ્ટાધ્યાયી કહેવાય છે તેમ કણાદીય દશાધ્યાયી કહેવામાં આવે તો કશું ખોટું નથી.

સૂત્રની વ્યાખ્યા વિદ્વાનોએ આ પ્રમાણે કરી છે.

**सूत्रं च बह्वर्थसूचनात् ।**

જે ઘણા અર્થોને સૂચવે તે સૂત્ર

स्वल्पाक्षरमसंदिग्धं सारवद् विश्वतोमुखम् ।
अस्तोभमनवद्यं च सूत्रं सूत्रविदो विदुः ॥
—પરાશર ઉપપુરાણ

लघूनि सूचितार्थानि स्वल्पाक्षरपदान्यपि ।
सर्वतः सारभूतानि सूत्राण्याहुर्मनीषिणाम् ॥
વેદાન્ત દર્શન શાંકરભાષ્ય ઉપર ભામતી ટીકા અ ૧-૧-૧

બન્ને શ્લોકોના અર્થ આ પ્રમાણે છે – જેમા અક્ષર બહુ જ થોડા હોય, સૂચિત અર્થ પુષ્કળ જણાતો હોય સૂત્ર બહુ જ થો। શબ્દોમા પૂર્ણ થતુ હોય, જેમા નિરર્થક શબ્દ ન હોય જેમા જરા પણ સદેહ ન હોય જેમા ખૂબ સાર ભર્યો હોય, જેની દૃષ્ટિ ચારે તરફ ફરી વળેલી હોય, સર્વત જેના અર્થો વિસ્તાર પામેલા હોય કદાચ પણ ભૂલ જણાતી ન હોય જેમા એક માત્રા પણ નિરર્થક ન હોય, જેમા દોષનુ તો નામનિશાન પણ ન હોય અને સપૂર્ણ રીતે પ્રતિપાદ્ય વિષયનો નિર્ણય કરી બતાવતુ હોય તે સૂત્ર કહેવાય છે આ પ્રકારની લેખનશૈલી એ અસાધારણ લેખનકળા કહેવાય છે ઋષિઓએ આ શૈલી પ્રથમ જાણી હતી

## આ દર્શનનો વિષય.

દ્રવ્ય, ગુણ કર્મ, સામાન્ય વિશેષ અને સમવાય આ ૭ પદાર્થોનું પ્રતિપાદન આ દર્શનમા કરવામા આવ્યુ છે સમસ્ત આધ્યાત્મિક અને આધિભૌતિક અર્થોનુ મૂળ આ ૭ પદાર્થોમા જ છે આ ૭ પદાર્થોમા દ્રવ્ય ગુણ અને કર્મને 'અર્થ' એવુ પારિભાષિક નામ આપ્યુ છે, કારણ કે સત્તા આ ત્રણ પદાર્થોમા જ છે બીજા ત્રણ પદાર્થો તો આ ત્રણને લીધે જ પ્રતીત થાય છે અને એ પણ કેવળ બુદ્ધિગમ્ય છે આ ત્રણ પદાર્થોમા પણ દ્રવ્ય પદાર્થ જ મુખ્ય છે ગુણ અને કર્મ એને અવલબીને જ પ્રતીતિ-ગોચર થાય છે મૂળ દ્રવ્યો પરમાણુ રૂપે છે અને અપરમાણુ રૂપે પણ છે આકાશ કાળ દિશા અને પરમાત્મા આ અપરમાણુરૂપ દ્રવ્યો છે અને વિભુ છે પૃથ્વી પાણી, તેજ, વાયુ અને મન આ પાચ દ્રવ્યો પરમાણુ રૂપે છે પરમાણુ દ્રવ્યો અવિભાજ્ય અને નિત્ય હોય છે અને તેમાથી કાર્યદ્રવ્યો બને છે મન નિત્ય દ્રવ્ય છે છતા એ કોઈ પણ દ્રવ્યનુ સમવાયિકારણ ( ઉપાદાન કારણ ) નથી

નવે દ્રવ્યો સગુણ છે, પરમાણુ દ્રવ્યો સગુણ હોવાથી વ્યક્ત કહેવાય છે સગુણ દ્રવ્યમાથી જ સગુણ દ્રવ્ય ઉત્પન્ન થાય છે, એટલે કે, વ્યક્તમાથી જ

વ્યક્ત દ્રવ્ય ઉત્પન્ન થાય છે. નૈયાયિકોના મતમા વ્યક્ત દ્રવ્યનો અર્થ જ સગુણ દ્રવ્ય થાય છે વિગુ દ્રવ્યો કોઈ પણ દ્રવ્યનાં સમવાયિકારણ હોતાં નથી મહર્ષિ ગૌતમે ન્યાયદર્શનમા જણાવ્યું છે કે, व्यक्ताद् व्यक्तस्य निष्पत्तिः प्रत्यक्षप्रामाण्यात् । પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ થાય છે કે, વ્યક્તથી વ્યક્તની ઉત્પત્તિ થાય છે, બી સગુણ છે તો જ તેમાથી સગુણ વૃક્ષ ઉત્પન્ન થાય છે જે લોકો નિર્ગુણ માથી સગુણ દ્રવ્યની ઉત્પત્તિ માને છે તેના મતમા ગુણોની ઉત્પત્તિ નિરાધાર અને અપ્રામાણિક બને છે, કારણ કે, ગુણને ગુણ જ ઉત્પન્ન કરે છે, કારણદ્રવ્યગત ગુણ કાર્યદ્રવ્યગત ગુણને ઉત્પન્ન કરે છે પરમાણુઓની સિદ્ધિ तस्य कार्यं लिङ्गम् । ૪-૧-૨ સૂત્રમાં કરી છે

જે દ્રવ્ય ઉત્પન્ન થાય છે તેનુ ઉપાદાન કારણ (સમવાયિકારણ) એક જ દ્રવ્ય હોતુ નથી, પણ અનેક દ્રવ્યો હોય છે, જેમકે 'ઘર' એક કાર્ય દ્રવ્ય ઉત્પન્ન થયુ છે, તો તેના ઉપાદાન કારણ અનેક દ્રવ્યો છે એ તો પ્રત્યક્ષ પ્રમાણથી જોઈ શકાય છે આ સૃષ્ટિનુ પ્રથમ જે કાર્ય બન્યુ છે તેના ઉપાદાન કારણ પણ અખડ અનેક દ્રવ્ય છે બે પાર્થિવ પરમાણુઓ ભેગા થાય ત્યારે તેમાથી એક પાર્થિવ કાર્યદ્રવ્ય બની શકે એક જ પરમાણુ કોઈ પણ કાર્યદ્રવ્યનુ ઉપાદાન કારણ નથી મહર્ષિ કપિલ મુનિના મતમા એક જ પ્રકૃતિ જગતનું મૂળ કારણ છે, પણ પ્રકૃતિ કોઈ એક જ અર્થ નથી પણ સામ્યાવસ્થામા રહેલા સત્વ, રજસ્ અને તમસ્ આ ત્રણ ગુણો (અર્થો)નુ નામ પ્રકૃતિ છે એટલે જગતનું મૂળ કારણ પણ આ ત્રણ ગુણો જ છે અહી ગુણ શબ્દ પણ દ્રવ્યોનો જ બોધક છે વૈશેષિક દર્શનમા મનાતો ગુણ સાખ્યાભિમત ગુણ નથી બને દર્શનોમા વપરાતા ગુણો માટે પોતપોતાની અલગ પરિભાષા છે આ ઉપરથી સમજી શકારો કે કાર્યદ્રવ્યના ઉપાદાન કારણ એક નહી પણ અનેક હોય છે અહી આ બને મહર્ષિઓનો એકજ મત છે

જે લોકો અખડ અને નિત્ય એવા એક જ દ્રવ્યમાથી કાર્યદ્રવ્ય ઉત્પન્ન થાય છે એમ માને છે તેઓનો મત સયુક્તિક નથી, તેમ પ્રામાણિક પણ નથી મુનિ કણાદ પરમાણુને નિત્ય માને છે કારણ કે, તે નિરવયવ દ્રવ્ય છે પરમાણુ ઓને અનિત્ય ઠરાવવા જે લોકોએ અનુમાનો આપ્યા છે તે બધા જ અવિચારરૂપ છે, જુઓ આ દર્શનનુ સૂત્ર ૪-૧-૫

દ્રવ્યના આરભક દ્રવ્યો જ હોય છે અને ગુણના આરભક ગુણ હોય છે નવીન વેદાન્તીઓ બ્રહ્મને નિત્ય અને જ્ઞાન-સ્વરૂપ માને છે જ્ઞાન સ્વય ગુણ છે, દ્રવ્ય નહી એમાથી પૃથ્વી, પર્વત મહાસાગર વગેરે દ્રવ્યો ઉત્પન્ન થાય છે

એમ પણ માને છે, આ વાત મહામુનિ કણાદને માન્ય નથી; નિત્ય જ્ઞાન સ્વરૂપ ગુણ કોઈ પણ દ્રવ્યનું ઉપાદાન કારણ (સમવાયિકારણ) હોઈ શકે નહિ એ કણાદ મુનિનો અભિપ્રાય છે.

જેમ અખંડ નિત્ય આકાશ સાથે કાર્ય દ્રવ્યોના અનિત્ય સંયોગો થાય છે છતાં, આકાશની નિત્યતાને કોઈ વાંધો આવતો નથી તેમ અખંડ નિત્ય પરમાણુ સાથે પણ સંયોગો માનવામાં કોઈ પણ અનુપપત્તિ ન હોવી જોઈએ. અવ્યાપ્યવૃત્તિ સંયોગ નિત્યતાનો વિરોધી નથી.

## અસત્‌વાદ.

કાર્યની ઉત્પત્તિ પહેલાં કાર્ય અસત્ એટલે અવિદ્યમાન હોય છે. માટે વૈશેષિક દર્શનને 'અસત્કાર્યવાદ' માન્ય છે. બીમાંથી વૃક્ષ બને છે, પણ બી સ્વયં વૃક્ષ સ્વરૂપ નથી માટે વૃક્ષ ઉત્પન્ન થયાં પહેલાં તે અસત્ છે. આ જ કારણથી કાર્ય અને કારણ ભિન્ન છે એમ માનવું રહ્યું. કાર્ય અને કારણનો ભેદ હોવા છતાં કારણ સાથે વિદ્યમાન કાર્યનો સમવાય સંબંધ હોવાથી તે બન્ને અલગ અલગ જણાતા નથી. ભેદ નિત્ય હોય છે. આકાશ અને પૃથ્વી આદિનો ભેદ પણ નિત્ય હોય છે. ઈશ્વર અને જીવનો પણ ભેદ નિત્ય છે.

## આત્મા.

આત્મા દ્રવ્ય છે, જ્ઞાન નથી પણ, એ જ્ઞાનનો આધાર છે, જ્ઞાનનું અધિકરણ છે. ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, સુખ, દુઃખ આદિ આત્માના વિશેષ ગુણો છે. અને તે અનિત્ય છે છતાં તેની ઉત્પત્તિ આત્મા સિવાય બીજા કોઈ પણ દ્રવ્યમાં નથી માટે તે આત્માના અસાધારણ ધર્મ કહેવાય છે, અને તે જ કારણથી ઇચ્છા દ્વેષ આદિ આત્માનું લિંગ કહેવાય છે એટલે કે એનાથી આત્માને જાણી શકાય છે, પરિમાણ આદિ સામાન્ય ગુણો પણ આત્મામાં છે અને તે ગુણો આત્મા નિત્ય હોવાથી નિત્ય છે. આત્મા એક નથી પણ અનેક છે. પ્રતિશરીર આત્મા ભિન્ન ભિન્ન હોય છે અને એક આત્માના ઇચ્છા, જ્ઞાન વગેરે ગુણો બીજા આત્માને પ્રત્યક્ષ હોતા નથી. પરમાત્મા પણ એક વિશિષ્ટ આત્મા છે અને એ ક્લેશ, કર્મ આદિથી સદૈવ મુક્ત છે. પરમાત્મા એક જ છે. એ જગતનો કર્તા, કર્મનાં ફળને આપનાર તથા સમસ્ત જીવાત્માનો ઉપાસ્ય મહાદેવ છે. મનુષ્યના જીવનના ઉદ્દેશો અભ્યુદય અને નિઃશ્રેયસ બને છે. આત્મા અને પરમાત્માનું અનુભવાત્મક યથાર્થ જ્ઞાન થાય ત્યારે જ એ બન્ને ઉદ્દેશો પાર પડે છે. એથી આ શોધ પરમાત્માના અપરોક્ષ અનુભવને જ ઉત્તમોત્તમ ગણે છે.

## મન.

મન જડ છે, પરમાણુ સ્વરૂપ છે તેથી તે સૂક્ષ્મ અને અતીન્દ્રિય છે. આત્માને જ્ઞાન મેળવવામાં એ આંતરિક સાધન છે. મન અને આત્માના સંયોગ વગર કોઇ પણ જ્ઞાન ઉત્પન્ન થતું નથી. સુખ દુઃખાદિનો ઉપભોગ પણ મન વગર થઈ શકતો નથી. મનમાં કોઇ પણ વિશેષ ગુણ નથી, જે ગુણો છે તે બધા સામાન્ય ગુણો છે. મન દ્રવ્ય સ્વરૂપ છે અને કોઇપણ કાર્ય દ્રવ્યનું એ સમવાયિકારણ (ઉપાદાન કારણ) નથી માટે એ અનારંભક દ્રવ્ય કહેવાય છે વિશુદ્ધ થયેલું મન આત્માને પોતાનું સ્વરૂપ જાણવા માટે ઉપયુક્ત થાય છે. વૈશેષિક દર્શન યોગને માને છે તેથી પાતંજલ યોગ દર્શનમાં બતાવેલાં યોગના આઠે ય અંગોનું અનુષ્ઠાન કરવાની તે ભલામણ કરે છે. મનમાં અદ્ભુત અને અનંત શક્તિઓ છે. મૂર્તિ અને આત્મા બન્ને જુદી જુદી વસ્તુ છે. પરમાત્માનું સ્વરૂપ स पर्यगात् शुक्रमकायमव्रण...વગેરે યજુર્વેદના મંત્રમાં બતાવ્યું છે, તેથી મૂર્તિપૂજા એ આત્મપૂજા નથી એમ સ્પષ્ટ સમજાય છે, છતાં મૂર્તિપૂજાનો પ્રચાર હિંદુઓમાં પૂર જોશથી ચાલે છે. વૈશેષિક દર્શનનો સિદ્ધાંત વિશદ છે છતાં એનો પ્રચાર બહુ જ શિથિલ છે. જ્ઞાનનો માર્ગ જ કઠણ છે, છતાં જ્ઞાન વગર મુક્તિ નથી. પ્રકાશ વગર અંધકારનો નાશ નથી, એ પ્રકાશ જેટલી સ્પષ્ટ વાત છે, જો ન્યાય અને વૈશેષિક દર્શનના સિદ્ધાંતો અમલમાં મૂકાય તો હિંદુઓ ધર્મને નામે થતાં ધતીંગોમાં પડતાં જરૂર બચી જાય.

આર્યસમાજના પ્રૌઢ વિચારક, સતત કાર્યનિષ્ઠ અને પરોપકાર પરાયણ શ્રી સ્નાતક સત્યવ્રતજી વેદ વિશારદ તથા શ્રી મહાનુભાવ, આર્યતા અને વેદના અજોડ ઉપાસક વેદ વિદ્યાના અનન્ય અનુરાગી શ્રી ડોક્ટર કલ્યાણદાસભાઈ દેસાઈ તરફથી મને આ દર્શનનું ગુજરાતી ભાષામાં ભાષ્ય લખવા પ્રેરણા થઇ અને એ પ્રભુ કૃપાથી સફળ નીવડી છે, એ સત્સંનિધાનનું સબળ બળ છે. આ ગ્રંથને તૈયાર થયા પછી ૯—નવ વરસ ગર્ભાવાસ વેઠવો પડયો છે છેવટે दशमे वर्षे सूतवे स्वाहा દસમે વરસે એ પ્રસૂત થયું છે, આમાં પણ કંઇક કુદરતનો વિશિષ્ટ હેતુ હશે.

આર્યસામાજિક જગતના જ્યોતિર્ધર, વૈદિક ધર્મના ઊંડા અભ્યાસી અને વેદના પ્રચાર માટે અવિશ્રાંત પરિશ્રમમાં મસ્ત રહેનાર શ્રી વિજયશંકરભાઇએ જો આ ગ્રંથને બહાર પાડવા ન ઇચ્છ્યું હોત તો આ ગ્રંથની ગર્ભમુક્તિ ક્યારે થાત એ કહેવું અશક્ય હતું. આ ઉદાર અને વેદ ધર્મના પરમ પ્રેમી મહાનુભાવનો

આ ઠેકાણે જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે. શ્રી દયાનંદ સરસ્વતીના પરમભક્ત અને આર્યસમાજના પ્રચારની અહર્નિશ ચિંતા કરનાર શેઠ શ્રી હરગોવિંદદાસભાઈ કાચવાળા અને શ્રી વિજયશંકરભાઈના પ્રયાસથી આ દર્શન ગુજરાતી ભાષામાં પરિણત થઈ બહાર પડ્યું છે તેથી ગુજરાતી આર્ય જગતને પરમ સંતોષ થશે

સ્વર્ગસ્થ 'જેઠા પ્રેમજી પુસ્તક પ્રકાશન ટ્રસ્ટ'ના વર્તમાન ટ્રસ્ટીઓ. માંહેના મેનેજીંગ ટ્રસ્ટી શ્રી જમુભાઈ પુ. કાકુ વૈદિક સાહિત્ય પ્રકાશનના પરમ પ્રેમી છે. ઉપર્યુક્ત ટ્રસ્ટ અનુસાર મહર્ષિ દયાનંદ સરસ્વતીના સિદ્ધાંતાનુસાર વૈદિક સાહિત્યનું ગુજરાતી ભાષામાં વધારેમાં વધારે પ્રકાશન થાય એવી ઇચ્છા ધરાવનાર તેઓશ્રી છે વૈશેષિક દર્શનનો ગુજરાતી અનુવાદ જેમ બને તેમ શીઘ્ર પ્રકાશિત થાય અને આર્યસમાજના ગુજરાતી સાહિત્યમાં ઉમેરો થાય એવી તેમની ઉત્કટ ઇચ્છાને લીધે આ પ્રકાશન જલદી બહાર પડવા પામ્યું છે ગુજરાતી ભાષામાં વૈદિક સાહિત્યનું પ્રકાશન થાય એવા એમના શુભ પ્રયત્ન સફળ થતા રહે એવી ઇચ્છા રાખવી એ સર્વથા યોગ્ય છે એમના જેવા વેદ-પ્રેમી મહાનુભાવોથી આર્યસમાજ સદા પ્રાણવંત રહેશે

હું મારી શક્તિની ઘણી જાતની ઊણપને જાણતો હતો છતાં આ કામ માથે લેવાનું જે મેં સાહસ કર્યું તેમાં આ શાસ્ત્ર પ્રત્યે મારી રસવૃત્તિ કારણ છે. સંસ્કૃત ભાષામાં લખાયેલા વિદ્વાનોના ભાષ્યો અને અન્ય લેખોની સહાયતાથી આ કામ પાર પડ્યું છે છેવટે જેવું થયું છે તેવું આ પુસ્તક પ્રભુને સમર્પિત હો.

भगवन् करुणाम्भोधे, ज्ञानशक्तिमहानिधे ।
त्वया दत्तमिदं वस्तु न्यासभूतं गृहाण मे ॥

ઇતિ

સજ્જન—સેવક

પં. મયાશંકર શર્મા



॥ ઓ૩મ્ ॥

## પ્રાચીન દર્શનશાસ્ત્રો અને આધુનિક સાંપ્રદાયિક આચાર્યો

---

# જગતના ઉપાદાન કારણની સમીક્ષા

લેખક શ્રીમાન્ પં. વિજયશંકર મૂળશંકર મુંબઇ

સર્વનું સર્વમંગળ થવાના હેતુને સિદ્ધ કરવા સ્રષ્ટાએ આ સૃષ્ટિનું સર્જન કર્યું છે દીર્ઘદ્રષ્ટા ઇશ્વરની સત્તાએ એ હેતુને ધર્યો છે, અને તે પ્રમાણે જગતમાં તેનું રાજ્ય ચાલે છે વારંવાર સૃષ્ટિનું સર્જન અને વિસર્જન આદિ સર્વનું સર્વોત્તમ શ્રેય થાય તે હેતુને લક્ષમાં રાખીને વિશ્વવ્યાપક સત્તા જ આ સર્વ સંચાલન કરે છે પરમાણુથી માંડીને સૂર્ય પર્યંતના અનન્ત પદાર્થોના સંચાલન માટેના નિયમો પોતાની મેળે આપોઆપ નિરંતર કાર્ય કરી રહ્યા છે આ દીર્ઘદર્શનપૂર્વક ઇશ્વરી સત્તાના જ્ઞાનસંપાદનથી અને એ સત્તાના કાર્યને અનુકૂળ એકસૂર આંદોલનને જાણવાથી જ એ સંચાલનનું ખરૂં સ્વરૂપ સમજાય છે સર્વનું શ્રેય એ ઈશ્વરીય હેતુ હોવાથી, ઈશ્વરીય મહાસંસ્થા, તે હેતુ પાર પાડવા જે રીતે કામ કરે છે, તે ખચિત આશ્ચર્યકારક અને સુંદર છે તેના જાયુક અચલાયમાન, ફેરફાર નહિ થઇ શકે તેવા નિયમો, તે સંપૂર્ણ ઈશ્વરી કાયદા પુસ્તક છે તે ઈશ્વરના તત્ત્વ શ્વાસરૂપ છે અને તે ઈશ્વર અનાદિ કાળથી કેવી રીતે વિદ્યમાન છે અને સર્વે પર કેવી રીતે તે શાસન કરે છે તે એ પુસ્તક દર્શાવી આપે છે

પ્રત્યેક સૃષ્ટિના સમયે માનવસૃષ્ટિના આરંભમાં તે સંપૂર્ણ ઈશ્વરીય કાયદા પુસ્તક જ્ઞાન રૂપે ઋષિઓના આત્માદ્વારા પ્રેરણાત્મક રૂપે આવિર્ભૂત થાય છે અને તેને "વેદ" એટલે ઈશ્વરીજ્ઞાન તરીકે પરંપરાથી જાણવામાં આવે છે ઋક્, યજુ, સામ અને અથર્વ એવા તેમના નામ આપવામાં આવ્યા છે, અને આચાર્ય પરંપરાથી શ્રુતિગોચર થયેલ હોવાથી તેને શ્રુતિ શબ્દથી પણ સંબોધવામાં આવેલ છે નિત્યજ્ઞાન સર્વોત્તમ નિત્ય સુખનું શ્રેષ્ઠ સાધન છે, અને અજ્ઞાન જ સર્વ દુઃખોનું મૂળ છે/અજ્ઞાન કેવું દુઃખદ છે?

મહર્ષિ પતંજલિ ભગવાન કહે છે કે જ્યાં અજ્ઞાન અકુંચિત થઈ અભિવૃદ્ધિત થાય છે એવી ભૂમિ તે અજ્ઞાનની જ છે. કુદરતી બલવાન તત્ત્વોની ખોટી દિશામાં દોરવણીનું પરિણામ જ આ જગતમાં જે અનિષ્ટ છે તે છે અને તેનું આદિકારણ અજ્ઞાન જ છે.

નિત્યજ્ઞાનથી જ સંપૂર્ણ અજ્ઞાન દૂર કરી શકાય છે, અને એટલા માટે **ऋतेज्ञानान्न मुक्तिः** (જ્ઞાન વિના મુક્તિ નથી) એવો ઉપદેશ આપવામાં આવ્યો છે. કર્મની મહત્તા પણ ઓછી નથી-કર્મ વિના કાંઈ પણ થઈ શકતુ નથી આખું જગત આપણને નિરંતર કર્મનો ઉપદેશ આપે છે, પરંતુ હિતકારક કર્મનો વિવેક જ્ઞાન વિના થઈ શકે નહિ, અને તે વિવેક સંપાદન કરવા માટે જ્ઞાનની આવશ્યકતા પડે છે જ્ઞાનયુક્ત કર્મ જ લાભદાયક છે, એટલા માટે જ્ઞાનની શ્રેષ્ઠતા બતાવી છે.

સૃષ્ટિકર્તા ઇશ્વરનું જ્ઞાન પ્રાપ્ત કરીને જ મનુષ્ય પોતાના અંતિમ ઉદ્દેશ મોક્ષની પ્રાપ્તિ કરી શકે છે, એવો ભગવતી શ્રુતિનો ઉપદેશ છે. **तमेव विदित्वातिमृत्युमेति नान्यःपन्थाविद्यतेऽयनाय** એવો સ્પષ્ટ ઉલ્લેખ કરેલ છે, જેને જાણવાથી બધું જાણી ગયા અને તે પછી જાણવાનું કાંઈ પણ બાકી રહેતું નથી એવા વચનો વેદાંતશાસ્ત્રોમાંથી મળી આવે છે. તેનું રહસ્ય પણ એ જ છે કે જેને જાણવાથી બધુ જાણી ગયા તે સર્વવ્યાપક સૃષ્ટિકર્તા ઇશ્વર અથવા બ્રહ્મ છે, પરંતુ તેને જાણવા માટે જગતના તમામ પદાર્થોને જાણવા પડે છે. કર્તાની કૃતિને જાણીને જ કર્તાનુ જ્ઞાન થાય છે એટલા માટે પ્રત્યક્ષ અને પરોક્ષ, ઉત્પન્ન અને અનુત્પન્ન, સ્થૂળ અને સૂક્ષ્મ, જડ અને ચેતન, તથા પરમાણુથી માંડીને સૂર્ય પર્યંતના તમામ પ્રકારના પદાર્થોનું નિર્ભ્રાંત અને અપરોક્ષ હસ્તામલકવત્ જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ. તેથી કાર્યકારણ વાદનું સ્વરૂપ પણ સમજાય છે. જગતના સમસ્ત પદાર્થોનુ વાસ્તવિક જ્ઞાન થવાથી અવિદ્યા એટલે અજ્ઞાનનો નાશ થાય છે અને સર્વ દુઃખનું મૂળ જે અજ્ઞાન છે તે નિવૃત્ત થવાથી જ્ઞાન કર્મ સમુચ્ચયના બળ વડે દુઃખોની આત્યાંતિક નિવૃત્તિ માટે આરંભાયેલો પરમ પુરૂષાર્થ સિદ્ધ થાય છે. વેદ સર્વ-જ્ઞાનનું આદિ મૂળ હોવાથી અને વેદ સર્વ સત્ય વિદ્યાયુક્ત હોવાથી વેદનું ભણવું ભણાવવુ એ આર્યોનો પરમ ધર્મ છે એમ મહર્ષિ દયાનંદે આર્યોના પરમ કર્તવ્ય-તરફ ધ્યાન દોર્યું છે. વેદમા વર્ણવેલી તમામ વિદ્યાઓને જાણવા માટે સાંગોપાંગ ચારેય વેદોને ભણવાનું વિધાન મહર્ષિઓએ પોતાના ગ્રંથોમાં બતાવ્યું છે. અર્થાત્ વેદમાં વર્ણવેલી વિવિધ પ્રકારની વિદ્યાઓને યથાર્થ રીતે જાણવા માટે તે

વિદ્યાઓનું વિસ્તારપૂર્વક વર્ણન કરનારાં અને તે જાણવાની સરળ પદ્ધતિ બતાવનારાં વેદના અંગો અને ઉપાંગો પણ જાણવા જોઇએ ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ એ મૂળ ચાર વેદો તથા (૧) આયુર્વેદ (૨) ધનુર્વેદ, (૩) ગાંધર્વવેદ (૪) અર્થવેદ એ ચાર ઉપવેદો તથા (૧) શિક્ષા (૨) કલ્પ (૩) વ્યાકરણ (૪) નિરુક્ત (૫) છંદ અને (૬) જ્યોતિષ એ ૭ અંગો છે; અને (૧) ન્યાય (૨) વૈશેષિક (૩) સાંખ્ય (૪) યોગ (૫) મીમાંસા અને (૬) બ્રહ્મસૂત્ર એ વેદનાં ૭ ઉપાંગો છે. ઉક્ત વેદોના ૭ ઉપાંગોમાં મહર્ષિ ગોતમ મુનિ કૃત ન્યાય દર્શન, શ્રી કણાદ મુનિ કૃત વૈશેષિક દર્શન, શ્રી કપિલ મુનિ કૃત સાંખ્ય દર્શન, મહર્ષિ પતંજલિ મુનિ પ્રણીત યોગદર્શન, શ્રી જૈમિનિ મુનિ રચિત પૂર્વ મીમાંસા અને મહર્ષિ વ્યાસ મુનિ કૃત બ્રહ્મસૂત્ર એટલે વેદાંત દર્શન ગણાય છે.]

સર્વ પ્રકારનાં દુઃખોની આત્યંતિક નિવૃત્તિ અને પરમ સુખની અવિચળ પ્રાપ્તિ માટે જ્ઞાન કર્મ સમુચ્ચયના માર્ગનું વાસ્તવિક જ્ઞાન મેળવવામાં ઉપર જણાવેલાં છ દર્શન શાસ્ત્રો પરમ સહાયક છે દેશકાલ અને અધિકારીજનોની આંતરબાહ્ય પરિસ્થિતિ પ્રમાણે એ પરમ પુરુષાર્થ સિદ્ધ કરવાના ઉપાયોને મહર્ષિઓએ સરળ બનાવી બતાવ્યા છે. સૃષ્ટિના સમસ્ત જડ, ચેતન, પરોક્ષ અને અપરોક્ષ પદાર્થોની ઉત્પત્તિ, તેમનું વાસ્તવિક સ્વરૂપ, તેમના કાર્યકારણનો વિવેક, નિમિત્ત તથા ઉપાદાન કારણનો બોધ, પ્રમાણ, પ્રમેય, સંશય, પ્રયોજન, દૃષ્ટાંત, સિદ્ધાંત, અવયવ, તર્ક, નિર્ણય, વાદ, જલ્પ, વિતંડા, હેત્વાભાસ, છલ, જાતિ, નિગ્રહ સ્થાન એ સોળ પદાર્થોના તત્ત્વજ્ઞાનથી મોક્ષ પ્રાપ્તિ થાય છે તેમ મહર્ષિ ગોતમ મુનિએ બતાવ્યું છે. તેનો શ્રી કણાદ મુનિએ વૈશેષિક દર્શનમાં સાત પદાર્થોમાં અંતર્ભાવ કરી તેમનું વિશેષ રૂપે નિરૂપણ કર્યું છે માટે તેનું નામ વૈશેષિક દર્શન પડેલું છે.

દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ, સમવાય અને અભાવ આ સાત પદાર્થ કણાદ મુનિએ પોતાના વૈશેષિક દર્શનમાં કહેલ છે તેમાં પ્રથમ ૬ ભાવ પદાર્થ છે; અને સાતમાને અભાવ પદાર્થ કહેલ છે. દ્રવ્ય, ગુણ, કર્મ એ ત્રણ પદાર્થ જાતિ છે, અને સામાન્ય, વિશેષ, સમવાય અને અભાવ ચાર પદાર્થ ઉપાધિ છે. પદનો અર્થ તે પદાર્થ એ વ્યુત્પત્તિ વડે કરીને પદાર્થનું સામાન્ય લક્ષણ કહીએ તો અભિધેયત્વ એ લક્ષણ થાય છે; જે વસ્તુ વાણી વડે કથન કરવામાં આવે તેને અભિધેય કહે છે સર્વ વસ્તુ અભિધેય છે આ સૃષ્ટિમાં પરમેશ્વરના રચેલા અનંત પદાર્થ છે પરંતુ શ્રી કણાદ મુનિએ સર્વેનો સાત

પાદિન કરી અન્યના મંતવ્યો પર પ્રબળ પ્રહાર કર્યા છે જેને લીધે સાંપ્રદાયિક રાગદ્વેષ પ્રબળ પામ્યો છે.

ઉપર્યુક્ત સંપ્રદાય પ્રવર્તનના યુગમાં પ્રસ્થાનત્રયીના નામે સંપ્રદાયોના ભેદો અને વાદોને દૃઢ કરવામાં આવ્યા છે. આ પ્રસ્થાનત્રયી બૌદ્ધોના ત્રિપિટકની નકલ કરવામાં આવી છે. સંપ્રદાયના આચાર્યોએ પ્રસ્થાનત્રયી ઉપર પોતપોતાના મંતવ્યોને સત્ય ઠરાવવા માટે ભાષ્યો કર્યા છે; પ્રસ્થાનત્રયી એટલે ઉપનિષદો, શ્રીભગવદ્‌ગીતા અને બ્રહ્મ સૂત્ર એટલે વેદાંત દર્શન આ ત્રણ ગ્રંથોને પ્રસ્થાનત્રયી કહેવામાં આવે છે. કોઇપણ સંપ્રદાયનાં આચાર્યની યોગ્યતા પ્રાપ્ત કરવા માટે પોતાના સંપ્રદાયને અનુકૂળ ભાષ્ય કરવાં પડે છે અને ઉપર જણાવેલ સંપ્રદાયના આચાર્યોએ પ્રસ્થાનત્રયી ઉપર ભાષ્યો કરેલ છે. જો કે ઇશ્વરકૃત વેદોને તથા ૭ મહર્ષિઓ પ્રણીત દર્શન શાસ્ત્રોના મૂળ સૂત્રોને આધુનિક સંપ્રદાયોના આચાર્યોએ ઊભા કરેલા કેવલાદ્વૈત, વિશિષ્ટાદ્વૈત, શુધ્ધાદ્વૈત, દ્વૈત કે દ્વૈતાદ્વૈતના વાદો સાથે કશો સંબંધ નથી. છતા પોતાના મતવ્યો અને વાદોને વેદાનુકૂળ સિદ્ધ કરવા માટે અર્થના અનર્થ કરી છળકપટનો આશ્રય લઇ દુરાગ્રહ સેવી વેદ, ઉપનિષદ, દર્શન શાસ્ત્ર અને ભગવદ્‌ગીતા વિગેરે ગ્રંથકર્તાઓના અભિપ્રાયથી વિરુદ્ધ કલ્પના કરી પોતાના ઊભા કરેલા વાદોને સિદ્ધ કરવા અનેક ગ્રંથો લખી નિષ્ફળ પ્રયત્ન કર્યો છે, તે એટલે સુધી કે ઇશ્વરકૃત વેદની ચાર સંહિતાઓના મૂળ મંત્રોને જ વેદ કહેવાય છે તે સિદ્ધાંતની અવગણના કરી ઉપનિષદોને પણ વેદ તરીકે માની મનાવી વેદનો પણ દ્રોહ કરવામા તેમને જરા પણ સંકોચ થયો નથી. ઇશ્વરકૃત અને મનુષ્યકૃત ગ્રંથો અને જ્ઞાનનો ભેદ પણ તેઓ પક્ષપાતને કારણે ભૂલી ગયા અને તે વિષે અજ્ઞાનરૂપી અંધકાર તેઓએ સર્વત્ર ફેલાવી દીધો છે.

કૃષ્ણ યજુર્વેદ નામનું નવું પુસ્તક બનાવી તેને વેદ તરીકે જાહેર કરવામાં આવ્યો છે, પ્રાચીન ઉપનિષદોમા અવૈદિક સિદ્ધાંતોનો ઉમેરો કરી કેટલાક નવીન ઉપનિષદો બનાવી અને ઉપનિષદોને વેદ તરીકે સ્વીકારીને સાપ્રદાયિક આચાર્યો અને અન્ય વિદ્વાનોએ છેલ્લા બે હજાર વર્ષોમા એવુ મિશ્રણ કરી દીધુ છે કે તેને શુદ્ધ કરી સમજવુ મુશ્કેલ થઈ પડે છે. વાસ્તવિક વૈદિક સિદ્ધાંતો અને પ્રસ્થાનત્રયીના સિદ્ધાંતોમાં પરસ્પર વિરોધ, ભ્રમ અને ભેદ ઊભા કરી વૈદિક સાહિત્યને ભ્રષ્ટ કરવામા આવ્યું છે. મનુસ્મૃતિ યાજ્ઞવલ્કય આદિ સ્મૃતિઓને બદલે શ્રીભગવદ્‌ગીતાને સ્મૃતિ તરીકે પ્રચલિત કરી સ્મૃતિઓને પણ ભ્રષ્ટ કરી છે. શ્રીમદ્‌ભગવદ્‌ગીતા મહાભારત ગ્રંથનો એક ભાગ હોવા છતાં તેને સ્મૃતિ બનાવીને દર્શન શાસ્ત્રના કેટલાક સૂત્રોના અર્થના અનર્થ કર્યા છે, ભગવદ્‌ગીતામા પણ અવૈદિક

સિદ્ધાંતોનો ઉમેરો કરવામાં આવ્યો છે અને તેમાં પણ વેદની નિંદા કરવામાં આવી છે. અત્યારે પ્રાપ્ત થતું વેદાંત દર્શન પણ મહર્ષિ વ્યાસ ભગવાનકૃત મૂળ બ્રહ્મ સૂત્રોમાં નવીન સૂત્રો વડે ઉમેરો કરાયેલુ છે આવી રીતે શ્રીઉપનિષદ, ભગવદ્‌ગીતા અને વેદાંત દર્શનમાં અવૈદિક સિદ્ધાંતોનો ઉમેરો કરી પ્રસ્થાનત્રયીને મહત્વ આપી મહર્ષિઓ કૃત ૭ દર્શન શાસ્ત્રોના સિદ્ધાંતોને ભ્રષ્ટ કરીને કેવલાદ્વૈત, વિશિષ્ટાદ્વૈત, દ્વૈત, દ્વૈતાદ્વૈત, શુદ્ધાદ્વૈતના અનેક અવૈદિક વાદો ઊભા કરી વૈદિક સાહિત્યને એટલે સુધી ભ્રષ્ટ કરવામાં આવ્યુ છે કે મોટા મોટા વિદ્વાનો સત્યાસત્યનો નિર્ણય કરવામા અને વાસ્તવિક રીતે તેને સમજવામા નિષ્ફળ નીવડ્યા છે. લોકમાન્ય તિલક જેવા વિદ્વાનને પણ ગીતા અર્થાત કર્મયોગ શાસ્ત્ર ગ્રંથ લખવામા કેટલાય પ્રસંગોમાં મુઝવણુ ઊભી થયેલ છે, અને માત્ર ગ્રંથોના અવતરણો આપીને અટકી જવુ પડયું છે. તેઓ પોતાનો નિર્ણય જાહેર કરી શકયા નથી

આ લેખનો મુખ્ય વિષય સૃષ્ટિના નિમિત્ત અને ઉપાદાન કારણો વિષે સ્પષ્ટીકરણ કરવાનો છે ઉપર જણાવેલા ૭ મહર્ષિઓ પ્રણીત દર્શન શાસ્ત્રોના સિદ્ધાંતો શા છે અને શ્રીશંકરાચાર્યાદિ આધુનિક સાંપ્રદાયિક આચાર્યોએ દર્શન શાસ્ત્રોના ઉક્ત સિદ્ધાંતોને કેવી રીતે ભ્રષ્ટ બનાવી વૈશેષિક દર્શનકારને અન્યાય કર્યો છે તે આ લેખમા બતાવવાનુ છે

સૃષ્ટિના ઉપાદાન કારણ વિષે ૭ દર્શનોમા પ્રબળ મતભેદ છે એમ સર્વત્ર ફેલાયલુ છે, સૃષ્ટિ એ કાર્ય છે, અને તેથી તેનુ કોઇ પણ નિમિત્ત કારણ હોવુ જોઇએ અને તેનુ ઉપાદાન કારણ પણ હોવુ જોઇએ પ્રત્યેક સંયોગ વિયોગ જન્ય પદાર્થના ત્રણ કારણ હોય છે નિમિત્ત, ઉપાદાન અને સાધારણ ત્રણ પ્રકારના કારણો કહેવાય છે જેમકે ઘડો છે તે ઘડાનો બનાવનાર કુંભાર એ નિમિત્ત કારણ, જેમાથી ઘડો બને તે માટી વગેરેનુ ઉપાદાન કારણ અને સ્થાન, સમય અને સાધનો વિગેરે સાધારણ કારણ એમ ત્રણ કારણો છે વસ્ત્ર માટે વણકર તે નિમિત્ત કારણ, સુતર ઉપાદાન કારણ અને તેના સાધનો વિગેરે સાધારણ કહેવાય છે આવી રીતે જગતના જેટલા સાવયવ પદાર્થો છે, અર્થાત સંયોગ વિયોગ જન્ય વસ્તુઓ છે. તે બધાને પણ ત્રણ કારણો હોય છે એમ પ્રત્યેક દર્શનકાર મહર્ષિઓ માને છે ત્રણ કારણો માહેના ઉપાદાન અને નિમિત્ત કારણ માટે જ મોટો મતભેદ સાંપ્રદાયિક આચાર્યોએ ઊભો કર્યો છે વાસ્તવમા ૭ દર્શનો વચ્ચે તે સંબંધમા કાંઈ મતભેદ નથી પરંતુ અવૈદિક ભાષ્યકારોએ વ્યર્થ વિવાદ ઊભો કર્યો છે

જો કોઇ કહે કે સૃષ્ટિનો કોઇ નિમિત્ત કારણરૂપ કર્તા નથી તો તે અસત્ય છે કારણ કે સૃષ્ટિ પણ સાવયવ, સંયોગ વિયોગ જન્ય ઉત્પત્તિમાન હોવાથી તેમજ

પદાર્થમાં જ અંતર્ભાવ કરેલ છે. અહીં જો કોઇ એમ કહે કે આઠમો શક્તિરૂપ એક પદાર્થ છે તે એ કે જો અગ્નિ પ્રતિબંધક મણિનો જોગ મળે તો અગ્નિની દાહક શક્તિ જતી રહે છે અને તેનો જોગ ન મળે તો દાહક શક્તિ છે તેવી જ બની રહે છે માટે શક્તિરૂપ એક આઠમો પદાર્થ છે ખરો. તેનો ઉત્તર એ છે કે આઠમો પદાર્થ નથી કારણ કે દાહનો પ્રતિબંધ કરનાર મણિ છે. જ્યાં મણિનો અભાવ હોય ત્યાં દાહ થાય છે. પ્રતિબંધકનો અભાવ એજ દાહનું કારણ થઇ શકે છે એથી નિર્વાહ પણ થાય છે. એમ છતાં વળી મણિને જોગે દાહનો પ્રતિબંધ અને તેને વિજોગે દાહ એમ અનંત શક્તિઓની અને તેમના ધ્વંસની કલ્પના કરતાં બહુ ગૌરવ થાય છે, તે અન્યાય છે માટે શક્તિ એ આઠમો પદાર્થ નથી. નિશ્રેયસની પ્રાપ્તિ માટે જગતના પદાર્થોનું, સૃષ્ટિ તથા તેના ઉપાદાન, નિમિત્ત આદિ કારણોનું નિભ્રાંત વાસ્તવિક જ્ઞાન મહર્ષિ કણાદ મુનિએ વૈશેષિક દર્શનમાં ભર્યું છે જે ભૌતિક તેમજ આત્મિક વિજ્ઞાનની પ્રાપ્તિ માટે પરમ ઉપયોગી છે.

તેવી જ રીતે શ્રી કપિલ મુનિએ પોતાના સાંખ્ય દર્શનમાં પ્રકૃતિ અને પુરુષનું વર્ણન કરી જડ ચેતનના ભેદને સપ્રમાણ અને સતર્ક સમજાવેલ છે. વિશ્વ બ્રહ્માંડના સમસ્ત પદાર્થોના જડ અને ચેતન એમ બે વિભાગો કરી પ્રકૃતિ જેને સામ્ય અવસ્થા કહે છે તે સામ્ય અવસ્થાના કારણ રૂપમાંથી વૈષમ્ય અવસ્થા એટલે કાર્યરૂપમાં આ જગત કેવી રીતે બને છે તેનો ક્રમ બતાવી કારણરૂપ પ્રકૃતિ સત્ ચેતન જીવાત્મા સત્ચિત્ અને અન્ય નિમિત્ત કારણ સત્ ચિત્ અને આનંદ સ્વરૂપ બ્રહ્મ અને તેના નિત્ય જ્ઞાન વેદને સમજાવી વિવેકી જિજ્ઞાસુઓ પર પરમ ઉપકાર કરેલ છે.

વિદ્યા, અવિદ્યા, કલેશ અને કલેશથી ઉત્પન્ન થતાં કર્મો અને તેના વિપાકનું વિસ્તૃત વિવેચન કરી તેમાંથી જીવાત્માએ કેવી રીતે અવિદ્યા આદિ દોષોથી રહિત થવું તેનું કારુણિક ભગવાન મહર્ષિ પતંજલિએ પોતાના યોગ-દર્શનમાં નિરૂપણ કર્યું છે. યોગના આઠ અંગો દ્વારા મોક્ષ પ્રાપ્તિનો માર્ગ, ઈશ્વરના સ્વરૂપનું વર્ણન અને જીવ ઈશ્વરનો ભેદ સમજાવી વિદ્યા, જ્ઞાન અને વિચારને વૈજ્ઞાનિક અને દાર્શનિક રીતે સમજાવેલ છે જે મોક્ષની પ્રાપ્તિ માટે પરમ ઉપયોગી છે.

ત્યાર બાદ મહર્ષિ જૈમિનિએ વૈદિક કર્મકાંડ મીમાંસાયુક્ત પૂર્વમીમાંસા નામનો ગ્રંથ રચ્યો અને તેમાં કર્મના પ્રકારો, નિત્ય અને નૈમિત્તક કર્મો, વેદ-વિહિત નિષિદ્ધ કર્મો, સકામ કર્મોનું પ્રતિપાદન કરી નિષ્કામ કર્મ પ્રતિ મુમુક્ષુ-જનોનું પ્રયાણ થાય તે હેતુથી પૂર્વ મીમાંસા નામનું દર્શનશાસ્ત્ર બનાવ્યું છે.

જગતમાં એવું કોઈ પણ કાર્ય નથી જેને બનાવવા ક્રિયાની જરૂર ન પડે તો પછી સૃષ્ટિ ઉત્પત્તિ તો કેમ જ થાય? કર્મ અને અકર્મનું રહસ્ય જાણી કર્મબંધનથી રહિત થઇ બ્રહ્મને જાણવાની ઈચ્છા થાય છે.

ઉપર જણાવેલ તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ અને જ્ઞાન તથા કર્મમાંથી યોગ્યતા ઉત્પન્ન કર્યા પછી સૃષ્ટિકર્તા બ્રહ્મને જાણવાની જીજ્ઞાસાને તૃપ્ત કરવાના હેતુથી મહર્ષિ વ્યાસે સૃષ્ટિકર્તા બ્રહ્મનુ નિરૂપણ કરનાર બ્રહ્મસૂત્ર અથવા વેદાંત દર્શન રચ્યુ છે, જેમા બ્રહ્મનુ વાસ્તવિક સ્વરૂપ, બ્રહ્મનુ નિમિત્તકારણ રૂપ સૃષ્ટિ કર્તૃત્વ, જીવનુ સ્વરૂપ, પ્રકૃતિમાંથી જગત ઉત્પન્ન કરવાના હેતુ, નિમિત્ત, ઉપાદાન અને સાધારણ કારણનું સ્પષ્ટીકરણ કર્યું છે પૂર્વપક્ષ અને ઉત્તરપક્ષના રૂપમાં અગાધ બ્રહ્મજ્ઞાનનું વાસ્તવિક દર્શન કરાવી મહર્ષિ વ્યાસે મોક્ષનુ સ્વરૂપ, મોક્ષના સાધનો તરફ મુમુક્ષુજનો સમક્ષ રજુ કરી વેદાંતદર્શન દ્વારા જિજ્ઞાસુઓ ઉપર મહદ્ ઉપકાર કર્યો છે.

ઉપર્યુક્ત દર્શન શાસ્ત્રોએ આ સૃષ્ટિ કેવી રીતે ઉત્પન્ન થઈ છે, કોણે ઉત્પન્ન કરી છે? સૃષ્ટિકર્તા કોઇ છે કે નહિ? સૃષ્ટિ ઉત્પન્ન કરવાનુ શું પ્રયોજન છે? વિગેરે અનેક પ્રશ્નોની છાણવટ કરી છે સૃષ્ટિનું નિમિત્ત અને ઉપાદાન કારણ શુ છે? અને સૃષ્ટિ કર્તાના વાસ્તવિક ગુણકર્મ સ્વાભાવનુ વર્ણન, જીવના ગુણકર્મ સ્વાભાવનુ વર્ણન અને પ્રધાન કારણ પ્રકૃતિના ગુણકર્મ સ્વાભાવનુ વર્ણન એ બધુ દર્શન શાસ્ત્રોનુ હાર્દ છે. તે બધામા આ લેખનો મુખ્ય ઉદ્દેશ સૃષ્ટિના ઉપાદાન કારણ અને નિમિત્ત કારણ ઉપર પ્રકાશ નાખવાનો છે, કારણ કે આધુનિક સાંપ્રદાયિક આચાર્યોએ સૃષ્ટિના ઉપાદાન અને નિમિત્ત કારણના સબંધમા મોટો મતભેદ ઊભો કરી તે વિષે વિદ્વાનોમા અને સામાન્ય જનતામા મોટું અજ્ઞાન અને ભ્રાંતિ ફેલાવેલ છે પોત પોતાના મતવ્યોને સિદ્ધ કરવા માટે કેવલાદ્વૈત, વિશિષ્ટાદ્વૈત, શુદ્ધાદ્વૈત, દ્વૈતા દ્વૈત વિગેરે અનેક વાદ અને ભેદ ઊભા કર્યા છે. આ બધા મતભેદોને અને વાદોને ખરી રીતે ઉપર જણાવેલા મહર્ષિઓ પ્રણીત છ દર્શનોના મૂળ સૂત્રો સાથે કશો સબંધ નહિ હોવા છતા તેમના અર્થોને તાણી તોડી મારીમચડીને પોતાના મતવ્યોને અનુરૂપ અને અનુકૂળ બનાવવા પ્રચંડ પ્રયાસો કર્યા છે, અને તે માટે શ્રી શંકરાચાર્યનુ શારીરક ભાષ્ય, શ્રી રામાનુજનુ શ્રી ભાષ્ય, શ્રી વલ્લભાચાર્યનુ અણુ ભાષ્ય, શ્રી નિંબાર્કાચાર્યનુ વેદાંત પારિજાત સૌરભનામક ભાષ્ય અને શ્રી માધ્વાચાર્ય પૂર્ણપ્રજ્ઞ દર્શન ભાષ્ય મુખ્ય છે તે ભાષ્યો પર તેમના શિષ્યોએ ટીકાઓ, વૃત્તિઓ, કારિકાઓ, અનુવાદો, સાર વિગેરે નામના અનેક પુસ્તકો લખ્યા છે, અને સૌ સૌએ પોત પોતાના મતવ્યોનુ પ્રતિ-

સૃષ્ટિનુ સમસ્ત સચાલન બુદ્ધિ, વિજ્ઞાન અને નિયમ પૂર્વક હોવાથી તેનો સ્રષ્ટા હોવો જ જોઇએ વળી સૃષ્ટિ શબ્દ જ સૃજ ધાતુથી બનેલ છે તેનો અર્થ ઉત્પન્ન કરવુ એમ થાય છે માટે સૃષ્ટિ શબ્દ જ ઉત્પત્તિનો સૂચક છે માટે સૃષ્ટિનો સ્રષ્ટા એજ તેનુ નિમિત્ત કારણ છે હવે સૌથી પ્રબળ મતભેદનો વિષય જે ઉપાદાન કારણ છે તે પર વિચાર કરીએ

આ જગતમા બે પ્રકારના પદાર્થો જોવામા આવે છે જડ અને ચેતન એવા બે પદાર્થોનો શ્રી ગૌતમ કપિલ, કણાદ, પતજલિ, જૈમિની અને વ્યાસ આદિ મહર્ષિઓએ સ્વીકાર કર્યો છે દશ્યમાન અને કેટલાક પરોક્ષ પદાર્થો જડ છે અને તેનુ ઉપાદાન કારણ પણ જડ છે એમ પણ તેઓએ સ્વીકાર્યુ છે સક્ષેપમા કહીએ તો જડ એટલે સ્વતન્ત્રતાનો અભાવ અને ઇચ્છા રહિત ક્રિયા કરનાર પરતુ ઉક્ત છ દર્શન વિષે સાપ્રદાયિક આચાર્યોએ જગતના ઉપાદાન કારણમા મોટો મતભેદ ઊભો કરી તેઓ સર્વે દર્શનશાસ્ત્રોના મૂળ સિદ્ધાતોથી ઘણા દૂર જઈ પહોચ્યા છે શ્રી શકરાચાર્યે પોતાના શારીરક ભાષ્યમા સર્વ વ્યાપક નિરાકાર ચેતનસ્વરૂપ સૃષ્ટિકર્તા બ્રહ્મને જ જગતનુ ઉપાદાન કારણ માનીને કેવલાદ્વૈત વાદ શરૂ કર્યો છે આ જગતને બનાવનાર પણ બ્રહ્મ અને જેનામાથી આ જગત બન્યુ છે તે પણ બ્રહ્મ છે એમ પ્રતિપાદન કરી બ્રહ્મને અભિન્ન નિમિત્તોપાદાન કારણ માન્યુ છે, અને અન્ય સર્વ મતોનુ પ્રબળ ખડન કર્યુ છે શ્રી રામાનુજાચાર્યે તે મતવ્યથી જુદા પડીને જીવ અને પ્રકૃતિ એમ અન્ય બે પદાર્થોના અસ્તિત્વનો સ્વીકાર કરીને તેને ઈશ્વરના શરીર રૂપે ગણીને વિશિષ્ટાદ્વૈત વાદને પોતાના શ્રી ભાષ્યમા પ્રતિપાદિત કરેલ છે અને શ્રી શકરાચાર્યના અદ્વૈત વાદનુ યુક્તિ પ્રમાણો દ્વારા ખડન કરેલ છે શ્રી નિબાર્કાચાર્યે ભેદાભેદ અર્થાત દ્વૈતાદ્વૈત ના સિદ્ધાતનુ પોતાના વેદાત પારિજાત સૌરભ નામના ભાષ્યમા અચેતન પ્રધાન જગતનુ કારણ છે એમ દ્વૈતવાદનો સ્વીકાર કરી અચેતન પ્રધાન એટલે પ્રકૃતિ બ્રહ્મની સાથે અભેદભાવે એક છે અને ભેદભાવે દ્વૈત એટલે બ્રહ્મથી ભિન્ન પણ છે એમ પ્રતિપાદન કર્યુ છે શ્રી માધવાચાર્ય પોતાના પૂર્ણ પ્રજ્ઞ ભાષ્યમા બ્રહ્મથી અતિરિક્ત એટલે ભિન્ન જડ પદાર્થનો સ્વીકાર કરી ચોખ્ખો દ્વૈતવાદ સ્વીકાર્યો છે અને શ્રી શકરાચાર્યના અદ્વૈતવાદનુ ખડન કર્યુ છે, પુષ્ટિ સપ્રદાયના આચાર્યોએ પોતાના અણુ ભાષ્યમા જીવ અને બ્રહ્મને અશાશી ભાવથી એક છે અને માયાને જગતનુ કારણ માની શુદ્ધાદ્વૈત નામનો સિદ્ધાન્ત પ્રતિપાદન કર્યો છે આવી રીતે જગતના ઉપાદાન કારણ વિષે શ્રી શકરાચાર્યે સ્પષ્ટ અભિપ્રાય જ નહિ પરતુ દૃઢ મતવ્ય રજુ કર્યુ છે, એ સિવાયના ભાષ્યકારોએ અને સપ્રદાયોના આચાર્યોએ જગતના ઉપાદાન કારણ તરીકે અસ્પષ્ટ રીતે જડ પ્રધાન કારણ એટલે પ્રકૃતિ

અથવા માયાનો સ્વીકાર કરીને તે માયાનો બ્રહ્મ સાથે વિશેષ પ્રકારે અભેદ અને ભેદ એમ બન્નેનો સ્વીકાર કરી પોતાના સિદ્ધાંતને પાંગળો બનાવી દીધો છે. જ્યારે શ્રી શંકરાચાર્યે વેદાંત દર્શન પરના પોતાના શારીરક ભાષ્યમાં તદ્દન સ્પષ્ટપણે બ્રહ્મને જ અભિન્ન નિમિત્તોપાદન કારણ સિદ્ધ કરી બ્રહ્મ સિવાય અન્ય કોઈ પણ વસ્તુનું અસ્તિત્વ નથી અને જગતનું ઉપાદાન કારણ બ્રહ્મ જ છે એમ યુક્તિ પ્રમાણ દ્વારા સિદ્ધ કર્યું છે અને તેમના શિષ્યોએ પણ પોતાનું મંતવ્ય સ્પષ્ટપણે રજુ કર્યું છે. માટે આપણે આ લેખમાં શ્રી શંકરાચાર્ય પ્રતિપાદિત બ્રહ્મ જ જગતનું ઉપાદાન કારણ છે અને બ્રહ્મ સિવાય બીજું કાંઇ જ અસ્તિત્વમાં નથી. જે દેખાય છે, તે મિથ્યા છે એવા મંતવ્યની યુક્તિ પ્રમાણ દ્વારા સમાલોચના કરીશું.

શ્રી શંકરાચાર્યે પોતાના મંતવ્યની સિદ્ધિ માટે મહર્ષિ ગૌતમ, કપિલ, કણાદ, પતંજલિ વિગેરે મહર્ષિઓની પણ નિંદા કરી છે અને તેમના સિદ્ધાંતો અને સૂત્રોના તાત્પર્યથી વિરુદ્ધ કલ્પના કરી તેમનું ખંડન કર્યું છે. શ્રી વ્યાસ ભગવાનના સૂત્રોના તાત્પર્ય વિરુદ્ધ પોતાનો જગત મિથ્યાવાદ અને બ્રહ્મ ઉપાદાન કારણવાદ ફેલાવવાનો પ્રયત્ન કર્યો છે તર્ક અને વેદાદિના પ્રમાણોની અવગણના કરી ઉપનિષદોના પ્રક્ષિપ્ત અને સંદિગ્ધ વિભાગનો આશ્રય લઇ તેને શ્રુતિ એવું ખોટું નામ આપી પોતાના મિથ્યાવાદ અને માયાવાદને પ્રતિપાદિત કર્યા છે. મહર્ષિ કણાદ મુનિએ પોતાના વૈશેષિક દર્શનમાં જડ પરમાણુઓને જગતના ઉપાદાનકારણ તરીકે સિદ્ધ કરેલ છે. મહર્ષિ ગૌતમે ન્યાય દર્શનમા તેને પુષ્ટિ આપેલ છે. શ્રી કપિલ મુનિએ સાંખ્ય દર્શનમાં તેને સત્વ, રજ અને તમની સામ્યાવસ્થા પ્રકૃતિ તરીકે વર્ણવી અચેતન પ્રધાનને જગતના ઉપાદાન કારણ તરીકે પ્રતિપાદિત કરેલ છે અને મહર્ષિ પતંજલિએ અને શ્રી વ્યાસ ભગવાને તે પ્રધાન કારણ સૃષ્ટિકર્તા ઇશ્વરને આધીન છે એમ જણાવી બ્રહ્મને આ જગતનુ નિમિત્ત કારણ અને અચેતન પ્રધાન તત્ત્વ જેને પરમાણુ, પ્રકૃતિ, માયા કે જે કાંઇ કહો તેને જગતના ઉપાદાન કારણ તરીકે વિવિધ પ્રકારે વર્ણવેલ છે. તે બધા મહર્ષિઓએ યુક્તિ પ્રમાણથી પ્રતિપાદિત કરેલા સિદ્ધાંતોની અવગણના કરી નિરાકાર બ્રહ્મને જ જગતનું ઉપાદાન કારણ છે એવો અવૈદિક સિદ્ધાંત સિદ્ધ કરવા શ્રી શંકરાચાર્ય આદિએ પ્રયત્ન કર્યો છે.

વેદાંત દર્શનના પ્રથમ અધ્યાયના ચોથા પાદના પ્રકૃત્યધિકરણ સૂત્ર ૨૩માં સ્પષ્ટ લખ્યું છે કે પ્રકૃતિ આ જગતનુ ઉપાદાન કારણ છે અને તે જાણવા યોગ્ય છે. સૂત્ર-પ્રકૃતિશ્ચ પ્રતિજ્ઞાદૃષ્ટાન્તાનુપરોધાત્ ॥ ૧-૪-૨૩ ॥ અર્થાત્ પ્રતિજ્ઞા અને દૃષ્ટાંત અનુસાર પ્રકૃતિ જગતનુ ઉપાદાન કારણ છે. આ સૂત્રમાં પ્રકૃતિ

શબ્દ પડયો હોવા છતાં प्रकृति શબ્દનો અર્થ શ્રી શંકરાચાર્યે મારી મચડીને ખોટી રીતે બ્રહ્મ કર્યો છે. સૂત્રાનુસાર સ્પષ્ટ અર્થ છે કે પ્રકૃતિને જગતનું ઉપાદાન કારણ માનવામાં વેદના પ્રતિજ્ઞાને અને શાસ્ત્રીય દૃષ્ટાંતને વાંધો આવતો નથી અર્થાત્ વેદાનુકૂળ છે. વેદ પ્રતિપાદિત પ્રમાણ અને યુક્તિથી પ્રકૃતિને જગતનું ઉપાદાન કારણ માનવુ જોઇએ એવું સ્પષ્ટ રીતે સૂત્રમાં પ્રતિપાદન કરેલું હોવા છતાં પ્રકૃતિ શબ્દનો અર્થ બ્રહ્મ કરીને તે ઉપર जन्माद्यस्य यतः સૂત્રનું પ્રમાણ આપી यतो वा इमानि भूतानि जायन्ते વાળા ઉપનિષદ્ વાકયથી પુષ્ટ કરી બ્રહ્મને જ ઉપાદાન કારણ સિદ્ધ કરવાની ચેષ્ટા કરી છે. પાંચમી વિભક્તિ ઉપાદાનમાં જ વપરાય અને અન્ય રીતે નહિ તેવું વ્યર્થ લાંબું લખી તે ઉપર તેમના શિષ્યોએ વ્યર્થ પાનાં ભર્યાં છે અને સ્વપક્ષ વિરોધી પ્રમાણોને પણ પોતાને અનુકૂળ બનાવવાનો પ્રયત્ન કર્યો છે.

ઉત્તર—जन्माद्यस्य यतः । અધ્યા. ૧-૧-૨માં આ જગતની ઉત્પત્તિ પ્રલય વિગેરે જેનાથી થાય છે તે બ્રહ્મ છે તેમ કહેલ છે, અને તે સિદ્ધાંત વૈદિકોને પણ સ્વીકાર્ય છે કારણ કે જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયાદિનું બ્રહ્મ નિમિત્તકારણ છે પ્રકૃતિ જડ અને અચેતન હોવાથી બુદ્ધિપૂર્વક જગતની રચના કરી શકે નહિ માટે બ્રહ્મ જગતનું નિમિત્ત કારણ છે. यतो वा इमानि भूतानि-जायन्तेનો અર્થ પણ તેમજ સમજવો જોઇએ કે પંચમહાભૂત ઇત્યાદિ પણ પ્રકૃતિમાંથી બ્રહ્મ જ સર્જે છે માટે બ્રહ્મ નિમિત્ત કારણ છે પરંતુ બ્રહ્મ ઉપાદાન કારણ છે, તેવો અર્થ કાઢવો એ શ્રુતિ, વિજ્ઞાન, પ્રમાણ અને યુક્તિથી વિરુદ્ધ છે, વળી પાંચમી વિભકિત ઉપાદાનમાં જ વપરાય છે અને અન્યત્ર નહિ તે પણ યોગ્ય નથી કારણ કે आदित्याज्जायते वृष्टिः મનુ. ૩-૭૬ तस्माद्यज्ञात्सर्व हुत ऋच सामानि जज्ञिरे યજુ. ૩૧-૭માં પાંચમી વિભકિતનો ઉપયોગ નિમિત્ત કારણમાં થયેલો છે. માટે जनि ધાતુના પ્રયોગમાં પાંચમી વિભકિતનો ઉપયોગ થાય અને અન્યત્ર ન થાય તે માત્ર મનોરથ છે. આ ઉપરાંત યજુ. ૪૦-૮માં सपर्यगाच्छु क्रम કાયમ વાળા મંત્રમાં પરમાત્માનું વર્ણન કરતાં સ્પષ્ટ લખ્યું છે કે બ્રહ્મ નિરાકાર સર્વવ્યાપક अकायम् કોઇ દિવસ શરીર ધારણ કરતો નથી. છિદ્ર અને નાડી આદિના બંધનથી રહિત છે, શુદ્ધ છે. માટે અપરિણામી નિરાકાર ઈશ્વર પરિણામી સાકાર જગતનું ઉપાદાનકારણ હોઇ શકે નહિ. વળી न तस्य कार्यं करणं च विद्यते તેનું કોઈ કાર્ય નથી અને કરણ પણ નથી જો તેનું કોઈ કાર્ય નથી તો કાર્યરૂપી જગતનું તે ઉપાદાનકારણ કેવી રીતે હોઇ શકે? શ્રી શંકરાચાર્યના સિદ્ધાંત મુજબ તો બ્રહ્મ જગતનું નિમિત્ત કારણ પણ નથી તો ઉપાદાનકારણ તો કયાંથી જ હોય! માયાવાદી શ્રી શંકરાચાર્ય અને તેમના શિષ્યો એમ માને

છે કે બ્રહ્મને માયા લાગ્યા પછી બ્રહ્મનું માયોપહિત ચેતન થયું તે ઇશ્વર છે; એટલે બ્રહ્મ માયા વડે જગત બનાવતો નથી પરંતુ માયોપહિત ચેતન ઇશ્વર જગત બનાવે છે બ્રહ્મ નહિ, બ્રહ્મ તો નિમિત્ત કારણ પણ નથી એ બધું તો ઇશ્વર છે. આમ બ્રહ્મ અને ઇશ્વર વચ્ચે ભેદ પાડે છે, તેથી જગતની ઉત્પત્તિ વિગેરે પૂર્વે બ્રહ્મને અથવા તેના કોઈ અંશને ઇશ્વર બનવું પડે છે તેથી વેદાંત દર્શનનાં પ્રથમના જ બે સૂત્રો અથાતો બ્રહ્મજિજ્ઞાસા અને જન્માદ્યસ્ય યત શ્રી શંકરાચાર્યનાજ સિદ્ધાંત વિરુદ્ધ જાય છે. શ્રી શંકરાચાર્યની જન્માદ્યસ્ય યત જે પહેલા સૂત્રની સાથે સંગતિ રાખે છે. તેની વ્યાખ્યા વ્યર્થ થઇ જાય છે એટલુ જ નહિ પરંતુ બ્રહ્મ નહિ પણ ઇશ્વર જ માયા વડે જગત રચે છે તે સિદ્ધાંતનુ પોતાની મેળેજ ખંડન થઇ જાય છે આ રીતે શ્રી શંકરાચાર્ય અને તેમના શિષ્યો નિગ્રહ સ્થાનમાં ગ્રસિત થઈ પરાજયને પ્રાપ્ત થાય છે

આ ઉપરાંત શ્રી શંકરાચાર્ય અને તેમના શિષ્યોના માયાવાદ અને મિથ્યાવાદ મુજબ આ દૃશ્યમાન જગત જેવુ કાઇ બન્યુ જ નથી જે કાંઈ દેખાય છે તે મિથ્યા છે અવિદ્યાને લીધે આ જગત છે કે કાર્યકારણ છે, એમ આભાસ પ્રતીત થાય છે વાસ્તવમા ન તો જગત બન્યુ છે કે ન જે કાઇ દેખાય છે તે ખરૂં છે. જો એમજ હોય તો જન્માદ્યસ્ય યત અને યતો વા ઇમાનિ ભૂતાનિ જાયન્તે અને શાસ્ત્રયોનિત્વાત્ બધુ ખોટુ છે, મિથ્યા છે અને તે પરના માયાવાદીઓના ભાષ્યો પણ મિથ્યા છે જ્યારે આ સૃષ્ટિ જેવુ જ કાઇ નથી તો તેની ઉત્પત્તિ વિગેરેનુ વેદોમાં શાસ્ત્રોમા વર્ણન છે તે પણ મિથ્યા છે નવીન વેદાંતીઓના આવા પ્રકારનો માયાવાદ અને મિથ્યાવાદ અને તેમના ભાષ્યો અવૈદિક સિદ્ધ થાય છે કારણ કે માયાવાદીઓ માને છે કે —

ન વર્ણા ન વર્ણાશ્રમાચારધર્મા ન મે ધારણાધ્યાનયોગાદયોઽપિ । અનાત્માશ્રયો હં મમાધ્યાસહાનાત્ તદેકોઽવિશિષ્ટ શિવ કેવલોઽહમ્ ॥ ન માતા પિતા વા ન દેવા ન લોકા, ન વેદા ન યજ્ઞા ન તીર્થં બ્રુવન્તિ । સુષુપ્તૌ નિરસ્તાતિશૂન્યાત્મકત્વાત્ તદેકોઽવિશિષ્ટ શિવ કેવલોઽહમ્ ॥ આવો માયાવાદીઓનો સિદ્ધાંત છે શ્લોકાર્ધેન પ્રવક્ષ્યામિ યદુક્તં ગ્રન્થકોટિભિ બ્રહ્મ સત્ય જગન્મિથ્યા જીવો બ્રહ્મૈવ નાપર પણ તેમનો સિદ્ધાંત છે.

અર્થ— વર્ણ નથી, આશ્રમ નથી, વર્ણાશ્રમોના આચારરૂપ ધર્મો નથી તેમજ ધારણાધ્યાન યોગાદિક પણ નથી. અનાત્મારૂપ જે અહંકારિક છે તેના આશ્રિત આ હુ અને મારૂં અધ્યાસ છે એ અધ્યાસ મટી જવાથી હું કેવલશિવ છું અર્થાત્ મારામાં અજ્ઞાનથી જ વર્ણાશ્રમોના ધર્મ છે બાકી વાસ્તવમા નથી

એજ પ્રમાણે માતા, પિતા, દેવ લોક, વેદ, તીર્થ એ પણ સર્વ મિથ્યા છે. કેવળ વિજ્ઞાન જ સત્ય છે બાકી બધુ ભ્રમ છે આવી રીતે વેદ પ્રતિપાદિત ધર્મ, સસ્કૃતિ અને વેદને પણ શ્રી શકરાચાર્યે બ્ર સ. ૧-૧-૧ ની ભૂમિકામા બધુ જ મિથ્યા માન્યુ છે વિજ્ઞાન જ એક તત્ત્વ છે એટલુ જ તેઓ માને છે એટલે શૂન્યવાદી માધ્યમિક બૌદ્ધ સર્વ શૂન્ય જ શૂન્ય છે એમ માનનારાઓ સાથે મળતા થાય છે અદ્વૈતનો કોઈ જ્ઞાતા નથી સ્વય પણ પોતે પોતાનો જ્ઞાતા નથી કિંતુ જ્ઞાન માત્ર છે પ્રશ્ન એ થાય છે કે તે જ્ઞાનને ખબર છે કે હું છુ તેનો ઉત્તર માયાવાદીઓ પાસે નથી આવી અવૈદિક માન્યતાઓને ઊભી કરી વેદશાસ્ત્રાદિમા બતાવેલ ધર્મનુ ખડન કરી સ્વકલ્પિત મિથ્યાવાદ અને માયાવાદ ઊભો કરી બૌદ્ધોનુ જ અનુકરણ કરેલ છે

માયાવાદીઓ બ્રહ્મને ઉપાદાન કારણ માનવામા કરોળીઆનુ દૃષ્ટાત આપે છે કે જેમ કરોળીઓ પોતાનામાથી જ તતુઓ કાઢી પોતાનુ રહેવાનુ જાળુ બનાવે છે અને બહારના કોઈ પદાર્થને લેતો નથી તેમ બ્રહ્મ પોતાનાથી જ આ જગત બનાવે છે માટે બ્રહ્મ જ આ જગતનું ઉપાદાન કારણ છે અ ય નહિ વાચકો સમજી શકશે કે ઉપરનુ દૃષ્ટાત જ સ્વામી શકરાચાર્યના સિદ્ધાત વિરુદ્ધ જાય છે કરોળીઆમા બે વસ્તુ સમાયલી છે, એક કરોળીઆમા રહેલો ચેતન જીવ અને બીજુ કરોળીઆનુ જડ શરીર આ બન્ને વસ્તુના સહયોગથી કરોળીઆનુ જાળુ બને છે, અહીયા કરોળીઆનો જીવ જે ચેતન છે તે નિમિત્ત કારણ એટલે કર્તા અને જે તતુઓથી જાળુ બને છે તે કરોળીઆના જડ શરીરમાંથી લેવામા આવે છે કાઈ ચેતન નિરાકાર જીવમાથી તતુઓ નીકળતા નથી પરતુ જડ શરીરમાથી જ તતુઓ નીકળી જાળુ બને છે તેવી જ રીતે આ જગતમા વ્યાપી રહેલો બ્રહ્મ પોતાના પ્રયત્નથી જેમા વ્યાપી રહેલ છે તે પ્રકૃતિ પરમાણુ વિગેરે માથી આ સૃષ્ટિનુ સર્જન કરે છે એ વૈદિક સિદ્ધાત જ સિદ્ધ થાય છે એટલે જેમ કરોળીઓ નિમિત્ત કારણ છે, અને તેનુ જડ શરીર ઉપાદાન કારણ છે તેમ બ્રહ્મ જગતનું નિમિત્ત કારણ છે અને પ્રકૃતિ અથવા પરમાણુઓ જગતનુ ઉપાદાન કારણ છે જેમ કરોળીઆનો જીવ પોતના જાળાનુ ઉપાદાન કારણ નથી તેમ બ્રહ્મ કે ઈશ્વર જગતનુ ઉપાદાન કારણ નથી એ સિદ્ધાત શ્રી કપિલ, કણાદ ગૌતમ આદિ ૭ મહર્ષિઓએ સ્વીકારેલ છે પરતુ શ્રી શકરાચાર્ય અને અન્ય આધુનિક સાપ્રદાયિક આચાર્યોએ અવૈદિક માન્યતાઓને જનતામા ફેલાવીને વેદાદિ શાસ્ત્રો, મહર્ષિઓ અને અન્ય વૈદિક સાહિત્યનો દ્રોહ કરી સનાતન વૈદિક ધર્મના નામે અદ્વૈતવાદ વિશિષ્ટાદ્વૈતવાદ શુદ્ધાદ્વૈતવાદ અદ્વૈતાદ્વૈત વિગેરે વાદો ફેલાવી આર્ય ધર્મને છિન્નભિન્ન કરી નાખ્યો છે, તેવી જ રીતે પૃથ્વીમાથી ઔષધીઓ અને મનુષ્ય

શરીરમાથી નખકેશાદિનુ પણ સમજવુ જોઇએ ધન્ય છે મહર્ષિ દયાનદને કે જેમણે હજારો વર્ષથી સાપ્રદાયિક આચાર્યો દ્વારા ફેલાવેલ અજ્ઞાનરૂપી અધકાર દૂર કરી પુન વૈદિક ધર્મ અને ઋષિ મહર્ષિ પ્રણીત ગ્રથોના સત્ય અર્થને સૂર્યની માફક પૂર્ણપણે પ્રકાશિત કરી અજ્ઞાનરૂપી અધકારને દૂર કરના પ્રબળ પ્રયત્ન કરી મનુષ્યો પર મહદ્દ ઉપકાર કર્યો છે આવી રીતે બ્રહ્મ સૂત્રના પ્રથમ અધ્યાયના ચતુર્થપાદના સૂત્રો ૨૨ થી ૨૮ સુધીના સત્ય અર્થને રજુ કરી આધુનિક સપ્રદાયના આચાર્યોના અવૈદિક ભાષ્યોનુ નિરાકરણ કરવામા આવ્યુ છે

હવે પછી બ્રહ્મ સૂત્રના બીજા અધ્યાયમા જ્યા જ્યા મહર્ષિ કણાદ, કપિલ, ગૌતમ આદિનુ ખડન શ્રી શકરાચાર્યે અને અન્ય સાપ્રદાયિકોએ કર્યું છે તેનો પરિહાર કરવામા આવે છે

શ્રી શકરાચાર્ય તરફથી વેદાત દર્શનના ૨જા અધ્યાયના સૂત્ર ૧ થી માડીને ૧૩ સૂત્રો સુધી ચેતન બ્રહ્મને જગતના નિમિત્ત અને ઉપાદાન કારણ તરીકે સિદ્ધ કરવા જતા ગૌતમ, કણાદ ,કપિલ મનુ, વ્યાસ અને વસિષ્ઠ આદિ મહર્ષિઓના સિદ્ધાતોનુ ખડન કરવામા આવ્યુ છે અને એવો હેતુ જણાવ્યો છે કે પ્રકૃતિ જગતનુ ઉપાદાન કારણ છે અને બ્રહ્મ નિમિત્ત કારણ છે તે મહર્ષિઓએ માત્ર તર્કથી જ સિદ્ધ કર્યું છે અને તે તર્કને વેદન પ્રમાણનો ટેકો નથી તેથી અમાન્ય છે ખરી રીતે જોતા મહર્ષિ, ગૌતમ, પતજલિ, કણાદ કપિલ, વ્યાસ, મનુ અને વસિષ્ઠ આદિના સિદ્ધાતો અને તર્કોને જ વેદનો ટેકો છે, પરતુ શ્રી શકરાચાર્યના સિદ્ધાતોને વેદનો ટેકો નથી કેટનાક ઉપનિષદોના મત્રોને વેદ માની મનાવી તેના આધારને વેદનો આધાર છે એમ જણાવી વિદ્દ્ જગતની આખમાં ધુળ નાખવાનો નવીન વેદાતીઓએ અનિચ્છનીય પ્રયત્ન કર્યો છે પ્રકૃતિ જગતનુ ઉપાદાન કારણ છે અને જીવ પણ બ્રહ્મથી તદ્દન જુદો અનાદિ પદાર્થ છે ઇશ્વર અથવા બ્રહ્મ જીવ અને જગતનુ પ્રધાન કારણ પ્રકૃતિ એ ત્રણ પદાર્થ અનાદિ અનત છે પ્રકૃતિ અથવા પરમાણુમાથી બ્રહ્મ જગતને રચે છે જીવ પ્રાકૃતિક પદાર્થોનો પોતાના કર્માનુસાર ભોક્તા છે એ બતાવનારા વેદના અનેક પ્રમાણોમાથી નીચે થોડા જ પ્રમાણો રજુ કરવામા આવે છે

(૧) द्वासुपर्णासयुजासखाया समान वृक्ष परिषस्वजाते
तयोरन्यः पिप्पल स्वाद्वत्यनश्नन्योऽभिचाकशीति

ऋ म १, सू. १६४, म २०

ચેતન તથા પાલન કરવાના ગુણોમા સરખા, વ્યાપ્ય વ્યાપક સબધથી સયુક્ત બ્રહ્મ અને જીવ પરસ્પર હમેશા મિત્રતાવાળા છે ત્રીજુ અનાદિ મૂળ કારણ

પ્રકૃતિ છે તેના વૃક્ષ એટલે કાર્ય રૂપ ફેલાયલા જગતમાં એક પોતાના કર્મો મુજબ ફળને ભોગવે છે તે જીવ છે અને બીજો પરમાત્મા ચારે તરફ અંદર-બહાર રહી ફળ ભોગવતો નથી, પરંતુ સાક્ષી રૂપે બધું જુએ છે, અને જાણે છે. આ મંત્રમાં બ્રહ્મ, જીવ અને પ્રકૃતિ ત્રણ અનાદિ પદાર્થ જણાવેલ છે અને પ્રકૃતિને જગતનું ઉપાદાન કારણ સ્પષ્ટપણે બતાવેલ છે.

(૨) व्यदधात् शाश्वतीभ्यः समाभ्यः યજુ. ૪૦ મં. ૮

ઉપલા મંત્રમાં નિરાકાર નિરવયવ નસ નાડીના બંધન રહિત પરમાત્મા પોતાની સનાતન પ્રજાને વેદ દ્વારા બોધ આપે છે. આ મંત્રમાં જીવને અને જગતને સનાતન એટલે અનાદિ અનંત કહેલ છે અને પરમાત્મા આ પ્રજાને વેદનું જ્ઞાન આપે છે એવી રીતે ઇશ્વર કરતાં ભિન્ન જીવ અને સૃષ્ટિ અને પ્રલયના અનાદિ પ્રવાહનો પણ ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

(૩) असच्च सच्च परमे व्योमन् दक्षस्य जन्मन्नदितेरुपस्थे।
अग्निर्ह नः प्रथमजा ऋतस्य पूर्व आयुनि वृषभश्चधेनुः
ઋગ્વેદ ૧૦-૫-૭.

આ મંત્રમાં (અગ્નિ) પરમાત્મા ઋતના કર્તા, જીવાત્મા અને પ્રકૃતિ ત્રણેયને અનાદિ માનેલ છે અને ધેનુની ઉપમા આપીને પ્રકૃતિમાંથી ભોગના સમસ્ત પદાર્થોની ઉત્પત્તિ માનેલી છે.

(૪) त्रय केशिनः ऋतुथा वि चक्षते, संवत्सरे वपत एक एषाम्।
विश्वमेको अभि चष्टे शचीभिर्ध्राजिरेकस्य ददृशे न रूपम्।
ઋગ્વેદ ૧-૧૬૪-૪૪

આ મંત્રમાં ઋત અને સત્યના શાશ્વત કાયદાના નિયામક અને સૃષ્ટિ કર્તા ઇશ્વર અને બીજો પદાર્થ આત્મા જે સૃષ્ટાની અદ્દભુત શકિતનો જ્ઞાતા અને ત્રીજો પદાર્થ પ્રકૃતિ જે કારણ અવસ્થામાં અવ્યક્ત છે પરંતુ કાર્ય રૂપમાં જેને જોઇ શકાય છે એવી રીતે ત્રણ અનાદિ અનંત પદાર્થોનું વર્ણન છે.

(૫) बालादेकमणीयस्कमुतैकं नैव दृश्यते।
ततः परिष्वजीयसी देवता सा मम प्रिया॥
અથર્વ. ૧૦-૮-૨૫.

વાળના અગ્ર ભાગથી પણ અતિ સૂક્ષ્મ એવો જીવાત્મા એક અને કારણરૂપ અવ્યક્ત સૂક્ષ્મ પ્રકૃતિ બીજો પદાર્થ છે પરંતુ તે બન્નેથી પણ સૂક્ષ્મતમ સર્વવ્યાપક પરમાત્મા જ મને સૌથી વધારે પ્રિય છે, એવું વર્ણન છે.

આ મંત્રમાં ઇશ્વર, જીવ અને અનાદિ અવ્યક્ત પ્રકૃતિના અનાદિ અનંતપણાનો સ્વીકાર કરેલ છે.

(६) पुण्डरीकं नवद्वारं त्रिभिर्गुणेभिरावृतम् ।
तस्मिन् यद् यक्षमात्मन्वत् तद् वै ब्रह्मविदो विदुः ॥

અથર્વ. ૧૦-૮-૪૩.

આ મંત્રમાં સ્પષ્ટ બતાવ્યું છે કે સર્વજ્ઞ બ્રહ્મ ત્રિગુણાત્મક પ્રકૃતિના કાર્ય રૂપ નવદ્વારવાળા શરીરમાં બેઠેલા અનાદિજીવનાં કર્મોને પણ બ્રહ્મ જાણે છે.

(७) अजारे पिशंगिला श्वावित्कुरुपिशङ्गिला ।
शशऽआस्कन्दमर्षत्यहिः पन्थां वि सर्पति ।

યજુ. ૨૩-૫૬

હે વિદ્વાનો અનાદિ અવ્યકત કારણ રૂપ પ્રકૃતિ જેમાંથી સૃષ્ટિન આરંભમાં અનેક રૂપાદિવાળા દૃશ્યમાન પદાર્થો ઉત્પન્ન થયા છે તે પ્રલયકાળે પોતાના કાર્યને સંકેલીને પાછા પોતાનામાં સમાવી દીએ છે તે કારણ રૂપ પ્રકૃતિના કાર્યોમાં અને બંધનમાં જ્ઞાની લોકો ફસાતા નથી અને અવિદ્યા યુકત મનુષ્યો તેમાં મોહ પામી ફસાય છે અને બંધનમાં પડ્યા રહે છે.

ઉપરના મંત્રોમાં પ્રકૃતિ અર્થાત્ પરમાણુઓને જગતનું ઉપાદાન કારણ સ્પષ્ટ રૂપે બતાવ્યું છે.

(८) अन्धंतमः प्रविशन्ति ये असंभूतिमुपासते ।
ततो भूय इव ते तमो य उ संभूत्यां रताः ॥

યજુ. ૪૦-૯

યજુર્વેદના ઉપર જણાવેલાં મંત્રમાં અસંભૂતિ એટલે અનાદિ કારણ રૂપ પ્રકૃતિની જે ઉપાસના કરે છે તે અજ્ઞાન રૂપી અંધકારમાં જાય છે. અને કારણ રૂપ પ્રકૃતિના કાર્યોમાં એટલે ઉપાદાનના કાર્યોમાં જે રચ્યોપચ્યો રહે છે તે વિશેષ અંધકારમાં જાય છે એમ સ્પષ્ટ ઉલ્લેખ છે.

ઉપર જણાવેલા વેદની સંહિતાઓના પ્રમાણોમાં પ્રકૃતિ અથવા પરમાણુ જગતનું ઉપાદાન કારણ છે એમ જણાવેલું છે એટલે મહર્ષિ કપિલ, કણાદ, ગોતમ, પતંજલિ, વ્યાસ, મનુ, વસિષ્ઠ આદિ પ્રતિપાદિત સિદ્ધાંત કે બ્રહ્મ જગતનું ઉપાદાન કારણ નથી તે સિદ્ધ થાય છે અને બ્રહ્મ જગતનું અભિન્ન નિમિત્તોપાદાન કારણ પણ નથી તે સિદ્ધ થાય છે, માટે શ્રી શંકરાચાર્યે અને અન્ય સાંપ્રદાયિક આચાર્યોના ભાષ્યોમાં બતાવેલા તર્ક અને પ્રમાણો વેદ વિરુદ્ધ

હોવાથી ત્યાજ્ય છે. અને વેદાંત દર્શનના ૨ જા અધ્યાયના ૨ જા પાદના સૂત્ર ૧૧ માં બતાવેલા तर्काप्रतिष्ठानाद् વાળા સૂત્રના ભાષ્યમાં તેમણે ઊભા કરેલા નિગ્રહ સ્થાનમાં તેઓ પોતેજ ફસી પડ્યા છે અને પરાજીત થયેલા પડ્યા છે. હવે વેદ ઉપરાંત બીજા થોડાં પ્રમાણો આપવામાં આવે છે, જે વેદાનુકૂળ તર્કાનુસાર હોવાથી ગ્રાહ્ય છે

(૯) अजामेकां लोहित शुक्लकृष्णां बह्वीः प्रजाः सृजमानां सरूपाः
अजोह्येको जुषमाणोनुशेते जहात्येनां भुक्तभोगामजोन्यः

શ્વેતાશ્વેતર ઉપનિદ

સત્વ, રજ અને તમ પ્રકૃતિ જેમાંથી જગત બનાવાય છે. તેનું અને બીજા અનાદિ ભોક્તા જીવનુ અને ત્રીજા અનાદિ બ્રહ્મનું સ્પષ્ટ વર્ણન છે; પ્રકૃતિ અર્થાત પરમાણુને જગતનુ ઉપાદાન કારણ માનેલું છે.

(૧૦) यत्तत्कारणमव्यक्तं नित्यं सदसदात्मकम् ।
तद्विसृष्टः सः पुरुषो लोके ब्रह्मेति कीर्त्यते ॥

મનુ ૧-૧૧

મનુસ્મૃતિના ઉપર જણાવેલા શ્લોકમાં અવ્યક્ત નિત્ય પ્રકૃતિને ઉપાદાન કારણ અને બ્રહ્મને નિમિત્ત કારણ સ્પષ્ટ રીતે માનવામાં આવ્યુ છે.

(૧૧) परस्तस्मात्तु भावोऽन्योऽव्यक्तोऽव्यक्तात् सनातनः ।
य सर्वेषु भूतेषु नश्यत्सु न विनश्यति ॥

ભગવદ્ ગીતા ૮-૨૦

સર્વ ચરાચરનો નાશ થયા છતાં પણ જે નાશ પામતો નથી તે અવ્યક્તથી પર ઇંદ્રિયોથી અગોચર તથા અવિનાશી એવું બીજું અનાદિ તત્ત્વ છે. આ શ્લોકમાં અવ્યક્ત અનાદિ પ્રકૃતિથી ભિન્ન અનાદિ ઇશ્વરને માની પ્રકૃતિને જગતનું ઉપાદાન કારણ માન્યું છે.

(૧૨) प्रकृतिं पुरुषं चैव विद्ध्यनादिवुभावपि
विकारांश्च गुणांश्चैव विद्धि प्रकृतिसंभवान्

ભગવદ્ ગીતા ૧૩-૨૦

આ શ્લોકમાં જગતનું ઉપાદાન પ્રકૃતિ છે અને પ્રકૃતિ પુરુષ બન્નેને અનાદિ અનંત માનેલ છે.

વેદાંત દર્શનના બીજા અધ્યાયના પહેલા પાદના સૂત્ર ૧૩ થી સૂત્ર ૩૭ સુધીમા ભોગ્ય અને ભોક્તા, જીવ બ્રહ્મની એક્તા અને વિવર્તવાદ વિષે મૂળ-

સૂત્રોના અર્થ વિરુદ્ધ, પોતાના મંતવ્યો અવૈદિક હોવા છતાં તેને વૈદિક સિધ્ધ કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. શ્રી શંકરાચાર્ય આદિ સાંપ્રદાયિકોએ જ્યાં જ્યાં પોતાની પોલ ખુલી જવાનો પ્રસંગ જોયો છે ત્યા ત્યા ઉપાધિ, માયા, આભાસ, અધ્યાસ, અને વિવર્તવાદનો આશ્રય લઇ પોતાનો પાગળો બચાવ કર્યો છે પરંતુ સમજુ વાચક વર્ગ માયાવાદીઓની જાળને સ્પષ્ટ ઓળખી શકશે કે જગત-મિથ્યાવાદ ઊભો કરીને પોતે પોતાના પક્ષને જ મિથ્યા સિદ્ધ કર્યો છે

જગતમાં આ આચાર્યોએ મોટુ અજ્ઞાન એ ફેલાવ્યું છે કે જીવ પોતાના કર્મનાં ફળોને ભોગવે છે તે સત્ય સિદ્ધાત છે તેને બદલે ઇશ્વર જ જીવ થઇને કર્મફળ ભોગવે છે અને ભોગ્ય એટલે પ્રકૃતિના વિકારમય પદાર્થો તે પણ બ્રહ્મ છે, ભોગવનાર પણ બ્રહ્મ છે અને ભોગવાવનાર પણ બ્રહ્મ છે, એવુ એકાકી નાટક તેમણે શરૂ કરેલ છે તેની સમીક્ષા નીચે મુજબ છે

## કોણ ભોકતા અને શું ભોગ્ય?

અમોએ ઉપર વેદમંત્રોના પ્રમાણો આપ્યા છે તેમાં લગભગ બધા મંત્રોમા દ્વાસુપર્ણાથી માંડીને ૮ વેદના મંત્રો અને ચાર અન્ય પ્રામાણિક ગ્રંથોના પ્રમાણોથી બ્રહ્મથી જીવ ભિન્ન છે અને બ્રહ્મ, જીવથી અને પ્રકૃતિ અથવા પરમાણુઓથી ભિન્ન છે એ સિદ્ધ કર્યુ છે એટલે શ્રી શંકરાચાર્યના ઉપર જણાવેલા વેદાત સૂત્રો પરના ભાષ્યો અવૈદિક છે એ સિદ્ધ થાય છે આ ઉપરાત યોગદર્શનમા ઇશ્વરની વ્યાખ્યા સ્પષ્ટ કરી છે કે.—

क्लेशकर्मविपाकाशयैरपरामृष्ट पुरुषविशेष ईश्वर ।

યો દ સ પા સૂ ૨૪

અવિદ્યાદિ પાંચ કલેશ, શુભાશુભ કર્મ, તેનુ ફળ તથા તેની વાસનાથી રહિત પુરુષ વિશેષને ઇશ્વર કહે છે મુક્તપુરુષો ઇશ્વર કે બ્રહ્મ થઈ શકે નહિ કારણ કે ઇશ્વર સદા મુક્ત છે, તે નિત્ય બંધનરહિત છે, અને તેનુ ઐશ્વર્ય પણ નિત્ય છે, તે સર્વજ્ઞ અને સર્વવ્યાપક છે મહર્ષિ પતંજલિ મુનિએ ઉપર જણાવેલા સૂત્રમા સ્પષ્ટ જણાવ્યું છે કે ઇશ્વર અવિદ્યાદિ કલેશોથી મુક્ત છે જ્યારે શ્રી શંકરાચાર્યજી પોતાના વેદાત દર્શન, ઉપનિષદો અને ગીતાના ભાષ્યોમા ઇશ્વરને અવિદ્યા લાગવાથી જીવ થઈ જાય છે તેમ જણાવેલ છે અને બ્રહ્મને માયા લાગવાથી બ્રહ્મ ઇશ્વર થઈ જાય છે. એવી રીતે બ્રહ્મ, ઇશ્વર, અને જીવની એકતા સિદ્ધ કરેલ છે આ કલ્પિત અને અસત્ય એકતાની ઇમારત એક સાથે જમીનદોસ્ત થઇ જાય છે, અને તેને [illegible]

આપોઆપ અસત્ય સિદ્ધ થઇ જાય છે. શ્રી શંકરાચાર્યની બ્રહ્મ, જીવ અને જગતની એકતા, અભેદપણા અને અદ્વૈતવાદ પર નીચે જણાવેલા પ્રશ્નો પેદા થાય છે, તેના જવાબ આજ સુધી કોઈ અદ્વૈતવાદી સાંપ્રદાયિક નવીન વેદાંતી કે આચાર્ય આપી શકયા નથી અને ભવિષ્યમાં કોઈ આપી શકે તેમ નથી.

## પ્રશ્નો

(૧) બ્રહ્મ શુદ્ધ બુદ્ધ મુક્ત સ્વભાવ, નિરાકાર, સર્વવ્યાપક, સૂક્ષ્મતમ, સર્વજ્ઞ, અજર, અમર, અભય, નિત્ય, પવિત્ર, નસનાડીઓનાં બંધનથી રહિત, સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ શરીર રહિત અખંડ, એકરસ, સ્વયંભૂ છે. તેને માયા કેવી રીતે લાગી કે જેથી ઇશ્વર થયો? માયા લાગવાનું શું કારણ અને શું પ્રયોજન છે?

(૨) તે બ્રહ્મનો કોઈ અંશ કે ભાગ માયોપહિત ચેતન ઇશ્વર થયો કે, આખો બ્રહ્મ ઈશ્વિર થઇ ગયો કે, વારા ફરતી તેના અંશો કે ભાગોને માયા લાગવાથી ઇશ્વરો થયા? માયા લાગવાથી એક ઇશ્વર થયો કે ઘણા ઈશ્વિરો થયા?

(૩) બ્રહ્મને માયા લાગી તેમાંથી બ્રહ્મનો કોઈ ભાગ ઈશ્વિર થવામાંથી બચ્યો છે કે સમગ્ર બ્રહ્મ ઈશ્વિર થયો છે? જો આખા બ્રહ્મને માયા લાગી હોય, તો અત્યારે બ્રહ્મનો અભાવ હોવો જોઇએ અને ઇશ્વિરનું અસ્તિત્વ હોવું જોઇએ અને જો બ્રહ્મના અમુક ભાગને જ માયા લાગી ઈશ્વિર થયો હોય તો બ્રહ્મના ભાગો થઈ ગયા કહેવાય જેમ તમારા માનવા મુજબ ઘટાકાશ અને મઠાકાશ એ ઉપાધિથી અન્ય આકાશથી ભિન્ન છે અને જુદાં થઈ ગયાં છે અને ઘટને અને મઠને તુટવાની વાટ જોઇને બેઠાં છે કે કયારે ઘટ. મઠ તુટે અને ક્યારે આપણે ભેગાં થઇએ તેવી રીતે તે બ્રહ્મ અને ઈશ્વિર અને અવિદ્યાવાળો જીવ ત્રણેય અત્યારે રાહ જોઇને બેઠાં છે? કે કયારે અવિદ્યા અને માયામાંથી છુટીએ ને બ્રહ્મ થઈ જાઇએ? બ્રહ્મ પણ વાટ જોઇને બેઠો છે કે કયારે માયા અને અવિદ્યા નષ્ટ થાય કે મારામાંથી જુદા થયેલા ઈશ્વિર અને જીવ પાછા મારામાં ભળી જાય. આવી રીતે બ્રહ્મ, ઈશ્વિર અને જીવ ચિંતામાં પડ્યાં છે તેમને કોઈ ઔષધ આપીને છોડાવશે? કોણ છોડાવશે? કયારે છોડાવશે અને કયાં સુધી આ મહાન્ તત્ત્વો દુઃખી રહી ચિંતામાંથી મુક્ત થશે? તેનો કયાંય અંત દેખાતો નથી કારણ કે એક સૃષ્ટિ અને પ્રલય પછી બીજાં સૃષ્ટિ અને પ્રલય અનાદિકાળથી ચાલ્યા આવે છે, અને અનંત કાળ સુધી ચાલ્યા કરશે કારણ ઋગ્વેદમાં લખ્યું છે, सूर्याचन्द्रमसौ धाता यथापूर्वमकल्पयत् સૂર્ય, ચંદ્ર વિગેરે સૃષ્ટિ યથા પૂર્વ બનતી અને બગડતી રહે છે. એટલે નવીન વેદાંતીઓનો બ્રહ્મ, ઈશ્વિર અને જીવ માયા અને અવિદ્યાથી મુક્ત થઈ શકશે નહિ. આવો માયાવાદ અને મિથ્યાવાદ નવીન

વેદાંતીઓએ હોકારી બેસાર્યો છે. વેદ અને અન્ય વેદાનુકૂળ તમામ શાસ્ત્ર વિરુદ્ધ છે. પરમ ઉપકારક મહર્ષિ કપિલ, કણાદ, વ્યાસ, ગૌતમ, મનુ વિગેરેનો દ્રોહ કરવાનું પાપ સાંપ્રદાયિક આચાર્યોને માથેથી ઉતરવાનું નથી અને આ પ્રશ્નોના જવાબ તેઓ આપી શકવાના નથી.

(૪) જો બ્રહ્મને માયા અને ઇશ્વરને અવિદ્યાની ઉપાધિ કોઈ સમય વિશેષમાં લાગી નથી પરંતુ અનાદિ કાળથી લાગેલી છે એમ કહો તો, પ્રશ્ન એ ઊભો થશે કે અનાદિ કાળથી માયા કે અવિદ્યા લાગેલી હશે તો, અનંતકાળ સુધી તે લાગેલી જ રહેશે અને બ્રહ્મ-ઇશ્વર માયાથી છુટવાનો નથી અને ઇશ્વર જીવ અવિદ્યાથી છુટવાનો નથી, અને કદી તેને જ્ઞાન થવાનું નથી, અને મોક્ષ પણ થશે નહિ કારણ કે કોઈ પણ પદાર્થ અનાદિ સાંત હોઈ શકે નહિ અને સાંત અનાદિ હોય શકે નહિ. नासतो विद्यते भावो नाभावो विद्यते सतः સત્‌માંથી અસત્ થઈ શકે નહિ અને અસતમાંથી સત્ થઇ શકે નહિ. એક કિનારાવાળી નદી કોઇએ જોઈ નથી તેમજ એક છેડાવાળી દોરડી કોઇએ જોઈ નથી માટે અનાદિ સાંતની માન્યતા અસત્ય છે.

(૫) બ્રહ્મ અથવા ઇશ્વરનો કોઈ ભાગ ઘટાકાશ કે મહાકાશની માફક માયોપહિત ચેતન અને અવિદ્યોપહિત ચેતન થયેલ હોય તો તેમનું તેમ થવું સ્વાભાવિક છે કે નૈમિતિક છે? જો સ્વાભાવિક હોય તો જીવ કાયમને માટે જીવ જ રહેવાનો છે અને ઇશ્વર કાયમને માટે ઇશ્વર જ રહેવાનો છે અને બ્રહ્મ કાયમને માટે બ્રહ્મ રહેવાનો છે. કારણ કે સ્વભાવ એનું નામ કે જે વસ્તુની સાથે જ રહે. તેથી જગતનો અભાવ માનવો પડશે જો બ્રહ્મ, ઇશ્વર અને જીવને માયા અને અવિદ્યા કોઈ નિમિત્તથી લાગી હોય તો તે નિમિત્ત કયારે થયુ, શા માટે થયું અને ફરીવાર પણ તેવા નિમિત્તથી પાછો બ્રહ્મ, ઇશ્વર અને જીવ બની સંસારમાં આવશે અને જન્મમરણ લેશે એટલે મોક્ષમાથી પુનરાવૃત્તિ સિદ્ધ થશે અને સાંપ્રદાયિક આચાર્યોના કાયમનો મોક્ષ માનવાના સિદ્ધાંતનુ ખંડન થશે. આવી રીતે વેદાદિ શાસ્ત્રમાં વર્ણિત બ્રહ્મ, જીવ અને ઇશ્વર નહિ રહે પરંતુ સાંપ્રદાયિક ભાષ્યકારોનાં ભાષ્યોમાં વર્ણવેલા મિથ્યા બ્રહ્મ, ઇશ્વર અને જીવ રહી જશે

(૬) જો બ્રહ્મ જીવ અને ઇશ્વરને માયા અને અવિદ્યા યુક્ત થવાનુ વિવર્તથી માનો તો તે પણ સંભવી શકતુ નથી કારણ કે વિવર્ત એનું નામ છે કે કોઇપણ વસ્તુ પોતાના મૂળ સ્વરૂપમા દેખાવાને બદલે પોતાના સ્વરૂપથી ભિન્ન અન્ય રૂપે દેખાય તો એ તમારો વિવર્તવાદ, અભેદવાદ, અદ્વૈતવાદ, માયાવાદ અને મિથ્યાવાદમાં સિદ્ધ થઈ શકતો નથી. જેવી રીતે પાણીમા એક લાકડાની સોટી

છે તે બહાર ઊભેલા પુરુષને વાંકી લાગે છે, પરતુ ખરી રીતે તે સીધી છે જેવી રીતે કેટલાક કાચમા કોઇ પોતાનું મોઢુ જુએ છે તો નાક મોટુ દેખાય છે, કાન મોટા દેખાય છે વિગેરે, ખરી રીતે મો, નાક, કાન નાના મોટા હોતા નથી પણ સરખા જ છે અહીં સોંગી માટે પાણી અને નાક કાન વિગેરે માટે દર્પણ અને કાચ આવરણ છે તેથી વાસ્તવિક સ્વરૂપથી ભિન્ન દેખાય છે આનુ નામ નવીન વેદાતીઓનો વિવર્તવાદ છે જેના ઉપર નવીન વેદાતીઓનો મુખ્ય આધાર છે વિવર્ત, ઉપાધિ, અધ્યાસ વિગેરે શબ્દો વાપરીને નવીન વેદાતીઓ પોતાની માયામાથી છટકી જાય છે જ્યારે તેમનાથી કોઇ સયુક્તિક જવાબ ન અપાય ત્યારે તેઓ વિવર્ત, ઉપાધિ, માયા, વિગેરેનો આશ્રય લઇ છુગી જાય છે, પરતુ બ્રહ્મના ઇશ્વર થવામા અને ઇશ્વરના જીવ થવામા અને જડ પરમાણુથી બનેલુ જગત વાસ્તવમા બ્રહ્મ જ છે એમ સિદ્ધ કરવામા નવીન વેદાતીઓને વિવર્તવાદ મદદરૂપ થાય તેમ નથી કારણ કે વેદમા કોઇપણ ઠેકાણે બ્રહ્મ ને ઇશ્વરને માયા લાગવાનુ કે ઇશ્વર જીવને અવિદ્યા લાગવાનુ પ્રમાણ મળતું નથી, આ ઉપરાત યુક્તિથી પણ બ્રહ્મ, જીવ, ઇશ્વરને માયા અવિદ્યા લાગ્યાનુ અને વિવર્ત દેખાવાનુ સિદ્ધ થઇ શકતુ નથી વિવર્તમા દ્રષ્ટા, દૃશ્ય અને આવરણ સ્થળાતરમા હોવા જોઇએ અને જુદા જુદા હોવા જોઇએ જેમકે લાકડાની સોંગી એક વસ્તુ જળ બીજી વસ્તુ, અને દ્રષ્ટા એટલે જોનાર ત્રીજી વસ્તુ આ ત્રણેય જુદા જુદા સ્થાને રહેલા છે બ્રહ્મ, ઇશ્વર, જગત અને જીવનુ તેવી રીતે નથી બ્રહ્મ અને ઇશ્વર સર્વવ્યાપક, નિરાકાર અને એક જ હોવાથી એક બીજાથી જુદા સ્થાનમા નથી, એક બીજાથી દૂર નથી, વળી તેઓ વચ્ચે આવરણ પણ નથી કારણકે આવરણ માટે જુદુ સ્થાન નથી તેથી દ્રષ્ટા, દૃશ્ય અને આવરણ અને તેનો પરસ્પરનો સબધ આ બધાનું હોવુ સભવિત નથી તેથી બ્રહ્મ, ઇશ્વર, જીવ અને જગત વચ્ચે વિવર્તનો અસભવ છે માટે વિવર્તનું દૃષ્ટાત અભેદવાદીઓ માટે વ્યર્થ છે નવીન વેદાતીઓના અદ્વૈતવાદના સિદ્ધાતાનુસાર દ્રષ્ટા, દૃશ્ય અને આવરણમાં અભેદ છે તે બધુ એક જ છે તેમજ ભોક્તા, ભોગ્ય અને સાક્ષીમાં પણ અભેદ છે અને અદ્વૈત છે. તો કોનામાં કોનો વિવર્ત સભવે ? માટે અભેદવાદીઓને માટે વિવર્તનુ ઉદાહરણ સ્વપક્ષની સિદ્ધિ કરનારૂ નથી જો કહો કે વાસ્તવિક તો અભેદ જ છે વિવર્ત દેખાય છે તે પણ મિથ્યા છે તો એક વિવર્તને સિદ્ધ કરવા બીજા વિવર્તનો આશ્રય લેવો પડશે અને બીજા વિવર્તને સિદ્ધ કરવા ત્રીજા વિવર્તનો આશ્રય લેવો પડશે અને નવીન વેદાતીઓ અનવસ્થા દોષને પામ થશે અને પરાજય રૂપી નિગ્રહસ્થાનમા પડશે માટે શ્રી શકરાચાર્ય વિગેરેનો વિવર્ત, ઉપાધિ, આભાસ, અધ્યાસ વિગેરે તેમના અભેદવાદને સિદ્ધ કરવા નિરુપયોગી છે વળી બ્રહ્મ, ઇશ્વર, જીવ અને

વિવર્તનો સંબંધ અનાદિ છે કે નહિ, સ્વાભાવિક છે કે નૈમિત્તિક છે તેનો પણ તેઓ જવાબ આપી શકશે નહિ અને જવાબ આપવા જતાં સ્વપક્ષહાનિરૂપ દોષમા જકડાઈ જશે

(૭) નવીન વેદાંતીઓ જગતને મિથ્યા અને આ બધું બ્રહ્મ છે એમ બતાવવા ચાંદી અને છીપ, સર્પ અને દોરડુ, સ્વપ્ન અને દશ્ય, થાભલો અને માણસના દષ્ટાંતો આપી અદ્વૈતવાદ સિદ્ધ કરવાનો પ્રયત્ન કરે છે અને ભોળા માણસો આના દષ્ટાંતના આભાસમા ફસાય જાય છે અને બ્રહ્મ સત્ય જગત મિથ્યાવાળા મિથ્યા સિદ્ધાંતને માનવા લાગી જાય છે, પરંતુ ઉપર જણાવેલાં દષ્ટાંતો એક જ બ્રહ્મ છે અને બીજું કાંઇ નથી એવા અદ્વૈતવાદને સિદ્ધ કરવાને બદલે તેનું ખંડન કરે છે ચાંદીમા છીપની ભ્રાંતિ થાય છે, પરંતુ ચાંદી અને છીપ એ બન્ને વસ્તુ વસ્તુતાએ ભિન્ન છે, એક બીજાથી જુદી જુદી છે અને જુદા જુદા સ્થાનમા રહેનારી છે, વ્યાપ્યવ્યાપકભાવ સબંધથી રહિત છે, તેવી જ રીતે સર્પ અને દોરડુ પોતાના ગુણ કર્મ સ્વભાવથી ભિન્ન છે, જુદા જુદા સ્થાનમા રહેનારા છે અને કાર્યકારણ ભાવથી ભિન્ન છે પુરુષ અને થાભલો બન્ને એક બીજાથી દૂર, ભિન્ન વ્યાપ્ય વ્યાપક સંબંધથી રહિત અને સમાન ગુણ કર્મ સ્વભાવથી રહિત છે છતા ભ્રાંતિ થવાનું કારણ પ્રકાશનો અભાવ છે પ્રકાશનો અભાવ એટલે અંધકાર દૂર થવાથી બન્નેની ભિન્નતા અને સ્વરૂપ સ્પષ્ટ જણાઇ આવે છે પરંતુ બ્રહ્મ, જીવ અને જગતનો અભેદ સિદ્ધ કરવા ઉપરનાં દષ્ટાંતો મદદરૂપ થતાં નથી કારણ કે બ્રહ્મ, ઈશ્વર, જીવ અને જગત મિથ્યાવાદીઓના મતમા જુદા જુદા નથી વાસ્તવિક રૂપે એક જ છે માટે ભ્રાંતિનો સંભવ નથી વાસ્તવમા બે જુદા જુદા પદાર્થો હોય તો જ ભ્રાંતિ થઈ શકે સર્પ અને દોરડુ પુરુષ અને થાભલો, છીપ અને ચાદી વસ્તુતાએ ભિન્ન છે એટલે ભ્રાંતિનો સંભવ છે. જે ભ્રાંતિ અજ્ઞાન રૂપી નિમિત્તથી દૂર થઈ જુદાપણાનુ ખરૂં જ્ઞાન કરાવે છે એવી જ રીતે નવીન વેદાંતીઓ અને આધુનિક સાંપ્રદાયિક આચાર્યોને કેવલાદ્વૈત, વિશિષ્ટાદ્વૈત, શુદ્ધાદ્વૈત અને દ્વૈતાદ્વૈત વિગેરેમા વૈદિક સિદ્ધાંતોના અભાવરૂપી અજ્ઞાનથી અને વાસ્તવિક જ્ઞાનના રહિતપણાને લીધે બ્રહ્મમા ઇશ્વર અને જીવન-પણાની, ઈશ્વરમા જીવ અને જગતપણાની તેમજ અશુધ્ધ અને જડ જગતમા શુધ્ધ ચેતન બ્રહ્મની ભ્રાંતિ થયેલી છે અલ્પજ્ઞ અને એકદેશીય જીવમા સર્વજ્ઞ અને સર્વવ્યાપક બ્રહ્મની ભ્રાંતિ થયેલી છે તેને દૂર કરવા આ યુગના મહર્ષિ દયાનંદે વૈદિક સિધ્ધાંતોના પ્રતિપાદન વડે અને વેદરૂપી સૂર્યના પ્રકાશ વડે તે માયાવાદની ભ્રાંતિ દૂર કરવાની હાકલ કરી છે અને માયાવાદીઓએ પાથરેલી માયાની જાળમાથી સૌને મુક્ત કર્યા છે.

## મહા વાક્ય વિચાર

(૮) હવે આપણે શ્રી શંકરાચાર્ય વિગેરે સાંપ્રદાયિક આચાર્યો ઉપનિષદનાં કેટલાંક વાક્યો અને તેના પદોને મહા વાક્ય તરીકે માને છે, અને તેના પ્રસંગ અને પ્રકરણ વિરુદ્ધ અર્થ કરે છે, તેની સમીક્ષા કરશું. આ પહેલાં એક વાત જાણી લેવી જોઇએ કે શ્રી શંકરાચાર્ય વિગેરેએ માની લીધેલા સ્વકલ્પિત મહા વાક્યોમાંથી એક પણ વાક્ય કે પદ વેદમાંથી લીધેલ નથી પરંતુ સમસ્ત વાક્યો અને પદો ઉપનિષદો કે જેમાં અવૈદિકોએ પ્રક્ષિપ્ત ભાગ ઉમેરેલો છે અને વામમાર્ગના સિદ્ધાંતો જેમાં ઘુસાડી દીધેલા છે તેવા પ્રાચીન અને નવાં ઉપનિષદોનો આશ્રય લઇ કેટલાક પદો અને વાક્યોને મહા વાક્યોનું વિશેષણ આપી જગતમાં અજ્ઞાન ફેલાવવાની કોશીશ કરેલ છે. ખરી રીતે એ વાક્યોને મહા વાક્યો કહેવાં તેજ અજ્ઞાન છે, અને ઉપનિષદના શેષ ભાગને અપમાન કરવા જેવું છે, જે મહા વાક્યો ઉપર મદારીની મોરલી ઉપર જેમ નાગ નાચે તેમ સાંપ્રદાયિક આચાર્યો અને તેમના શિષ્યો નાચે છે, તેનું રહસ્ય ખોલવામાં આવે છે.

**तत्त्वमसि, अयमात्मा ब्रह्म, प्रज्ञानं ब्रह्म, अहं ब्रह्मास्मि, सर्वं खल्विदं ब्रह्म, नेह नानास्ति किंचन, द्वैताद्वै भयं भवति, एकमेवा द्वितीयं ब्रह्म,** વિગેરે નવીન વેદાંતીઓનાં માનેલાં મહા વાક્યો છે હવે પહેલાં तत्त्वमसि પદ પર વિચાર કરશું. तत्त्वमसि એ શબ્દો કોઇ સ્વતંત્ર વાક્ય નથી તેમ મહાવાક્ય પણ નથી નવીન વેદાંતીઓ આ પદનો અર્થ કરે છે तत् એટલે બ્રહ્મ, त्वं એટલે તું, असि એટલે છે. "તું બ્રહ્મ છે." છાંદોગ્ય ઉપનિષદ ૬-૮-૭ માં આવેલું આ વાક્ય નીચે મુજબ છે. છઠ્ઠા પ્રપાઠકના આઠમાં ખંડના આરંભથી ઉદ્દાલક શ્વેતકેતુને સત્ પ્રકૃતિમાંથી પાંચ તત્ત્વોનું આ શરીર કેવી રીતે બને છે, અને તે શરીર કરતાં જીવાત્મા જુદો છે, અને તે જીવાત્મા તે તું છે એવો ઉપદેશ આપે છે, તેવો સ્પષ્ટ અર્થ હોવા છતાં તુ બ્રહ્મ છે એવો પ્રકરણ વિરુદ્ધ ખોટો અર્થ કરવામાં આવ્યો છે

મંત્ર છમાં જણાવ્યું છે કે મરનાર પુરુષ જીવનાં મનમાં વાણી લીન થઈ જાય છે તથા પ્રાણમાં મન લીન થઈ જાય છે તેજમાં પ્રાણ લય થઇ જાય છે અને તેજ અણુતર જીવાત્મામાં લીન થઈ જાય છે ત્યાર પછી મંત્ર સાતમાં બતાવ્યું છે કે —

**ऐतदात्म्यमिदं सर्वं तत्सत्यं स आत्मा तत्त्वमसि श्वेतकेतो?**

હે શ્વેતકેતો ? ઉપર જણાવેલ પ્રકૃતિના વિકારોથી જુદો જીવાત્મા છે તે પ્રકૃતિના ગુણોથી રહિત છે, તે સત્ય છે. આ જગતમાં તેમાં રહેલા ચેતનાદિ

ગુણો દેખાઇ આવે છે; તે જીવાત્મા તું છે. જીવ બ્રહ્મની એકતા બતાવનારો અર્થ આમાં ક્યાંય નીકળી શકતો નથી.

હવે ત્રયમાલા બ્રહ્મનું પ્રકરણ બૃહદારણ્યકમાં ૨-૫-૧૯માં જોવાથી સ્પષ્ટ જણાઈ આવશે કે કંડિકા ૧૮માં વ્યાપક પરમાત્માનું પુરુષ શબ્દથી વ્યાખ્યાન કરતાં કરતાં કંડિકા ૧૯ની રૂપં રૂપં પ્રતિરૂપો બભૂવ-પ્રકૃતિમાંથી અનેક રૂપ બનાવી સૃષ્ટિ ઉત્પન્ન કરી માયા વડે અનેક રૂપ જગતમાં દેખાય છે, તે સર્વના બનાવનાર બ્રહ્મ સૃષ્ટા છે તેમ જણાવ્યું છે ત્યાં જીવ અને બ્રહ્મનો અભેદ છે તે બતાવનારૂં પ્રકરણ જ નથી. સામાન્ય વાક્યને વ્યર્થ મહા વાક્ય બનાવી દીધું છે. प्रज्ञानं ब्रह्म વાક્યમાં પણ જીવ બ્રહ્મની એકતા સિદ્ધ થતી નથી પ્રજ્ઞાન એ બ્રહ્મનું વિશેષણ છે માટે પૂર્ણ જ્ઞાન વાળું બ્રહ્મ; એટલોજ તેનો અર્થ થાય છે; अहं ब्रह्मास्मि એ કોઈ જુદું વાક્ય નથી પરંતુ બૃહદારણ્યક ઉપનિષદના ૧ અધ્યાયના બ્રાહ્મણ ૪મા ૧૦મી કંડિકામાં વચલો ભાગ છે ઉપરની ૯મી કંડિકામાં ચર્ચા છે કે જ્ઞાની મનુષ્ય કહી શકે તેમ છે કે હું બ્રહ્મને સંપૂર્ણપણે જાણું છું તેની ચર્ચામાં ૧૦મી કંડિકામાં આપ્યું છે ब्रह्म वा इदमग्र आसीत् तदात्मानं अवेदाहं ब्रह्मास्मि इति तस्मात् तत्सर्वं अभवत् अर્થ.—નિશ્ચયથી પ્રારંભમાં આ બ્રહ્મ હતા તેઓ પોતાને જાણતો હતા કે હું બ્રહ્મ છું ત્યાર પછી જગત બન્યું અને મનુષ્યોએ અને દેવોએ જાણ્યું કે બ્રહ્મ શું છે અને બ્રહ્મ જ્ઞાન પ્રાપ્ત કર્યું આ ઠેકાણે બ્રહ્મ જીવની એકતાનો કાંઇ ઉલ્લેખ નથી છતાં મિથ્યાવાદીઓ દોઢ હજાર વર્ષોથી अहं ब्रह्मास्मि એમ કહીને પોતે બ્રહ્મ બની બેઠા છે અને કેટલાક પોતે જ બ્રહ્મના નામે ગુરુ બની માલ મલીદા ઉડાવે છે આવી રીતે પોતે જ બ્રહ્મ બની બેસવામાં મજા છે એમ જાણી अहं ब्रह्मास्मिનો પ્રચાર કરી ઘણા માણસો સ્વાર્થ સિદ્ધ કરવા લાગ્યા. આ વાક્યને મહા વાક્ય બનાવી ઘણા લોકો બ્રહ્મ બની બેઠા છે અને દુનિયામાં મહાન અજ્ઞાન ફેલાવ્યું છે सर्वं खल्विदं ब्रह्म नेह नानास्ति किंचन આ બધું બ્રહ્મ છે તેમાં અનેક નાના મોટા પદાર્થો દેખાય છે તે કાંઈ નથી મિથ્યા છે માત્ર બ્રહ્મ જ છે. આવી રીતે નવીન વેદાંતીઓએ અર્થનો અનર્થ કર્યો છે તેઓએ કેવી ઠગવિદ્યા અને કપટ કર્યું છે તેની પોલ ખોલવામા આવે છે सर्वं खल्विदं ब्रह्म એ છાંદોગ્ય ઉપનિષદનું પદ છે અને બાકીનો ભાગ नेह नानास्ति किंचन એ કઠોપનિષદમાં આવેલું છે આવી રીતે બે જુદા જુદા વાક્યોના બે ભાગોને ભેગા કરી એક વાક્ય બનાવી જનતાની આંખોમા ધૂળ નાખવાનો પ્રયત્ન કર્યો છે, ધન્ય છે, મિથ્યાવાદીઓના મિથ્યા પ્રયત્નને અને માયાવાદીઓની માયા જાળને. सर्वं खलु इदं ब्रह्म અહીયાં જણાવેલુ છે આ સર્વ જગતને બનાવનાર નિમિત્ત કારણ બ્રહ્મ છે તે સર્વ વ્યાપક છે અને તેની જ શાંતિથી

ઉપાસના કરવી અન્યની નહિ એવો ઉપદેશ છે. છતાં તે પદને જીવ બ્રહ્મની એકતામાં માયાવાદીઓએ લગાવી દીધું છે. નેહ નાનાસ્તિ કિંચન આ વિવિધ સ્વરૂપોનું મૂળ કારણ એક પ્રકૃતિ જ છે તેવો અર્થ થાય છે. તે પ્રકૃતિ પણ બ્રહ્મમાં સ્થિત છે અને તેને આધીન છે. એવો સ્પષ્ટ અર્થ હોવા છતાં જીવ બ્રહ્મની અને જગતની એકતા અને અભેદવાદમાં લગાવી અનર્થ કર્યો છે તેવું જ દ્વિતીયાદ્વૈ ભયં ભવતિ નું થયેલ છે. જીવ માત્ર સમાન ગુણ કર્મ સ્વભાવવાળા છે અને જીવો વચ્ચે ભેદભાવ ન સમજવો જોઈ તેવો અર્થ છે તેમાં ક્યાંય જીવ બ્રહ્મની એકતા નથી, પરમાત્મા એક છે એ નથી. બે પરમાત્મા સમજવાથી અજ્ઞાન ઉત્પન્ન થાય છે, અજ્ઞાનથી ભય પેદા થાય છે; તે પણ અર્થ થઈ શકે; પરંતુ જીવ બ્રહ્મની એકતાનો અર્થ કોઇ રીતે નીકળી શકતો નથી. एक मेवाद्वितीयं ब्रह्म વાળા વાક્યનો અર્થ બ્રહ્મ એક જ છે અને અદ્વિતીય છે; અહીંયાં અદ્વિતીય શબ્દનો અર્થ એ છે કે તેના જેવો બીજો કોઇ નથી જેમ કોઇ બહુ વિદ્વાનને આપણે અદ્વિતીય પંડિત કહીએ છીએ એનો અર્થ એવો નથી કે બીજો કોઈ પંડિત નથી કે વિદ્વાન નથી બીજા પંડિતો પણ છે પરંતુ અદ્વિતીય એટલે સૌથી વધારે વિદ્વાન अ+द्वितीय જેના જેવો બીજો નહિ તેનું નામ અદ્વિતીય. અદ્વિતીય શબ્દ બીજાના અભાવનો સમર્થક નથી પરંતુ તુલનાત્મક રીતે શ્રેષ્ઠતા સિદ્ધ કરનારો શબ્દ છે એવી રીતે બ્રહ્મની બરાબરીમાં બીજી કોઈ વસ્તુ હોઇ શકે નહિ તેટલો તેનો અર્થ છે. જીવ બ્રહ્મ અને જગતની એકતા સિદ્ધ કરવામાં તે વાક્યનો ભાગ તેમને ઉપયોગી નથી અને મહાવાક્ય પણ નથી. આવી રીતે શ્રી શંકરાચાર્યના મહાવાક્યોની સમીક્ષા કરવામાં આવી છે. બ્રહ્મ, ઇશ્વર, જીવ અને જગતની એકતામાં કલ્પિત મહાવાક્યો માયાવાદીઓને મદદરૂપ થતાં નથી તે સિદ્ધ કરવામાં આવ્યું છે, હવે પ્રકૃતિ પરમાણુથી જગત બન્યું છે, તે સિદ્ધ કરવામાં આવશે. સાંખ્ય અને વૈશેષિકના પ્રકૃતિ પરમાણુ ઉપાદાનકારણવાદ ઉપર જે આક્ષેપો કરવામાં આવ્યા છે તેનો પરિહાર કરવામાં આવશે.

## પ્રકૃતિ – પરમાણુ – કારણ – કાર્યવાદ

વૈદિક સિદ્ધાંત અનુસાર બ્રહ્મ અને ઇશ્વર જુદાં નથી, પરંતુ જુદાં જુદાં નામ હોવા છતાં તે એક જ છે તે આ જગતનું નિમિત્ત કારણ છે અને તે સૃષ્ટિનો સ્રષ્ટા છે, કર્તા છે, સંચાલક છે, અને પ્રલયકર્તા પણ છે. સર્વ વ્યાપક, સર્વજ્ઞ, નિરાકાર અને સર્વ શક્તિમાન હોવાથી જગતનો નિયંતા પણ છે. સૃષ્ટિનું સર્જન અને સંચાલન નિરંતર અને નિત્ય થતું હોવાથી અનંત બળ, અનંત જ્ઞાન યુક્ત નિત્ય બ્રહ્મ શિવાય અન્ય કોઇપણ જગતનું નિમિત્ત કારણ થઈ શકે

નહિ આ સિદ્ધાંત સર્વ દર્શન શાસ્ત્રોને માન્ય છે. જેઓ અન્યથા સમજે છે, અથવા માને છે તેઓ સત્ય સમજતા નથી અને પક્ષપાતી તથા દુરાગ્રહી છે.

શુદ્ધ બુદ્ધ મુક્ત સ્વભાવ નિરાકાર ચેતન સ્વરૂપ બ્રહ્મમા જડત્વ અને અશુદ્ધિપણાનો અને અજ્ઞાનનો સદંતર અભાવ હોવાથી અને ત્રિકાળમા અખંડ એકરસ અને સચ્ચિદાનંદ સ્વરૂપ હોવાથી, નિર્વિકારી અને અપરિણામી હોવાથી બ્રહ્મ જગતનું ઉપાદાનકારણ થઈ શકે નહિ જડ, વિકારી અને પરતંત્ર તત્ત્વજ જગતનું ઉપાદાન કારણ થઇ શકે, અન્ય નહિ તેથી જડ, સત્વ, રજ, તમ એવા અસંખ્ય પરમાણુઓની સામ્ય અવસ્થા જેને પ્રકૃતિ કહે છે, તેને જ પ્રધાનકારણ પણ કહે છે તે અનાદિ જડ તત્ત્વ, જેમાં સત્વ, રજ, તમ, પરમાણુ, નિત્ય આકાશ, કાળ વિગેરે જડ તત્વોનો સમાવેશ થાય છે, અર્થાત્ જેને જગત બનાવવાની સામગ્રી કહે છે, તે જગતનું ઉપાદાન કારણ છે એ સિધ્ધાત સર્વ વૈદિકોને, વેદાદિ શાસ્ત્રોને અને સર્વ દર્શનકાર મહર્ષિઓને સ્વીકૃત છે, અને દર્શન શાસ્ત્રમા તેનું વર્ણન કર્યું છે, તે વિષયમા પરસ્પર વિરોધ નથી

ત્રીજું કારણ અલ્પજ્ઞ, એકદેશી, ચેતન અને નિત્ય જીવ પ્રયત્ન વડે પરિમિત જ્ઞાન પ્રાપ્ત કરનારો છે અને પરમ પુરુષાર્થથી મોક્ષ મેળવનાર જીવાત્મા છે કે જેને માટે જગત રચવામા આવે છે

ઉપર જણાવેલા સિદ્ધાંતોનુ ન્યાય, સાંખ્ય, યોગ, વૈશેષિક, પૂર્વમીમાસા અને બ્રહ્મ સૂત્ર (વેદાત દર્શન) અને ઉપનિષદો પ્રતિપાદન કરે છે અને એક બીજાને ઉપર્યુક્ત સિદ્ધાંતોમા કોઈ પણ પ્રકારનો મતભેદ નથી

પરતુ દુઃખની વાત છે કે છેલ્લા ત્રણ હજાર વર્ષના યુગમા વિદેશથી આર્યાવર્તમા આવેલી પ્રજાએ આર્યસાહિત્યમા ઘણુ જ મિશ્રણ કરી, નવા પુસ્તકો બનાવી શુદ્ધ વૈદિક ધર્મના સિદ્ધાંતો અને સાહિત્યને દૂષિત કર્યું છે જેમ આજકાલના જમાનામા હિંદુ સન્યાસીઓના વેશમા ઈસાઇમીશનરીઓ હિંદુઓને છોકરી લાલચ આપીને વટલાવે છે, અને આગાખાનીઓએ હિંદુઓને વટલાવવા ધર્મના ગ્રંથોમા ગરબડ કરી ભોળા હિંદુઓને છેતર્યા છે અને છેતરે છે તેવી રીતે છેલ્લા ત્રણ હજાર વર્ષોથી આર્ય પ્રજામા પ્રવેશ કરી અનાર્યોએ અનેક રીતે આર્યોના સાહિત્યને દૂષિત કર્યું છે તેમા આધુનિક સાપ્રદાયિક આચાર્યોએ પોતાની મહત્તા વધારવા માટે અને આર્યોના શુદ્ધ વૈદિક ધર્મને ભ્રષ્ટ કરવા માટે, ઉપનિષદ, ગીતા અને વેદાત દર્શનના ભાષ્યો રચી મૂળ ઋષિ મુનિ પ્રણીત દર્શન શાસ્ત્રોને દૂષિત કર્યા છે તેમા શ્રી શંકરાચાર્ય, શ્રી રામાનુજાચાર્ય, શ્રી વલ્લભાચાર્ય આદિએ જગતનુ ઉપાદાન કારણ જે પ્રકૃતિ પરમાણુ છે તેને બદલે નિર્વિકાર, નિરાકાર

શુદ્ધ બ્રહ્મને જ જગતનું ઉપાદાન કારણ બતાવી પોતે જ બ્રહ્મ બની બેઠા છે. આ લેખના ઉપલા ભાગમાં તેમની લીલાનુ દિગ્દર્શન કરાવ્યું છે. હવે પછી તે આચાર્યોએ વેદાંતદર્શનના બીજા અધ્યાયના બીજા પાદમાં સૂત્ર ૩ થી ૧૦ સુધીના ભાષ્યમાં કપિલ મુનિ પ્રણીત સાંખ્ય દર્શનના મુખ્ય વિષય પ્રકૃતિ ઉપાદાનકારણ વાદનું ખંડન કરવાનો દાવો કર્યો છે; તેની સમીક્ષા કરશું ઉક્ત આચાર્યોએ તે દશ સૂત્રોનું ભાષ્ય કરતાં કરતાં શ્રી કપિલ મુનિકૃત સાંખ્યનું ખંડન કરીએ છીએ એવો મિથ્યા પ્રલાપ કર્યો છે. પ્રકૃતિ જગતનું ઉપાદાનકારણ હોઈ શકે નહિ એ સિદ્ધ કરવા તેઓ એક પણ પ્રમાણ કે દૃષ્ટાંત, દલીલ કે યુક્તિ આપી શક્યા નથી માત્ર એટલું જ લખી શક્યા છે કે, એકલી પ્રકૃતિ જડ હોવાથી સ્વતંત્ર રીતે પોતે જગત બનાવી શકે નહિ એટલું જ વારંવાર જણાવી એકની એક બાબતનું વ્યર્થ પિષ્ટપેષણ કરી સિદ્ધ કર્યું છે, કે ચેતન બ્રહ્મ સિવાય એકલી પ્રકૃતિ જગત બનાવી શકે નહિ. આ તો ખોદ્યો ડુંગર અને કાઢ્યો ઉંદર. એવી વાત થઈ, આજ દિવસ સુધી કોઇ ઋષિ મહર્ષિઓએ એવું લખ્યું નથી કે ઇશ્વર સિવાય એકલી પ્રકૃતિ જગત બનાવે છે. સર્વ ઋષિઓએ વૈદિક સિદ્ધાંત કે બ્રહ્મ જગતનુ નિમિત્ત કારણ છે અને પ્રકૃતિ પરમાણુ જગતનુ ઉપાદાન કારણ છે એ બંને સિવાય જગતની રચના થઇ શકે નહિ એવો સિદ્ધાંત સ્થિર કર્યો છે અને શ્રી શંકરાચાર્ય આદિનો બ્રહ્મને ઉપાદાન કારણ માનવાનો પરિશ્રમ વ્યર્થ બન્યો છે; છતાં પોતાના ભાષ્યના બણગાં ફુંકવાનો ધંધો તેઓ તથા તેમના શિષ્યો હજી સુધી ચાલુ રાખે છે એ તેમની અનધિકાર ચેષ્ટા છે.

હવે ત્યારપછીના સૂત્ર ૧૧ થી ૧૭ સુધી મહર્ષિ કણાદ પ્રતિપાદિત પરમાણુ કાર્યવાદનું ખંડન કરવાનો દાવો કરનારૂં ભાષ્ય કર્યું છે તેની સમીક્ષા કરશું.

વૈશેષિક દર્શનકાર શ્રી કણાદ મુનિના સિદ્ધાંત મુજબ પરમાણુ જગતનું ઉપાદાન કારણ છે પરમાણુ એટલે કોઈ પણ પદાર્થ જે સાવયવ છે, શરીરી છે, અનેક પરમાણુઓના સંયોગથી બનેલ છે તે પદાર્થનો સૌથી સૂક્ષ્મ અવિભાજ્ય અવસ્થાવાળો પદાર્થ છે દૃશ્યમાન જગતનો કોઇ પણ પદાર્થ નષ્ટ થતાં થતાં સૌથી સૂક્ષ્મ સ્થિતિમાં આવી પડે તેને પરમાણુ કહેવાય છે. એક અણુની યંત્રથી, ગણિતથી કે કલ્પનાથી પણ અવિભાજ્ય સ્થિતિ તે પરમાણુ છે, આવાં અસંખ્ય નિત્ય પરમાણુ વડે ઇશ્વર આ જગતને ક્રમે કરીને બનાવે છે. આવાં પ્રત્યેક પરમાણુ પૃથક રહે ત્યારે તે નિરવયવ છે અને સંયોગ થાય, એક બીજાની સાથે જોડાય ત્યારે તે જોડાણથી ઉત્પન્ન થયેલ પદાર્થ અવયવી કહેવાય છે સૃષ્ટિના આરંભમાં પૃથક્ પૃથક્ રહેલાં પરમાણુને એકઠાં

કરી તેના સમુહને દ્વયણુક, ત્રસરેણુ વિગેરેને પરમાત્મા પોતાની કર્તૃત્વ શક્તિથી જોડી તેઓની સામ્યાવસ્થાને તોડે છે

સત્વ (Self Expression) રજ (Motion) તમ (Inertia), પરમાણુઓની સામ્ય અવસ્થાને પ્રકૃતિ કહે છે તેમની પ્રકાશશક્તિ ગમનશક્તિ અને સ્થિરતાશક્તિની સામ્યાવસ્થા જેને અંગ્રેજીમા State of Equilibrium of forces in Triangle કહે છે તેનુ નામ પ્રકૃતિ એવી પરિભાષા થાય છે જેવી રીતે ત્રણ બાજુથી દોરડાને ખેંચવામા આવે અને ખેંચનારાઓમા બળનું જ્યા સુધી સામ્ય હોય ત્યા સુધી ગોળપણુ મિટામા દોરડુ ખેંચાઇ જશે નહિ તેવી સ્થિતિ જગત બન્યા પૂર્વે પરમાણુઓની એટલે સત્વ રજ અને તમ પરમાણુઓની ત્રિકોણાત્મક સામ્ય અવસ્થા હોય છે જેને Triangular equilibrium of forces કહેવાય છે પરતુ અહીં એક મુખ્ય બાબત યાદ રાખવી જોઇએ કે જે અત્યત અગત્યની છે તે એ છે કે પરમાણુ નિરવયવ છે પણ નિરાકાર નથી જો તેઓ નિરાકાર હોત તો સાકાર સૃષ્ટિ બની શક્ત નહિ શ્રી શકરાચાર્ય અને અન્ય દાર્શનિકોએ અહીં ભૂલ કરી છે તે એ કે પરમાણુને નિરવયવ કહીને નિરાકાર માની ખડન કર્યું છે જે વેદાત દર્શનના બીજા અધ્યાયના બીજા પાદના ૧૧ મા સૂત્રથી ૧૭મા સૂત્ર સુધીના શ્રી શકરાચાર્યના તથા અન્યના શારીરિક આદિ ભાષ્યો જોવાથી જણાશે કે તેમણે પરમાણુ સાકાર નથી એમ માનીને ખડન કર્યું છે સિદ્ધાત એ છે કે જ્યારે ઈશ્વર ઈક્ષણ કરે છે, ત્યારે નિરવયવ પરમાણુઓની સામ્ય અવસ્થાને તે તોડે છે અને ક્રમશ નીચે મુજબ સૃષ્ટિ બને છે

અનાદિ નિત્ય સ્વરૂપ સત્વ રજ, તમોગુણ યુક્ત પરમાણુઓની સામ્ય અવસ્થારૂપ પ્રકૃતિમાથી પરિચ્છિન્ન થયેલા પરમ સૂક્ષ્મ જુદા જુદા રહેલા અવયવોનો જ પહેલો સયોગ અને એ સયોગમાથી જે એક રૂપાતર બને છે તેનુ નામ સૃષ્ટિ છે આ પ્રમાણે સૂક્ષ્મ રૂપાતરમાથી એક પછી એક એમ ક્રમથી બનતા રૂપાતરોથી સ્થૂળરૂપ વિચિત્ર જગત બને છે પ્રાથમિક સયોગોનો જે આધાર છે તેનો કદિ નાશ થતો નથી તે મૂળ કારણ કહેવાય છે સયોગ વિયોગને લીધે જે બને છે અને બગડે છે તે કાર્ય કહેવાય છે આવા પ્રકારના કાર્યકારણને સૃષ્ટિ કહે છે

જો કોઇ એમ પ્રશ્ન કરે કે એક નિરવયવ પરમાણુ પૃથક્ હોય તે ભેગા મળે તો સાવયવ અથવા સાકાર કેવી રીતે થાય? એકત્વગુણયુક્ત પરમાણુ અનેકત્વને કેવી રીતે પ્રાપ્ત કરે? શ્રી શકરાચાર્યે વેદાત દર્શનના બીજા અધ્યાયના બીજા પાદના ૧૧ મા સૂત્રમા પરમાણુવાદીઓ ઉપર પ્રશ્ન કર્યો છે કે પરમાણુનો

ગુણવિશેષ જે પારિમંડલ્ય છે તે અન્ય પારિમાંડલ્ય ગુણને ઉપજાવતો નથી એ વૈશેષિકની પ્રક્રિયામા વ્યભિચારદોષ છે કારણ કે કારણનો ગુણ કાર્યમાં ગુણાતર ઉપજાવે છે એવી તેમની પ્રક્રિયા છે તેથી બ્રહ્મના અભિન્ન નિમિત્તોપાદાનકારણ પર પરમાણુવાદીઓ આક્ષેપ કરી શકે નહિ

ઉત્તરઃ—શ્રી શકરાચાર્યે ઉઠાવેલા ઉપરના આક્ષેપનો ઉત્તર તે ૧૧મુ સૂત્ર જ આપે છે કે નિરવયવ પરમાણુઓના સમુદાયથી મહત્પરમાણુજન્ય અવયવીની ઉત્પત્તિ થઈ જાય છે હ્રસ્વપરિમાણવાળા દ્વયણુકથી મહદ્ દીર્ઘપરિમાણવાળુ ત્ર્યણુક થાય છે અને પરિમડળ પરિમાણવાળા પરમાણુઓથી હ્રસ્વપરિમાણવાળા દ્વયણુક થાય છે એ પ્રકારે ચેતનબ્રહ્મ વ્યક્તિગત પોતાની સૃષ્ટિકર્તૃત્વશક્તિથી પરિમાણવાળા પરમાણુનુ પારિમડ્ય કાયમ રાખીને સમષ્ટિરૂપ મહત્ પરિમાણ ઉપજાવે છે આ વિષયને વિશેષ સ્પષ્ટ કરશુ જેમ એકનો અક (૧) એકની સખ્યાનો ગુણ ધરાવે છે, પરતુ તે એકડો બગારૂપે, ત્રણના રૂપે ૨–૩–૪ વિગેરે રૂપે વૃદ્ધિ પામે છે, અને બીજાના સયોગથી મોટી સખ્યારૂપે થઈ જાય છે, પરતુ તે બીજી સખ્યામા મળી જવા છતા પોતાની એકની સખ્યાનો ગુણ પોતાનામા કાયમ રાખે છે, જેમ કે ૨–૩ વિગેરે ૨ મા ૧ એકડો પોતાના એકપણાનો ગુણ ખોઈ બેસતો નથી પરતુ બે એટલે ૧+૧ બે એકા મળીને બે થાય છે ૧+૧+૧ મળીને ત્રણ થાય છે તેવી રીતે ગમે તેટલી મોટી કે નાની સખ્યાઓ પેદા થાય અને ક્ષીણ થાય છતા એકાને પોતાના નિરવયત્વમા બાધ આવતો નથી તેવી રીતે એક પરમાણુ પોતાના પારિમાડલ્ય સાથે ગમે તેટલા ઓછા વધતા અન્ય પરમાણુઓના સઘાતમા રહી પોતાના ગુણકર્મને કાયમ રાખે છે અને પોતાના પારિમાડલ્યમા બાધ આવવા દેતો નથી તેથી વૈશેષિક પરમાણુવાદ પર વ્યભિચારનો દોષ આવતો નથી અને શ્રી શકરાચાર્યનો આક્ષેપ ટકી શકતો નથી

આ ઉપરાત ભૂમિતિના સિદ્ધાતમા બિન્દુ છે જેને અગ્રેજીમા point કહે છે, યુકલીડની પરિભાષામા A point has position but no magnitude–સત્તાત્મક બિન્દુ લબાઈ, પહોળાઈ અને જાડાપણુ ધરાવતુ નથી છતા એક બિન્દુમા બીજુ બિન્દુ અને ત્રીજુ ચોથુ મળી લીટી બનાવે છે એ સિધ્ધાત છે અને પ્રત્યક્ષ છે, યુકલીડનો બીજો સિધ્ધાત છે કે *Line is constructed by more* than one point એકથી વધારે બિન્દુઓ આપે જોઈ શકાય તેવી લીટી બનાવી આપે છે, છતા a point has position but no magnitude ની વ્યાખ્યામા કોઇએ સુધારો કર્યો નથી અને સમસ્ત ગણિતશાસ્ત્ર તેના પર જ સ્થિર છે તેવી જ રીતે નિત્ય નિરવયવ પરમાણુ પોતાના પારિમાડલ્ય સહિત સર્વપદાર્થોમા અસ્તિત્વ

ધરાવે છે અને કશો દોષ ઊભો થઈ શકતો નથી. આવા પારિમાંડલ્યયુક્ત પરમાણુઓને સૃષ્ટિકર્તા બ્રહ્મ અનેક નાના મોટા રૂપમાં આકારમાં ફેરવી નાખે છે એટલે નિમિત્તકારણ બ્રહ્મ વિના માત્ર પરમાણુઓ પોતાની મેળે સૃષ્ટિ બનાવે છે તે સિદ્ધાંત વૈદિકોને માન્ય નથી માટે શ્રી શંકરાચાર્ય આદિનો પરમાણુવાદીઓ ઉપરનો આક્ષેપ ટકી શકતો નથી. તેની પુષ્ટિમાં તે પછીના સૂત્રો ૧૨ થી ૧૭ થી વ્યાસ ભગવાન રજુ કરે છે કેઃ—

સંગતિઃ— જેવી રીતે હ્રસ્વ હ્રસ્વ મળી દીર્ઘ થાય છે તેવી રીતે પરિમંડળ પરિમંડળ મળીને મહત્ પરિમંડળ થાય છે, તો તેવી રીતે સંયોગથી સૃષ્ટિ અને વિયોગથી પ્રલય માની લઈએ તો તે થઈ શકે કે નહિ તેના ઉત્તરમાં નિમિત્તકારણ બ્રહ્મ વિના થઈ શકે નહિ તેમજ બ્રહ્મને ઉપાદાનકારણ માનવાથી પણ થઈ શકે નહિ તે સિદ્ધ કરવા **उभयथापि न कर्म अतः तदभावः** નું સૂત્ર, રજુ કરે છે, સૂત્રનો અર્થ અને વિવરણ નીચે મુજબ છે.

અર્થ—(उभयथा) બન્ને પ્રકારથી (अपि) પણ (नकर्म) તેમાં કર્મ થઈ શકતું નથી (अत.तदभावः) માટે અભાવ જ રહેશે.

**વિવરણ**—માયાવાદીઓના મતમાં બ્રહ્મ તો નિષ્ક્રિય છે. જ્યાં સુધી માયાનો યોગ થાય નહિ ત્યાં સુધી જગત્ કર્તૃત્વ-કર્મ થઇ શકશે નહિ. જ્યારે બ્રહ્મ માયોપહિત ચેતન ઈશ્વર થાય ત્યારે જ માયા વડે જગત બને એમ માયાવાદીઓ માનતા હોવાથી અને માયા પણ અચેતન-જડ છે. તેથી જગત બની શકશે નહિ, અને ચેતન શક્તિ વિના માત્ર પરમાણુ પણ જગત બનાવી શકે નહિ, માટે બન્ને રીતે જગત્ કર્તૃત્વ રૂપી કર્મનો સંભવ નથી. આ સૂત્રથી ભગવાન્ વ્યાસે બ્રહ્મને નિમિત્ત-કારણ અને પ્રકૃતિ-પરમાણુને ઉપાદાન કારણથી જ સૃષ્ટિનો સંભવ માન્યો છે, અને બ્રહ્મના ઉપાદાન કારણપણાનું ખંડન કર્યું છે, જ્યારે આ સૂત્રના ભાષ્યમાં શ્રી શંકરાચાર્ય આદિ ભાષ્યકારોએ મહર્ષિ કણાદના વૈશેષિક દર્શન પ્રતિપાદિત પરમાણુ કારણવાદનું વ્યર્થ ખંડન કર્યું છે. ત્યાર પછીના ૧૩મા સૂત્રમાં પણ માયા અને બ્રહ્મનો સંબંધ માનવાથી જ બ્રહ્મ જગતનું કારણ થઈ શકે છે, તેમ માયાવાદીઓ માને છે; પરંતુ માયા જડ છે અને બ્રહ્મ ચેતન હોવાથી તેનો સંબંધ કોણે, કેવી રીતે અને શા માટે કર્યો એવો પ્રશ્ન ઊભો થાય છે. જેનો જવાબ નવીન વેદાંતીઓ આપી શકશે નહિ. માયાવાદીઓના મતમાં નિર્ગુણ બ્રહ્મમાં સંબંધની ઇચ્છા થઈ શકતી નથી અને જડ માયામાં ઇચ્છાનો અભાવ છે, તેથી પૂર્વની માફક દોષ બની રહેશે. માટે બ્રહ્મ ઉપાદાન કારણ નથી. અગાઉના સૂત્ર ૧૪ થી ૧૭ સુધીમાં પણ બ્રહ્મના ઉપાદાન કારણ હોવાનું

ખડન કર્યું છે બ્રહ્મ અને માયા સબંધને નિત્ય માનશો તો બ્રહ્મ કદી માયાથી છુટી શકશે નહિ બ્રહ્મના નિત્ય શુદ્ધ બુદ્ધ મુક્ત સ્વભાવને હાનિ પહોંચશે માટે બ્રહ્મ જગતનુ ઉપાદાન કારણ નથી તેવી જ રીતે પરમાણુઓમા પણ ચાર વસ્તુ (ગુણ) હોઈ શકે (૧) પ્રવૃત્તિ (૨) નિવૃત્તિ (૩) પ્રવૃત્તિ તથા નિવૃત્તિ (૪) નપ્રવૃત્તિ નનિવૃત્તિ જો પ્રવૃત્તિને નિત્ય માનો તો પ્રલય થશે નહિ નિવૃત્તિને નિત્ય માનો તો જગત બનશે નહિ પ્રવૃત્તિનિવૃત્તિને નિત્ય માનો તો પરસ્પર વિરોધ બની રહેશે અને અકર્તૃત્વપણાનો દોષ લાગશે નપ્રવૃત્તિ નનિવૃત્તિ માનશો તો ન સૃષ્ટિ થાય ન પ્રલય થાય માટે માત્ર પરમાણુઓથી પરમાત્માના નિમિત્ત કારણ વિના સૃષ્ટિ બની શકે નહી તે સિદ્ધ થાય છે વળી સાકાર જગત રૂપવાળુ છે જ્યારે બ્રહ્મ નિરાકાર અને રૂપરહિત છે તેથી બ્રહ્મ જગતનું ઉપાદાન કારણ નથી આ ઉપરાત માયા બ્રહ્મથી જુદી કે બન્ને એક જ છે? જો માયા જ બ્રહ્મ હોય તો માયા જડ અને વિકારી હોવાથી બ્રહ્મ પણ વિકારી અને જડ હોવો જોઈએ અને માયા બ્રહ્મથી ભિન્ન પદાર્થ હોય તો માયા જગતનું ઉપાદાન કારણ થશે બ્રહ્મ ઉપાદાનકારણ થશે નહિ જો માયાવાદીઓના મતમાં એમ હોય કે બ્રહ્મ ઉપર પડદો નાખીને માયા સર્વ સૃષ્ટિનુ ભાન કરાવી દે છે તો તેનુ કોઈ પ્રમાણ કે યુક્તિદ્વારા સિદ્ધ થતું નથી માટે માયોપાધિવાળુ બ્રહ્મ જગતનુ ઉપાદાન કારણ થઈ શકે નહિ માટે બ્રહ્મ જગતનુ અભિન્ન નિમિત્તોપાદાન કારણ છે, એ માન્યતા ખોટી છે વેદાદિ શાસ્ત્ર વિરૂદ્ધ છે શ્રી શંકરાચાર્યે સૂત્ર ૧૧ થી ૧૭ સુધી મહર્ષિ કણાદકૃત વૈશેષિક દર્શનના પરમાણુ કારણવાદ પર ખોટુ દોષારોપણ કરી પ્રહાર કર્યો છે જે તદ્દન અશિષ્ટ, અનધિકારચેષ્ટાયુક્ત, લોકોને ઉંધે રસ્તે દોરનારૂ છે કારણ કે શ્રી કણાદે વૈશેષિક દર્શનમા ક્યાય પણ એવુ માન્યુ નથી કે ક્યાય પણ એવુ પ્રતિપાદન કર્યું નથી કે માત્ર પરમાણુ પરમાત્માની સહાયતા વિના આ જગત ઉત્પન્ન કરે છે મહર્ષિ કણાદ બ્રહ્મને જગતનુ નિમિત્ત કારણ માને છે અને પરમાણુઓને જગતનું ઉપાદાન કારણ માને છે છતા શ્રી શંકરાચાર્યે સૂત્ર ૧૧ થી ૧૭ સુધીના ભાષ્યમા શ્રી કણાદ મુનિ ઉપર ખોટો આરોપ મૂકી, અસત્ય કલ્પના કરીને તેનુ ખડન કર્યું છે તે અયોગ્ય છે જેવી રીતે શ્રી કપિલ મુનિ પર માત્ર પ્રકૃતિથી જ જગત ઉત્પન્ન થયુ છે તેવો ખોટો આરોપ મૂકીને તેનું ખડન કર્યું છે તેવી જ રીતે શંકરાચાર્યે શ્રી કણાદ મુનિ ઉપર પણ માત્ર પરમાણુથી જ સૃષ્ટિ ઉત્પન્ન થઈ છે એમ માનવાનો ખોટો આરોપ મૂકયો છે સાખ્યમા ઈશ્વરાસિદ્ધ સૂત્રનો ખરો અર્થ એજ છે કે ઈશ્વર જગતનુ ઉપાદાન કારણ છે તે સિદ્ધ થઈ શકતુ નથી અને તે માન્યતા ખરી છે

વૈશેષિક દર્શન વાંચવાથી જણાશે કે દર્શનકાર સર્વ મહર્ષિઓ એકમત ધરાવે છે અને તેઓ વચ્ચે જગત, બ્રહ્મ અને જીવ વિષયમાં અને સૃષ્ટિ ઉત્પત્તિના વિષયમાં કશો મતભેદ નથી. પરંતુ કેવલાદ્વૈત, વિશિષ્ટાદ્વૈત, શુદ્ધાદ્વૈત અને દ્વૈતાદ્વૈત વિગેરે મિથ્યાવાદો ઊભા કરી વેદાદિશાસ્ત્રોમાં વિરોધ છે તેવી વાત ફેલાવી આધુનિક સંપ્રદાયના આચાર્યોએ જનતાનું ઘણું જ અહિત કર્યું છે અને વેદાદિશાસ્ત્રોને બદનામ કર્યાં છે. જીવ અને પ્રકૃતિને બ્રહ્મનું શરીર બતાવનારો વિશિષ્ટાદ્વૈતવાદ અને જીવને બ્રહ્મના અંશરૂપે અંશાંશિભાવયુક્ત શુદ્ધાદ્વૈતવાદ પણ અવૈદિક હોવાથી ત્યાજ્ય છે. વેદમાં તેવા કોઈ વાદનો ઉલ્લેખ નથી અને આધુનિક સર્વસંપ્રદાયો વેદવિરુદ્ધ છે એ મહર્ષિ દયાનંદે પોતાના ગ્રંથોમાં સિદ્ધ કરી બતાવ્યું છે.

## દર્શનોમાં પરસ્પર વિરોધની ખોટી માન્યતા

જગતના ઉપાદાન કારણમાં અને તેને લગતા અન્ય વિષયોમાં મહર્ષિઓ પ્રણીત દર્શનશાસ્ત્રો વચ્ચે વિરોધ છે એવી માન્યતા સાંપ્રદાયિક આચાર્યો અને તેના અનુયાયીઓએ ફેલાવેલ છે. તેમણે કરેલાં ભાષ્યો, ટીકાઓ, વાર્તિકો વિગેરેમાં મહર્ષિ કપિલ, કણાદ, વ્યાસ વિગેરેના સિદ્ધાંતોમાં મોટો મતભેદ છે એમ પ્રતિપાદન કર્યું છે, પરંતુ મૂળ સૂત્રો તપાસતાં છએ છ દર્શનો વચ્ચે બ્રહ્મ, જીવ, જગતના મૂળ કારણ, પુનર્જન્મ અને મોક્ષ વિગેરે વિષયોમાં કશો મતભેદ જોવામાં આવતો નથી. બધા મહર્ષિઓએ બ્રહ્મને જગતનો કર્તા, ધર્તા અને સંહર્તા, વિભુ, ઉપાસ્ય અને મોક્ષ દાતા માનેલ છે. સર્વે શાસ્ત્રો જીવાત્માને સ્વકર્માનુસાર જન્મ ધારણ કરી ફળ ભોગવનાર, અલ્પજ્ઞ, એકદેશીય, બ્રહ્મથી વ્યાપ્યવ્યાપકસંબંધયુક્ત માને છે અને જગતના ઉપાદાન કારણ તરીકે પ્રકૃતિ, પરમાણું, આકાશ, કાળ, દિશા વિગેરે જડ તત્ત્વોને નિત્ય, અચેતન, બ્રહ્મને આધીન તત્ત્વો તરીકે માને છે. જ્ઞાન, કર્મ અને ઉપાસના વડે જીવને મોક્ષ મળે છે તેમ પણ માને છે.

## પ્રકૃતિ અને પરમાણુનો સંબંધ

કેટલાક દાર્શનિક ભાષ્યકારો અને સાંપ્રદાયિક વિદ્વાનો પ્રકૃતિને જગતનું ઉપાદાન કારણ માને છે, અને કેટલાક પરમાણુને જગતનુ ઉપાદાન કારણ માને છે. તેઓએ એમ બતાવવા પ્રયત્ન કર્યો છે કે શ્રી કપિલ મુનિ અને મહર્ષિ શ્રી કણાદ વચ્ચે જગતના ઉપાદાન કારણ વિષે મતભેદ છે; પરંતુ ખરી રીતે જોતાં બન્ને સાંખ્ય અને વૈશેષિક દર્શન વચ્ચે તે વિષયમાં કાંઈ પણ મતભેદ નથી, પરંતુ

બન્ને વચ્ચે સમાનતા છે. અવિદ્વાનોએ ઊભા કરેલા આવા પ્રકારના મતભેદનો સૌથી પ્રથમ વિરોધ કરનાર મહર્ષિ દયાનંદે સર્વ દર્શનની એકવાક્યતા પોતાના પ્રસિદ્ધ અને શ્રેષ્ઠ ગ્રંથ સત્યાર્થ પ્રકાશમાં સિદ્ધ કરી બતાવી છે તેને અહીં વિશેષ સ્પષ્ટ કરવામાં આવે છે.

## પ્રકૃતિ શું? અને પરમાણુ શું?

આ દશ્યમાન અને અદષ્ટ પદાર્થોના બે વિભાગ કરી શકાય. એક ચેતન અને બીજો જડ એટલે અચેતન છે. તેમના પેટા વિભાગો અનેક છે, ચેતનના પેટા વિભાગમાં જગત્ કર્તા બ્રહ્મ અને જગત ભોક્તા જીવ અથવા જીવાત્મા છે, જે ચેતન-વર્ગમાં છે અને તેમાં બ્રહ્મ જગતનું નિમિત્ત કારણ છે, હવે બીજો વિભાગ જે જડ અથવા અચેતન છે જેને ઉપાદાન કારણ કહેવાય છે તેમાં નીચેના પદાર્થોનો સમાવેશ થાય છે. કારણ રૂપ આકાશ, કાળ, પ્રકાશશક્તિયુકત પરમાણુ, ક્રિયાશક્તિયુકત પરમાણુ અને આવરણશક્તિયુક્ત પરમાણુ વિગેરે અનાદિ અનંત નિત્ય જડ તત્વો છે અને તેજ આ જગતનું ઉપાદાન કારણ છે, તેને જ પ્રધાન કારણ કહેવાય છે. ઉપર જણાવેલા અસંખ્ય પરમાણુઓની ત્રણ અવસ્થા હોય છે; અને તે ત્રણ અવસ્થાઓમાં તેઓ પોતાનું અસ્તિત્વ અને કાર્ય જગતકર્તૃત્વ શકિતને આધીન રહીને પ્રગટ કરે છે. તે ત્રણ અવસ્થાઓનાં નામ પ્રકૃતિ, વિકૃતિ અને સ્વધા છે. જ્યારે જગત્ બનાવવાનો આરંભ થાય છે, તે પહેલાંની તેઓની સામ્ય અવસ્થાનું નામ પ્રકૃતિ કહેવાય છે. સત્વ, રજ, તમ પરમાણુઓની સામ્ય અવસ્થા હોય છે. ત્યાં સુધી જગતની ઉત્પત્તિ થતી નથી, તે સામ્ય અવસ્થાને અંગ્રેજીમાં Triangle of equilibrium of forces કહેવાય છે. તે સામ્ય અવસ્થામાં ક્ષોભ ઉત્પન્ન થાય છે અને તેથી મહત્તત્વ વિગેરે દ્વયણુક, ત્ર્યણુક, હ્રસ્વ, દીર્ઘ, મહદાદિ પરિણામો થાય છે અને જગતની ઉત્પત્તિ અને સ્થિતિ અર્થાત્ સંચાલન થતું રહે છે. તે વખતે ઉપર્યુક્ત પરમાણુ આદિની સામ્ય અવસ્થા પ્રકૃતિને બદલે વૈષમ્ય અવસ્થા વિકૃતિ હોય છે. જે અવસ્થા પ્રલય સુધી રહે છે, અને ત્યાર પછી ઉપર જણાવેલાં અચેતન અથવા જડ તત્વોના સંઘાતો વિખુટા પડી મૂળ કારણ અવસ્થાને પ્રાપ્ત થાય છે, ત્યારે **સ્વધા** અવસ્થા કહેવાય છે.

*વેદના અનેક મંત્રોમાં ઉપર જણાવેલી ત્રણેય અવસ્થા વિશેષનાં નામો,* પ્રકૃતિ, વિકૃતિ અને સ્વધા વર્ણવેલાં છે. એટલે પરમાણુ આદિની અવસ્થા વિશેષમાં નામો પ્રકૃતિ, વિકૃતિ અને સ્વધા છે, એ રીતે સાંખ્યમાં વર્ણવેલ પ્રકૃતિ અને વૈશેષિકમાં વર્ણવેલ પરમાણુઓ વચ્ચે વિરોધ નથી, પરંતુ એકવાક્યતા છે, સામંજસ્ય અને અનુકૂળતા છે. શ્રી શંકરાચાર્ય આદિ સાંપ્રદાયિક આચાર્યોએ અહીં ગંભીર ભૂલ

કરી છે, અને દર્શનોમાં પરસ્પર વિરોધ છે એવી મિથ્યા કલ્પના કરી છે. તેમના અનુયાયીઓએ તેને વધારીને પદાઃ જેટલો વિરોધ કરી મૂક્યો છે, અને મહર્ષિઓના મૂળ સિદ્ધાંતોને વાસ્તવિક સ્વરૂપમાં સમજવા મુશ્કેલ બનાવી દીધા છે. દૈવીશક્તિ, પરા શક્તિ, માયા, મહામાયા, પ્રકૃતિ, પ્રધાન કારણ, અવ્યક્ત, અવ્યાકૃત તથા મૂળકારણ એ બધાં પર્યાયવાચી શબ્દો છે.

પ્રલયકાળ દરમ્યાન સંપૂર્ણ જગત્ પીંડીભૂત થઈને એટલે કાર્યાવસ્થાને છોડીને પ્રકૃતિમાં લીન થાય છે તે સમયે તે સ્વધા કહેવાય છે. એનું વર્ણન ઋગ્વેદના દસમા મંડળમાં નાસદીય સૂક્તમાં કરેલું છે.

## પરમાણુવાદ ઉપર થતી શંકાઓનું નિવારણ

કેટલાક વિદ્વાનો એવી શંકા કરે છે કે જ્યારે અનેક પરમાણુઓના સંયોગથી સૃષ્ટિ થાય છે ત્યારે સૌથી પ્રથમ બે પરમાણુઓનો સંયોગ થાય છે તેના પ્રથમ સંયોગે બે પરમાણુઓ એકબીજાથી સર્વાંશમાં મળે છે કે બંનેનો એક ભાગ મળે છે અને બાકીનો ભાગ સ્પર્શ વિનાનો રહે છે? જો એક ભાગ મળતો હોય તો પરમાણુ વિભાગવાળું છે એમ માનવું પડે અને જો સર્વાંશમાં મળે તો તેમનું એક બીજા સાથે મળી જવાથી દ્વયણુક, ત્ર્યણુક આદિ દીર્ઘ મહત્ત્વાદિ પરિમાણો થઈ શકશે નહિ; માટે પરમાણુ જગતનું ઉપાદાન કારણ બની શકે નહિ. ઉપર જણાવેલ તર્ક અવિદ્યાને લીધે ઉત્પન્ન થયેલ છે. ભિન્ન ભિન્ન પરમાણુઓના પ્રથમ સંયોગમાં સર્વાંશે યોગ થવા છતાં એકબીજાની અંદર લીન થતું નથી; કારણ કે એક પદાર્થ સૂક્ષ્મ હોય અને બીજો સૂક્ષ્મતર હોય તો એક બીજાની અંદર અવ્યાપ્યવૃત્તિ સંબંધ થઈ શકે, પરંતુ પરમાણુમાં તેમ ન હોવાથી બે અથવા અધિક સૂક્ષ્મ પરમાણુઓના સંયોગથી વ્યાપ્યવ્યાપકસંબંધ થતો નથી પરંતુ ઘનીભૂત થાય છે અને સૂક્ષ્મ અવસ્થામાંથી સ્થૂલતર અવસ્થા પ્રાપ્ત થાય છે. જેમ એક અવિભાજ્ય કાગળનો ટૂકડો છે તે તેવા જ બીજા અવિભાજ્ય કાગળના ટૂકડા સાથે ચોંટી જવાથી સ્થૂલ અને ઘનત્વને પ્રાપ્ત થાય છે અને પોતપોતાના અવિભાજ્યપણાને બાધ આવતો નથી. તેવી રીતે બે પરમાણુઓના સંયોગથી સૂક્ષ્મ અવસ્થામાંથી સ્થૂળ અને તે પછી સ્થૂળતર અવસ્થા પ્રાપ્ત થાય છે. વળી સત્વ, રજ અને તમો ગુણયુક્ત પરમાણુઓના મુખ્યતઃ અનેક અવાંતર ભેદો હોય છે, જેમકે વાયુના પરમાણુઓ, અગ્નિ, જળ વિગેરેને પરમાણુઓ વિગેરે છે. આવી રીતે સૂક્ષ્મ ભૂતો, તન્માત્રા, સ્થૂળ ભૂતો વિગેરેમાં દીર્ઘ મહદાદિ પરિમાણો ઉત્

કેટલાકો એમ શંકા કરે છે કે પ્રત્યેક પરમાણુ બીજા પરમાણુ સાથે સંયુક્ત થતાં પોતાનું પારિમાંડલ્ય કાયમ રાખી શકશે નહિ; આ શંકા પણ ખોટી છે. પ્રત્યેક પરમાણુ પોતાનું પારિમાંડલ્ય કાયમ રાખીને જ બીજાની સાથે મળે છે.

કેટલાકો એમ શંકા કરે છે કે પરમાણુ પોલું છે કે ઘન? જો પોલું હોય તો નિત્ય હોય શકે નહિ. કારણ કે તે આકાશ વડે વિભાજ્ય ગણાશે જે પરમાણુની પરિભાષાથી વિરુદ્ધ જશે, અને જો ઘન છે એમ કહો તો આકાશ તેની અંદર જઈ શકશે નહિ એટલે આકાશને અવ્યાપકત્વનો દોષ લાગશે; માટે પરમાણુ નિત્ય અને અવિભાજ્ય હોઈ શકે નહિ. આ શંકાનો ઉત્તર વૈશેષિક દર્શનના ચોથા અધ્યાયના પ્રથમ આહ્નિકમાં સૂત્ર ૫માં આપેલ છે કે એ બધી શંકાઓ અવિદ્યાયુક્ત છે. પરમાણુને ઘન માનવા છતાં આકાશને સર્વવ્યાપક માનવામાં દોષ આવતો નથી. સર્વવ્યાપક એને કહે છે કે જે સર્વ મૂર્તદ્રવ્ય સાથે સંયોગ રાખે, આકાશનો સર્વ પરમાણુઓ સાથે સંયોગ છે જ; માટે તે વ્યાપક પણ છે. અહીં પરમાણુની અંદર આકાશ માનવાની જરૂર નથી.

નવીન વેદાંતીઓ તથા અન્ય વિદ્વાનો તરફથી એક આક્ષેપ એમ કરવામાં આવે છે કે જગતનું નિમિત્ત કારણ બ્રહ્મ માનવામાં જે ઘટ પટાદિના દૃષ્ટાંતોમાં કુંભાર વિગેરેનાં જે ઉદાહરણો આપવામાં આવે છે તે યોગ્ય નથી. કારણ કે ઘડો બનાવ્યા પછી કુંભાર અને ઘડો બન્ને જુદા જુદા સ્થાનમાં રહે છે, અને બન્ને એકદેશીય પદાર્થો છે; પરંતુ જગત્ બનાવતી વખતે અને બની ગયા પછી કુંભારની માફક બ્રહ્મ જગતથી બહાર અન્ય દેશમાં રહેતો નથી, પરંતુ સર્વ સમયમાં સર્વની અંદર જ રહે છે માટે બ્રહ્મ જગતનું માત્ર નિમિત્ત કારણ નથી, પરંતુ ઉપાદાન કારણ પણ છે. આ આક્ષેપ પણ અવિદ્યાયુક્ત છે. ઘડો બનાવીને કુંભાર ઘડામાં રહેતો નથી અને વસ્ત્રને બનાવીને વણકર વસ્ત્રમાં રહેતો નથી તેથી ઘટ પટનું કાર્ય દોષવાળું, અનિત્ય અને એકસરખું બનતું નથી; પરંતુ અનેક દોષયુક્ત, વારંવાર બગડી જાય, તૂટી જાય અને તેની ક્રિયા ગમે ત્યારે અનિયમિત થઈ નષ્ટ થઈ જાય છે, પરંતુ સૃષ્ટિ રૂપી કાર્ય નિરંતર ચાલુ, દોષરહિત, નિયમિત, કોઈ પણ સમયે બગડે નહિ અને દરેક તત્ત્વો પોતપોતાનું કાર્ય ભૂલ કે પ્રમાદરહિત નિરંતર એકધારું કર્યે જાય છે; તેનું કારણ જગતકર્તા પરમાત્મા નિરંતર તેની અંદર સર્વદા જાગૃત રહીને અને અન્ય તત્ત્વોના ગુણ ક્રિયાને નિરંતર જાગૃત રાખીને સર્જન, સંચાલન, વિસર્જન વિગેરે કાર્યો કર્યે કરાવ્યે જાય છે, અને પ્રકૃતિ વિકૃતિ રૂપે આખા જગતમાં [illegible]

જગતને સર્વદા ધારણ કરી રાખે છે તેથી પરમાત્મા જગતનું નિરંતર, નિત્ય, ઉપસ્થિત, સદા સર્વકાળનું નિમિત્ત કારણ બની રહે છે. જ્યારે કુંભાર, વણકર આદિ અનિત્ય, અનુપસ્થિત, એકદેશીય, સમયવિશેષને માટે જ નિમિત્ત કારણ હોય છે; એટલો ભેદ સામયિક નિમિત્ત કારણ અને નિત્ય સાર્વકાલિક નિમિત્ત કારણમાં ભેદ છે. નીચેના મંત્રમાં નિત્ય નિરંતર સાર્વકાલિક નિમિત્ત કારણ રહી અજ પરમાણુ વડે કેવી રીતે જગતનું સર્જન, વિસર્જન અને સંચાલન કરે છે તે વર્ણવેલ છે.

विश्वतश्चक्षुरुत विश्वतोमुखो विश्वतो बाहुरुत विश्वतस्पात्।
संबाहुभ्यां धमति संपतत्रै र्द्यावाभूमी जनयन्देवः एकः॥

યજુર્વેદ વિગેરેમાં ઉપલો મંત્ર આવ્યો છે, અ. ૧૭-૧૯. યજુ. જેનો અર્થ નીચે મુજબ છે.

विश्वतश्चक्षुः सर्वस्मिन् जगति दर्शनं यस्य सः જગતના તમામ સ્થાનમાં અને પદાર્થોમાં જેની પ્રતીતિ, અનુભવ, દર્શન, વિગેરે થાય છે. विश्वतोमुखः सर्वत्रः मुखं उपदेशनं यस्य सः જગતના તમામ પદાર્થોનું કાર્યકારણભાવે ધ્યાન ધરતાં જે પ્રભુ વિષેનું ઉપદેશજ્ઞાન વિગેરે પ્રાપ્ત થાય છે. विश्वतोबाहुः सर्वत्र बलं वीर्यं यस्य सः જગતના તમામ સ્થાનોમાં આકાશ, દિશા અને સર્વ દેશમાં જેનું બળ અને પરાક્રમ અને ક્રિયા નિરંતર કાર્ય કરતાં જોવામાં આવે છે. विश्वतस्पात् सर्वत्र गतिः व्याप्तिः र्यस्य सः જેની સર્વત્ર અને સર્વકાળમાં ગતિ અને વ્યાપ્તિ છે; નિરંતર કુદરતના તત્વો સૂર્ય, ચંદ્ર, વાયુ આદિના કાર્ય પર જેની અખંડ દેખરેખ છે, અને જીવોનાં કર્મો અને ફળ વ્યવસ્થા નિરંતર ચાલી રહેલી છે તે पतत्रैः परमाण्वादिभिः પરમાણુઓ વડે सूर्यपृथ्वीलोकान् कार्यरूपेण प्रकटनं सत् सूर्य, પૃથ્વી આદિ લોકલોકાંતરને કારણરૂપ પરમાણુઓ વડે કાર્ય રૂપમાં પ્રગટ કરે છે. जनयन् देव एकः असहायः अद्वितीय स्वप्रकाशः दिव्यगुणयुक्त. તે એક જ, બીજાની સહાયતાની અપેક્ષા રહિત, જેની બીજો કોઈ બરોબરી કરી શકે નહિ તેવા સ્વપ્રકાશથી આશ્ચર્ય ઉત્પન્ન કરે તેવા દિવ્ય ગુણ યુક્ત પરમાત્મા જગતનું ઉત્પાદન, સંચાલન અને વિસર્જન કરે છે.

ઉપર જણાવેલ મંત્ર જગતના નિત્ય, સાર્વકાલિક નિમિત્ત કારણ સૃષ્ટિકર્તા પરમાત્મા મૂળ કારણ રૂપ પરમાણુમાંથી કાર્ય રૂપ જગતને બનાવે છે તેવું સ્પષ્ટ વિધાન છે, છતાં નવીનવેદાંતીઓ અને સાંપ્રદાયિકો વેદવિરુદ્ધ માન્યતાઓને ફેલાવે છે, અને કેવલાદ્વૈત, શુદ્ધાદ્વૈત, વિશિષ્ટાદ્વૈત આદિ [illegible]

કપિલ, કણાદ, વ્યાસ વિગેરેના સિધ્ધાંતો વિરુધ્ધ દર્શનોનાં ભાષ્યો, કારિકાઓ, ટીકાઓ વિગેરે લખી પોતાના વાડાઓ વધારવાનો પ્રયાસ કરી રહ્યા છે.

પ્રકૃતિ, પરમાણુ આદિ નિત્ય અને જગતનું ઉપાદાન કારણ છે તે બતાવનારા વેદોમાં અનેક મંત્રો આવેલા છે. ઇશ્વર જગતનું અદષ્ટ નિમિત્ત કારણ છે, અને પરમાણુ આદિ વડે જગતને બનાવે છે તેના વેદોમાં પ્રમાણો અનેક છે. જુઓ. ઋગ્વેદ ૧-૧-૩-૪

इन्द्रायाहि चित्रभानो सुता इमे त्वायवः अण्वीभिस्तना पूतासः

અર્થઃ— હે આશ્ચર્ય પ્રકાશયુક્ત પરમેશ્વર આપે કારણ અવસ્થા-વાળા પરમાણુઓ વડે આ જગતને વિસ્તૃત રૂપે બનાવ્યું છે, તે જગતના પદાર્થોને અમે પવિત્ર થઇને ધર્માનુસાર તેનો ઉપયોગ કરીએ.

આ લેખમાં પ્રકૃતિ, પરમાણુ આદિ જગતનું ઉપાદાન કારણ છે; તેની સિદ્ધિ માટે વેદાદિશાસ્ત્રોના થોડાં પ્રમાણો આપવામાં આવેલ છે. વેદોમાં અનેક પ્રમાણો આવેલાં છે. જેમાં બ્રહ્મ જગતનું નિમિત્ત કારણ અને પ્રકૃતિ એટલે પરમાણુઓની સામ્યવસ્થામાંથી વિષમ અવસ્થાવાળું આ, જગત બનેલું હોવાથી પ્રકૃતિ અને પરમાણુ જગતનું ઉપાદાન કારણ છે, તે વૈદિકોનો મત છે. અભિન્ન નિમિત્તોપાદન કારણનો સિદ્ધાંત અવૈદિક છે, એ સિદ્ધ થાય છે. શ્રી શંકરાચાર્ય આદિ સાંપ્રદાયિક આચાર્યો વેદને સ્વતઃ પ્રમાણ માને છે, અને સ્મૃતિકારો પણ धर्मं जिज्ञासमानाना प्रमाणं परमं श्रुतिः એમ માને છે; માટે શ્રી શંકરાચાર્યનું શારીરક ભાષ્ય, શ્રી રામાનુજનું શ્રીભાષ્ય, શ્રી વલ્લભાચાર્યનું અણુભાષ્ય, શ્રી નિંબાકાચાર્યનું વેદાંતપારિજાતસૌરભનામક ભાષ્ય અને અન્ય સાંપ્રદાયિક ભાષ્યો અવૈદિક હોવાથી ત્યાજ્ય છે. જીવાત્માના સ્વરૂપ વિષે અને મોક્ષ અવસ્થા અને મોક્ષ પ્રાપ્તિના સાધનો વિષે પણ ઉપરના આધુનિક સાંપ્રદાયિક આચાર્યોએ જગતમાં મહાન અજ્ઞાનાંધકાર ફેલાવેલ છે, એટલે સાંપ્રદાયિકોએ કરેલાં પ્રસ્થાનત્રયી ઉપરનાં ભાષ્યો વિગેરે પણ ભ્રમમૂલક, ભ્રાંતિયુક્ત, યુક્તિ અને વૈદિક ગ્રંથોના પ્રમાણ વિરુદ્ધ હોવાથી પરસ્પર લડનારાં, લડાવનારાં અને ત્યાજ્ય છે; માટે વિવેકી મનુષ્યોએ સાંપ્રદાયિક જાળમાંથી નિકળી શુદ્ધ વૈદિક બનવું જોઇએ.

ઉપર જણાવેલા મહર્ષિઓ ગોતમ, કણાદ, વ્યાસ, કપિલ, જૈમિનિ અને પતંજલિએ બનાવેલાં દર્શન શાસ્ત્રો ન્યાય, વૈશેષિક, બ્રહ્મસૂત્ર, સાંખ્ય અને પૂર્વમીમાંસાના સૂત્રોમાં કોઈ પણ પ્રકારનો સૃષ્ટિ ઉત્પત્તિ વિષયમાં મતભેદ નથી.

દરેકને પોતપોતાની પ્રક્રિયામાં ભેદ હોવાથી સાંપ્રદાયિકોએ જગતમાં ભ્રમ ફેલાવવાનો પ્રયાસ કર્યો છે, તે ભ્રમનું નિવારણ મહર્ષિ દયાનંદે વેદભાષ્યાદિ ગ્રંથો લખી કર્યું છે.

દર્શનશાસ્ત્રોમાં પ્રતિપાદિત થયેલા વિષયો સામાન્ય જનતા માટે સમજવા મુશ્કેલ થઈ પડે છે, અને કેટલાક પારિભાષિક શબ્દો હોય છે જેની પોતાની ખાસ પ્રકરણાનુસાર વ્યાખ્યા હોય છે, છતાં આ લેખમાં તેને સમજાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. જો કોઈ જિજ્ઞાસુ બંધુને આ લેખના કોઈ પણ શબ્દ, સિદ્ધાંત કે અર્થની સમજણ ન પડે તો મને પત્ર દ્વારા અથવા રૂબરૂ મળીને પૂછીને સમજી લેવાની ભલામણ કરું છું. આવા ગહન વિષય ઉપર ટુંકામાં લખી સમજાવવું અતિ દુષ્કર છે તેથી કેટલાક ભાઈઓને આ લેખ લાંબો લાગશે, પરંતુ અન્યથા શક્ય ન હોવાથી ક્ષમા માગું છું. આ લેખથી કોઈનું મન દુભાયું હોય કે કોઈની અપ્રતિષ્ઠા થઈ હોય તો તેમને માટે હું દીલગીર છું; કારણ કે આ લેખ લખવાનો તેવો હેતુ નથી, અને બીજો કોઈ ઉપાય નથી.

સ્વ જેઠા પ્રેમજી પુસ્તક પ્રકાશન ટ્રસ્ટના ટ્રસ્ટીઓનો તથા દર્શનાચાર્ય પં. મયાશંકરજીનો પણ આભાર માનું છું; કે જેમણે વૈશેષિક દર્શનના ગુજરાતી ભાષ્યના આગળના ભાગમાં આ લેખને સ્થાન આપવા ઉદારતા બતાવી છે.



# સૃષ્ટિના ઉપાદાન કારણ અને દર્શનોમાં અવિરોધ વિષે

## : મહર્ષિ દયાનંદ :

**પ્રશ્ન**—જગતમાં કેટલા કારણો છે?

**ઉત્તર**—ત્રણ ૧ નિમિત્ત ૨ ઉપાદાન, ૩ સાધારણ, નિમિત્ત કારણ એ કહેવામા આવે છે કે જેના બનાવવાથી વસ્તુ બને અને ન બનવાથી ન બને, પોતે બને નહિ, (અર્થાત્ પોતે રૂપાતરમા ન આવે અનુ) અને બીજાને રૂપાતરમા લાવે બીજુ ઉપાદાન કારણ એ કહેવામા આવે છે કે, જેના વિના કશુએ ન બને પોતે જ રૂપાતર મા આવી કાર્ય રૂપે થઈ જાય, અને પોતાના બગડવાથી કાર્ય પણ બગડે ત્રીજુ સાધારણ કારણ એ કહેવામા આવે છે કે જે બનાવવામા હોય અને સાધારણ નિમિત્ત હોય.

નિમિત્ત કારણ બે પ્રકારનુ છે તેમા એક તો સર્વ સૃષ્ટિને કારણમાંથી બનાવી સ્થિતિ કરવામા પ્રલય કરવામા, સપૂર્ણ વ્યવસ્થા રાખનાર મુખ્ય કારણ પરમાત્મા છે

બીજુ નિમિત્ત કારણ—પરમેશ્વરની સૃષ્ટિમાંથી પદાર્થોને લઈ અનેકવિધ કાર્ય બનાવનાર સાધારણ નિમિત્ત કારણ જીવ છે

ઉપાદાન કારણ પ્રકૃતિ છે જેને પરમાણુ અથવા સર્વ જગત બનાવવાની સામગ્રી કહે છે તે જડ હોવાથી પોતાની મેળે બનતી તથા બગડી શકતી નથી, બીજાના બનાવવાથી બને છે અને બગાડવાથી બગડે છે

// વિરોધ ત્યા કહેવાય છે કે જ્યા એક જ વિષયમા વિરુદ્ધવાદ હોય શાસ્ત્રોમા પણ વિરોધ નથી જુઓ નીચે પ્રમાણે —

**મીમાંસા** — એવુ કોઇપણ કાર્ય જગતમા નથી કે, જે બનાવવામા ક્રિયા ન કરવી પડે
**વૈશેષિક** — સમય લાગ્યા વગર કોઈપણ કાર્ય બની શકતુ નથી
**ન્યાય** — ઉપાદાન સિવાય કઇ પણ બની શકતુ નથી
**યોગ** — વિદ્યા જ્ઞાન અને વિચાર કર્યા વિના કઈ પણ બની શકતુ નથી
**સાખ્ય** — તત્ત્વના સયોગ વિના કઈ પણ બની શકતુ નથી
**વેદાત** — બનાવનાર ન હોય તો કઈ પણ બની શકતુ નથી

એ પ્રમાણે સૃષ્ટિ ૭ કારણોથી બને છે અને ૭ શાસ્ત્રોમાના એકેક શાસ્ત્રમાં એકેક કારણની વ્યાખ્યા છે માટે એમા કશો પણ વિરોધ નથી, જેમ ૭ માણસ મળી એક છાપરાને ઉપાડી ભીત ઉપર ચઢાવે છે તેમ સૃષ્ટિરૂપ કાર્યની વ્યાખ્યા ૭ શાસ્ત્રકારોએ મળી કરી છે

અનાદિ નિત્યસ્વરૂપ સત્વ રજ અને તમો ગુણની એકાવસ્થા રૂપ પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા પરમ સૂક્ષ્મ પૃથક્ પૃથક્ વિદ્યમાન તત્ત્વાવયવોનો જે પ્રાથમિક સયોગ અને એ સયોગથી બીજી અવસ્થા એ પ્રમાણે સૂક્ષ્મથી સ્થૂળ અને સ્થૂલથી સ્થૂલાન્તર એમ બનતા બનતા જે વિચિત્ર રૂપ બન્યુ છે તે સસર્ગરૂપ હોવાથી સૃષ્ટિ કહેવાય છે (સત્યાર્થ પ્રકાશના આઠમાં સમુલ્લાસમાંથી)

॥ ઓ૩મ્ ॥

# ✱ આર્યસમાજના દશ નિયમો ✱



(૧) સર્વ સત્ય વિદ્યા અને જે પદાર્થ વિદ્યાથી જાણવામાં આવે છે, તે સર્વનું આદિ મૂળ પરમેશ્વર છે.

(૨) ઈશ્વર સચ્ચિદાનંદ સ્વરૂપ, નિરાકાર, સર્વશક્તિમાન, ન્યાયકારી, દયાળુ, અજન્મા અનંત, નિર્વિકાર, અનાદિ, અનુપમ, સર્વાધાર, સર્વેશ્વર, સર્વવ્યાપક, સર્વાન્તર્યામી, અજર, અમર, અભય, નિત્ય, પવિત્ર અને સૃષ્ટિકર્તા છે; તેની જ ઉપાસના કરવી યોગ્ય છે.

(૩) વેદ સર્વ સત્ય વિદ્યાઓનું પુસ્તક છે. વેદનું ભણવું, ભણાવવું અને સાંભળવું, સંભળાવવું; એ સર્વ આર્યોનો પરમ ધર્મ છે.

(૪) સત્ય ગ્રહણ કરવામાં અને અસત્ય છોડવામાં હમેશાં તૈયાર રહેવું જોઇએ.

(૫) સર્વકામ ધર્માનુસાર એટલે સત્યાસત્યનો વિચાર કરીને કરવાં જોઇએ.

(૬) સંસારનો ઉપકાર કરવો અર્થાત્ શારીરિક, આત્મિક અને સામાજિક ઉન્નતિ કરવી એ આ સમાજનો મુખ્ય ઉદ્દેશ છે.

(૭) બધા સાથે પ્રીતિપૂર્વક, ધર્માનુસારે યથાયોગ્ય વર્તન થવું જોઇએ.

(૮) અવિદ્યાનો નાશ અને વિદ્યાની વૃદ્ધિ કરવી જોઇએ.

(૯) પ્રત્યેક પોતાની ઉન્નતિથી સંતુષ્ટ રહેવાનું નથી; પણ સર્વની ઉન્નતિમાં પોતાની ઉન્નતિ સમજવી જોઇએ.

(૧૦) સર્વ મનુષ્યોએ સામાજિક, સર્વ હિતકારી નિયમ પાળવામાં પરતંત્ર રહેવું જોઇએ અને પ્રત્યેક હિતકારી નિયમમાં સ્વતંત્ર રહેવું જોઇએ.

— 卐 —

॥ ओ३म् ॥

# वैशेषिकदर्शनस्य सूत्रपाठः

## ❋ अथ प्रथमाध्यायस्य प्रथममाह्निकम् ॥ ❋



१ अथातो धर्मं व्याख्यास्यामः । १-१-१

२ यतोऽभ्युदयनिःश्रेयससिद्धिः स धर्मः । १-१-२

३ तद्वचनादाम्नायस्य प्रामाण्यम् । १-१-३

४ धर्मविशेषप्रसूताद् द्रव्यगुणकर्मसामान्यविशेषसमवायानां पदार्थानां साधर्म्यवैधर्म्याभ्यां तत्त्वज्ञानान्निःश्रेयसम् । १-१-४

५ पृथिव्यापस्तेजोवायुराकाशं कालो दिगात्मा मन इति द्रव्याणि । १-१-५

६ रूपरसगन्धस्पर्शाः संख्याः परिमाणानि पृथक्त्वं संयोगविभागौ परत्वापरत्वे बुद्धयः सुखदुःखेच्छाद्वेषौ प्रयत्नाश्च गुणाः । १-१-६

७ उत्क्षेपणमवक्षेपणमाकुञ्चनं प्रसारणं गमनमिति कर्माणि । १-१-७

८ सदनित्यं द्रव्यवत् कार्यं कारणं सामान्यविशेषवदिति द्रव्यगुणकर्मणामविशेषः । १-१-८

९ द्रव्यगुणयोः सजातीयारम्भकत्वं साधर्म्यम् । १-१-९

१० द्रव्याणि द्रव्यान्तरमारभन्ते गुणाश्च गुणान्तरम् । १-१-१०

११ कर्म कर्मसाध्यं न विद्यते । १-१-११

१२ न द्रव्यं कार्यं कारणं च बधति । १-१-१२

१३ उभयथा गुणाः । १-१-१३

१४ कार्यविरोधि कर्म । १-१-१४

१५ क्रियागुणवत् समवायिकारणमिति द्रव्यलक्षणम् । १-१-१५

१६ द्रव्याश्रय्यगुणवान् संयोगविभागेष्वकारणमनपेक्ष इति गुणलक्षणम् । १-१-१६

१७ एकद्रव्यमगुणं संयोगविभागेष्वनपेक्षकारणमिति कर्मलक्षणम् । १-१-१७

१८ द्रव्यगुणकर्मणां द्रव्यं कारणं सामान्यम् । १-१-१८

१९ तथा गुणः १-१-१९

२० संयोगविभागवेगानां कर्म समानम् । १-१-२०

२१ न द्रव्याणां कर्म । १-१-२१

બીજદ્રવ્યમાં જે ગુણ હશે તે ગુણો અંકુર દ્રવ્યમાં તેના ગુણો ઉત્પન્ન કરશે.

અન્ત્ય અવયવિદ્રવ્યો અને વિભુ દ્રવ્યો કોઈ પણ દ્રવ્યોના આરંભક હોતા નથી ઘટ એ અન્ત્ય દ્રવ્ય કહેવાય છે, તેમાથી બીજો ઘડો બનશે નહિ. આકાશ અને બ્રહ્મ = પરમાત્મા આ વિભુ દ્રવ્યો છે માટે, આકાશમાથી કોઈ બીજું આકાશ દ્રવ્ય બનશે નહિ તેમ બ્રહ્મમાથી પણ કોઈ બીજું દ્રવ્ય બનશે નહિ. દ્રવ્ય એ સમવાયિકારણ હોય છે અને ગુણ અસમવાયિકારણ તથા નિમિત્ત કારણ પણ હોય છે.

સજાતીયારંભકત્વ એ દ્રવ્યોનું અને ગુણોનુ સાધર્મ્ય ઉક્ત રીતે હોય છે. ॥ ૧૦ ॥

હવે કર્મમાં દ્રવ્ય અને ગુણનુ વૈધર્મ્ય બતાવે છે.

**कर्म कर्मसाध्यं न विद्यते ॥ ११ ॥**

પદાર્થ-(कर्म) કર્મ (कर्मसाध्यम्) કર્મથી જન્ય (न विद्यते) હોતુ નથી

ભાવાર્થ—કર્મ કોઈ પણ કર્માન્તરનુ કારણ બનતુ નથી એટલે કે કર્મ કોઈ બીજા કર્મને જન્માવતુ નથી, સંયોગ, વિભાગ અને વેગ આ ત્રણ કર્મનાં ફળ અર્થાત્ પરિણામ અથવા કાર્ય હોય છે

કર્મ જો કોઈ બીજા કર્મને ઉત્પન્ન કરે તો પ્રથમ કર્મ ઉત્પન્ન થઇને જ બીજા કર્મને ઉત્પન્ન કરે, હવે વિચાર કરો કે, જે દ્રવ્યમા પહેલુ કર્મ ઉત્પન્ન થયું તે પોતાના દ્રવ્યરૂપ અધિકરણના બધા સંયોગોનો નાશ કરી વિભાગને જન્માવ્યો, હવે જો તેજ દ્રવ્યમા તેનાથી બીજુ કર્મ ઉત્પન્ન થાય તો, તે અધિકરણ દ્રવ્યનો કોનાથી વિભાગ કરાવે ? વિભાગ માત્ર સંયોગપૂર્વક જ હોય છે, વિભાગ સંયોગનો નાશ કરે છે સંયોગોનો નાશ અને વિભાગ તો પ્રથમના કર્મે કર્યો, હવે બીજુ કર્મ એ અધિકરણમાં શુ પરિણામ ઉત્પન્ન કરશે ? જો બીજુ કર્મ વિભાગને ઉત્પન્ન ન કરે તો, તેના બીજું કર્મ ઉત્પન્ન થયું છે એ કેમ માની શકાય ? કર્મ ઉત્પન્ન થયુ છે એ વિભાગથી જ જાણી શકાય છે. ઉત્તર સંયોગ ઉત્પન્ન થયા પછી કર્મનો નાશ થાય છે નાશ પામેલુ કર્મ કંઈ બીજા કર્મને ઉત્પન્ન કરી શકે નહિ. માટે કર્મ કર્માન્તરનુ અનારંભક હોય એ દ્રવ્ય ગુણની અપેક્ષાએ કર્મમાં વૈધર્મ્ય છે. ॥ ૧૧ ॥

હવે ગુણ અને કર્મનું દ્રવ્યમાં શુ વૈધર્મ્ય છે તે બતાવે છે.

**न द्रव्यं कार्यं कारणं च बधति ॥ १२ ॥**

પદાર્થ—(कार्यं कारणं च) કાર્યદ્રવ્ય અને કારણદ્રવ્યને (द्रव्यं न वधति દ્રવ્ય નાશ કરતું નથી.

ભાવાર્થ—કાર્યકારણભાવને પામેલાં દ્રવ્યોમાં વિરોધ નથી. કારણ દ્રવ્ય કાર્યદ્રવ્યનો નાશ કરતું નથી અને કાર્યદ્રવ્ય કારણદ્રવ્યનો નાશ કરતું નથી. ધારો કે માટીમાંથી ઘટ બન્યો; માટી કારણદ્રવ્ય અને ઘટ-કાર્યદ્રવ્ય છે. અહીં માટી ઘટનો નાશ નથી કરતી અને ઘટ માટીનો નાશ કરતો નથી, આથી એ સિદ્ધ થાય છે કે, કાર્યકારણભાવને પામેલાં દ્રવ્યોમાં વધ્યઘાતકતા નથી. જ્યારે ગુણ કર્મમાં એવો નિયમ નથી; કાર્યકારણદ્રવ્યમાં રહેલું અવિરોધિત્વ એ ગુણકર્મની અપેક્ષાએ વૈધર્મ્ય છે. ॥ ૧૨ ॥

હવે કાર્યકારણભાવને પામેલા ગુણોમાં અરસપરસ વિરોધિત્વ છે એ બતાવે છે.

उभयथा गुणाः ॥ १३ ॥

પદાર્થ—(गुणाः) ગુણો (उभयथा) બન્ને રીતે હોય છે.

ભાવાર્થ—કાર્યગુણ કારણ-ગુણનો અને કારણ-ગુણ કાર્યગુણનો નાશ કરે છે. ઉદાહરણઃ-શબ્દ એ ગુણ છે. શબ્દથી પણ શબ્દ ઉત્પન્ન થાય છે. કાર્યશબ્દ-ગુણ કારણશબ્દ-ગુણનો નાશ કરે છે, અને ઉપાન્ત્ય કારણશબ્દરૂપ ગુણ છેલ્લા કાર્યશબ્દનો નાશ કરે છે. ગુણોમાં રહેલું આ વિરોધિત્વ દ્રવ્યની અપેક્ષાએ વૈધર્મ્ય છે. ॥ ૧૩ ॥

હવે કર્મમાં દ્રવ્યનું વૈધર્મ્ય બતાવે છે.

कार्यविरोधि कर्म ॥ १४ ॥

પદાર્થ—(कार्यविरोधि) कार्यं विरोधि यस्य तत् कार्यविरोधि—કાર્ય જેનું વિરોધિ છે એવું (कर्म) કર્મ કહેવાય છે.

ભાવાર્થ—કર્મ કાર્યથી નાશ પામે છે. કર્મ જે દ્રવ્યમાં ઉત્પન્ન થયું તે પ્રથમ વિભાગને ઉત્પન્ન કરે છે અને વિભાગથી દ્રવ્યના સંયોગનો નાશ પામે છે અને પછી બીજો સંયોગ દ્રવ્યમાં ઉત્પન્ન થાય છે; એ ઉત્તર સંયોગથી કર્મ નાશ પામે છે. આમ જોતાં ઉત્તર સંયોગને ઉત્પન્ન કરનાર કર્મ છે અને એ જ ઉત્તર સંયોગ પોતાના જનક કર્મનો નાશ કરે છે, માટે કર્મને પોતાના જ કાર્ય સાથે વિરોધ છે. દ્રવ્યમાં આવો વિરોધ નથી; આ વિરોધ દ્રવ્યની અપેક્ષાએ કર્મમાં વૈધર્મ્ય છે. ॥ ૧૪ ॥

હવે દ્રવ્યનું લક્ષણ બાંધે છે.

**क्रियागुणवत् समवायिकारणमिति द्रव्यलक्षणम् ॥ १५ ॥**

પદાર્થ—(क्रियागुणवत्) ક્રિયા અને ગુણવાળું તથા (समवायिकारणम्) સમવાયિકારણ (इति) એ (द्रव्यलक्षणम्) દ્રવ્યનું લક્ષણ છે.

ભાવાર્થ—क्रिया च गुणश्च तौ क्रियागुणौ तौ विद्येते अस्मिन् इति क्रियागुणवत् द्रव्यम् જેમાં ક્રિયા અને ગુણ હોય તેને દ્રવ્ય સમજવું. એટલે क्रियागुणवत्त्व એ દ્રવ્યનું લક્ષણ થયું.

ક્રિયા નવેય દ્રવ્યમાં નથી. પૃથ્વી, જળ, તેજ, વાયુ અને મન આ પાંચ દ્રવ્યોમાં જ ક્રિયા છે. આકાશ, કાળ, દિશા અને આત્મામાં ક્રિયા નથી. નવેય દ્રવ્યોમાં ક્રિયા ન હોવાથી એ દ્રવ્યનું લક્ષણ બની શકતી નથી; કેવળ ક્રિયાને દ્રવ્ય લક્ષણ માનીએ તો અવ્યાપ્તિ દોષ આવે છે માટે ક્રિયા સાથે ગુણને લીધો છે. ક્રિયા અને ગુણ બન્ને મળી દ્રવ્યનું લક્ષણ થઈ શકે છે, કોઈ પણ દ્રવ્ય એવું નથી કે જેમાં ગુણ ન હોય. ગુણ સર્વ દ્રવ્ય વ્યાપી હોવાથી क्रियागुणवत्त्वम् द्रव्यत्वम् એમ કહી શકાય. એકલી ક્રિયાને દ્રવ્યનું લક્ષણ બાંધતાં જે અવ્યાપ્તિ દોષ આવતો હતો તે ગુણ આવતાં દૂર થાય છે.

સમવાયિકારણતા પણ દ્રવ્યનું લક્ષણ થઈ શકે છે. સમવાયિકારણતા પણ નવેય દ્રવ્યમાં રહે છે એટલે એમાં અવ્યાપ્તિ, અતિવ્યાપ્તિ કે અસંભવ દોષ આવતો નથી.

समवायिकारणतावत्त्वम् द्रव्यत्वम् આ નિર્દોષ લક્ષણ છે.

ક્રિયા, ગુણ અને અસમવાયિકારણતા એ દ્રવ્યના અસાધારણ ધર્મો છે. એટલે કે એ ત્રણે ધર્મો દ્રવ્યમાં જ રહે છે. ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ અને સમવાયમાં રહેતા નથી. જેમાં ક્રિયા અને ગુણ બન્ને હોય તે દ્રવ્ય અથવા કેવળ ગુણ જેમાં હોય તે દ્રવ્ય; તથા જેમાં સમવાયિકારણતા હોય તે દ્રવ્ય. આ પ્રમાણે દ્રવ્યનું લક્ષણ છે. ॥ ૧૫ ॥

હવે ગુણનું લક્ષણ બાંધે છે.

**द्रव्याश्रय्यगुणवान् संयोगविभागेष्वकारणमनपेक्ष इति गुणलक्षणम् ॥ १६ ॥**

પદાર્થ—(द्रव्याश्रयी) જેનો સ્વભાવ દ્રવ્યનો આશ્રય કરીને જ રહેવાનો છે. (अगुणवान्) જેમાં ગુણ ન હોય (संयोगविभागेषु) સંયોગ અને વિભાગમાં (अनपेक्ष- अकारणम्) અપેક્ષા રાખ્યા વગર કારણ ન બને (गुणलक्षणम्) એ ગુણનું લક્ષણ છે.

**ભાવાર્થ**—જે દ્રવ્યનો આશ્રય કરીને જ રહે; દ્રવ્યના આધાર વગર જે ન જ રહી શકે તે ગુણ. આટલું લક્ષણ બાંધવાથી અતિવ્યાપ્તિ દોષ આવે છે. દ્રવ્ય પણ દ્રવ્યનો આશ્રય કરીને જ રહે છે. કાર્ય–દ્રવ્ય કારણદ્રવ્યનો આશ્રય કર્યા વગર રહી શકતું નથી માટે આગળ લખ્યું છે કે અગુણવાન્ એટલે જે દ્રવ્યનો આશ્રય કરીને રહે અને જેમાં ગુણ ન હોય તે ગુણ. આવું લક્ષણ બાંધતાં દ્રવ્યમાં ઊભી થતી અવ્યાપ્તિ તો ગઈ પણ, કર્મમાં અવ્યાપ્તિ રહી ગઈ. કર્મ પણ દ્રવ્યનો જ આશ્રય કરીને રહે છે અને એમાં ગુણ પણ નથી; માટે આગળ ઉમેરવામાં આવ્યું કે, संयोगविभागेषु अकारणम् अनपेक्षः સયોગ વિભાગમાં જે સાપેક્ષ હોય તે ગુણ અગ્નિનો સંયોગ જ્યારે પાર્થિવ પરમાણુને લાગે છે ત્યારે પાર્થિવ પરમાણુમાં રૂપ ગુણ ઉત્પન્ન થાય છે, પણ અગ્નિનો સંયોગ પાર્થિવ પરમાણુમાં નિરપેક્ષ કારણ નથી, પણ સાપેક્ષ છે. અગ્નિના સંયોગને અગ્નિગત ઔષ્ણ્યની અપેક્ષા રાખવી પડે છે અર્થાત્ અગ્નિ સંયોગ સાપેક્ષ થઈ પાર્થિવ પરમાણુમાં રૂપ ગુણને ઉત્પન્ન કરે છે. संयुक्तसमवायादग्नेर्वैशेषिकम् ॥ અ. ૧૦–આ. ૨–સૂત્ર. ૭. અર્થ: અગ્નિનો વિશેષ ગુણ ઉષ્ણતા છે તે પણ સંયુક્તસમવાય સંબંધથી પાકજ ગુણને ઉત્પન્ન કરવામાં નિમિત્ત કારણ બને છે એટલે કે અગ્નિસંયોગને ઉષ્ણતા પાકજ ગુણ ઉત્પન્ન કરવામાં સહાયતા આપે છે. આથી કર્મમાં જે અતિવ્યાપ્તિ આવતી હતી તે દૂર થઈ જાય છે. કર્મ સંયોગ અને વિભાગમાં અપેક્ષા રાખતું નથી, જ્યારે ગુણ સંયોગ અને વિભાગમાં અપેક્ષા રાખે છે. કર્મ ઉત્પન્ન થયા પછી એ કોઈની પણ અપેક્ષા રાખ્યા વગર વિભાગને અને ઉત્તર સંયોગને ઉત્પન્ન કરે છે, જ્યારે સંયોગરૂપ ગુણને પાકજ ગુણ ઉત્પન્ન કરવામાં અગ્નિગત ઔષ્ણ્યની અપેક્ષા રાખવી પડે છે. આ પ્રમાણે સૂત્રોક્ત લક્ષણ સંપૂર્ણ નિર્દોષ થઈ શકે છે

આવી રીતે વિદ્વાનોએ બીજાં પણ ગુણનાં લક્ષણ બાંધ્યા છે જેમકે—सामान्यवत्त्वे सति कर्मान्यत्वे च सति यो निर्गुणः पदार्थः स गुणः જે સામાન્યવાન્ હોય અને કર્મથી ભિન્ન હોય એવો જે ગુણ–રહિત પદાર્થ તેને ગુણ કહેવામાં આવે છે. અહીં સામાન્યવાન્ કહેવાથી સામાન્ય વિશેષ અને સમવાય ત્રણે પદાર્થોની વ્યાવૃત્તિ થઈ જાય છે નિર્ગુણ કહેવાથી દ્રવ્યની વ્યાવૃત્તિ થાય છે અને કર્માન્યત્વ કહેવાથી કર્મની વ્યાવૃત્તિ થાય છે. એટલે આ લક્ષણમાં પણ અવ્યાપ્તિ કે અતિવ્યાપ્તિ દોષ આવતો નથી.

एकं रूपम् । एको रसः । એક રૂપ અને એક રસ આવા પ્રયોગ ઉપર નજર નાખતા રૂપ અને રસ ગુણમાં એકત્વ સંખ્યા જણાય છે અને સંખ્યા

એ ગુણ છે, એથી ગુણ નિર્ગુણ છે એમ સિદ્ધ થતું નથી છતાં, ઉક્ત પ્રયોગથી રૂપ અને રસમાં એકત્વરૂપ સંખ્યા–ગુણ જણાય છે પણ, તે પ્રયોગ ગૌણ વૃત્તિથી સમજવો. સંયોગ કે સમવાય સંબંધથી કોઈપણ ગુણ ગુણમાં નથી. ॥ ૧૬ ॥

હવે કર્મનું લક્ષણ બાંધે છે.

**एकद्रव्य मगुणं संयोगविभागेष्वनपेक्षकारण मिति कर्मलक्षणम् ॥ १७ ॥**

**પદાર્થ**—(एकद्रव्यम्) एकमेव द्रव्यम् आश्रयो यस्य तत् एकद्रव्यम्। એક જ દ્રવ્ય જેનો આશ્રય હોય (अगुणम्) જેમાં ગુણ ન હોય (संयोगविभागेषु) સંયોગ અને વિભાગમાં (अनपेक्षकारणम्) કોઈની પણ અપેક્ષા રાખ્યા વગર જે કારણ હોય (इति) એ (कर्मलक्षणम्) કર્મનું લક્ષણ કહેવાય છે.

**ભાવાર્થ**—જે એક જ દ્રવ્યનો આશ્રય કરીને રહે, જેમાં ગુણ ન હોય અને જે સંયોગ વિભાગ આદિ કરવામાં કોઈની પણ અપેક્ષા ન રાખે તેનું નામ કર્મ.

કર્મ હંમેશાં એક જ દ્રવ્યમાં રહે છે સંયોગ અને વિભાગ જેમ બે દ્રવ્યનો આશ્રય કરીને રહે છે, તેમ કર્મ બે દ્રવ્યોનો આશ્રય કરીને રહેતું નથી.

કર્મમાં કોઇ ગુણ હોતો નથી માટે તે નિર્ગુણ છે, કર્મ ઉત્પન્ન થાય છે કે તરત તે વિભાગને અને સંયોગને ઉત્પન્ન કરે છે, બીજા કોઇની મદદ લેવા રોકાતું નથી, માટે તે સંયોગવિભાગ આદિ પોતાનાં કાર્ય કરવામાં અનપેક્ષ કહેવાય છે.

જો કે કર્મને પોતાના આધારભૂત સમવાયિકારણની અપેક્ષા તો રહે છે તથા પૂર્વ સંયોગના નાશની પણ અપેક્ષા રહે છે છતા પણ "स्वोत्पत्त्यन न्तरोत्पत्तिकभावभूतानपेक्षम्" પોતાની ઉત્પત્તિ થયા પછી કોઇ ભાવરૂપ પદાર્થની અપેક્ષા તે રાખતું નથી સમવાયિકારણ તો કર્મની પહેલા ઉત્પન્ન થયેલું હોય છે, અને પૂર્વસંયોગનો નાશ એ તો અભાવરૂપ હોય છે, માટે સૂત્રમાં કહેલું કર્મનું લક્ષણ બરાબર છે ॥ ૧૭ ॥

હવે કારણ દ્વારા દ્રવ્ય, ગુણ અને કર્મનું સાધર્મ્ય બતાવે છે.

**द्रव्यगुणकर्मणां द्रव्यं कारणं सामान्यम् ॥ १८ ॥**

**પદાર્થ**—(द्रव्यगुणकर्मणाम्) દ્રવ્ય, ગુણ અને કર્મનું (द्रव्यम्) દ્રવ્ય (कारणम्) કારણ (सामान्यम्) સામાન્ય છે.

**ભાવાર્થ**—કાર્ય દ્રવ્યનું સમવાયિકારણ દ્રવ્ય હોય છે, ગુણનું સમવાયિકારણ દ્રવ્ય હોય છે અને કર્મનું સમવાયિકારણ પણ દ્રવ્ય જ હોય છે.

આ કારણથી ત્રણેનું સમવાયિકારણ તરીકે દ્રવ્યનું હોવું એ ત્રણેનું સાધર્મ્ય છે. જેમ આ ત્રણ બાળકોની મા સમાન છે તેમ દ્રવ્ય, ગુણ અને કર્મનું સમવાયિકારણ દ્રવ્ય સમાન છે. ॥ ૧૮ ॥

હવે ત્રણેનું અસમવાયિકારણ સાધર્મ્ય તરીકે બતાવે છે.

**तथा गुणः ॥ १९ ॥**

**પદાર્થ**—(तथा) તે પ્રમાણે (गुणः) ગુણ ત્રણેનું અસમવાયિકારણ છે.

**ભાવાર્થ**—દ્રવ્ય, ગુણ અને કર્મનું અસમવાયિકારણ ગુણ છે. સંયોગરૂપ ગુણ ઉત્પન્ન થયેલા દ્રવ્યનું અસમવાયિકારણ હોય છે. કાર્યદ્રવ્યમાં ઉત્પન્ન થયેલા રૂપ, રસ, ગન્ધ, સ્પર્શ, સંખ્યા, પરિમાણ અને પૃથક્ત્વ આદિ ગુણોનું અસમવાયિકારણ કારણગત રૂપ, રસ અને ગંધાદિ ગુણો જ હોય છે. જેમકે પટગતરૂપનું અસમવાયિકારણ તંતુગત રૂપ જ છે. સજાતીયકારણ ગુણો કાર્યગુણોના અસમવાયિકારણ હોય છે. મનઃસંયોગ બુદ્ધિ, સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ અને પ્રયત્ન આ આત્માના ગુણો છે અને તે જન્ય ગુણો છે, માટે તેનું પણ કારણ આત્મા અને મનનો સંયોગરૂપ ગુણ છે. પાર્થિવ પરમાણુઓની અંદર જે પાકજ ગુણો ઉત્પન્ન થાય છે તેનું અસમવાયિકારણ અગ્નિનો સંયોગરૂપ ગુણ જ છે. અગ્નિના સંયોગથી પાર્થિવ પરમાણુઓમાં રૂપો નવાં નવાં ઉત્પન્ન થયાં કરે છે.

અગ્નિનો નોદનાખ્ય સંયોગ, અભિઘાત, ગુરુત્વ, દ્રવત્વ, સંસ્કાર અને અદૃષ્ટવાળા આત્માનો સંયોગ આ બધા ગુણો ઉત્ક્ષેપણ આદિ કર્મનાં અસમવાયિકારણ હોય છે.

કોઈ વખત એક જ ગુણ દ્રવ્ય, ગુણ અને કર્મનું અસમવાયિકારણ બને છે. જેમકેઃ—વેગવાળા રૂના પૂમડાનો બીજા પૂમડા સાથે જ્યારે સંયોગ થાય છે ત્યારે તે સંયોગ બીજા પૂમડામાં કર્મને ઉત્પન્ન કરે છે, બે પૂમડા મળી એક બીજાનું અવયવિ દ્રવ્ય બને છે અને એ સંયોગ અવયવિદ્રવ્યનું પરિમાણ પણ બનાવે છે. આ પ્રમાણે એક પૂમડાનો સંયોગરૂપ ગુણ દ્રવ્ય, ગુણ અને કર્મનું અસમવાયિકારણ બને છે. આ પ્રમાણે દ્રવ્ય, ગુણ અને કર્મનું ગુણનું અસમવાયિકારણ તરીકે હોવું એ ત્રણેનું સાધર્મ્ય છે. ॥ ૧૯ ॥

કોઇ વખત એક જ કર્મ અનેક કાર્યનું કારણ બને છે એ વાત આ સૂત્રમાં બતાવે છે.

**संयोगविभागवेगानां कर्म समानम् ॥**

*જે દેશથી ... ની* (margin note, partly illegible)

પદાર્થ—(संयोगविभागवेगानाम्) સંયોગ, વિભાગ અને વેગનું કર્મ (समानम्) સમાન કારણ હોય છે

ભાવાર્થ—જે દ્રવ્યના કર્મ ઉત્પન્ન થયા હતા તેટલા જ વિભાગો તે કર્મ ઉત્પન્ન કરે છે અને તરત જ તેટલા જ ઉત્તરસંયોગોને ઉત્પન્ન કરે છે કર્મ પોતાના આશ્રયભૂત દ્રવ્યમા વેગને પણ ઉત્પન્ન કરે છે. વેગ એટલે અહીં સ્થિતિસ્થાપક વેગ સમજવો. ગાદીની જગ્યાએ હાથ પાછો મૂકી દેવો એ એક કર્મ થયું, તેનાથી વિભાગ, ઉત્તર સંયોગ અને સ્થિતિસ્થાપકરૂપ વેગ ઉત્પન્ન થાય છે. ॥ ૨૦ ॥

કર્મ કોઈપણ દ્રવ્યનું કારણ બનતુ નથી તે આ સૂત્રમા બતાવે છે. આ ઠેકાણે કારણ એટલે અસમવાયિકારણ સમજવું

**न द्रव्याणां कर्म ॥२१॥**

પદાર્થ—(द्रव्याणाम्) દ્રવ્યોનું કારણ (कर्म) કર્મ (न) થતું નથી.

ભાવાર્થ—કોઈ પણ કર્મ દ્રવ્યનું અસમવાયિકારણ બનતું નથી. તેની સમજણ આગળના સૂત્રમા છે

કર્મ દ્રવ્યનું કારણ કેમ બનતું નથી? ઉત્તર—

**व्यतिरेकात् ॥ २२ ॥**

પદાર્થ—(व्यतिरेकात्) કર્મ ન રહેવાથી

ભાવાર્થ—કર્મથી સંયોગ થાય છે અને સંયોગ થયા પછી તરત કર્મ નાશ પામે છે, એટલે કર્મ નાશ પામ્યા પછી દ્રવ્યની ઉત્પત્તિ થાય છે, તેથી કર્મ દ્રવ્યનું અસમવાયિ કારણ નથી

અવયવ દ્રવ્યોમા જ્યારે અવયવિ દ્રવ્ય બને છે ત્યારે કર્મ નાશ પામેલું હોય છે, કેમકે અવયવોના સંયોગો જ તે વખત વિદ્યમાન હોય છે. નાશ પામેલું કર્મ દ્રવ્યનું કારણ કેવી રીતે બની શકે? માટે સંયોગો જ અવયવી દ્રવ્યનું અસમવાયિ કારણ હોય છે વળી અહીં એક બીજો પ્રશ્ન પણ ઊભો થાય છે કે, કર્મને દ્રવ્યનું અસમવાયિ કારણ માનવામા આવે તો અસમવાયિકારણ કર્મ નાશ પામ્યા પછી અવયવિ કાર્ય દ્રવ્યનો પણ નાશ થવો જોઈએ

અસમવાયિકારણના નાશ પામવાથી કાર્ય દ્રવ્ય નાશ પામે છે, એ તો સાર્વત્રિક નિયમ છે

પરિણામ એ આવે કે અવયવગત કર્મનો નાશ થવાથી કાર્ય દ્રવ્ય વાયિકારું પામે તો સંસારમાં કોઈ કાર્યદ્રવ્ય રહી શકે નહિ, એટલે સંસાર જ બની શકે નહિ. આ કારણથી અવયવોના સંયોગોને જ અસમવાયિકારણ માનવામાં આવે છે, કારણ કે એ કાર્યદ્રવ્ય સાથે સ્થિર રહે છે.

જો કર્મને દ્રવ્યનું નિમિત્ત કારણ માનવામાં આવે તો પણ ઠીક નથી. ધારો કે આપણી પાસે એકવાર કાપડનો કકડો છે. તેને ફાડીને બે કકડા કર્યા એટલે બે દ્રવ્ય કાર્યો તો થયાં, પણ અવયવ દ્રવ્યમાં કોઈ કર્મ તો ન જ થયું. નિમિત્ત કારણ વગર કાર્યનું બનવું અશક્ય છે. માટે કર્મ કાર્યદ્રવ્યનું નિમિત્ત કારણ નથી. આ ઉપરથી સિદ્ધ થાય છે કે, કર્મ કાર્યદ્રવ્યનું સમવાયિ, અસમવાયિ કે નિમિત્ત કારણ નથી. ॥ ૨૨ ॥

હવે અવયવિ કાર્યદ્રવ્યના આરંભક અવયવ-દ્રવ્યો અનેક હોય છે, એક નહિ. એ આ સૂત્રમાં બતાવે છે.

**द्रव्याणां द्रव्यं कार्यं सामान्यम् ॥ २३ ॥**

પદાર્થ—(द्रव्याणाम्) બે અથવા વધારે અવયવ દ્રવ્યોનું (द्रव्यम् कार्यम्) દ્રવ્યરૂપ એક કાર્ય હોવું (સામાન્યમ્) એ સામાન્ય છે.

ભાવાર્થ—બે પરમાણુઓમાંથી એક દ્વયણુક બને છે એક વાણો અને બીજો તાણો, આમ બે સુતરમાંથી એક પટદ્રવ્ય બને છે. અનેક ઈંટો અને ચુનામાંથી એક ગૃહરૂપ કાર્ય બને છે. આ ઉપરથી સિદ્ધ થાય છે, કે, અનેક અવયવ દ્રવ્યોનું એક કાર્યરૂપ અવયવિ દ્રવ્ય હોય છે. કોઇપણ ઠેકાણે એક જ કારણ દ્રવ્યમાંથી કાર્યદ્રવ્ય બનતું નથી.

અહીં શંકા કરવામાં આવે છે કે એક જ સૂતરરૂપ અવયવ દ્રવ્યમાંથી રૂમાલ અથવા પહેરવાનું ગંજીફરાક વગેરે બનાવવામાં આવે છે તેનું શું? શું અહીં એક કાર્યદ્રવ્ય એક કારણ દ્રવ્યમાંથી નથી બન્યું?

ઉ.—નહિ. જ્યાં એક સૂતરથી કાર્યદ્રવ્ય બનેલું જણાય છે ત્યાંપણ કારણરૂપ સૂતરને આઘાત પ્રત્યાઘાત થયા કરે છે અને તેથી તેના ખંડો થયા કરે છે, એટલે ત્યાં પણ અનેક કારણ દ્રવ્યો માનવાં જ જોઈએ. જો એક જ અખંડ કારણ દ્રવ્ય માનવામાં આવે તો તેનો કોઈ બીજા કારણ દ્રવ્ય સાથે સંયોગ ન થવાથી અસમવાયિકારણ જ ન બને અને અસમવાયિકારણ વગર દ્રવ્યરૂપ અવયવિ કાર્ય બની જ ન શકે.

આ જ કારણથી નવીન વેદાન્તીઓ એક જ બ્રહ્મમાંથી જગતની

ઉત્પત્તિ થઈ છે એમ જે માને છે તે ખોટું ઠરે છે. એક જ બ્રહ્મ હોવાથી તેનો બીજા કોઈ દ્રવ્ય સાથે સંયોગ થતો નથી અને સંયોગ તો જગતરૂપ-કાર્યદ્રવ્યનું અસમવાયિકારણ છે, માટે અસમવાયિકારણ સંયોગ વગર જગતની ઉત્પત્તિ થઈ શકે નહિ. તેથી બ્રહ્મ એક જ છે, બીજું કશું જ નથી એ માન્યતા આ સિદ્ધાંતને આધારે ખોટી ઠરે છે. ભાવાર્થ એ છે કે, અનેક દ્રવ્યોમાંથી એક અવયવિરૂપ કાર્યદ્રવ્ય બને છે. જેમ સંયોગ, વિભાગ અને વેગ ગુણોનું એક કર્મ સમાન કારણ છે તેમ અનેક કારણ દ્રવ્યોનું એક કાર્યદ્રવ્ય સમાન છે. ॥ ૨૩ ॥

જેમ દ્રવ્યોનું દ્રવ્ય કાર્ય હોય છે અને ગુણોનું ગુણ કાર્ય હોય છે તેમ કર્મોનું કાર્ય કર્મ હોય છે કે નહિ? તેનો ઉત્તર આ સૂત્રમાં આપે છે.

**गुणवैधर्म्यान्न कर्मणां कर्म ॥ २४ ॥**

**પદાર્થ**—(गुणवैधर्म्यात्) ગુણની અપેક્ષાએ કર્મમાં વૈધર્મ્ય હોવાથી (कर्मणाम्) કર્મોનું કાર્ય (कर्म) કર્મ (न) હોતુ નથી.

**ભાવાર્થ**—ગુણનો જે ધર્મ છે તે કર્મમા નથી સજાતીયારંભકત્વ એ ગુણનો ધર્મ છે, કર્મનો નહિ.

આ વૈધર્મ્યથી કર્મોનુ કોઈ કાર્ય કર્મ તરીકે નથી. દ્રવ્ય અને ગુણ સજાતીય દ્રવ્ય અને ગુણના આરંભક હોય છે પણ કર્મ કર્મનું આરંભક અર્થાત્ જનક હોતું નથી.

સૂત્ર ૧૧ માં જે વાત કહેવામાં આવી છે તે જ વાત અહીં ફરીથી અનુવાદ તરીકે કહેવામાં આવી છે જુઓ અ ૧ આ ૧. સૂ. ૧૧ ॥ ૨૪ ॥

હવે વ્યાસજ્યવૃત્તિ ગુણો અનેક દ્રવ્યોમા રહે છે, તે બાબત આ સૂત્રમાં સ્પષ્ટ કરે છે.

**द्वित्वप्रभृतयः संख्याः पृथक्त्वसंयोगविभागाश्च ॥ २५ ॥**

**પદાર્થ**—(द्वित्वप्रभृतय संख्या.) દ્વિત્વ ત્રિત્વ આદિ સંખ્યાઓ (पृथक्त्वसंयोग-विभागा च) પૃથકત્વ સંયોગ અને વિભાગ એ વ્યાસજ્યવૃત્તિ ગુણો છે એટલે એ ગુણો અનેક દ્રવ્યોનો આશ્રય કરીને રહે છે.

**ભાવાર્થ**—જે ગુણ બે દ્રવ્યમાં અથવા વધારે દ્રવ્યમાં રહે છે તે ગુણ વ્યાસજ્યવૃત્તિ કહેવાય છે. સંયોગને ઉત્પન્ન થવુ હોય તો બે દ્રવ્યોમાં ઉત્પન્ન થઈ રહે છે. એટલે સંયોગ વિભાગ અને પૃથકત્વ દ્વિષ્ઠ અથવા વ્યાસ-જ્યવૃત્તિ કહેવાય છે. કાર્ય દ્રવ્ય પણ બે અવયવ દ્રવ્યોમાં ઉત્પન્ન થઈ

તેમા જ રહે છે समवाय्यन्योन्याभावसामानाधिकरण्यं व्यासज्यवृत्तित्वम् । પોતાના સમવાયિકારણના અન્યોન્યાભાવ સાથે જે રહે તે 'વ્યાસજ્યવૃત્તિ' કહેવાય છે જેમકે બે ફળ હોય અને તેને સયુક્ત કર્યા હોય તો એક ફળનો અન્યોન્યાભાવ બીજા ફળમા હોય છે અને તેમા જ બે ફળનો સયોગ પણ હોય છે માટે સયોગ 'વ્યાસજ્યવૃત્તિ' કહેવાય છે આ પ્રમાણે બે, ત્રણ વગેરે સખ્યાઓ પણ વ્યાસજ્યવૃત્તિ સખ્યા ગણાય છે ॥ ૨૫ ॥

જેમ અવયવિ દ્રવ્ય, સયોગ અને વિભાગ આદિ ગુણો વ્યાસજ્યવૃત્તિ છે તેમ કર્મ વ્યાસજયવૃત્તિ છે કે નહિ? એ આ સૂત્રમા બતાવે છે

**असमवायात् सामान्यकार्यं कर्म न विद्यते ॥ २६ ॥**

પદાર્થ—(असमवायात्) બે દ્રવ્યોમા એક કર્મનો સમવાય સબધ ન હોવાથી (कर्म) કર્મ (सामान्यकार्यम्) સમુદાયનુ કાર્ય (न) નથી

ભાવાર્થ—બે દ્રવ્યોમા કે ત્રણ દ્રવ્યોમા એક જ કર્મ સમવાય સબધથી રહેતુ નથી, તેથી કર્મ સમુદાયનુ કાર્ય નથી, અર્થાત્ કર્મ સયોગ આદિની પેઠે વ્યાસજ્યવૃત્તિ નથી

જો કર્મ વ્યાસજ્યવૃત્તિ હોય તો એક દ્રવ્યના ચાલવાથી બે દ્રવ્યો અથવા વધારે દ્રવ્યો ચાલે છે એવી પ્રતીતિ થવી જોઇએ

જો કોઈ કહે કે શરીર ચાલવાથી હાથ પગ વગેરે તેના અવયવો પણ ચાલે છે એવી પ્રતીતિ થાય છે માટે કર્મને પણ વ્યાસજ્યવૃત્તિ માનવુ જોઇએ આનો ઉત્તર એ છે કે શરીર એ અવયવિ દ્રવ્ય છે અને હાથ પગ તેના અવયવો છે અવયવિકર્મની સામગ્રી અવયવ કર્મની સામગ્રીની વ્યાપક છે તેથી શરીર ચાલવાથી અવયવો ચાલે છે એવી પ્રતીતિ થાય છે અવયવ કર્મની સામગ્રીથી અવયવિકર્મની સામગ્રી વ્યાપ્ત હોતી નથી તેથી આગળીના હલન ચલનથી શરીરના હલન ચલનની પ્રતીતિ થતી નથી માટે કર્મ વ્યાસજ્યવૃત્તિ નથી

આગળી અને વૃક્ષનો સયોગ એ કારણ અને અકારણનો સયોગ છે, કારણ કે, આગળી એ શરીરનો કારણ તરીકેનો અવયવ છે અને વૃક્ષ એ શરીરનુ કારણ નથી, માટે એ કારણાકારણ સયોગથી શરીરરૂપ કાર્ય અને વૃક્ષરૂપ અકાર્યનો સયોગ થાય છે જો આગળીમા રહેલું કર્મ શરીરમા પણ માનવામા આવે તો કારણાકારણસયોગથી કાર્યાકાર્યસયોગ શા માટે માનવો? અર્થાત્ સૂત્રકારે ત્રણ પ્રકારના સયોગો માન્યા છે अन्यतरकर्मज उभयकर्मज संयोगजश्च संयोग । ૭-૨-૯ એમા સયોગજ સયોગ માનવાની જરૂર ન

રહે. માટે કર્મ વ્યાસજ્યવૃત્તિ નથી. ॥ ૨૬ ॥

બહુ સંયોગોથી એક દ્રવ્યકાર્ય બને છે; એ બાબત આ સૂત્રથી બતાવે છે. આ પણ રૂપાદિ ગુણો સાથે સંયોગનું સાધર્મ્ય છે.

**संयोगानां द्रव्यम् ॥ २७ ॥**

**પદાર્થ**—(संयोगानाम्) ઘણા સંયોગોનું (द्रव्यम्) દ્રવ્ય કાર્ય હોય છે.

**ભાવાર્થ**—ઘણા સંયોગો એક અવયવિ દ્રવ્યનું અસમવાયિકારણ હોય છે. જેમકે:– અનેક ઇંટોના સંયોગથી એક ભીંતરૂપ દ્રવ્ય કાર્ય બને છે.

આ નિયમ સ્પર્શ–રહિત દ્રવ્યો અને અંતિમ અવયવિ દ્રવ્યોને લાગુ પડતો નથી. કારણ કે, દિશા અને આત્માના સંયોગોથી કોઈ અવયવિ દ્રવ્ય બનતું નથી. તેમ અંતિમ અવયવિ દ્રવ્યના સંયોગોથી પણ કોઈ કાર્ય દ્રવ્ય બનતું નથી. એક દડાની સાથે બીજા દડાનો સંયોગ થાય તો તેથી કોઈ પણ કાર્ય દ્રવ્ય થતું નથી, કારણ કે દડો એ અંતિમ દ્રવ્ય છે. એક ઘડો બીજા ઘડો સાથે સંયોગ પામે તો તે સંયોગથી કોઈ દ્રવ્ય બનતું નથી કારણ કે, ઘડો અંતિમ દ્રવ્ય છે. ॥ ૨૭ ॥

હવે ઘણા ગુણોમાંથી એક ગુણ રૂપ કાર્ય બને છે એ વાત કહે છે.

**रूपाणां रूपम् ॥ २८ ॥**

**પદાર્થ**—(रूपाणाम्) રૂપોમાંથી (रूपम्) એક રૂપ કાર્ય બને છે.

**ભાવાર્થ**—ઘણા અવયવોના રૂપોમાથી એક અવયવિનું રૂપ બને છે. અવયવો અનેક હોવાથી તદ્‌ગત રૂપ વ્યક્તિઓ પણ અનેક હોય છે. આ સૂત્રમાં બંને રૂપો લક્ષણા વૃત્તિથી પ્રયોજાયાં છે. રૂપ પદથી બીજા પણ ગુણો સમજવાના હોય છે. રૂપ, રસ, ગંધ, સ્પર્શ, સ્નેહ, સાંસિદ્ધિક દ્રવત્વ, એકત્વ, એકપૃથકત્વ. આ ગુણો કાર્યગત રૂપ, અને રસાદિનાં અસમવાયિકારણો હોય છે.

'અસમવાયિકારણ' ના બે પ્રકાર છે. (૧) कारणैकार्थप्रत्यासत्ति (૨) कार्यैकार्थप्रत्यासत्ति.

(૧) ઘટગત રૂપનું સમવાયિ કારણ ઘટ હોય છે અને તે ઘટ કપાલદ્વયમાં સમવાયસંબંધથી રહે છે અને એજ કપાલદ્વયનાં રૂપો પણ એજ કપાલદ્વયમાં રહે છે કે, જે ઘટગત રૂપનાં અસમવાયિકારણ હોય છે માટે આ ઠેકાણે 'કારણૈકાર્થપ્રત્યાસત્તિ' કહેવાય છે.

(૨) બે કપાલોમાં કાર્ય ઘટ સમવાય સંબંધથી રહે છે, માટે બે કપાલોનો સંયોગ ઘટનું અસમવાયિકારણ બને છે. આ ઠેકાણે

'કાર્યૈકાર્થપ્રત્યાસત્તિ' કહેવાય છે કારણ કે કાર્યસાથે જ 'અસમવાયિકારણ રહે છે.

આકાશમાં કારણ શબ્દ હોય છે અને કાર્યશબ્દ પણ હોય છે માટે અહીં પણ કાર્યૈકાર્થપ્રત્યાસત્તિથી પૂર્વશબ્દ ઉત્તરશબ્દને ઉત્પન્ન કરે છે. ॥ ૨૮ ॥

હવે એક કર્મ અનેક કારણોથી જન્મે છે, એ સાધર્મ્ય બતાવે છે. જે ગુણોથી કર્મ ઉત્પન્ન થાય છે તે ગુણોનુ આપસમાં સાધર્મ્ય સમજવું.

**गुरुत्वप्रयत्नसंयोगाना मुत्क्षेपणम्** ॥ २६ ॥

**પદાર્થ**—(गुरुत्वप्रयत्नसंयोगानाम्) ગુરુત્વ, પ્રયત્ન અને સંયોગનુ (उत्क्षेपणम्). ઉત્ક્ષેપણ કાર્ય હોય છે

**ભાવાર્થ**—હાથ અને માટીના ઢેફામા રહેલુ ગુરુત્વ હાથમા ઉત્પન્ન થયેલા ઉત્ક્ષેપણરૂપ કર્મનું નિમિત્ત કારણ હોય છે.

પ્રયત્નવાન્ આત્માનો હાથ સાથે જે સંયોગ હોય છે તે હસ્તગત ઉત્ક્ષેપણનુ અસમવાયિકારણ હોય છે, અને ઢેફામા જે ઉત્ક્ષેપણ ઉત્પન્ન થાય છે તેનું અસમવાયિકારણ હાથનું નોદન (ધક્કો) હોય છે.

આ પ્રમાણે અવક્ષેપણ આદિ કર્મોનાં કારણ પણ સમજવાં એક જ કર્મ અનેક કારણોથી ઉત્પન્ન થાય છે. ॥ ૨૯ ॥

દ્રવ્યનું કારણ કર્મ નથી અને કર્મનું કારણ પણ કર્મ નથી એ આગળ કહેવામાં આવ્યુ છે. હવે રહ્યા ગુણો. કોઈ ગુણ કર્મનું કાર્ય છે કે નહિ? એ સ્પષ્ટ કરો.

જો કર્મનું કોઈ કાર્ય ન હોય તો ચંદ્ર, મંગળ આદિ ગ્રહોમાં જે ગતિ (કર્મ) હોય છે, તેનું અનુમાન કેવી રીતે કરવું? કાર્યથી કારણનું અનુમાન થાય એ તો સર્વ કોઈ જાણી શકે છે, માટે કર્મનું જો કોઈ પણ કાર્ય હોય તો બતાવો. આના જવાબમા આ નીચેનું સૂત્ર છે.

**संयोगविभागाश्च कर्मणाम्** ॥ ३० ॥

**પદાર્થ**—(संयोगविभागा च) સંયોગ અને વિભાગો આ ગુણો છે અને તે (कर्मणाम्) કર્મનાં કાર્યો છે, ચથી વેગ પણ કર્મનું કાર્ય છે એમ સમજવું.

**ભાવાર્થ**—સંયોગ અને વિભાગ કર્મનાં કાર્ય છે. આકાશમાં રહેલા અને મંગળ આદિ ગ્રહો જ્યારે બીજા સ્થાનમાં સંયોગ પામેલા જણાય

સારે એ મ યોગથી અને વિનાશથી એ પ્રદેશોમાં રહેલી ગતિ (કર્મ) નું અનુમાન થઈ શકે છે.

ભાવ એ છે કે કર્મનું પણ કાર્ય છે અને તે ગુણરૂપ સંયોગ અને વિભાગ છે. ॥ ૩૦ ॥

પહેલા સૂત્ર ૧૧ અને ૨૪માં કર્મને અકારણ તરીકે બતાવ્યું છે અને અહીં સંયોગ અને વિભાગનું તે કારણ છે એમ બતાવવામાં આવે છે તો આ શું વિરોધ નથી?

कारणसामान्ये द्रव्यकर्मणां कर्माकारण मुक्तम् ॥ ३१ ॥

**પદાર્થ**—(कारणसामान्ये) કારણસામાન્યના પ્રકરણમાં (द्रव्यकर्मणाम्) દ્રવ્ય. અને કર્મનું (कर्म) કર્મ (अकारणम्) અકારણ (उक्तम्) કહેવામાં આવ્યું છે.

**ભાવાર્થ**—કારણસામાન્યના પ્રકરણમાં એમ કહેવામાં આવ્યું છે કે દ્રવ્યનું અને કર્મનું કારણ કર્મ નથી; આ તો સામાન્ય વાત થઇ, આથી એમ ન સમજવું કે કર્મ કોઇ ગુણોનું પણ કારણ નથી. માટે संयोगविभागाश्च कर्मणाम् એ સૂત્રમાં કોઇ પણ વ્યાઘાત દોષ આવતો નથી. ॥ ३१ ॥

इति गुर्जरभाषाभाष्ययुते वैशेषिकदर्शने प्रथमाध्यायस्य प्रथममाह्निकम् ॥



# अथ प्रथमाध्यायस्य द्वितीयमाह्निकम् ॥

---

પ્રથમ અધ્યાયના પ્રથમ આહ્નિકમાં દ્રવ્ય, ગુણ અને કર્મ આ ત્રણેનું કારણતાઘટિત અને કાર્યતાઘટિત સાધર્મ્ય કહ્યું છે. આ સાધર્મ્ય પદાર્થોનો કાર્ય-કારણ સંબંધ છે એમ માનીને બતાવવામાં આવ્યું છે; પણ કેટલાક લોકો એવી શંકા ઊઠાવે છે કે, પદાર્થોમાં 'કાર્યકારણભાવ' સંબંધ નથી; એટલે કે કોઈ કોઈનું કાર્ય નથી અને કોઈ કોઈનું કારણ નથી. 'આ શંકા દૂર કરવા માટે પ્રથમના બે સૂત્રોમાં કાર્યકારણભાવનો વિચાર કરવામાં આવે છે અને કાર્યકારણભાવને સિદ્ધ કરે છે. આ ઠેકાણે કાર્યકારણભાવનો વિચાર કરવો, એને 'ઉપોદ્ઘાત સંગતિ' કહે છે, કારણ કે, પ્રકૃત અર્થને માટે જેની ચિંતા કરવામાં આવે તેને ઉપોદ્ઘાત સંગતિ કહે છે. *चिन्तां प्रकृतसिद्ध्यर्थामुपोद्घातं विदुर्बुधाः ॥* પ્રકૃતકાર્યની સિદ્ધિ માટે જેનો વિચાર કરવો પડે તેનું નામ ઉપોદ્ઘાત સંગતિ.

જો કાર્યકારણભાવનો વિચાર ન કરવામાં આવે તો આ શાસ્ત્રમાં કોઈની પ્રવૃત્તિ જ ન થાય, માટે આ બે સૂત્રોનું પ્રકરણ કાર્યકારણભાવ માટે છે.

**कारणाभावात् कार्याभावः ॥ १ ॥**

**પદાર્થ**—(*कारणाभावात्*) કારણ ન હોય તો (*कार्याभावः*) કાર્ય થાય નહિ.

**ભાવાર્થ**—કુંભાર પાસે માટી હોય, પાણી હોય, ચાકડો હોય અને સૂતરનો દોરો પણ હોય છતાં ચાકડો ફેરવવા માટે દંડ (લાકડી) ન હોય તો ઘડો બનતો નથી.

સારી જમીન હોય, પાણી હોય અને જોઈતા પ્રમાણમાં ઉત્તમ ખાતર હોય પણ બી ન હોય તો જમીનમાંથી અંકુર ફુટતું નથી.

આ બાબત જો કાર્યકારણભાવ ન હોય તો ન બને. એટલે ઘડાનું નિમિત્ત કારણ દંડ છે અને અંકુરનું સમવાયિકારણ (ઉપાદાનકારણ) બીજ છે એમ સિદ્ધ થાય છે.

ભૂખને શાંત કરવાનું કારણ ભોજન છે, માટે જ ભૂખ્યાં પ્રાણીઓ ભોજન માટે પ્રવૃત્તિ કરે છે.

જે વસ્તુ કોઇક વખતે હોય અને કોઇક વખતે ન હોય, એ બાબત કાર્યકારણભાવને સિદ્ધ કરે છે. ઘડો કોઈક વખતે હોય છે અને કોઈક વખતે નથી હોતો, માટે ઘડો કોઈનું કાર્ય છે, એમ માનવું જોઇએ.

જેનું કોઈ કારણ ન હોય તે કાં તો સદૈવ હોય જેમ કે આકાશ, કાળ, આત્મા વગેરે; કાં તો ન હોય જેમ કેઃ— સસલાનું શીંગડું સદૈવ નથી.

પદાર્થોનું કાદાચિત્ક હોવું એ કાર્ય કારણભાવને જરૂર સિદ્ધ કરે છે. કોઈપણ પદાર્થ અકસ્માત્ એટલે કારણ વગર ઉત્પન્ન થતો નથી.

हेतुभूतिनिषेधो न स्वानुपाख्यविधिर्न च ।
स्वभाववर्णना नैवमवधेर्नियतत्वतः ॥

અર્થ—હેતુથી કાર્ય બનવાનો નિષેધ થઈ શકે નહિ. કારણનું નિર્વચન ન થઈ શકે એ પણ યોગ્ય નથી. સ્વભાવથી જ બધું બને છે એ પણ ખોટું છે, કારણ કે, હરેક કાર્યનાં કારણો ચોક્કસ હોય છે.

જો સંસારમાં કાર્યકારણભાવ ન હોય તો કોઈપણ પ્રાણી પ્રવૃત્તિ કે નિવૃત્તિ કરી શકે નહિ.

જો કોઈ કહે કે, ઉપનિષદમાં જણાવ્યું છે કે, सदेव सौम्य, इदमग्र आसीत् एकमेवाद्वितीयम् । છાંદોગ્ય-ઉપ. ૬-૨-૧.

હે સૌમ્ય આ બધું પહેલાં સત્ હતું, એક જ હતું, બીજું નહિ. હવે જ્યારે આ પહેલાં સત્ હતું અને અત્યારે પણ સત્ છે, તો પછી કાર્યકારણભાવ ક્યાં રહ્યો ? જ્યાં કોઈ ઉત્પત્તિ જ નથી ત્યાં કાર્ય નથી અને જ્યાં કાર્ય ન હોય ત્યાં કાર્યકારણભાવ પણ ન હોય એ સ્વાભાવિક છે. આ શંકાનું સમાધાન એ છે કે, આ બધું કાર્ય—જગત્ પ્રથમ સત્ અર્થાત્ કારણ જ હતું, કાર્ય ન હતું. સૃષ્ટિ ઉત્પન્ન થયાં પહેલાં માત્ર કારણ જ હતું બીજું કશું નહોતું. આમાં સૃષ્ટિ પછીના કાળમાં કાર્ય નથી એવો ભાવ નથી, માટે વૈદિક ગ્રંથોમાં કાર્યકારણભાવ નથી માનવામાં આવ્યો, એ માન્યતા ખોટી છે.

કારણ સદૈવ કાર્યની પહેલાં હોય છે અને તે અમુક ચોક્કસ જ હોય છે અને તેનું નિર્વચન પણ થઈ શકે છે.

કારણસામગ્રી પૂરેપૂરી આવી ગઈ હોય તો કાર્ય જરૂર ઉત્પન્ન થાય છે. આ કારણસામગ્રી કાર્યના અન્વય અને વ્યતિરેકથી જાણી શકાય છે. માટે કાર્યકારણભાવ છે. ॥ ૧ ॥

કારણના અભાવથી કાર્યનો અભાવ થાય છે પણ તેનાથી ઊલટું નહિ; જેમકેઃ—

**न तु कार्याभावात् कारणाभावः ॥ २ ॥**

**પદાર્થ**—(तु) પણ (कार्याभावात्) કાર્યના અભાવથી (कारणाभावः) કારણનો અભાવ (न) થતો નથી.

**ભાવાર્થ**—કાર્યનો અભાવ હોવાથી કારણનો પણ અભાવ છે એમ માની શકાતું નથી. ઘડો નથી માટે માટી પણ નથી, ધૂમાડો નથી માટે અગ્નિ પણ નથી, જગતની અભાવ દશામાં તેનાં કારણ પરમાણુઓ અથવા બ્રહ્મ નથી આવું માનવું ખોટું ઠરે છે. કાર્યનો અભાવ કારણના અભાવનો પ્રયોજક નથી.

મુમુક્ષુ લોકો દુઃખનો નાશ કરવા માટે જન્મના ઉચ્છેદ માટે પ્રયત્ન કરે છે કારણ કે, જન્મ દુઃખનુ પણ કારણ છે. પ્રવૃત્તિમાથી દુઃખ પણ નીપજે છે માટે પ્રવૃત્તિ ન કરવા વિચારે છે, રાગ અને દ્વેષથી પ્રવૃત્તિ થાય છે માટે રાગ અને દ્વેષનો ધ્વંસ કરવા ઇચ્છે છે, રાગ અને દ્વેષ મિથ્યાજ્ઞાનથી ઊભા થાય છે માટે મિથ્યાજ્ઞાનને ટાળવા ચિંતા કરે છે. મિથ્યાજ્ઞાન તત્ત્વજ્ઞાનથી નષ્ટ થાય છે માટે તત્ત્વજ્ઞાન મેળવવા યત્નશીલ બને છે.

स्वर्गकामो यजेत । यवैर्यजेत व्रीहिभिर्वा 'સુખ મેળવવાની ઇચ્છા રાખનારે યજ્ઞ કરવો.' 'જવથી અથવા વ્રીહિથી (ડાંગરથી) યજ્ઞ કરવો.' આવાં વૈદિક વાક્યો પણ સ્વર્ગ અને યજ્ઞમાં, જવ તથા વ્રીહિ યજ્ઞમાં કાર્યકારણભાવ સૂચિત કરે છે. જો સ્વર્ગનુ કારણ યજ્ઞ ન હોય તો યજ્ઞ શા માટે કરવો? આ ઉપરથી સિદ્ધ થાય છે કે, કારણના અભાવથી કાર્યનો અભાવ થાય છે પણ કાર્યના અભાવથી કારણનો અભાવ સિદ્ધ થતો નથી. ॥ ૨ ॥

પહેલા આહ્નિકમાં દ્રવ્ય, ગુણ અને કર્મના વિભાગો લક્ષણો તથા કાર્યઘટિત અને કારણઘટિત સાધર્મ્ય અને વૈધર્મ્યો બતાવ્યાં છે.

બીજા આહ્નિકનાં પ્રથમના બે સૂત્રોનુ જુદું જ પ્રકરણ બનાવી પદાર્થોનો, અરસ્પરસ કાર્યકારણભાવ સિદ્ધ કરી બતાવ્યો છે.

હવે ક્રમપ્રાપ્ત ચોથો અને પાંચમો પદાર્થ જે સામાન્ય અને વિશેષ છે તેનું લક્ષણ બાંધે છે.

**सामान्यं विशेष इति बुद्ध्यपेक्षम् ॥ ३**

**પદાર્થ**—(सामान्य विशेष इति) સામાન્ય અને વિશેષ એ (बुद्ध्यपेक्षम्) બુદ્ધિની અપેક્ષાએ સિદ્ધ કરી શકાય છે बुद्धि अपेक्षा यस्य तत् बुद्ध्यपेक्षम्। બુદ્ધિ એ જ જેની અપેક્ષા (લક્ષણ) છે, તે બુદ્ધ્યપેક્ષ કહેવાય છે

**ભાવાર્થ**—સામાન્ય, જાતિ અને ભાવ આ ત્રણે એક જ અર્થના વાચક છે, એટલે ત્રણે શબ્દો એક બીજાના પર્યાયવાચક છે

સામાન્યનુ લક્ષણ અનુવૃત્ત બુદ્ધિ છે અને વિશેષનુ લક્ષણ વ્યાવૃત્ત બુદ્ધિ છે જેમકે – દ્રવ્ય સત્ છે, ગુણ સત્ છે અને કર્મ પણ સત્ છે આ ત્રણે ય પદાર્થોમા 'સત્ સત્' એવી પ્રતીતિ થાય છે, માટે એ ત્રણેમા 'સત્તા' રૂપ સામાન્ય છે આ સામાન્યને જાતિ કહી શકાય અને ભાવ પણ કહી શકાય

પૃથ્વી દ્રવ્ય છે, જળ દ્રવ્ય છે, તેજ દ્રવ્ય છે વાયુ દ્રવ્ય છે, આકાશ દ્રવ્ય છે, દિશા દ્રવ્ય છે કાળ દ્રવ્ય છે, આત્મા દ્રવ્ય છે અને મન દ્રવ્ય છે આ પ્રમાણે નવે ય દ્રવ્યોમા દ્રવ્યત્વરૂપ સામાન્યની પ્રતીતિ થાય છે આની એકાકાર-પ્રતીતિને અનુવૃત્ત બુદ્ધિ કહે છે અને એ બુદ્ધિ જ એનુ લક્ષણ છે લક્ષણથી લક્ષ્ય જાણી શકાય છે એ તો સૌ કોઈ સમજી શકે છે ગાય અથવા ઘાને જેમ આગળીથી ચીંધી શકાય છે તેમ સામાન્યને આગળીથી ચીંધી શકતુ નથી, એ તો અનુવૃત્ત-બુદ્ધિને આધારે જ માની શકાય છે

દ્રવ્યત્વ જેમ અનુવૃત્ત-બુદ્ધિને ઉત્પન્ન કરે છે તેમ વ્યાવૃત્ત બુદ્ધિને પણ ઉત્પન્ન કરે છે જેમકે – પૃથ્વી દ્રવ્ય છે પણ ગુણ દ્રવ્ય નથી અહીં ગુણમાં દ્રવ્યત્વનો અભાવ બતાવ્યો છે એ જ વ્યાવૃત્ત બુદ્ધિ થઈ આ કારણથી જે પદાર્થ અનુવૃત્ત-બુદ્ધિ અને વ્યાવૃત્ત-બુદ્ધિ બન્નેને ઉત્પન્ન કરે તે 'સામાન્યવિશેષ' કહેવાય છે.

સત્તા-સામાન્ય એવુ છે કે તેનો કયાય પણ અભાવ હોતો નથી, માત્ર તે તો અનુવૃત્ત બુદ્ધિને ઉત્પન્ન કરે છે, માટે તે કેવળ 'સામાન્ય' છે, 'સામાન્યવિશેષ' નહિ

આ કારણથી સત્તાને 'પરસામાન્ય' કહેવામા આવે છે અને દ્રવ્યત્વ, ગુણત્વ અને કર્મત્વાદિને 'અપરસામાન્ય' કહેવામા આવે છે

સત્તા દ્રવ્ય, ગુણ અને કર્મ ત્રણે ઉપર રહે છે જ્યારે દ્રવ્યત્વ દ્રવ્યમા, ગુણત્વ ગુણમા અને કર્મત્વ માત્ર કર્મમા જ રહે છે, એથી સત્તાનો સબધ અધિક-પદાર્થો સાથે છે અને દ્રવ્યત્વઆદિનો સબધ તેની અપેક્ષા એ થોડા અર્થો સાથે છે, આ કારણથી સત્તા એ વ્યાપક જાતિ છે અને દ્રવ્યત્વઆદિ તેની વ્યાપ્ય

જાતિઓ છે. अधिकदेशवृत्तित्वं व्यापकत्वम्। अल्पदेशवृत्तित्वम् व्याप्यत्वम्। જે અધિક દેશમાં રહે તે વ્યાપક અને અલ્પ દેશમાં રહે તે તેનું વ્યાપ્ય.

પરસામાન્ય અને અપરસામાન્ય એ કોઈ સાકાર પદાર્થ નથી કે જેને આપણે હાથમાં લઈ જોઈ શકીએ, ત્વક્ ઇન્દ્રિયથી સ્પર્શી શકીએ અથવા કર્ણેન્દ્રિયથી સાંભળી શકીએ એ તો કેવળ બુદ્ધિ-ગમ્ય પદાર્થ છે.

માળાના મણકાઓમાં જેમ એક દોરો હોય છે તેમ દરેક દ્રવ્યમાં, ગુણમાં અને કર્મમાં સત્તારૂપ સામાન્ય છે. દરેક દ્રવ્યમાં દ્રવ્યત્વ છે. માળાના મણકાઓ જેમ દોરાને આધારે છે તેમ બધાં ય દ્રવ્યો એક દ્રવ્યત્વને આધારે છે, ગુણો ગુણત્વને લીધે અને કર્મો કર્મત્વરૂપ સામાન્ય અથવા જાતિને લીધે છે.

## • સામાન્યનું લક્ષણ •

વૈશેષિક-દર્શનના નિષ્ણાતોએ વધારે સ્પષ્ટતા ખાતર સામાન્યનું નીચે પ્રમાણે લક્ષણ બાંધ્યું છે.

**नित्यत्वे सति अनेकसमवेतत्त्वम् सामान्यम्।**

જે નિત્ય હોય અને અનેક અર્થોમાં સમવાય સંબંધથી રહે તેનું નામ 'સામાન્ય.'

દ્રવ્યત્વ અનેક દ્રવ્યોમાં સમવાય સંબંધથી રહે છે અને તે નિત્ય છે માટે 'દ્રવ્યત્વ' સામાન્ય છે. ઘટત્વ અનેક ઘડાઓમાં સમવાય સંબંધથી રહે છે અને નિત્ય છે માટે 'ઘટત્વ' સામાન્ય છે. સામાન્યને જાતિ પણ કહે છે એ આગળ કહ્યું છે. આ પ્રમાણે ગોત્વ, અશ્વત્વાદિ પણ સામાન્ય (જાતિ) છે.

(૧) જો એક જ વ્યક્તિ હોય તો તેમાં સામાન્ય નથી એમ સમજવું. આકાશ એક છે માટે આકાશત્વ સામાન્ય ન કહેવાય કારણ કે 'આકાશત્વ' એક જ વ્યક્તિમાં રહે છે; ઈશ્વરત્વ અથવા બ્રહ્મત્વ સામાન્ય નથી કારણ કે ઈશ્વર એક છે માટે ઈશ્વરત્વ સામાન્ય નથી. એ પ્રમાણે બીજાં ઉદાહરણો પણ તપાસી જોવાં.

(૨) મનુષ્યત્વ અને જનત્વ આ બંને સામાન્ય ન કહેવાય, કારણ કે બંનેનો દેશ એક સરખો જ છે; જ્યાં મનુષ્યત્વ છે ત્યાં જનત્વ છે અને જ્યાં જનત્વ છે ત્યાં મનુષ્યત્વ છે, માટે એક જ મનુષ્યત્વ અથવા જનત્વને સામાન્ય સમજવું.

(૩) ભૂતત્વ અને મૂર્તત્વ આ બંનેમાંથી એક પણ સામાન્ય નથી.

કારણ કે, એ બનેનો 'સકર' થાય છે

જો બે ધર્મો એક બીજાના અત્યતાભાવ સાથે રહે અને પાછા બને સાથે કોઈ એક અધિકરણમા રહે, તો તે બનેનો સકર છે એમ સમજવુ જેમકે – ભૂતત્વનો અત્યતાભાવ મનમા છે અને તેમા મૂર્તત્વ છે, મૂર્તત્વનો અત્યતાભાવ આકાશમા છે અને તેમા (આકાશમા) ભૂતત્વ છે, આ પ્રમાણે બને ધર્મો એક બીજાના અત્યતાભાવ સાથે છે, વળી પાછા એ બને ધર્મો પૃથ્વી આદિમા સાથે રહે છે, કારણ કે, પૃથ્વી ભૂત પણ છે અને મૂર્ત પણ છે આ કારણથી ભૂતત્વ અને મૂર્તત્વ સામાન્ય ગણાતા નથી

(૪) જેમા અનવસ્થા દોષ જણાય તે પણ સામાન્ય નથી એમ સમજવુ જેમકે – સામાન્યમા રહેતુ સામાન્યત્વ એ જાતિ નથી કારણ કે, સામાન્યમા સામાન્યત્વ જાતિ માનવી વળી સામાન્યત્વમા પણ સામાન્યત્વ જાતિ માનવી પડે, એમ માનવાથી અનવસ્થા દોષ આવે છે

(૫) જ્યા રૂપની હાનિ થતી હોય તે પણ સામાન્ય નથી એમ સમજવુ અત્યવિશેષોમા રહેતુ વિશેષત્વ સામાન્ય નથી કારણ કે તેને સામાન્ય માનવામા આવે તો વિશેષનુ કોઈ સ્વરૂપ જ રહેતુ નથી વિશેષો આપોઆપ જ એક બીજાથી અલગ પડે છે વિશેષત્વ રૂપ ધર્મને લીધે નહિ

(૬) સમવાયમા રહેતુ સમવાયત્વ પણ સામાન્ય નથી કારણ કે સામાન્ય પોતાના અધિકરણમા સમવાય સબધથી રહે છે સમવાયમા કોઈ બીજો સબધ નથી માટે સમવાયત્વ સમવાયમા સમવાય સબધથી નથી રહેતુ એમ સમજવુ અને એટલા માટે જ સમવાયત્વ જાતિ નથી

આ પ્રમાણે ઉપર જણાવેલા છ દોષો સામાન્ય અથવા જાતિ માનવામા બાધક છે એટલે જ્યા એ દોષો ન હોય અને ઉપર જે લક્ષણ બાંધવામા આવ્યુ છે તે સમન્વિત થતુ હોય તો ત્યા સામાન્ય (જાતિ) માનવુ આને માટે આ પ્રમાણે શ્લોક છે

व्यक्तेरभेदस्तुल्यत्व सकरोऽथानवस्थिति
रूपहानिरसबन्धो जातिबाधकसग्रह ॥

જાતિને જણાવનાર આકૃતિ હોય છે જ્યા જ્યા મનુષ્યની આકૃતિ જણાય ત્યા ત્યા મનુષ્યત્વ હોય છે જ્યા જ્યા ગાયની આકૃતિ જણાય ત્યા ત્યા ગોત્વ છે, જ્યા જ્યા ઘડાની આકૃતિ જણાય ત્યા ત્યા ઘટત્વ છે મહર્ષિ ગૌતમે પણ ન્યાય-દર્શનમા જણાવ્યુ છે કે – 'आकृतिर्जातिलिङ्गाख्या' આકૃતિ એટલે

અવયવોની ખાસ અમુક પ્રકારની રચના અને અવયવીમાં તેનો વિશિષ્ટ પ્રકારે થયેલો સંનિવેશ એ અવયવોનો સંનિવેશ અર્થાત્ આકૃતિ જાતિને જણાવે છે

મીમાંસકો દ્રવ્યમાં તો સામાન્ય માને છે કારણ કે, દ્રવ્યમાં આકૃતિ હોય છે, પણ ગુણ અને કર્મમાં સામાન્ય માનતા નથી કારણ કે તેમાં આકૃતિ નથી ગુણની આકૃતિ શી? કર્મની આકૃતિ શી? આકૃતિ વગર જાતિ જણાય શી રીતે? જાતિની વ્યંજક આકૃતિ છે માટે જ્યાં વ્યંજક સ્વરૂપ આકૃતિ ન હોય ત્યાં વ્યંગ્ય રૂપ જાતિ નથી એમ માનવું જ રહ્યું

વૈશેષિક દર્શનના નિ:ણાતો કહે છે કે, મુનિ કણાદના કહેવા પ્રમાણે ગુણોમાં અને કર્મોમાં પણ અનુગત પ્રતીતિ (અનુદ્ગત બુદ્ધિ) થાય છે માટે ગુણત્વ અને કર્મત્વને પણ જાતિ માનવી જોઇએ

भिन्नेष्वनुगताकारा बुद्धिर्जातिनिबन्धना ।
तस्या अभावे नैवेय लोकयात्रा प्रवर्तते ॥

ભિન્ન ભિન્ન ઘટાદિ વ્યક્તિઓમાં અને રૂપરસાદિ વ્યક્તિઓમાં જે અનુગત આકારવાળી બુદ્ધિ થાય છે તે જાતિની=સામાન્યની સમર્થિકા છે, અનુગત આકારવાળી બુદ્ધિ ઉત્પન્ન થવા છતાં જો જાતિ માનવામાં ન આવે તો સંસારનો વ્યવહાર પણ થઈ શકે નહિ કારણ કે, અભિન્ન વ્યક્તિઓમાં અલગ અલગ શબ્દશક્તિનું ગ્રહણ થઈ શકે નહિ અને શબ્દની શક્તિ જાણ્યા સિવાય શબ્દથી અર્થ પણ સમજી શકાતો નથી માટે જેમ દ્રવ્યમાં તેમ ગુણકર્મમાં પણ જાતિ માનવી જોઇએ આ ન્યાય પણ ગુણકર્મમાં જાતિને સિદ્ધ કરે છે

विवादपदम् अनुगतबुद्धि, अनुगतनिमित्तसाध्या, अबाधितानुगतमतित्वात्, दामकुसुमबुद्धिवत्.

અર્થ—વિવાદનો વિષય બનેલી અનુગત બુદ્ધિ કોઈ એક અનુગત નિમિત્તથી જન્મે છે અબાધિત અનુગત મતિ હોવાથી માળાના ફૂલોની બુદ્ધિ પેઠે એક દોરામાં પરોવાયેલા ફૂલોમાં જેમ દોરાની પ્રતીતિ થાય છે તેમ આ રૂપ, આ રૂપ, આદિ પ્રતીતિ થવા કરે છે તે પ્રતીતિનું કારણ રૂપગત રૂપત્વ જાતિને લીધે જ થાય છે આવી ગુણકર્મમાં પણ જાતિ છે એ ચોક્કસ છે

બૌદ્ધ લોકો સામાન્ય (જાતિ)'ને માનતા નથી સામાન્યને ઠેકાણે તેઓ 'અતદ્વ્યાવૃત્તિ'ને માને છે અથવા અપોહ'ને માને છે

'अयं गौरस्ति' આ બળદ છે. અહીં गो શબ્દની શક્તિ ગોત્વજાતિમાં નથી પણ 'અપોહ'માં અથવા 'અતદ્વ્યાવૃત્તિ'માં છે. 'આ ગૌ છે' એટલે ગોથી ઈતર જે કંઈ હોય તેનો અભાવ ગોમાં જ હોય છે. એ અભાવનું નામ જ અતદ્વ્યાવૃત્તિ અથવા અપોહ, અને એમાં જ ગોપદની શક્તિ હોય છે.

વૈશેષિક દર્શનના નિષ્ણાતો કહે છે કે, બૌદ્ધોની એ માન્યતા ખોટી છે. કારણ કે, 'अयं गोरस्ति' આ બળદ છે. અહીં વિધિમુખ જ્ઞાન થાય છે, અભાવમુખ નહિ. આ કારણથી સામાન્ય પદાર્થ માનવો જ જોઇએ.

કેટલાક વળી સામાન્ય માનવામાં બાલિશતાને લીધે વિચિત્ર તર્કો ઊભા કરે છે, જેમકેઃ—

ઘટત્વ ક્યાં રહે છે? જો કહો કે ઘડામાં, તો તે વાત ખોટી છે, કારણ કે ઘટત્વ પહેલાં ઘડો હતો જ નહિ.

ઘટેતર વ્યક્તિઓમાં તો ઘટત્વ રહી જ ન શકે કારણ કે, પટ આદિ વ્યક્તિઓમાં ઘટત્વ માનવું એમાં તો સ્પષ્ટ વિરોધ છે.

જ્યાં ઘડો ઉત્પન્ન થાય છે ત્યાં ઘટત્વ આવ્યું ક્યાંથી? કારણ કે ઘટત્વમાં તો ક્રિયા જ નથી, ક્રિયા તો કેવળ દ્રવ્યમાં હોય છે.

જો એમ કહો કે જ્યાં ઘડો ઉત્પન્ન થાય છે ત્યાં પહેલેથી જ ઘટત્વ હતું, તો એ દેશને પણ ઘડો કહેવો જોઇએ કારણ કે જ્યાં ઘટત્વ તે ઘડો.

જો કહો કે ઘડાની સાથે ઘટત્વ પણ ઉત્પન્ન થાય છે તો તે પણ ખોટું છે કારણ કે, ઘટત્વને નિત્ય માન્યું છે નિત્યની ઉત્પત્તિ જ ન હોઈ શકે. આ બધી બાબતોને બતાવનાર આ શ્લોક બનાવ્યો છે.

**न याति न च तत्रासीन्न चोत्पन्नं न चांशवत् ।**
**जहाति पूर्वं नाधारमहो व्यसनसंततिः ॥**

સામાન્ય ક્યાંય પણ જતું નથી, વ્યક્તિની પહેલાં હોતું નથી, ઉત્પન્ન થતું નથી, તેના ભાગ પણ હોતા નથી, પોતાના આધારને છોડતું પણ નથી ભલે પછી આધાર નષ્ટ થઈ જાય. આવી માન્યતા કેવળ માનસિક કલેશની પરંપરાને જ સર્જે છે

વૈશેષિક દર્શનને માનનારા વેદને માન્ય રાખે છે અને મીમાંસકો પણ વેદને માન્ય રાખે છે, છતાં વૈશેષિક દર્શનના નિષ્ણાતો દ્રવ્ય, ગુણ અને કર્મ ત્રણેમાં સામાન્ય માને છે; જ્યારે મીમાંસકો માત્ર દ્રવ્યમાં જ સામાન્ય માને આ શું સગોત્રમાં કજીઓ નથી?

વૈશેષિક દર્શનના નિષ્ણાતો આનો સુંદર ઉત્તર આપે છે: તે આ પ્રમાણે.

સામાન્ય નિત્ય છે અને વ્યાપક છે, વ્યાપકતા એટલે સર્વ દેશ સાથે સંબદ્ધતા. આમ હોવા છતાં દેશને ઘટ આદિ કહી શકાશે નહિ, કારણ કે સમવાય સંબંધથી જ્યાં ઘટત્વ રહે તે જ ઘટ કહેવાય. દેશમાં ઘટત્વ સમવાય સંબંધથી નથી રહેતું.

જ્યાં ઘડો ઉત્પન્ન થાય છે ત્યાં રહેલું ઘટત્વ ઘટ સાથે સમવાય સંબંધથી સંબદ્ધ થાય છે.

આ કારણથી બૌદ્ધ આદિ તરફથી જે ઉપરનો શ્લોક બનાવવામાં આવ્યો છે તે માત્ર કુતર્ક જ છે. મહામુનિ કણાદના કથનને સમજવાની તેઓમાં કેવળ અશક્તિ જ જણાય છે. અનુગત બુદ્ધિ અને વ્યાવૃત્ત બુદ્ધિને લીધે 'સામાન્ય અને વિશેષ' માનવાં જ જોઇએ. ॥ ૩ ॥

જે સામાન્ય છે તે વિશેષ પણ છે, પણ જે કેવળ સામાન્ય હોય, તે કઈ બુદ્ધિનું કારણ છે? એ આ સૂત્રમાં બતાવે છે.

**भावोऽनुवृत्तेरेव हेतुत्वात् सामान्यमेव ॥ ४ ॥**

**પદાર્થ**—(भाव) સત્તા (अनुवृत्तेः एव) અનુવૃત્તિનો જ (हेतुत्वात्) હેતુ હોવાથી (सामान्यम् एव) સામાન્ય જ છે, વિશેષ નહિ.

**ભાવાર્થ**—સામાન્ય બે પ્રકારનાં છે એક પરસામાન્ય અને બીજું અપરસામાન્ય. જે પરસામાન્ય છે તેને 'સત્તા' કહેવામાં આવે છે અને 'ભાવ' પણ કહેવામાં આવે છે.

સત્તા (ભાવ) કેવળ અનુવૃત્ત બુદ્ધિનું કારણ હોય છે, વિશેષનું નહિ, માટે સત્તા 'કેવળ સામાન્ય કહેવાય છે.' દ્રવ્યત્વ, ગુણત્વ, કર્મત્વ અને ઘટત્વ આદિ સામાન્યો 'સામાન્યવિશેષ' કહેવાય છે, કારણ કે, તે અનુવૃત્ત બુદ્ધિ અને વ્યાવૃત્ત બુદ્ધિ બન્નેનાં કારણ છે.

દ્રવ્ય, ગુણ અને કર્મ ત્રણેમાં સત્તારૂપ સામાન્ય છે અને તે સૌથી વધારે વ્યાપક હોવાથી અને ક્યાંયથી પણ તેની વ્યાવૃત્તિ ન હોવાથી તે 'પરસામાન્ય' કહેવાય છે. વ્યાવૃત્તિ એટલે અભાવ. સત્તાનો કોઈ પણ અર્થમાં અભાવ નથી. ॥ ૪ ॥

જે સામાન્યોની 'વિશેષ' સંજ્ઞા છે, તે આ સૂત્રમાં બતાવે છે.

**द्रव्यत्वं गुणत्वं कर्मत्वं च सामान्यानि विशेषाश्च ॥ ५ ॥**

—(द्रव्यत्वम्) દ્રવ્યત્વ (गुणत्वम्) ગુણત્વ (च) અને (कर्मत्वम्) કર્મત્વ

(सामान्यानि) સામાન્ય (च) અને (विशेषा) વિશેષ છે

**ભાવાર્થ**—દ્રવ્યત્વ, ગુણત્વ અને કર્મત્વ આ ત્રણે સામાન્ય હોવા ઉપરાંત વિશેષ પણ છે એથી તેનુ નામ 'સામાન્યવિશેષ' રાખ્યુ છે પૃથ્વીત્વ, જલત્વ અને તેજસ્ત્વ વગેરે દ્રવ્યગત જાતિ છે, ગુણગત અને કર્મગત નહિ

રૂપત્વ, રસત્વ વગેરે ગુણગતજાતિ છે, દ્રવ્યગત અને કર્મગત નહિ

ઉત્ક્ષેપણત્વ અને અવક્ષેપણત્વ વગેરે કર્મગત જાતિ છે, ગુણગત કે કર્મગત નહિ

પૃથ્વીત્વ, રૂપત્વ અને ઉત્ક્ષેપણત્વ આદિ જાતિઓ અર્થાત્ સામાન્યો, એ પણ 'સામાન્ય વિશેષ' કહેવામા આવે છે ॥ ૫ ॥

જે 'વિશેષ' પદાર્થ કહેવામા આવ્યો છે તેને જ 'સામાન્યવિશેષ' શા માટે કહેવામા આવે છે? એ શકાનુ સમાધાન આ સૂત્રમા છે

**अन्यत्रान्त्येभ्यो विशेषेभ्य॰ ॥ ६ ॥**

**પદાર્થ**—(अन्त्येभ्य) નિત્યદ્રવ્યોમા રહેનાર (विशेषेभ्य) વિશેષો કરતા (अन्यत्र) બીજામા રહેનાર વિશેષો 'સામાન્યવિશેષ' કહેવાય છે

**ભાવાર્થ**—નિત્યદ્રવ્ય ઉપર જે વિશેષો હોય છે તેનુ નામ તો 'વિશેષ' જ રાખવામા આવ્યુ છે, પણ જે બીજે ઠેકાણે જે સામાન્ય હોઈ વ્યાવૃત્તિ બુદ્ધિને ઉત્પન્ન કરે છે તે પણ વિશેષ તો કહેવાય જ, માટે તેને 'સામાન્ય વિશેષ' કહેવામા આવ્યા છે નિત્યદ્રવ્ય ઉપર રહેતા વિશેષોને સામાન્ય તરીકે કહેવામા નથી આવ્યા ॥ ૬ ॥

સત્તાને સામાન્ય તરીકે માનવી એમા ઘણા વિદ્વાનોની વિપ્રતિપત્તિ છે, તેના નિરાકરણ માટે નીચેનુ સૂત્ર છે

**सदिति यतो द्रव्यगुणकर्मसु सा सत्ता ॥ ७ ॥**

**પદાર્થ**—(सद् इति) 'સત્' એવી (यत) જેનાથી પ્રતીતિ (द्रव्यगुणकर्मसु) દ્રવ્ય, ગુણ અને કર્મમા થાય છે (सा) તે (सत्ता) છે

**ભાવાર્થ**—'દ્રવ્ય સત્, ગુણ સત્ અને કર્મ સત્ છે' એવી પ્રતીતિ જેને લીધે થાય છે તે સત્તા છે, અને 'દ્રવ્ય સત્ છે' એવો શબ્દપ્રયોગ પણ જેને લીધે થાય છે તે સત્તા જ છે, द्रव्य सत्, गुण सत् અને कर्म सत् આવા

પ્રકારનું જ્ઞાન અને શબ્દ પ્રયોગ થાય છે માટે સત્તા માનવી જોઇએ અને તેને પરસામાન્ય પણ માનવું જોઈએ. ॥ ૭ ॥

કોઈ એવી શંકા કરે છે કે, દ્રવ્ય, ગુણ અને કર્મમાં જુદી સત્તા અનુભવાતી નથી; માટે સત્તા પણ દ્રવ્યસ્વરૂપ, ગુણસ્વરૂપ અને કર્મ સ્વરૂપ જ છે. જો સત્તા દ્રવ્ય આદિથી જુદી હોત તો 'આ ઘટ અને આ પટ.' અહીં જેમ જુદા બે અર્થો જણાય છે તેમ 'આ દ્રવ્ય અને આ તેમાં રહેલી સત્તા' એવા બે પદાર્થો સ્પષ્ટ જાણી શકાત, પણ એવા બે પદાર્થોનો અનુભવ થતો નથી માટે સત્તા કોઈ જુદો અર્થ નથી. આ શંકાનું સમાધાન આ નીચેના સૂત્રમાં છેઃ—

**द्रव्यगुणकर्मभ्योऽर्थान्तरं सत्ता ॥ ८ ॥**

**પદાર્થ**—(द्रव्यगुणकर्मभ्यः) દ્રવ્ય, ગુણ અને કર્મથી (सत्ता) સત્તા (अर्थान्तरम्) જુદી છે.

**ભાવાર્થ**—દ્રવ્ય, ગુણ અને કર્મ અનનુગત છે, એટલે કે બધાં દ્રવ્યોમાં, બધા ગુણોમાં અને બધાં કર્મોમાં દ્રવ્ય નથી.

બધા ગુણોમાં અને બધાં કર્મોમાં ગુણ નથી.

બધાં દ્રવ્યોમાં, બધા ગુણોમાં અને બધાં કર્મોમાં કર્મ નથી. જે સર્વત્ર ન હોય તે અનનુગત કહેવાય. જ્યારે સત્તા દ્રવ્ય, ગુણ અને કર્મમાં છે, માટે તે અનુગત છે. અનનુગતત્વ અને અનુગતત્વ આ બે ધર્મોને લીધે દ્રવ્યાદિ અને સત્તા બન્ને જુદા અર્થ છે એમ માનવું જ જોઇએ, બે વિરુદ્ધ ધર્મો એક સાથે એક અર્થમાં એકજ સમયમાં રહી શકે નહિ. અનુગતત્વ અને અનનુગતત્વ આ બે વિરુદ્ધ ધર્મો છે. આ કારણથી દ્રવ્યાદિથી સત્તાને જુદી માનવી જોઇએ. દ્રવ્યાદિથી સત્તા જુદી સ્પષ્ટ ન દેખાવી તેનું કારણ બન્ને પદાર્થોની અયુતસિદ્ધિ છે. ઘટ અને પટ આ બે પદાર્થો તો યુતસિદ્ધ છે.

વ્યક્તિનું સ્વરૂપ પણ સત્તા હોઈ શકે નહિ. વ્યક્તિ અનુગત ન હોવાથી તેનું સ્વરૂપ પણ અનુગત નથી

કોઇ 'અર્થક્રિયાકારિત્વ'ને સત્તા માને છે. તો કોઇ પ્રામાણિકત્વને સત્તા માને છે, પણ ખરૂં જોતાં 'આ વસ્તુ અર્થક્રિયાકારિ છે અથવા આ વસ્તુ પ્રામાણિક છે,' એવું ભાન ન હોય તે વખતે પણ આ 'વસ્તુ સત્ છે' એવી પ્રતીતિ થાય છે, માટે 'અર્થક્રિયાકારિત્વ' અને 'પ્રામાણિકત્વ' પણ સત્તા નથી. સત્તા તો તે જ છે કે જે દ્રવ્ય, ગુણ અને કર્મમાં 'સત્ સત્ સત્' એવી પ્રતીતિ કરાવે છે, માટે સત્તા એ પદાર્થ છે અને તે દ્રવ્ય, ગુણ અને કર્મથી જુદી છે એમ માનવું જ જોઇએ. ॥ ૮ ॥

સત્તા દ્રવ્ય, ગુણ અને કર્મથી જુદી છે, એમા બીજું પણ કારણ બતાવે છે

**गुणकर्मसु च भावान्न कर्म न गुणः ॥ ६॥**

**પદાર્થ**—(गुणकर्मसु च) અને ગુણ તથા કર્મમા (भावात्) હોવાથી (न कर्म) કર્મ નથી (न गुण) ગુણ નથી

**ભાવાર્થ**—કર્મમા કર્મ હોતું નથી, તેમ ગુણમા ગુણ હોતો નથી; જ્યારે સત્તા તો કર્મમા અને ગુણમા પણ છે, તેમ જ ગુણ અને કર્મમા દ્રવ્ય પણ હોતું નથી, જ્યારે સત્તા કર્મમા અને ગુણમા છે, માટે સત્તા એ દ્રવ્ય નથી, ગુણ નથી, તેમ કર્મ પણ નથી અર્થાત્ એ ત્રણે પદાર્થથી સત્તા જુદો જ પદાર્થ છે

જે જુદા જુદા અર્થો હોય તેનો જ આધારાધેયભાવ હોઈ શકે છે, અભિન્નનો નહિ લોટો અને પાણી જુદા જુદા અર્થો છે તો લોટો આધાર અને પાણી આધેય થઈ શકે છે તેજ પ્રમાણે દ્રવ્ય, ગુણ અને કર્મ આધાર છે અને સત્તા તેમા રહેતી આધેય છે, માટે સત્તા જુદો પદાર્થ છે ॥ ૯ ॥

વળી એક બીજો ભેદક હેતુ બતાવે છે

**सामान्यविशेषाभावेन च ॥ १० ॥**

**પદાર્થ**—(सामान्यविशेषाभावेन) સામાન્યવિશેષનો તેમા અભાવ હોવાથી (च) અને

**ભાવાર્થ**—જો સત્તા દ્રવ્ય ગુણ અને કર્મ આ ત્રણમાથી કોઈ એક હોત તો તેમા દ્રવ્યત્વ આદિ 'સામાન્યવિશેષ હોત, અને તેને લીધે સત્તા 'સામાન્ય વિશેષવતી' કહેવાત, પણ એમ નથી કહેવાતુ એટલે કે સત્તા દ્રવ્ય છે, સત્તા ગુણ છે અથવા સત્તા કર્મ છે આવો વાક્ય પ્રયોગ વ્યવહારમા નથી થતો એ સૂચવે છે કે, સત્તા દ્રવ્ય, ગુણ અને કર્મથી ભિન્ન છે ॥ ૧૦ ॥

જેમ સત્તા દ્રવ્યથી જુદી છે તેમ દ્રવ્યત્વથી પણ જુદી છે, તે આ સૂત્રમા બતાવે છે

**अनेकद्रव्यवत्त्वेन द्रव्यत्वमुक्तम् ॥ ११ ॥**

**પદાર્થ**—(अनेकद्रव्यवत्त्वेन) બધા જ દ્રવ્યો અર્થાત નવે ય દ્રવ્યો સમવાય સબધથી દ્રવ્યત્વના સબધી છે એવા પ્રકારનુ (द्रव्यत्वम् उक्तम्) દ્રવ્યત્વ કહેવામા આવ્યુ છે.

**ભાવાર્થ**—દ્રવ્યત્વ બધાં દ્રવ્યોમા જ સમવાય સબધથી રહે છે, જ્યારે સત્તા તો ગુણ અને કર્મમા પણ સમવાય સબધથી રહે છે માટે સત્તા દ્રવ્યત્વથી પણ જુદી છે

જે સર્વદ્રવ્યોમા સમવાય સબધથી રહે અને સાથે સાથે નિત્ય પણ હોય, તે દ્રવ્યત્વ કહેવાય છે એમ આગળ કહેવાઈ ગયુ છે સત્તા નિત્ય છે તેમ દ્રવ્યત્વ પણ નિત્ય છે સત્તા દ્રવ્ય, ગુણ અને કર્મમા સમવાય સબધથી રહે છે જ્યારે દ્રવ્યત્વ કેવળ બધા દ્રવ્યોમા જ સીમિત થાય છે આ દ્રવ્યત્વ અને સત્તામા ફેર છે ॥ ૧૧ ॥

દ્રવ્યત્વ જાતિ દ્રવ્યરૂપે શા માટે ન માનવી ?

આ પ્રશ્નનો ઉત્તર આ સૂત્રમા છે

**सामान्यविशेषाभावेन च ॥ १२ ॥**

**પદાર્થ**—(च) અને (सामान्यविशेषाभावेन) સામાન્યવિશેષ ન હોવાને લીધે

**ભાવાર્થ**—જો દ્રવ્યત્વ જાતિ દ્રવ્યસ્વરૂપે હોય તો તેમા પણ 'સામાન્ય વિશેષ' હોવા જોઇએ પણ એમ નથી દ્રવ્યત્વ એ પૃથ્વી છે, દ્રવ્યત્વ એ જળ છે ઇત્યાદિ જ્ઞાન કોઈને પણ થતુ નથી, માટે દ્રવ્યત્વરૂપ સામાન્ય દ્રવ્ય નથી પણ તેનાથી જુદુ છે ॥ ૧૨ ॥

હવે ઉપર બતાવેલી યુક્તિ ગુણત્વમા બતાવે છે

**तथा गुणेषु भावाद् गुणत्वमुक्तम् ॥ १३ ॥**

**પદાર્થ**—(तथा) તે પ્રમાણે (गुणेषु) ગુણોમા (भावात्) હોવાથી (गुणत्वम्) ગુણત્વ પણ દ્રવ્ય ગુણ અને કર્મથી જુદુ (उक्तम्) કહેવામા આવ્યુ છે

**ભાવાર્થ**—ગુણત્વ કેવળ ગુણોમા જ સમવાય સબધથી રહે છે અને તે દ્રવ્ય, ગુણ અને કર્મથી જુદુ છે જેમ સત્તા દ્રવ્યાદિથી જુદી છે તેમ જ ગુણત્વ પણ જુદુ છે ॥ ૧૩ ॥

બીજો ભેદક હેતુ બતાવે છે

**सामान्यविशेषाभावेन च ॥ १४ ॥**

**પદાર્થ**—(च) અને (सामान्यविशेषाभावेन) સામાન્યવિશેષનો અભાવ હોવાથી

ભાવાર્થ—જો ગુણત્વ દ્રવ્ય, ગુણ અને કર્મથી જુદું ન હોય તો તેમાં (ગુણત્વમાં) પણ સામાન્યવિશેષ અર્થાત્ દ્રવ્યત્વ, ગુણત્વ અને કર્મત્વ હોત, પણ ગુણત્વમાં સામાન્યવિશેષ નથી માટે ગુણત્વ પણ દ્રવ્ય, ગુણ અને કર્મથી જુદું છે. ॥ ૧૪ ॥

હવે કર્મત્વ પણ દ્રવ્ય, ગુણ અને કર્મથી જુદું છે એ બતાવે છે.

कर्मसु भावात् कर्मत्वमुक्तम् ॥ १५ ॥

પદાર્થ—(कर्मसु) કર્મોમાં (भावात्) હોવાથી (कर्मत्वम्) કર્મત્વ પણ (उक्तम्) 'જુદું' કહેવામાં આવ્યું છે.

ભાવાર્થ—બધાંય કર્મોમાં કર્મત્વ સમવાય સંબંધથી રહે છે, માટે કર્મત્વ પણ એક જુદી જાતિ છે અને સત્તાની પેઠે એ પણ દ્રવ્ય, ગુણ અને કર્મથી જુદું છે અને કર્મત્વ સામાન્ય પણ નિત્ય છે. ॥ ૧૫ ॥

કર્મ અને કર્મત્વ જુદાં છે એમાં હેતુ બતાવે છે.

सामान्यविशेषाभावेन च ॥ १६ ॥

પદાર્થ—(च) અને (सामान्यविशेषाभावेन) તેમાં સામાન્યવિશેષ ન હોવાથી.

ભાવાર્થ—કર્મત્વમાં દ્રવ્યત્વ, ગુણત્વ અને કર્મત્વ રૂપ સામાન્યવિશેષ નથી માટે કર્મત્વ, દ્રવ્ય નથી, ગુણ નથી અને કર્મ પણ નથી.

કર્મત્વ સમવાય સંબંધથી બધા ય કર્મોમાં રહે છે અને તે નિત્ય છે.

કર્મત્વ દ્રવ્યસ્વરૂપે, ગુણસ્વરૂપે કે કર્મસ્વરૂપે નથી, પણ તેનાથી જુદું છે.

ઉપરનાં ચારે ય સૂત્રો એક જ આકારનાં છે, છતાં તેમાં પુનરુક્તિ નથી, કારણ કેઃ- એક સત્તાને, બીજું દ્રવ્યત્વને, ત્રીજું ગુણત્વને અને ચોથું કર્મત્વને દ્રવ્ય, ગુણ અને કર્મથી ભિન્ન બતાવે છે. ॥ ૧૬ ॥

સત્તા દ્રવ્ય, ગુણ અને કર્મ ત્રણેમાં છે, એ ત્રણે એના આધાર છે; તો એ આધારોના ભેદને લીધે સત્તાના ભેદો માનીએ તો શી હરકત છે? એટલે કે દ્રવ્યગત સત્તા જુદી, ગુણગત સત્તા જુદી અને કર્મગત સત્તા જુદી, આમ સત્તાના ત્રણ ભેદ માનવામાં આવે તો શો વાંધો? આ પ્રશ્નનો ઉત્તર આ સૂત્રમાં છે.

सदिति लिङ्गाविशेषाद् विशेषलिङ्गाभावाच्चैको भावः ॥ १७ ॥

પદાર્થ—(सदिति) 'સત્' એવા પ્રકારનું જ્ઞાન અથવા એવા પ્રકારનો શબ્દ પ્રયોગ એ સત્તાનું લિંગ છે (लिङ्गाविशेषात्) એ લિંગમાં ભેદ ન હોવાથી

(च) અને (विशेषलिङ्गाभावात्) ભેદ–સાધક વિશેષ લિંગ ન હોવાથી (एकः) એક (भावः) સત્તા છે.

**ભાવાર્થ**—સત્તા માનવાનું કારણ એ છે કે, સત્ એવા આકારનું જ્ઞાન થાય છે અને સત્ એવા આકારનો શબ્દ પ્રયોગ પણ થાય છે. એ જ્ઞાનમાં અથવા એ શબ્દ પ્રયોગમાં કોઈ ભેદ જણાતો નથી. સત્તાના આધાર ભલે જુદા જુદા હોઈ તેથી કંઈ સત્તા જુદી જુદી ગણાતી નથી. ઘરના બે કરા ઉપર અથવા ત્રણ કરા ઉપર એક લાંબો મોભ મૂકીએ તો તેના પણ બે કે ત્રણ આધાર હોય છે, તેથી બે મોભ અથવા ત્રણ મોભ ગણાતા નથી. મોભ તો લાંબો એક જ ગણાય છે. તેમ દ્રવ્ય, ગુણ અને કર્મમાં એકંજ સત્તા છે.

વળી ભેદ–સાધક કોઈ હેતુ પણ જણાતો નથી. જેમ નદીના પ્રવાહનું પાણી એક ગણાય છે પણ, તેના ભેદને સિદ્ધ કરવા માટે હેતુ હોય છે. નદીના પ્રવાહનું પાણી સવારે જે ઠેકાણે હોય છે તે જ પાણી બે જ મિનિટમાં ત્યાં હોતું નથી તે સ્થળે બીજું પાણી આવી ગયું હોય છે, તેનો ખુલાસો એ છે કે બે મિનિટ પહેલાં પ્રવાહના પાણીમાં જે ઠેકાણે પાંદડું નાખ્યુ હતુ તે જ પાંદડું બે મિનિટ માં દૂર તણાઈ ગયું હોય છે. આ યુક્તિ પ્રવાહના પાણીની ભિન્નતા સિદ્ધ કરે છે; તેમ દ્રવ્યગત સત્તા, ગુણગત સત્તા અને કર્મગત સત્તાના ભેદને સિધ્ધ કરનાર કોઈ યુક્તિ નથી, કારણ નથી માટે જુદા જુદા આધારોમાં રહેલી સત્તા એક જ છે. 'द्रव्यं सत्, गुण· सन् कर्म सत्' આ સદાકારમાં કોઈ ભેદ નથી તો, સત્તામાં ભેદ સંભવે જ શી રીતે? આ કારણથી સત્તારૂપ 'પરમસામાન્ય' અથવા 'ભાવ' એક જ છે.

આ બીજા આહ્નિકમાં પ્રથમ બે સૂત્રોમાં કાર્યકારણભાવને સિધ્ધ કર્યો છે અને પછીના સૂત્રોમાં સામાન્ય, વિશેષ, સામાન્યવિશેષ, દ્રવ્યત્વ, ગુણત્વ અને કર્મત્વનો વિચાર કર્યો છે.

इति गुर्जरभाषाभाष्ययुते वैशेषिकदर्शने
प्रथमाध्यायस्य द्वितीयमाह्निकम् ॥
इति प्रथमोऽध्यायः

---

# अथ द्वितीयाध्याये प्रथम माह्निकम् ।



આ બીજા અધ્યાયથી નવ દ્રવ્યોનાં લક્ષણો બાંધવાં શરૂ કર્યાં છે. તેમાં પહેલા આહ્નિકમાં પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ આ પાંચ દ્રવ્યોનાં લક્ષણ બાધવામાં આવ્યાં છે. પ્રસંગત ઇશ્વરની સિદ્ધિ પણ કરવામાં આવી છે. સૂત્ર ૨૭ માં આકાશનુ લિંગ (અનુમાપક હેતુ) બાધવામા આવ્યું છે. તે પહેલાં આકાશનું લક્ષણ કે, જે બીજા વાદીઓએ કર્યું છે તેનુ ખંડન પણ કરવામાં આવ્યું છે. આકાશનું પ્રકરણ સૂત્ર ૨૦ થી શરૂ થાય છે.

હવે પ્રથમ ઉદ્દિષ્ટ પૃથ્વીનુ લક્ષણ બાધે છે. લક્ષણ એટલે અસાધારણ ધર્મ; જે ધર્મ સકલ પૃથ્વીમા રહેતો હોય અને પૃથ્વી સિવાય બીજે કયાંય પણ ન રહેતો હોય તે પૃથ્વીનો અસાધારણ ધર્મ આ ધર્મ ગુણરૂપે પણ હોઇ શકે છે માટે પૃથ્વીમાં જ રહેનારા જે વૈશેષિક ગુણો છે તેને પૃથ્વીના લક્ષણ તરીકે બતાવે છે.

रूपरसगन्धस्पर्शवती पृथिवी ॥ १ ॥

પદાર્થ—(रूपरसगन्धस्पर्शवती) નીલ, પીતાદિ રૂપો, ખાટા, કડવા, મીઠાશ આદિ રસો, સુરભિ અને અસુરભિ ગન્ધ અને પાક જ અનુષ્ણાશીત સ્પર્શ આ ચાર જાતના ગુણોવાળી (पृथिवी) પૃથ્વી છે.

ભાવાર્થ—નીલ, પીત, હરિત આદિ અનેક પ્રકારનાં રૂપો પૃથ્વીમાં જ રહે છે, પાણી અથવા તેજમાં નહિ, માટે આ રૂપને લઇને પૃથ્વીનુ લક્ષણ આ પ્રમાણે છે.

नीलरूपसमानाधिकरणद्रव्यत्वसाक्षाद्व्याप्य जातिमत्त्वं पृथ्वीत्वम् ॥

નીલરૂપ સાથે રહેનાર દ્રવ્યત્વની સાક્ષાત્ વ્યાપ્ય જે જાતિ, એ જાતિવાળું જે દ્રવ્ય છે; તે પૃથ્વી છે.

નીલરૂપ સાથે દ્રવ્યત્વની સાક્ષાત્ વ્યાપ્ય જાતિ પૃથ્વીત્વ જાતિ જ હોય છે એટલે એ પૃથ્વીનુ લક્ષણ થઈ શકે છે.

નીલરૂપ સકલ પૃથ્વીમાં હોતું નથી માટે એ રૂપ સાથે રહેનારી દ્રવ્યત્વની સાક્ષાત્ વ્યાપ્ય જાતિ કહી છે, જેથી અવ્યાપ્તિ દોષ આવે નહિ. દ્રવ્યત્વની સાક્ષાત્ વ્યાપ્ય જાતિ તો જલત્વ આદિ જાતિઓ પણ હોય છે, છતાં નીલરૂપ સાથે તો પૃથ્વીત્વ જાતિ જ હોય છે માટે ઉપરનુ જે લક્ષણ છે તે નિર્દોષ લક્ષણ છે.

ખાટા, તીખા, તુરા આદિ અનેક પ્રકારના રસો પૃથ્વીમાં જ હોય છે, બીજે કયાંય નહિ; માટે રસને લઈ આ પ્રકારે લક્ષણ બાંધ્યું છે. कटुरससमानाधिकरणद्रव्यत्वसाक्षाद्व्याप्यजातिमत्वम् पृथ्वीत्वम् ।

કટુ રસ સાથે રહેનારી દ્રવ્યત્વની સાક્ષાત્ વ્યાપ્ય જાતિ જેમાં હોય તે પૃથ્વી.

ગંધ બે પ્રકારના છે. (૧) સુરભિ અને (૨) અસુરભિ. જો ગંધને લઈ લક્ષણ બાંધવું હોય તો આ પ્રમાણે બાંધવું. गन्धसमानाधिकरणद्रव्यत्वव्याप्य जातिमत्वम् पृथ्वीत्वम् ।

ગંધ સાથે રહેનારી દ્રવ્યત્વ વ્યાપ્ય જાતિ જેમાં હોય તે પૃથ્વી છે.

હરેક પૃથ્વી-જન્ય અર્થોમાં ગંધ હોય છે કોઈમાં ઉત્કટ ગંધ હોય તો કોઈમાં અનુત્કટ ગંધ હોય છે. લસણ, કાંદા, પુષ્પ વગેરેમાં ઉત્કટ ગંધ હોય છે. પાષાણ વસ્ત્ર આદિમાં અનુત્કટ ગંધ હોય છે. વસ્ત્રને બાળવાથી તેમાં ગંધની પ્રતીતિ થાય છે. પાષાણની ભસ્મમાં પણ ગંધ વ્યક્ત થાય છે.

અનુષ્ણાશીત પાક જ સ્પર્શ પણ પૃથ્વીમાં જ હોય છે. માટે એવો સ્પર્શ જેમાં હોય છે તે પણ પૃથ્વી કહેવાય છે.

અગ્નિના સંયોગને લીધે કોમળ સ્પર્શ અને કઠણ સ્પર્શ પણ પૃથ્વીમાં વ્યક્ત થાય છે. કાચા માટીના ઘડામાં કોમળ સ્પર્શ હોય છે પણ, જ્યારે એ ઘડાને અગ્નિમાં પકાવવામાં આવે છે ત્યારે તેમાં કઠણ સ્પર્શ જણાય છે. પાણી, તેજ અને વાયુમાં રહેલો સ્પર્શ પાકને લીધે મૃદુત્વ અથવા કઠિનત્વને ધારણ કરતો નથી.

આ કારણથી મુનિવર કણાદે સૂત્રમાં જે ચાર ગુણ લક્ષણના અભિપ્રાયથી કહ્યા છે તે બરાબર છે.

પૃથ્વીમાં આમ તો ચૌદ ગુણો છે. પ્રશસ્તપાદ-ભાષ્યમાં આ પ્રમાણે કહ્યું છે.

**रूप रस गन्ध स्पर्श संख्या परिमाण पृथक्त्व संयोगविभाग परत्वापरत्व गुरुत्वद्रवत्वसंस्कारवती पृथिवी।**

રૂપ, રસ, ગંધ, સ્પર્શ, સંખ્યા, પરિમાણ, પૃથકત્વ, સંયોગ, વિભાગ, પરત્વ, અપરત્વ, ગુરુત્વ, દ્રવત્વ અને સંસ્કાર આ ચૌદ ગુણ પૃથ્વીમાં છે, પણ એ બધા લક્ષણ રૂપે થઈ શકતા નથી લક્ષણ રૂપે તો પ્રથમના ચાર જ ગુણો થઈ શકે છે કારણ કે તે વિશેષ ગુણો છે અને બીજા તો સામાન્ય ગુણો છે સામાન્ય ગુણો લક્ષણ થઈ શકે નહિ

પૃથ્વી સિવાય બીજા આઠ દ્રવ્યો છે, તથા ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ અને સમવાય આ પાંચ પદાર્થો પણ પૃથ્વીથી જુદા છે

ઉપર બતાવેલા આઠ દ્રવ્યો (જળ, તેજ, વાયુ, આકાશ, કાળ, દિશા, આત્મા અને મન) અને પાંચ પદાર્થો (ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ અને સમવાય) આ પાંચ પદાર્થો મળી ૧૩—તેર અર્થો છે એ તેરે ય અર્થો પૃથ્વીથી જુદા હોવાથી 'પૃથ્વીતર' કહેવાય છે

પૃથ્વીતરનો ભેદ પૃથ્વીમાં હોય છે એ ભેદનું અનુમાન ગંધગુણ—હેતુથી થાય છે, કારણ કે, ઇતરભેદ પૃથ્વીમાં જ હોય છે અને ગંધ પણ પૃથ્વીમાં જ હોય છે ઇતરભેદ અને ગંધનો વ્યાપ્તિરૂપ સંબંધ છે, માટે અનુમાનનો આકાર આ પ્રમાણે થાય છે

पृथ्वी इतरभेदवती गन्धवत्त्वात् (પૃથ્વી ઇતર ભેદવાળી છે, કારણ કે, એમાં ગંધ છે) અહીં ગંધવત્ત્વ વ્યતિરેકી હેતુ છે, કારણ કે, પૃથ્વી રૂપ પક્ષ સિવાય "ઇતર ભેદ" સાધ્ય બીજે કોઈ પણ ઠેકાણે નથી

વ્યતિરેકી હેતુ પણ સદ્ધેતુ તરીકે માનવામાં આવે છે, છતાં પણ જો કહેવામાં આવે કે, સાધ્ય પક્ષ સિવાય બીજે ક્યાંય પણ પ્રસિદ્ધ ન હોય તો તે સાધ્ય તરીકે કહેવાય નહિ, અને અપ્રસિદ્ધ સાધ્યવાળો કોઈ પણ અર્થ પક્ષ તરીકે પણ ન રહી શકે, પરિણામે અનુમાન પણ થઈ શકે નહિ.

ઉપરની શંકા દૂર કરવા માટે પક્ષના એક દેશ પુષ્પ આદિ કોઈ પણ પાર્થિવ અર્થમાં જ 'ઇતરભેદ'ની પ્રસિદ્ધિ માનવામાં આવે છે આમ કરવા જતાં હેતુ વ્યતિરેકીને બદલે અન્વયી હેતુ બની જાય છે જેમકે —
पृथ्वी इतरभेदवती गन्धवत्त्वात्, यद् यद् गन्धवत् तत् तत् इतरभेदवत् यथा पुष्पम् ॥

આમ વ્યતિરેકી હેતુ અને અન્વયી હેતુ બંનેથી 'ઇતરભેદ'નું અનુમાન

૪

થાય છે. અને 'આ પૃથ્વી છે' એવા વ્યવહારનું સાધક પણ બને છે એટલે કે જેમાં ગંધ હોય તે બધાને માટે પૃથ્વી શબ્દ વાપરવો.

અને એજ ગંધવત્વરૂપ લક્ષણ બીજા અર્થોથી પૃથ્વીને જુદી પણ પાડે છે. આ પ્રમાણે લક્ષણ વ્યવહાર-સાધક અને ઇતરભેદ સાધક બને છે. ॥ ૧ ॥

હવે જળનું લક્ષણ બાંધે છે. ઉદ્દેશ સૂત્ર અ. ૧. આ. ૧. સૂત્ર ૫ માં પૃથ્વી પછી જળનો જ ઉદ્દેશ કર્યો છે.

**रूपरसस्पर्शवत्य आपो द्रवाः स्निग्धाः ॥ २ ॥**

**પદાર્થ**—(आप) જળ (रूपरसस्पर्शवत्यः) વિશેષ રૂપ, વિશેષ રસ અને વિશેષ સ્પર્શવાળું (द्रवाः) દ્રવત્વવાળું (स्निग्धाः) અને સ્નેહ ગુણવાળું છે.

**ભાવાર્થ**—જળમાં અભાસ્વર શુકલરૂપ, મધુર રસ અને શીત સ્પર્શ છે, તથા સાંસિદ્ધિક દ્રવત્વ અને સ્નેહ પણ તેમાં છે. સ્નેહના કોઈ ભેદ નથી એટલે સ્વરૂપથી જ પાણીમાં સ્નેહ છે, વિશેષ એટલે કે અમુક જ જાતનો સ્નેહ પાણીમાં છે એમ કહેવાની જરૂર નથી.

જળમાં જે દ્રવત્વ છે તે કોઈ નિમિત્ત કારણને લીધે નથી પણ સ્વાભાવિક જ છે, એટલે જળમાં સાંસિદ્ધિક દ્રવત્વ છે.

**શંકા**—પાણીમાં કેવળ શુકલરૂપ માનવું એ ઠીક નથી કારણ કે જમના નદીનું પાણી કાળું છે.

**ઉત્તર**—જમના નદીનું પાણી પણ શુકલરૂપવાળું જ છે, જે કાળું દેખાય છે તે તો આશ્રયની ઉપાધિને લીધે છે એટલે કે, જમીનની કાળાશને લીધે એ કાળું દેખાય છે, જો એમ ન હોય તો જ્યારે એ જ પાણીને આકાશમાં ઉછાળવામાં આવે છે ત્યારે શુકલરૂપવાળું કેમ દેખાય છે? માટે જળમાં શુકલ રૂપ જ માનવું યોગ્ય છે.

**શંકા**—પાણીમાં મધુર જ રસ છે એ કથન ઠીક નથી કારણ કે, લીંબુમાંથી નીકળતું પાણી ખાટું હોય છે, કારેલાનું પાણી કડવું હોય છે.

**ઉત્તર**—લીંબુના અને કારેલાના પાણીમાં જે ખટાશ અને કડવાશ જણાય છે તે આશ્રયની ઉપાધિને લીધે છે, એટલે કે ખટાશ અને કડવાશ એ પાર્થિવ રસો છે, પૃથ્વીમાં તો છ યે રસો છે. જો કોઈ કહે કે, પાણીના મધુર રસનો અનુભવ થતો નથી તો એનું સમાધાન એ છે કે, હરીતકી=હરડે ખાધા પછી પાણી પીશો તો તરત જ જળના મધુર રસનો અનુભવ થશે. એ માધુર્ય

હરડેનું નથી પણ પાણીનું છે. હરડે તો જળના માધુર્યને અભિવ્યક્ત કરે છે. હરડેમાં તો તુરાશ છે, માધુર્ય નથી માટે પાણીમાં કેવળ મધુર રસ છે.

**શંકા**—પાણીમાં ગરમ સ્પર્શ પણ જણાય છે.

**ઉત્તર**—પાણીમાં જે ઉષ્ણ સ્પર્શ જણાય છે તે તો તેજોદ્રવ્યના સંબંધથી છે. ઊનાળામાં ખરે બપોરે પાણીમાં જે ઉષ્ણતા જણાય છે તે સૂર્યના તાપના સંબંધથી છે.

**શંકા**—પાણીમાં સાંસિદ્ધિક દ્રવત્વ છે એ કથન ઠીક નથી કારણ કે, બરફ, કરા વગેરેમાં દ્રવત્વ નથી હોતું.

**ઉત્તર**—પાણીમાં કોઈ કારણથી દ્રવત્વનો અવરોધ થાય છે ત્યારે તેમાં ઘનત્વ જણાય છે, એ અવરોધ અથવા પ્રતિબંધ દૂર થતા જ પાણીમાં દ્રવત્વ આપોઆપ જ આવિર્ભૂત થાય છે.

**શંકા**—સ્નેહ પાણીમાં છે એ કેવી રીતે જણાય ?

ઘઉંના લોટમાં પાણી નાખીએ એટલે લોટ તરત બંધાય જાય છે, એ બંધાવું તે પાણીમાં રહેલા સ્નેહને લીધે છે. સ્નેહ એટલે ચીકાશ

ઘી અને તેલ એ તો પાર્થિવ પદાર્થ છે એમા પણ સ્નેહ તો જણાય છે તેનો શો ઉત્તર ?

ઘી અને તેલ વગેરેમાં જે સ્નેહ છે તે તેમા રહેલા જળના ભાગને લીધે છે. ઘી આદિમાં પાણીનો સંયોગ છે તેથી સંયુક્તસમવાયસંબંધને લીધે ઘી આદિમા સ્નેહ જણાય છે, ઘી તેલ આદિમા અતિશય સ્નેહવાળું જળ હોવાથી તે અનલનું વિરોધી પણ નથી, માટે ઘી તેલનો દીવો થઈ શકે છે, સ્નેહ એ પૃથ્વીનો વિશેષ ગુણ નથી પણ જળનો જ વિશેષ ગુણ છે, જો પૃથ્વીનો વિશેષ ગુણ હોત તો નિખિલ પૃથ્વીમાં સ્નેહ હોત પણ બધી પૃથ્વીમા સ્નેહ નથી.

પાણીમાં સ્નેહ અને દ્રવત્વ છે તેથી જ લોટનો પાણીને લીધે પીંડો થાય છે રેતીનો પણ સંગ્રહ પાણીના સ્નેહ અને દ્રવત્વને લીધે જ થાય છે અભાસ્વર શુક્લ રૂપ, મધુર રસ, શીત સ્પર્શ, સાંસિદ્ધિક-દ્રવત્વ અને સ્નેહ આ પાણીના પાંચ વિશેષ ગુણો છે તેથી એ દરેક ગુણ લક્ષણ થઈ શકે છે. જેમકઃ—

**अभास्वरशुक्लेतररूपासमानाधिकरणरूपवद्वृत्ति**
**द्रव्यत्वसाक्षाद्व्याप्यजातिमत्त्वम् अपां लक्षणम्.**

**અર્થ**—અભાસ્વર શુક્લ રૂપ સિવાય બીજાં રૂપો સાથે જેનું સામાનાધિકરણ્ય ન હોય, રૂપવાળા પદાર્થમાં જેની વૃત્તિ હોય, અને જે દ્રવ્યત્વની સાક્ષાત્

વ્યાપ્ય જાતિ હોય, એ જાતિ જેમાં હોય તે જળ છે એમ સમજવું. આ પ્રમાણે બીજા ચાર વિશેષ ગુણોને લીધે પણ ચાર લક્ષણો બાંધી શકાય છે. પાણીમા ઉક્ત પાચ વિશેષ ગુણો સિવાય સામાન્ય ગુણો સખ્યા, પરિમાણ, પૃથકત્વ, સયોગ, વિભાગ, પરત્વ, અપરત્વ, ગુરુત્વ અને વેગ નામનો સંસ્કાર છે. બધા મળી પાણીમા ચૌદ ગુણો છે. ॥ ૨ ॥

હવે ઉદ્દેશક્રમને અનુસરી ત્રીજુ જે 'તેજ' દ્રવ્ય બતાવ્યુ છે, તેનુ લક્ષણ બાધે છે

**तेजो रूपस्पर्शवत्** ॥ ३ ॥

**પદાર્થ**—(તેજ ) 'તેજ' દ્રવ્ય (रूपस्पर्शवत्) રૂપ–ભાસ્વરરૂપ અને સ્પર્શવાળું છે.

**ભાવાર્થ**—ભાસ્વર શુકલ રૂપ અને ઉષ્ણ સ્પર્શ જેમા હોય તે 'તેજ' નામક દ્રવ્ય કહેવાય છે

ભાસ્વર રૂપ એને કહે છે કે જે બીજાના રૂપને પ્રકાશિત કરે સૂર્ય અને દીપક આદિ તેજોદ્રવ્યના ભાસ્વર શુકલ રૂપો ચંદ્ર, જમીન, ઘટ અને વૃક્ષ આદિના રૂપોને પ્રકાશિત કરે છે

જેમા ભાસ્વર શુકલ રૂપ હોય અથવા જેમાં ઉષ્ણ સ્પર્શ હોય તે 'તેજોદ્રવ્ય' કહેવાય છે.

આ પ્રમાણે ભાસ્વરશુકલરૂપ અને ઉષ્ણ સ્પર્શ આ બે ગુણો તેજો-દ્રવ્યનાં લક્ષણો થઈ શકે છે

ઉષ્ણ સ્પર્શ જે તેજમા છે તે સ્વાભાવિક છે, નૈમિત્તિક નહી.

ગરમ પાણીમા ઉષ્ણ સ્પર્શ છે તે નૈમિત્તિક છે એટલે કે, તેજના સંબંધથી પાણીમા ઉષ્ણ સ્પર્શ જણાય છે, માટે ગરમ પાણી 'તેજોદ્રવ્ય' નથી જળથી સયુક્ત તેજ છે અને એમા (તેજમાં) સમવાય સંબધથી ઉષ્ણ સ્પર્શ છે, અર્થાત્ સંયુક્ત સમવાય સબંધથી ગરમ પાણીમા ઉષ્ણ સ્પર્શનુ ગ્રહણ થાય છે

ઉષ્મા, સુવર્ણ અને ભર્જનકપાલગત તેજમા ભાસ્વર શુકલ રૂપ જણાતું નથી, તો ઉષ્મા સુવર્ણ અને ભર્જનકપાલગત તેજોદ્રવ્યને તૈજસ દ્રવ્ય કેમ કહી શકાય? ચંદ્રના પ્રકાશમા પણ ઉષ્ણ સ્પર્શ નથી, તો શુ એ પ્રકાશ તૈજસ દ્રવ્ય ન કહી શકાય?

ઉત્તર– ઉષ્મામાં ઉષ્ણ સ્પર્શ છે તેથી ભાસ્વર શુક્લ રૂપનું તેમાં અનુમાન કરવું જોઈએ.

સુવર્ણ તૈજસદ્રવ્ય છે, છતાં તેમાં ભાસ્વર શુક્લ રૂપ ન જણાવવાનું કારણ એ છે કે તેમાં (સુવર્ણમાં) મળેલા પાર્થિવ દ્રવ્યના રૂપને લીધે સુવર્ણનું રૂપ અભિભૂત થાય છે, પીળું રૂપ એ પૃથ્વીનું છે, તેજનું નહી.

સુવર્ણને તૈજસ દ્રવ્ય માનવામાં યુક્તિ એ છે કે, સુવર્ણને અગ્નિનો અત્યંત સંયોગ લાગવા છતાં તેના (સુવર્ણના) દ્રવત્વનો ઉચ્છેદ થતો નથી. પૃથ્વી અને જળના દ્રવત્વનો તો થોડા અગ્નિના સંયોગથી પણ નાશ થાય છે. ઘી, તેલ અને પાણીના દ્રવત્વને અગ્નિ સંયોગથી નાશ પામતું આપણે રોજ અનુભવીએ છીએ. આ કારણથી પાર્થિવ દ્રવ્ય અને જલીય દ્રવ્ય કરતાં સુવર્ણ જુદું પડે છે અને તેથી તેને તૈજસદ્રવ્યના વર્ગમાં મૂક્યું છે

ભર્જનકપાલગત દ્રવ્યમાં ઉષ્ણ સ્પર્શ છે, તેથી તેમાં ભાસ્વર શુક્લ રૂપનું અનુમાન કરવું જોઈએ

ચંદ્રમાનું તેજ પરપ્રકાશક છે માટે એ તેજમાં ભાસ્વર શુક્લ રૂપ તો છે જ પણ ઉષ્ણ સ્પર્શ તેમાં જણાતો નથી તેનું કારણ એ છે કે ચંદ્ર અત્યંત ઠરેલ પદાર્થ છે માટે તેના ઉપરથી પરાવૃત્ત થઈ આવતા સૂર્યકિરણોનો ઉષ્ણ સ્પર્શ અભિભૂત થઈ જાય છે અને ચંદ્રના સંબંધથી તેમાં શીતસ્પર્શનું ગ્રહણ થાય છે; એટલે કે જળદ્રવ્યના સૂક્ષ્મ ભાગોના સંબંધને લીધે ચંદ્રનું તેજ ઠંડુ જણાય છે. એ શીતસ્પર્શ ચંદ્રના તેજમાં નૈમિત્તિક છે સ્વાભાવિક નથી, માટે ચંદ્રનું તેજ પણ 'તૈજસદ્રવ્ય' છે.

વૈશેષિક શાસ્ત્રના નિષ્ણાતોએ 'તૈજસદ્રવ્ય'ના ચાર ભાગ બતાવ્યા છે.

(૧) ઉદ્‌ભૂત રૂપ અને ઉદ્‌ભૂત સ્પર્શવાળુ તેજ, એટલે કે જેમાં શુક્લભાસ્વર રૂપનું અને ઉષ્ણસ્પર્શ બંનેનું ગ્રહણ થાય જેમકે સૂર્ય, સૂર્યમાં ઉદ્‌ભૂતરૂપ અને ઉદ્‌ભૂતસ્પર્શ બંનેનું ગ્રહણ થાય છે

(૨) ઉદ્‌ભૂતરૂપ અને અનુદ્‌ભૂતસ્પર્શવાળું 'તેજ' એટલે કે જેમાં ઉદ્‌ભૂતભાસ્વર શુક્લરૂપનું ગ્રહણ થાય પણ ઉદ્‌ભૂત ઉષ્ણસ્પર્શનું ગ્રહણ ન થાય. ચંદ્રનું 'તેજ' આ બીજા વર્ગમાં આવે છે

(૩) જેમાં ઉદ્‌ભૂતભાસ્વરશુક્લરૂપનું ગ્રહણ ન થાય અને ઉષ્ણસ્પર્શનું પણ ગ્રહણ ન થાય આંખનું 'તેજ' આ ત્રીજા વર્ગમાં આવે છે, અંધારામાં આંખનું તેજ સ્વીકૃત પદાર્થોને પ્રકાશિત કરી શકતું નથી, તથા આંખના તેજમાં ઉષ્ણસ્પર્શનું પણ ગ્રહણ થતું નથી.

શંકા—જ્યારે આખમા ઉદ્દભૂતભાસ્વરશુક્લરૂપ નથી તથા ઉદ્દભૂત ઉષ્ણ સ્પર્શ નથી, તો પછી આખને 'તેજોદ્રવ્ય' શા માટે માનવુ? આખ એટલે ડોળો નહી પણ એક ઇદ્રિય છે અને તે અતીન્દ્રિય છે અર્થાત કેવળ અનુમાનથી જણાય છે

ઉત્તર—આખરૂપ ઇદ્રિયને તેજોદ્રવ્ય માનવાનુ કારણ એ છે કે, આંખ સામે આવેલા પદાર્થોમાથી આખ એ પદાર્થના માત્ર રૂપને જ અભિવ્યક્ત કરશે એ પદાર્થમા બીજા પણ ગધ, સ્પર્શ વગેરે ગુણો છે, છતા તેની અભિવ્યક્તિ આખ નહી કરે માટે આખ 'તેજોદ્રવ્ય' છે સૂર્ય અને દીપક આદિ તેજોદ્રવ્યો પણ બીજા દ્રવ્યના રૂપને જ અભિવ્યક્ત કરે છે જે અન્ય દ્રવ્યના રૂપને અભિવ્યક્ત કરે તે 'તેજોદ્રવ્ય' કહેવાય છે, આ કારણથી આખ પણ 'તેજોદ્રવ્ય' છે

(૪) જેમા ઉદ્દભૂત રૂપનુ ગ્રહણ ન કરી શકાય અર્થાત્ જેમા અનુદ્દભૂત રૂપ હોય અને ઉદ્દભૂત ઉષ્ણસ્પર્શ હોય એવુ 'તેજ' ઘામ, પાણીની અદર રહેલુ તેજ, ખૂબ તપી ગયેલા માટીના પદાર્થમાનુ તેજ વગેરે પદાર્થો આ વર્ગમા આવે છે ઉનાળામા અધારી રાતે પણ ખૂબ ઘામ થાય છે ત્યારે એ ઘામમાથી ઉષ્ણસ્પર્શ તો અનુભવી શકાય છે પણ એવુ રૂપ નજરે પડતુ નથી અધારામા પણ ગરમ પાણીનો ઉષ્ણસ્પર્શ ગ્રહી શકાય છે પણ તેના રૂપનુ ગ્રહણ કરી શકાતુ નથી આ પ્રમાણે જગતમા ચાર પ્રકારે 'તેજોદ્રવ્ય' રહેલુ છે ॥ ૩ ॥

હવે ક્રમપ્રાપ્ત વાયુનુ લક્ષણ બાધે છે

**स्पर्शवान् वायु ॥ ४ ॥**

પદાર્થ—(स्पर्शवान्) જેમા સ્પર્શ હોય તે (वायु) વાયુ કહેવાય છે

**ભાવાર્થ** આ સૂત્રમા 'સ્પર્શ' પદ લાક્ષણિક છે, કારણ કે, સ્પર્શવાળા અર્થને જો વાયુ કહેવામા આવે તો, પૃથ્વી, જળ અને તેજમા આ લક્ષણની અતિવ્યાપ્તિ થઈ જાય પૃથ્વી, જળ અને તેજમા પણ સ્પર્શ તો છે જ પૃથ્વીમા અનુષ્ણાશીત સ્પર્શ, જળમા શીત સ્પર્શ અને તેજમા ઉષ્ણ સ્પર્શ છે

વૈશેષિક શાસ્ત્રના નિષ્ણાતોએ આ સૂત્રમા જે 'સ્પર્શ' શબ્દ આવ્યો છે, તેનો લાક્ષણિક અર્થ આ પ્રમાણે કર્યો છે

**रूपासमानाधिकरणस्पर्शसमानाधिकरणजातिमत्वम् वायुत्वम् ॥**
રૂપ સાથે જે ન રહે અને સ્પર્શ સાથે રહે એવી જે જાતિ, તે વાયુનું લક્ષણ છે.

પૃથ્વીત્વ, જલત્વ અને તેજસ્ત્વ આ ત્રણે જાતિઓ રૂપની સાથે રહે છે જ્યારે કેવળ વાયુત્વ જાતિ માત્ર સ્પર્શ સાથે રહે છે, માટે વાયુત્વ જાતિ વાયુનું નિર્દોષ લક્ષણ બને છે

બીજી 'સ્પર્શ' શબ્દનો લાક્ષણિક અર્થ આ પ્રમાણે પણ થઈ શકે છે—
स्पर्शतरविशेषगुणासमानाधिकरणावयेषगुणसमानाधिकरणजातिमत्वम् वायुत्वम् ।

અર્થ—સ્પર્શ સિવાય બીજા વિશેષ ગુણો સાથે જે ન રહે અને વિશેષ ગુણ સાથે જે રહે એવી જે જાતિ હોય તે વાયુનુ લક્ષણ છે

વૈશેષિક દર્શનના એકંદરે ૧૬ ગુણોને વિશેષગુણો કહ્યા છે, તે નીચેના પ્રમાણથી સમજી શકાશે

'रूपरसगन्धस्पर्शस्नेहसांसिद्धिकद्रवत्वबुद्धिसुखदुःखेच्छाद्वेषप्रयत्नधर्माधर्मभावनाशब्दा वैशेषिकगुणाः' પ્રશસ્તપાદ ભાષ્ય

(૧) રૂપ (૨) રસ (૩) ગધ (૪) સ્પર્શ (૫) સ્નેહ (૬) સાંસિદ્ધિકદ્રવત્વ (૭) બુદ્ધિ (૮) સુખ (૯) દુખ (૧૦) ઇચ્છા (૧૧) દ્વેષ (૧૨) પ્રયત્ન (૧૩) ધર્મ (૧૪) અધર્મ (૧૫) ભાવના અને (૧૬) શબ્દ આ સોળ ગુણોને 'વૈશેષિક' ગુણો અથવા 'વિશેષ ગુણો' કહે છે

વાયુત્વ જાતિ સ્પર્શ સિવાય બાકીના પદર વિશેષ ગુણો માંહેના કોઈ પણ વિશેષ ગુણ સાથે રહેતી નથી વાયુત્વ જાતિનુ સામાનાધિકરણ્ય તો કેવળ સ્પર્શ રૂપ વિશેષ ગુણ સાથે છે માટે આવી સ્પર્શ ગુણ સાથે રહેનારી જાતિ જ પ્રકૃત સૂત્રમા કહેલા સ્પર્શ શબ્દનો લાક્ષણિક અર્થ છે

આ પ્રમાણે વાયુના બીજા લક્ષણો પણ બાંધી શકાય છે અપાકજત્વ વિશિષ્ટ અનુષ્ણાશીત સ્પર્શ પણ વાયુનુ લક્ષણ થઈ શકે છે કારણ કે, આવો વિશિષ્ટ—સ્પર્શ વાયુ સિવાય બીજા કોઈ પણ દ્રવ્યમા નથી પૃથ્વીમા જો કે, 'અનુષ્ણાશીતસ્પર્શ' છે, પણ તે અપાકજત્વવિશિષ્ટ નથી, કિંતુ પાકજત્વવિશિષ્ટ છે આ પ્રમાણે સ્પર્શ શબ્દનો લાક્ષણિક અર્થ કરી વાયુનુ નિર્દોષ લક્ષણ સમજવુ યોગ્ય છે ॥ ૪ ॥

રૂપ, રસ ગન્ધ સ્પર્શ અને સ્નેહ આ વિશેષગુણોમાંનો કોઈ પણ વિશેષ ગુણ આકાશ કાળ અને દિશાનુ લક્ષણ થઈ શકે કે નહિ? એના ઉત્તરમા આ નીચેનુ સૂત્ર બનાવવામા આવ્યુ છે

त आकाशे न विद्यन्ते ॥ ५ ॥

**પદાર્થ**—(તે) રૂપ, રસ, ગન્ધ, સ્પર્શ અને સ્નેહ રૂપ વિશેષ ગુણો (आकाशे) આકાશમા (न विद्यन्ते) નથી અર્થાત્ ઉક્ત વિશેષ ગુણો આકાશમા સમવાય સંબંધથી રહેતા નથી

**ભાવાર્થ**—રૂપ આદિ પાચ વિશેષ ગુણોમાંનો કોઈ પણ વિશેષ ગુણ આકાશમા સમવાય સબંધથી જણાતો નથી જે વિશેષ ગુણ અમુક દ્રવ્યમા સમવાય સબંધથી રહે અને બીજા દ્રવ્યમા એ સબંધથી ન રહે તો જ, તે વિશેષગુણ તે દ્રવ્યનો અસાધારણ ધર્મ કહી શકાય, અને એ અસાધારણ ગુણ તે દ્રવ્યનુ લક્ષણ થઈ શકે છે

આકાશમા તો શબ્દ રૂપ વિશેષ ગુણ સિવાય બીજો કોઈ પણ વિશેષ ગુણ નથી

**શંકા** 'अद्य दधिधवलम् आकाशमस्ति' આજે દહીના જેવુ સફેદ આકાશ છે' આ ઉપરથી શુ એ સ્પષ્ટ નથી થતુ કે, આકાશમા શુકલ રૂપ પણ છે

**ઉત્તર**—નહિ, આકાશમા કોઈ પણ રૂપ નથી, કોઈક દિવસ દહી જેવુ સફેદ આકાશ જણાય છે એ તો સૂર્યના વિશદ કિરણોનુ શુકલ રૂપ આકાશમા જણાય છે આકાશ તો નીરૂપ છે 'नील नभ' આકાશ કાળુ છે, એવી પ્રતીતિથી પણ આકાશમા નીલ રૂપ માનવાની જરુર નથી, એ પણ ઉપાધિથી અર્થાત્ કોઈ દ્રવ્યના સબંધથી નીલ રૂપની પ્રતીતિ થાય છે આ જ પ્રમાણે કોઈ વખતે આકાશ લાલ પણ જણાય તો પણ તેમા રક્ત રૂપ માનવાની જરુર નથી, આકાશમા પ્રતીત થતા બધા જ રૂપો ઔપાધિક છે, અર્થાત્ સૂર્યકિરણ આદિ દ્રવ્યના જ તે તે રૂપો આકાશમા પ્રતીત થાય છે, જેમ સ્વચ્છ મણિમા રક્ત, પુષ્પ આદિના સબંધથી રક્તતા આદિ જણાય છે તેમ આકાશમા કોઈ પણ રૂપ ઉપાધિ વિશેષથી જ જણાય છે

ઉપરના કારણથી રૂપ, રસ, ગંધ કે સ્પર્શમાંનો કોઈ વિશેષ ગુણ આકાશનું લક્ષણ થઇ શકતુ નથી

આકાશ, કાળ, દિશા આત્મા અને મન આ પાચ દ્રવ્યોમાના કોઈ પણ દ્રવ્યમા રૂપ, રસ, ગંધ, સ્પર્શ, સ્નેહ અને સાંસિદ્ધિક દ્રવત્વમાંનો કોઈ પણ વિશેષ ગુણ નથી ॥ ૫ ॥

'દ્રવત્વ' એ જળનુ લક્ષણ છે, એવુ કથન અ ૨, સૂ. ૨માં કરવામા આવ્યુ છે એ લક્ષણ અતિવ્યાપ્તિ દોષવાળુ છે, કારણ કે ઘી આદિ દ્રવ્યોમા પણ દ્રવત્વ છે અને ઘી આદિ દ્રવ્યો જલીય દ્રવ્યો નથી પણ પાર્થિવ

દ્રવ્ય છે આ પ્રનાણે પ્રતિવાદી તરફથી અતિવ્યાપ્તિની જે શંકા ઉઠાવી છે તેનું સમાધાન નીચેના સૂત્રમાં છે

सर्पिर्जतुमधूच्छिष्टानामग्निसंयोगाद् द्रवत्व मद्भि सामान्यम् ॥ ६ ॥

**પદાર્થ**—(सर्पिर्जतुमधूच्छिष्टानाम्) ઘી, લાખ અને મીણમાં (अग्निसंयोगात्) અગ્નિના સંયોગથી જે (द्रवत्वम्) દ્રવત્વ ઉત્પન્ન થાય છે તેથી (अद्भि) જળ સાથે (सामान्यम्) સામાન્ય જણાય છે

**ભાવાર્થ**—ઘી, લાખ અને મીણ આદિ દ્રવ્યોમાં પણ દ્રવત્વ હોય છે, પણ તે તો અગ્નિના સંયોગથી ઉત્પન્ન થાય છે, એટલે એમાં દ્રવત્વ નૈમિત્તિક કહેવાય છે, નિમિત્તથી ઉત્પન્ન થાય તે નૈમિત્તિક કહેવાય છે આ કારણથી અતિવ્યાપ્તિ દોષ આવતો નથી જળમાં જે દ્રવત્વ છે તે તો સ્વાભાવિક છે જેમાં સ્વાભાવિક દ્રવત્વ હોય તે જળ કહેવાય છે આ કારણથી ઘી, લાખ અને મીણ આદિ અર્થો જળ–દ્રવ્ય માનવામાં આવતા નથી જે દ્રવ્યોનું ઉપાદાન કારણ જળ હોય તે જળ–દ્રવ્ય કહેવાય છે અને જે દ્રવ્યોનું ઉપાદાન કારણ પૃથ્વી હોય તે 'પૃથ્વી–દ્રવ્ય' કહેવાય છે તેથી ઘી, લાખ અને મીણ આદિ અર્થો પૃથ્વી–દ્રવ્ય છે, અથવા પાર્થિવ દ્રવ્ય છે ॥ ૬ ॥

જળના લક્ષણની તેજમાં આવતી અતિવ્યાપ્તિનું નિવારણ કરે છે

त्रपुसीसलोहरजतसुवर्णानामग्निसंयोगाद् द्रवत्व मद्भि सामान्यम् ॥ ७ ॥

**પદાર્થ**—(त्रपुसीसलोहरजतसुवर्णानाम्) કલાઈ, સીસું, લોઢું, ચાંદી અને સોનું ઈત્યાદિના (अग्निसंयोगाद्) અગ્નિના સંયોગથી (द्रवत्वम्) દ્રવત્વ ઉત્પન્ન થાય છે તેથી (अद्भि) જળ સાથે (सामान्यम्) સમાનતા ધરાવે છે

**ભાવાર્થ**—કલાઈ, સીસું, લોઢું, ચાંદી અને સુવર્ણ (સોનું) ઈત્યાદિમાં પણ અગ્નિના સંયોગથી દ્રવત્વ ઉત્પન્ન થાય છે, તેથી જળની સાથે તેનું સામાન્ય જણાય છે

સૂત્રમાં ગણાવેલી ધાતુઓ તો માત્ર ઉપલક્ષણ છે, તેથી 'कांस्यताम्रारकूट पारदादीना मप्युपसंग्रह' કાંસુ, તાંબુ પિત્તળ અને પારો આદિ દ્રવ્યો પણ નૈમિત્તિક દ્રવત્વવાળા છે એમ સમજવું

કલાઈ, સીસું લોઢું, રજત અને સુવર્ણ આદિ અર્થો 'તૈજસ' છે,

કારણ કે, અગ્નિના સંયોગથી એના દ્રવત્વનો નાશ થતો નથી, જ્યારે પાર્થિવ ઘી આદિ પદાર્થોના દ્રવત્વનો અગ્નિના સંયોગથી નાશ થાય છે

કનાઈ આદિમા સ્વાભાવિક દ્રવત્વ નથી માટે જળ દ્રવ્યનું જે લક્ષણ બાધ્યુ છે તેમા અતિવ્યાપ્તિ દોષ આવતો નથી

જેમા અગ્નિના સંયોગથી દ્રવત્વ ઉત્પન્ન થયુ હોય અને એક પ્રહર સુધી સતત પુષ્કળ અગ્નિ સંયોગ ચાલુ રહ્યો હોય છતા એ દ્રવત્વનો નાશ ન થાય તો તે દ્રવત્વનો આશ્રય 'તૈજસ દ્રવ્ય' કહેવાય છે

સોનામા અગ્નિના સંયોગથી દ્રવત્વ ઉત્પન થયા પછી તે દ્રવત્વ પ્રહર સુધી પુષ્કળ અગ્નિસંયોગ સતત ચાલુ રહેવા છતા નાશ પામતુ નથી માટે સુવર્ણ તૈજસ દ્રવ્ય કહેવાય છે ઘી આદિના દ્રવત્વનો તો થોડા જ સમયમા અગ્નિના સંયોગથી નાશ થાય છે કારણ કે તે પાર્થિવ પદાર્થ છે પાર્થિવ પદાર્થનુ દ્રવત્વ અગ્નિના સંયોગથી નાશ પામે છે

ભાવાર્થ એ છે કે, કનાઈ આદિમા નૈમિત્તિક દ્રવત્વ હોવાથી જળના લક્ષણમા અતિવ્યાપ્તિ દોષ આવતો નથી

'સોનુ' એ તૈજસ દ્રવ્ય છે, છતા એમા પૃથ્વીના પરમાણુઓનો સબંધ છે તેથી જ એમા પીળુ રૂપ જણાય છે જળમા કેવળ શુકલરૂપ હોય છે, અને તૈજસ પદાર્થમા કેવળ ભાસ્વર શુકલ રૂપ હોય છે લાલ, પીળા, લીલા અને કાળા આદિ રૂપો તો પૃથ્વીમા જ હોય છે આ બધા રૂપો પૃથ્વીમા અથવા પાર્થિવ પદાર્થોમા અગ્નિના સંયોગથી ફરતા રહે છે સોનામા રહેલા ભાસ્વર શુકલ રૂપનો પાર્થિવ પીળા રૂપથી અભિભવ થયેલો હોવાથી તેમા ભાસ્વર શુકલ રૂપ જણાતુ નથી

भूससर्गवशाचान्यद्रूपं नैव प्रकाशते। સોના સાથે પૃથ્વીનો સબંધ હોવાને લીધે સોનામા બીજા રૂપનો અર્થાત્ સોનાના ભાસ્વર શુકલ રૂપનો પ્રકાશ થતો નથી ॥ ૭ ॥

પૃથ્વી, જળ, તેજ અને વાયુ આ ચારેય દ્રવ્યોમા સ્પર્શ તો છે પૃથ્વીમા પાકજ અનુષ્ણાશીત સ્પર્શ છે, જળમા શીત સ્પર્શ છે, તેજમા ઉષ્ણ સ્પર્શ છે અને વાયુમા અપાકજ અનુષ્ણાશીત સ્પર્શ છે

પૃથ્વી આદિ ચારેય દ્રવ્યોના લક્ષણો પણ બાધ્યા છે એટલે સ્પર્શવાળા ચાર દ્રવ્યોનુ પ્રકરણ અહી પૂરૂ થયુ છે

હવે પૂર્વપક્ષ તરફથી એવી શકા ઊઠાવવામા આવે છે કે વાયુમા

સ્પર્શ જ નથી એટલે સ્પર્શને વાયુના લક્ષણ તરીકે જે કહેવામા આવ્યુ છે, તે ખોટુ છે આ કારણથી વાયુનુ લક્ષણ–સ્પર્શ આશ્રયાસિદ્ધ થાય છે જો એમ કહેવામા આવે કે વાયુમા સ્પર્શ ભલે પ્રત્યક્ષ ન હોય પણ, વાયુમા સ્પર્શનુ અનુમાન તો થઈ શકે છે એના સંબધમા ચાર્વાક આદિ કહે છે કે અનુમાનમા પ્રામાણ્ય હેતુ નથી માટે, વાયુમા સ્પર્શનુ અનુમાન થઈ શકે નહિ. આ શકાનુ સમાધાન સૂત્રકાર કરે છે કે —

**विषाणी ककुद्मान् प्रान्तेवालधिः सास्नावान् इति गोत्वे दृष्ट लिङ्गम् ॥ ८ ॥**

**પદાર્થ**—(विषाणी) શીગડાવાળો (ककुद्मान्) ખુધવાળો (प्रान्तेवालधि) જેને પૂછડાને છેડે વાળનો ગુચ્છો હોય તે અને (सास्नावान्) જેને ગળે ગોદડી હોય તે (गोत्व) ગોત્વના (दृष्ट लिङ्गम्) દૃષ્ટલિંગ છે, અર્થાત્ ગોત્વ સાથે વિષાણ આદિની વ્યાપ્તિ પ્રત્યક્ષ થઈ શકે છે

**ભાવાર્થ**—ગોત્વનુ અનુમાન કરવામા વિષાણ કકુત્ પ્રાન્તેવાલધિ (પૂછડાને છેડે વાળનો ગુચ્છ) અને ગળે ગોદડી આ બધા લિંગો અર્થાત્ હેતુઓ દૃષ્ટલિંગ છે એટલે કે હેતુ અને સાધ્યનો જે સબધ છે તે પ્રત્યક્ષ કરી શકાય છે જેની વ્યાપ્તિ પ્રત્યક્ષ કરી શકાય તે લિંગ 'દૃષ્ટલિંગ' કહેવાય છે

કેટલાક સાધ્ય અને હેતુઓ એવા છે કે તેની વ્યાપ્તિ પ્રત્યક્ષ થઈ શકતી નથી એવા લિંગો અર્થાત્ હેતુઓ 'અદૃષ્ટલિંગ' કહેવાય છે જે સાધ્ય અને હેતુઓની વ્યાપ્તિ પ્રત્યક્ષ ન થઈ શકે તે વ્યાપ્તિને સામાન્ય વ્યાપ્તિ કહેવામા આવે છે અને લિંગને 'સામાન્યતોદૃષ્ટ લિંગ' કહેવામા આવે છે

अयं गौः विषाणित्वात् ।

अयं गौः ककुद्मत्वात् ।

अयं गौः प्रान्तेवालधित्वात् ।

अयं गौः सास्नावत्वात् ।

આ ચારેય લિંગો (હેતુઓ) દૃષ્ટલિંગ કહેવાય છે, કારણ કે, ગોત્વ અને વિષાણ આદિનો સબંધ પ્રત્યક્ષ જોઈ શકાય છે

ગાયના શીગડામા અને બીજા પશુઓના શીગડામા ફેર હોય છે અને એ ફેર નિપુણ માણસો જાણી શકે છે એટલે વિષાણિત્વ હેતુ પણ સાચો હેતુ છે ગોત્વ સાધવામા ઉપર કહેલા ચારે હેતુ સાચા હેતુ છે, હેત્વાભાસ નથી

વાયુત્વ અને સ્પર્શની વ્યાપ્તિ પ્રત્યક્ષ નથી માટે તે વ્યાપ્તિ 'સામાન્ય વ્યાપ્તિ' કહેવામા આવે છે અને સ્પર્શ (જે લક્ષણ તરીકે બતાવવામા આવ્યો છે તે) સામાન્યતોદૃષ્ટલિંગ અથવા અદૃષ્ટલિંગ કહેવામા આવે છે

ગાયનુ શરીર જ્યારે ઘુઘાવેલુ હોય અને માત્ર તેનુ શીંગડુ, ખુંધ, પૂછડીનો ગુચ્છ કે ગોદડી જ દેખાય ત્યાર ઉપર પ્રમાણે અનુમાનો કરવામા આવે છે

આ પ્રમાણે દૃષ્ટલિંગથી અથવા અદૃષ્ટલિંગથી અનુમાન થઈ શકે છે, અને એ અનુમાનો સાચા જ પડે છે ભૂલ વાત તો અનુમાન કરનારની થાય છે અનુમાન શાસ્ત્રનો જેણે પૂરો અભ્યાસ ન કર્યો હોય તેના અનુમાન ખોટાં પણ બની શકે છે, પણ તેથી હેતુ અથવા લિંગ ખોટા ઠરતા નથી, માટે અનુમાનમા પ્રામાણ્ય છે અનુમાનથી જગતમા સૌથી મોટો વ્યવહાર સત્ય તરીકે ચાલી રહ્યો છે એ અનુમાન અસત્ય કેમ કહેવાય? માટે ચાર્વાક આદિ પ્રતિવાદિઓ અનુમાનને સત્ય ન માનવામા ભૂલ ખાય છે આ સૂત્રમા મહર્ષિ કણાદે અનુમાન પ્રમાણને સત્ય તરીકે સિદ્ધ કર્યુ છે જેમ પ્રત્યક્ષમા પ્રામાણ્ય છે તેમ અનુમાનમા પણ પ્રામાણ્ય છે આ કારણથી કોઈ ચોક્કસ લિંગથી વાયુમા સ્પર્શનુ અનુમાન કરવામા આવે તો તે અસત્ય નથી ॥ ૮ ॥

પ્રત્યક્ષ પ્રમાણ પેઠે અનુમાન પ્રમાણ પણ સત્ય છે અનુમાન પ્રમાણથી સસારના ઘણા વ્યવહારો સિદ્ધ થતા જોવામા આવે છે

વાયુમા રૂપ ન હોવાથી તેનુ પ્રત્યક્ષ થતુ નથી જે વસ્તુ પ્રત્યક્ષ ન હોય પણ એનુ અસ્તિત્વ જણાતુ હોય તો તેનુ અનુમાન કરવુ જોઈએ

વાયુ પ્રત્યક્ષ નથી પણ તેનુ અસ્તિત્વ જણાય છે માટે તેનુ અનુમાન કરવુ જોઈએ એ અનુમાનનો પ્રકાર સૂત્રકાર નીચેના સૂત્રમા જણાવે છે

**સ્પર્શશ્ચ વાયો ॥ ૯ ॥**

પદાર્થ—(ચ) અને (વાયો ) વાયુનુ લિંગ (સ્પર્શ ) સ્પર્શ છે

**ભાવાર્થ**—સ્પર્શરૂપ હેતુથી વાયુનુ અનુમાન થાય છે સૂત્રમા ચ શબ્દનો પ્રયોગ કર્યો છે તેથી શબ્દ, ધૃતિ અને કમ્પ પણ વાયુના અનુમાપક હેતુઓ છે વાયુમા રૂપ ન હોવાથી તેનુ ચક્ષુ ઇન્દ્રિયથી પ્રત્યક્ષ થઈ શકતુ નથી માટે તેનુ અનુમાન કરવુ પડે છે સ્પર્શરૂપ હેતુથી વાયુનુ અનુમાન થાય છે કેમકે અપ્રત્યક્ષ હોવાથી તેની સાથે સ્પર્શનો જે સબધ છે તેનુ પણ પ્રત્યક્ષ

થતુ નથી, માટે વાયુ અને સ્પર્શની સામાન્યવ્યાપ્તિ માનવી પડે છે અને વાયુત્વ સાધક સ્પર્શરૂપ લિંગ (હેતુ) પણ 'સામાન્યતોદૃષ્ટ' લિંગ કહેવાય છે

વાયુ દ્રવ્ય છે અને સ્પર્શ ગુણ છે, દ્રવ્ય પ્રત્યક્ષ થવામા રૂપ કારણ હોય છે, પણ સ્પર્શ તો ગુણ છે અને એનુ પ્રત્યક્ષ ત્વક્ ઇન્દ્રિયથી થાય છે ગુણના પ્રત્યક્ષ થવામા રૂપ કારણ હોતુ નથી, માટે સ્પર્શ પ્રત્યક્ષ છે

વાયુ અપ્રત્યક્ષ છે અને તેનો સ્પર્શ પ્રત્યક્ષ છે, આમ એક પ્રત્યક્ષ અને બીજો અપ્રત્યક્ષ હોય તો એ બેનો સબધ પણ અપ્રત્યક્ષ જ માનવો પડે છે અગ્નિસાધ્યક ધૂમરૂપ હેતુના સ્થળમા તો ધૂમ અને અગ્નિ બન્ને પ્રત્યક્ષ છે તેથી તે બન્નેનો સબધ પણ પ્રત્યક્ષ છે સબધ એ જ વ્યાપ્તિ पर्वतो वह्निमान्, धूमात् આ અનુમાનના સ્થળમા 'ધૂમ' દૃષ્ટલિંગ કહેવાય છે કારણ કે, ધૂમ અને વહ્નિના સબધનુ પ્રત્યક્ષ થઈ શકે છે, પણ વાયુને સિદ્ધ કરનાર સ્પર્શ તો 'અદૃષ્ટલિંગ' છે, કારણ કે વાયુ અને સ્પર્શના સબધનુ પ્રત્યક્ષ થતુ નથી

વાયુને સિદ્ધ કરવામા અનુમાનનો પ્રયોગ આ પ્રમાણે થાય છે— 'योऽयं स्पर्शः अनुभूयते स क्वचिदाश्रितः स्पर्शत्वात् पृथ्व्यादिस्पर्शवत्' ખુલ્લા મેદાનમા ઉનાળાના વખતે સાજે બેઠા હોઇએ અને પવનની મધુર શીતળ, સુખદાયક લહરીઓ શરીર સાથે અથડાતી હોય તે વખતે કોઈ ઉપર પ્રમાણે અનુમાન કરે છે કે, આ સુખદાયક શીતળ સ્પર્શ કોઈ પણ દ્રવ્યમા આશ્રિત હોવો જોઇએ કોઈ પણ સ્પર્શ સ્વતત્ર હોઈ શકે નહિ કારણ કે એ ગુણ છે, ગુણ સદૈવ ગુણી (દ્રવ્ય) મા જ હોય છે આ અનુભવાતો સ્પર્શ પૃથ્વી, જળ અને તેજ દ્રવ્યનો નથી, કારણ કે આ સ્પર્શ રૂપની સાથે સબધ ધરાવતો નથી આકાશ, કાળ, દિશા, આત્મા અને મનનો પણ આ સ્પર્શ નથી, કારણ કે, એ પાચેય દ્રવ્યો તો સ્પર્શ રહિત છે, હવે બાકી રહે છે વાયુ દ્રવ્ય, માટે આ સ્પર્શ વાયુનો જ હોવો જોઇએ આ રીતે અનુભવાતા સ્પર્શથી વાયુનુ અનુમાન થાય છે અહીં વાયુ અને સ્પર્શના સબધને પ્રત્યક્ષ કરવાની જરૂર પણ રહેતી નથી

શબ્દથી પણ વાયુનુ અનુમાન આ પ્રમાણે થાય છે

સૂકા પાદડાના ઢગલામા કોઈ પણ સ્પર્શવાળા પ્રત્યક્ષ દ્રવ્યનો આઘાત થતો નથી, છતા 'ખડ ખડ' અવાજ થયા કરે છે એ અવાજ વાયુના આઘાતથી થતો હોવો જોઇએ આ પ્રમાણે અવાજ (શબ્દ) પણ વાયુનુ અનુમાન કરાવે છે

ધૃતિ—ધારણ પણ વાયુનુ અનુમાન કરાવે છે તે આ પ્રમાણે —આકાશમા (હવામા) ઘાસના તણખલા અને રૂના પૂમડા આમ તેમ ઊડતા હોય છે એ કોને આધારે હશે ? કોઈ સ્પર્શવાળા અને વેગવાળા દ્રવ્યનો એને આધાર

હોવો જોઇએ પૃથ્વી, પાણી અને તેજનો આધાર તો એને નથી જ માટે એ સ્પર્શવાળા અને વેગવાળા વાયુને આધારે જ ઊડતા હોવા જોઇએ

કંપ પણ વાયુનું અનુમાન કરાવે છે — ઝાડના પાંદડા અને શાખાઓ હવામા કંપતા હોય છે એને કંપાવનાર કોઈ સ્પર્શ અને વેગવાળુ દ્રવ્ય હોવુ જોઇએ, એ દ્રવ્ય તે વાયુ જ હોવો જોઇએ કારણ કે બીજો કોઈ ઝાડ, પાંદડા અને શાખાઓને કંપાવનાર જણાતો નથી આ પ્રમાણે સ્પર્શ શબ્દ, ધૃતિ અને કમ્પ વગેરે વાયુના સાધક હેતુઓ છે, અને તે બધા અદૃષ્ટલિંગ કહેવાય છે

શંકા—વાયુને ત્વક્ ઇંદ્રિયથી પ્રત્યક્ષ જ શા માટે ન માનવો ?

ઉત્તર—વાયુમા ઉદ્‌ભૂત સ્પર્શ છે પણ સાથે સાથે ઉદ્‌ભૂત રૂપ નથી બાહ્ય ઇંદ્રિયથી જે દ્રવ્યનુ પ્રત્યક્ષ થાય છે તેમા ઉદ્‌ભૂત સ્પર્શ અને ઉદ્‌ભૂત રૂપ બન્ને સાથે જ હોય છે આ બન્ને બાબત પૃથ્વી, પાણી, પર્વત, નદી, સૂર્યપ્રકાશ અને ચંદ્રના પ્રકાશમા અનુભવી શકાય છે વાયુમા રૂપ અને સ્પર્શ બનેનો સહ ભાવ નથી, કિન્તુ એકલો જ સ્પર્શ હોય છે, માટે વાયુ પ્રત્યક્ષ નથી પણ અનુમાન-ગમ્ય છે ॥ ૯ ॥

વાયુને સિધ્ધ કરવા માટે સ્પર્શ એ કોઈ પ્રત્યક્ષત દૃષ્ટલિંગ નથી, કારણ કે, જેમ ધૂમ અને અગ્નિની વ્યાપ્તિ પ્રત્યક્ષ જાણી શકાય છે તેમ વાયુ અને સ્પર્શની વ્યાપ્તિ પ્રત્યક્ષ જાણી શકાતી નથી, માટે સ્પર્શથી વાયુનુ અનુમાન કરવુ એ યોગ્ય નથી

વળી બીજુ જે સ્પર્શ જણાય છે તે પૃથ્વીનો, જળનો અથવા તેજનો માનવામા આવે તો વાયુનુ અનુમાન થઈ જ શકે નહિ આ શંકાના ઉત્તર રૂપે આ સૂત્ર છે

**न च दृष्टाना स्पर्श इत्यदृष्टलिङ्गो वायु॰ ॥ १० ॥**

પદાર્થ—(च) અને (दृष्टानाम्) દૃષ્ટ જે પૃથ્વી, જળ અને તેજ છે તેનો ઉપલભ્યમાન આ સ્પર્શ (न) નથી (इति) તેથી (वायु) વાયુ (*अदृष्टलिङ्ग*) *અદૃષ્ટલિંગવાળો છે*

**ભાવાર્થ**—પ્રત્યક્ષ જણાતા પૃથ્વી, જળ અને તેજમા જે સ્પર્શ છે, તે તો રૂપ સાથે હોય છે વળી કોઇમા પાકજ અને અનુષ્ણાશીત સ્પર્શ, (પૃથ્વીમા) કોઇમા શીત સ્પર્શ (જળમા) તો કોઇમા ઉષ્ણ સ્પર્શ (તેજમાં) છે, જ્યારે પવન વાવાથી જે સ્પર્શ જણાય છે તે તો અપાકજ અને

અનુષ્ણાશીત તથા રૂપ સાથે નહીં રહેનાર સ્પર્શ છે; તેથી વાયુનું અનુમાન કરી શકાય છે, એ સ્પર્શનો વાયુ સાથેનો સંબંધ (વ્યાપ્તિ) પ્રત્યક્ષ થતો નથી, માટે તે સ્પર્શ વાયુનું અનુમાન કરવામાં અદૃષ્ટલિંગ કહેવાય છે. અનુમાનનો પ્રકાર આ પ્રમાણે છે. अयं स्पर्शः क्वचिदाश्रितः, स्पर्शत्वात्ः આ સ્પર્શ કોઈ પણ દ્રવ્યમાં આશ્રિત હોવો જોઈએ, સ્પર્શ હોવાથી (સ્પર્શ ગુણ હોવાથી) વાયુ અને સ્પર્શનો સંબંધ ભલે પ્રત્યક્ષ ન થાય પણ ઉપર લખ્યા પ્રમાણે પક્ષ ધર્મના બળથી વાયુનું અનુમાન થઈ જાય છે. સામાન્યતોદૃષ્ટ લિંગ (હેતુ) કંઈ હેત્વાભાસ નથી; માટે વાયુનું અનુમાન થઈ શકે છે. આ કારણથી વાયુ પ્રત્યક્ષ નથી પણ અનુમેય છે. બાહ્ય ઇંદ્રિયથી જે દ્રવ્યનું પ્રત્યક્ષ થાય છે તેમાં રૂપ અવસ્ય હોય છે, જ્યારે વાયુમાં રૂપ નથી તેથી તે પ્રત્યક્ષ નથી. ॥ ૧૦ ॥

ઉપલભ્યમાન સ્પર્શથી જે વાયુનું અનુમાન થાય છે તે વાયુ અવયવી વાયુથી પરમાણુ રૂપ કેવળ અવયવસ્વરૂપ વાયુની સિદ્ધિ આ સૂત્રથી કરવામાં આવે છે.

**अद्रव्यवत्त्वेन द्रव्यम् ॥ ११ ॥**

**પદાર્થ**—(अद्रव्यवत्वेन) સમવાય સંબંધથી કોઈ પણ દ્રવ્ય જેનું આશ્રયસ્થાન નથી, તેથી (द्रव्यम्) પરમાણુ રૂપ વાયુ દ્રવ્ય તરીકે સિદ્ધ થાય છે.

**ભાવાર્થ**—અવયવી વાયુ ઉક્ત પ્રકારના સ્પર્શથી સિદ્ધ થાય છે. અવયવી વાયુ અવયવોમાં સમવાય સંબંધથી રહે છે અને તે અનિત્ય હોય છે, જ્યારે અવયવી વાયુના અંતિમ અવયવો (જેને વાયુના પરમાણુઓ કહેવામાં આવે છે.) અનાશ્રિત હોય છે અને તે નિત્ય દ્રવ્ય હોય છે.

आश्रितत्वं चान्यत्र नित्यद्रव्येभ्य. ।

જે નિત્ય દ્રવ્ય ન હોય તે જ દ્રવ્ય કોઈ પણ દ્રવ્યનો આશ્રય કરીને રહે છે. નિત્યદ્રવ્યને કોઈ પણ દ્રવ્યનો આશ્રય હોતો નથી. એટલે કે નિત્યદ્રવ્ય કોઈમાં પણ સમવાય સંબંધથી રહેતું નથી. અવયવી વાયુથી પરમાણુ સ્વરૂપ અવયવ–વાયુ દ્રવ્ય રૂપે સિદ્ધ (અનુમિત) થાય છે. એટલે કે પૃથ્વ્યાદિની પેઠે વાયુ પણ નિત્ય અને અનિત્ય છે. અવયવી વાયુ અનિત્ય દ્રવ્ય છે અને અવયવ–વાયુ નિત્ય દ્રવ્ય છે. ॥ ૧૧ ॥

પરમાણુ સ્વરૂપ વાયુને દ્રવ્ય તરીકે માનવામાં આવે છે, તેના બે હેતુઓ આ સૂત્રમાં આપવામાં આવે છે.

क्रियावत्त्वाद् गुणवत्त्वाच्च ॥ १२ ॥

પદાર્થ—(क्रियावत्त्वात्) ક્રિયાવાળો (च) અને (गुणवत्त्वात्) ગુણવાળો હોવાથી

ભાવાર્થ—અહી એ યાદ આપવાની જરૂર છે કે સૂત્રકારે જેમા ક્રિયા હોય અથવા જેમા ગુણ હોય તેને 'દ્રવ્ય' કહ્યુ છે પ્રથમ અધ્યાયના પ્રથમ આહ્નિકમાં દ્રવ્યનુ લક્ષણ બાધતી વખતે એ સ્પષ્ટ કર્યું છે

પરમાણુરૂપ વાયુમા ક્રિયા છે અને ગુણ પણ છે જો પરમાણુ વાયુમા ક્રિયા ન હોય તો અવયવી વાયુ બની શકે જ નહિ, કારણ કે અવયવી વાયુનુ અસમવાયિ કારણ જે અવયવોનો સયોગ છે, એનુ અસમવાયિકારણ અવયવ વાયુમા થતી ક્રિયાગતિ જ છે જો બે પરમાણુ ભેગા ન થાય તો દ્વ્યણુક વાયુ બને જ કેવી રીતે? માટે પરમાણુ વાયુમા ગતિ છે અને એ ગતિને લીધે બે પરમાણુઓનો સયોગ થાય છે અને પછી અવયવી વાયુ બને છે, માટે જેમ અવયવી વાયુમા ક્રિયા છે તેમ અવયવ વાયુમા પણ ક્રિયા છે એ ક્રિયાથી પરમાણુ વાયુ દ્રવ્ય છે એ સિદ્ધ થાય છે

પરમાણુવાયુમા સ્પર્શગુણ છે એ પરમાણુવાયુનો સ્પર્શ અવયવી વાયુમા સ્પર્શ ઉત્પન્ન કરે છે કારણગત ગુણો કાર્યગત ગુણોના આરભક હોય છે એ પણ આગળ કહેવામા આવ્યુ છે कारणगुणपूर्वक कार्यगुणो दृष्ट જો કારણભૂત પરમાણુ વાયુમા સ્પર્શ ન હોય તો અવયવી વાયુમા સ્પર્શ હોઈ શકે જ નહિ આથી સિદ્ધ થાય છે કે, પરમાણુવાયુમા સ્પર્શ ગુણ છે ગુણ અને ક્રિયા બન્ને હોવાથી પરમાણુવાયુ દ્રવ્ય છે એ ચોક્કસ છે

પરમાણુ નિત્ય છે, નિરવયવ છે, તેથી તેને સમવાયિકારણ અને અસમવાયિકારણ હોતા નથી કાર્યદ્રવ્યનો નાશ સમવાયિકારણના નાશથી અથવા અસમવાયિકારણના નાશથી થાય છે પરમાણુને એમાથી એકે ય કારણ નથી, માટે પરમાણુ નિત્ય છે પરમાણુના વિનાશનુ કોઈ કારણ જ નથી

કાર્યદ્રવ્યનુ અતિમ કારણ પરમાણુઓ જ હોય છે શૂન્ય અથવા નવીન વેદાન્તીઓ જેને 'માયા' કહે છે તે નહિ

શૂન્ય અથવા માયાને જો મૂળ કારણ માનવામા આવે તો કાર્યદ્રવ્યોના વજનમા જે ન્યૂનાધિક્ય છે તે રહી શકે નહિ બે દ્રવ્યોમાથી જે દ્રવ્યમા અવયવો ઓછા હોય તે દ્રવ્ય થોડા અવયવવાળા દ્રવ્ય કરતા વજનમા ભારે હોય છે, એ સ્પષ્ટ છે.

પરમાણુ માનવામાં અનુમાન પ્રમાણ છે અને એ પ્રમાણ પ્રત્યક્ષ જેટલો જ અર્થનો નિશ્ચય કરાવે છે

પરમાણુઓમાં ક્રિયા છે અને ગુણ છે તેથી પરમાણુ દ્રવ્ય છે, એ આ સૂત્રમાં સારી રીતે સ્પષ્ટ કર્યું છે પરમાણુની એ વ્યાખ્યા છે કે यतो नाल्पीयान् स परमाणुः જેનાથી કોઈ અવયવ સૂક્ષ્મતર કે સૂક્ષ્મતમ ન હોય તે પરમાણુ કહેવાય ॥ ૧૨ ॥

જો પરમાણુમાં ગુણ અથવા ક્રિયા માનવામાં આવે તો તે ઘટાદિ દ્રવ્યો પેઠે અનિત્ય થશે જેમ ઘટોऽनित्यः, गुणवत्त्वात् क्रियावत्त्वाच्च । આ પ્રમાણે परमाणुः अनित्यः, क्रियावत्त्वात् गुणवत्त्वाच्च પરમાણુ અનિત્ય છે, કારણ કે તેમાં ક્રિયા છે, અને ગુણ છે

આ ઉપરથી તો એમ જ જણાય છે કે, જો પરમાણુ નિત્ય માનવામાં આવે તો તેમાં ગુણ અને ક્રિયા ન માનવા જોઈએ

આ શંકાનું સમાધાન આ સૂત્રમાં આપવામાં આવે છે

**अद्रव्यवत्त्वेन नित्यत्वमुक्तम् ॥ ૧૩ ॥**

**પદાર્થ**—(अद्रव्यवत्त्वेन) સમવાય સબંધથી જેનો આધાર દ્રવ્ય ન હોય એટલે કે જે દ્રવ્ય અવયવિ ન હોય તે દ્રવ્યનું (नित्यत्वम्) નિત્યત્વ (उक्तम्) કહ્યું છે

**ભાવાર્થ**—પરમાણુ દ્રવ્ય અદ્રવ્યવત્ છે એટલે કે એનો આધાર સમવાય સબંધથી કોઈ નથી, અથાત્ પરમાણુ દ્રવ્ય અવયવિ દ્રવ્ય નથી જ અવયવિ દ્રવ્ય ન હોય તે નિત્ય દ્રવ્ય કહેવાય છે એટલે પરમાણુને નિત્ય દ્રવ્ય તરીકે માનવામાં કારણ અદ્રવ્યત્વ અર્થાત્ અનવયવિત્વ છે ક્રિયાવાળુ હોવાથી અથવા ગુણવાળુ હોવાથી કોઈ પણ દ્રવ્ય અનિત્ય થઈ શકતુ નથી ઘટદ્રવ્ય ક્રિયાવાળુ કે ગુણવાળુ છે તેથી ઘટદ્રવ્ય અનિત્ય નથી પણ એ દ્રવ્ય અવયવિ દ્રવ્ય છે માટે અનિત્ય છે આ ઉપરથી સ્પષ્ટ સમજાશે કે, ઘડો અનિત્ય છે કારણ કે તેના ગુણ છે અહીં અનિત્યત્વ સાધક ક્રિયાવત્ત્વ અને ગુણવત્ત્વ એ બન્ને હેતુઓ નથી પણ હેત્વાભાસ છે

घटोऽनित्यः, क्रियावत्त्वात् અથવા गुणवत्त्वात् આ બન્ને હેતુઓમાં 'સાવયવત્વ' ઉપાધિ તરીકે છે માટે એ સોપાધિક હેતુઓ ગણવામાં આવે છે, સોપાધિક હેતુ હેત્વાભાસ હોય છે

ઉપાધિ એટલે શું ?

ઉત્તર—'જે સાધ્યનો વ્યાપક હોય અને સાધનનો (હેતુનો) અવ્યાપક હોય,' તે 'ઉપાધિ' કહેવાય છે. ઉપરના હેતુમાં 'સાવયત્વ' ઉપાધિ છે કારણ કે, તે અનિત્યત્વરૂપ સાધ્યનો વ્યાપક છે, અર્થાત્ જ્યાં જ્યાં દ્રવ્યનું અનિત્યત્વ હોય ત્યાં ત્યાં સાવયવત્વ હોય છે અને જ્યાં જ્યાં ક્રિયાવત્વ અથવા ગુણવત્વ હોય છે ત્યાં ત્યાં સાવયત્વ નથી. મન, આત્મા, કાળ, દિશા અને આકાશ દ્રવ્યમાં ગુણ છે પણ તેમાં સાવયવત્વ નથી. મનમાં ક્રિયા પણ છે, છતાં તેમાં સાવયત્વ નથી.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે અનિત્યત્વ સાધક ગુણવત્વ અને ક્રિયાવત્વ હેત્વાભાસ છે.

આ સૂત્રમાં પરમાણુ રૂપ વાયુને નિત્ય તરીકે માનવામાં અદ્રવ્યવત્વ અર્થાત્ અનવયવિત્વ હેતુ તરીકે માનવામાં આવ્યું છે, અને પરમાણુરૂપ વાયુને સક્રિય અને સગુણ માનવા સંબંધે ૧૨ માં સૂત્રમાં સમજાવવામાં આવ્યું છે. ક્રિયાવાળું દ્રવ્ય અનિત્ય હોય છે અને નિત્ય પણ હોય છે. ગુણવાળું દ્રવ્ય અનિત્ય હોય છે અને નિત્ય પણ હોય છે. ॥ ૧૩ ॥

બે પરમાણુઓમાંથી જે વાયુ બને છે તે દ્વયણુક વાયુ કહેવાય છે અને દ્વયણુકમાથી જે અવયવી વાયુ બને છે, તે ત્ર્યણુક વાયુ કહેવાય છે; આવા ક્રમથી બનતાં બનતાં મહાન્ વાયુ બને છે કે, જે વિશ્વમાં સર્વત્ર ઘૂમી રહ્યો છે. મહાન્ વાયુ એક જ છે કે અનેક? એ પ્રશ્નનો ખુલાસો આ નીચેના સૂત્રમાં આપે છે.

**वायोर्वायुसंमूर्च्छनं नानात्वलिङ्गम् ॥ १४ ॥**

**પદાર્થ**—(वायुसंमूर्च्छनम्) બે અથવા વધારે વાયુઓનો સામસામો સંયોગ થવો એ (वायोः) વાયુના (नानात्वलिङ्गम्) અનેકપણા હોવામાં કારણ છે.

**ભાવાર્થ**—વાયુ પ્રત્યક્ષ નથી તેથી બે અથવા વધારે વાયુઓનો સંયોગ થાય તે પણ પ્રત્યક્ષ થઈ શકે નહિ, છતાં આકાશમાં ઊંચે ઊડતાં તણખલાંઓથી સામ સામા બે વાયુઓના સંયોગનું અનુમાન થાય છે. સ્વાભાવિક રીતે વાયુનું ઊર્ધ્વગમન હોતું નથી પણ, તિર્યક્ ગમન હોય છે. પણ જ્યારે ઘાસનાં તણખલાં અને રૂના પોલ ઊંચે ઊડતાં હોય છે ત્યારે સહેજે મનમાં પ્રશ્ન ઊઠે છે કે, આ પદાર્થોનું ઊંચે ઊડવામાં કારણ વાયુની ગતિ હોવી જોઇએ અર્થાત્ વાયુના ઊંચે વહન થવાથી હલકાં તણખલાં અને રૂના પોલ પણ આકાશમાં ઊડે છે.

બે વાયુઓના સામ સામા સંયોગ થવાથી વાયુની તિર્યક્ગતિને બદલે ઊર્ધ્વગતિ થાય છે. દાખલા તરીકે પાણીના પ્રવાહની ગતિ જમીનના નીચેના ભાગ તરફ હોય છે પણ જ્યારે બે જળપ્રવાહો સામ સામે આવી અથડાય છે

ત્યારે તે પ્રાસાદની ચોટી ઘણી ઊર્ધ્વગતિ પણ થાય છે આના મ સાગને સંમૂર્ચ્છ કહેવાના આવે છે, જેને આપણે ભાષામા વાવંટાળ કહીએ છીએ આ વાવંટાળ (સમૂર્ચ્છન) વાયુ અનેક હાવામા કા છે જો વાયુ એક જ હા તો તેમાથી વંટાળ પેદા ન થાય, સામ સામા બે વાયુના અથવા વધાર વાયુના ન ગ વગર વંટાળ થઈ શકે નહિ એક જ દિશા તરફ વહેતા એક જ વાયુમા વંટાળ ન જ બને. વંટાળ બને છે તેથી વાયુઓ અનેક છે એમ સિદ્ધ થાય છે

પ્રત્યક્ષ વેગવાળા અને સ્પર્શવાળા વાયુ સિવાય જ્યારે બીજા કોનો આઘાત ન હોય ત્યારે વાયુના આઘાતથી તણખા આદિ ન પડે એ જેમ તેમ ન જોઈએ જુદા જુદા વાયુઓની ક્રિયાઓ પણ જુદી જુદી હોય છે અને તેના પરિણામ પણ જુદા જુદા હોય છે માટે વાયુઓ અનેક છે અવયવી વાયુઓ અનેક છે અને પરમાણુરૂપ વાયુઓ પણ અનેક છે એમ માનવુ જ પડે છે ॥ ૧૪ ॥

કોઈ પણ દ્રવ્ય સાથે વાયુનો સબંધ અદૃષ્ટ જ હોય છે, કારણ કે, વાયુ અપ્રત્યક્ષ છે, છતા વાયુનુ અનુમાન તો થાય જ છે, એ બા ત આ સૂત્રમા છે

**वायुसन्निकर्षे प्रत्यक्षाभावाद् दृष्टं लिङ्गं न विद्यते ॥ १૫ ॥**

**પદાર્થ**—(वायुसन्निकर्षे) વાયુ સાથેના સબંધ–વ્યાપ્તિમા (प्रत्यक्षाभावात्) પ્રત્યક્ષ ન હોવાથી (दृष्टं लिङ्गम्) દૃષ્ટલિંગ (न विद्यते) નથી

**ભાવાર્થ**—જે હેતુની સાધ્ય સાથેની વ્યાપ્તિ પ્રત્યક્ષ હાય તે દૃષ્ટલિંગ કહેવાય છે જેમકે—ધૂમનો અગ્નિરૂપ સાધ્યની સાથેનો સબંધ પ્રત્યક્ષ થાય છે, માટે ધૂમ દૃષ્ટલિંગ કહેવાય છે આવુ પ્રત્યક્ષગૃહીતવ્યાપ્તિક લિંગ વાયુના નથી ॥૧૫॥

ત્યારે વાયુનું અનુમાન કેવા હેતુથી (લિંગથી) થાય છે ?

ઉત્તર—

**सामान्यतो दृष्टाच्चाविशेषः ॥ १६ ॥**

**પદાર્થ**—(च) અને (सामान्यतोदृष्टात्) સામાન્યવ્યાપ્તિવાળા હેતુથી (अविशेषः) અનુમાન થાય છે

**ભાવાર્થ**—અનુમાન ત્રણ પ્રકારના હોય છે અનુમીયત ઇ ન જ્ઞાત અનુમ નમ્ આ વ્યાખ્યા પ્રમાણે આ ઠેકાણે અનુમાનનો અર્થ હેતુ થાય હેતુઓ ત્રણ પ્રકારના હોય છે (૧) પૂર્વવત્ (૨) શેષવત્ (૩) સામાન્યતોદૃષ્ટ

આ ત્રણમાથી વાયુનુ અનુમાન સામાન્યતોદૃષ્ટ હેતુથી થાય છે પૂર્વવત્ અને શેષવત્ હેતુમા વ્યાપ્તિ પ્રત્યક્ષ થઈ શકે છે પણ સામાન્યતોદૃષ્ટ હેતુના વ્યાપ્તિ પ્રત્યક્ષ થઈ શકતી નથી અનુમાનનો આકાર આ પ્રમાણે છે

अयमनुभूयमानस्पर्शः क्वचिदाश्रितः, गुणत्वात् આ જે સ્પર્શ અનુભવાય છે તે કોઈ પણ દ્રવ્યમાં રહેતો હોવો જોઈએ, કારણ કે, ગુણ છે. આ ઠેકાણે સ્પર્શ એટલે રૂપાસહચરિત અનુષ્ણાશીત સ્પર્શ સમજવો. ગુણ નિરાધાર ન રહી શકતો હોવાથી અને વાયુ પૃથ્વી આદિ આઠ દ્રવ્યમાં ઉક્ત પ્રકારનો સ્પર્શ ન હોવાથી એ સ્પર્શ જેમાં રહેતો હોય તેને વાયુ દ્રવ્ય જ સમજવું. જે દ્રવ્ય આંખથી ન દેખાય તે પ્રત્યક્ષ નથી એવું વૈશેષિકદર્શનના નિષ્ણાતો માનતા હોય એમ જણાય છે. આત્મારૂપ દ્રવ્યનું પ્રત્યક્ષ એ ચાક્ષુષપ્રત્યક્ષ નથી પણ માનસ પ્રત્યક્ષ છે. ॥ ૧૬ ॥

હવે શંકા એ થાય છે કે, નવમા દ્રવ્ય તરીકે જેનું અનુમાન કરવામાં આવ્યું છે, તેનું નામ વાયુ છે એ ક્યાંથી સમજાયું? આના ઉત્તરરૂપે નીચેનું સૂત્ર છે.

**तस्मादागमिकम् ॥ १७ ॥**

**પદાર્થ**—(तस्मात्) વિશેષરૂપે અનુમિતિ થતી નથી પણ સામાન્યરૂપે અનુમિતિ થતી હોવાથી (आगमिकम्) વાયુ આવું નામ વેદમાંથી મળી આવે છે.

**ભાવાર્થ**—સામાન્યતોદૃષ્ટ હેતુથી જે નવમું દ્રવ્ય અનુમિત થયું, તેનું નામ "વાયુ" છે એ તો વેદ આદિ સત્ય શાસ્ત્રોમાંથી સમજાય છે.

वायुः पुनातु.—યજુર્વેદ ૩૫–૩ : પૃથ્વીને વાયુ પવિત્ર કરે છે. *वायुर्वैक्षेपिष्ठा* દેવતા વાયુ સૌથી વધારે વેગવાન દેવતા છે. अन्तरिक्षं धेनुः तस्या वायुर्वत्सः। અથર્વવેદ કાં. ૪, સૂ. ૩૯, મં. ૪।

वायो ये ते सहस्रिणो रथासः तेभिरागहि—ऋग्वेद २–४१–१. આ મંત્રમાં વાયુને ગતિવાળો અને વેગવાળો કહ્યો છે.

'वायुः सर्वगन्धवहः शुचिः' વાયુ સર્વ ગંધોનો વાહક છે અને પવિત્ર છે. *वायुर्वा अहमस्मि इत्यब्रवीन्मातरिश्वा वा अहमस्मीति। तस्मिंस्त्वयि किं वीर्यमिति अपीदं सर्वमाददीय। केनोपनिषद्* ' (હું વાયુ છું અને માતરિશ્વા પણ છું. તારામાં કેટલું બળ છે? હું વાયુ છુ અને આ બધાને ઊડાડી શકું છું.) આ બધાં પ્રમાણોમાંથી નવમા દ્રવ્યનું નામ વાયુ છે એ સહેલાઇથી મળી રહે છે. એટલે વાયુ એવું નામ આગમિક છે. અર્થાત્ આગમ–વેદથી જણાયું છે. વૈદિક અર્થવાદોમાં પણ અર્થોનાં નામો જણાવ્યાં છે.

સ્વર્ગ, યવ, વેતસ, વરાહ આદિ શબ્દોનું નિર્વચન અર્થવાદોમાં જોશો તો સ્પષ્ટ સમજાશે કે વેદમાં અર્થોના શબ્દો એટલે કે અર્થનાં નામ આપ્યાં છે. રૂપાસહચરિત સ્પર્શ ગુણવાળા દ્રવ્યનું નામ વાયુ છે એ પણ વેદમાંથી જણાવ્યામાં આવ્યું છે. ॥ ૧૭ ॥

તમે કહો છો કે, તરનુ દર્શન અનુમિત થયુ તેનુ નામ "વાયુ" છે, એ વેદમાથી જણાય છે, પણ વેદની પ્રમાણતા અમને માન્ય નથી આવી શકા વેદને નહીં માનનારાઓની છે, એથી સૂત્રકાર આ સૂત્રમા વેદના પ્રામાણ્યને સિદ્ધ કરે છે

सञ्ज्ञाकर्म त्वस्मद्विशिष्टानां लिङ्गम् ॥ १८ ॥

પદાર્થ—(सञ्ज्ञाकर्म) નામ અને કર્મ=કાર્ય (तु) તો (अस्मद्विशिष्टानाम्) આપણા કરતા વધારે વિદ્વાન્ અને શક્તિશાળી વ્યક્તિઓનું (लिङ्गम्) અનુમાન છે

ભાવાર્થ—નામો અને મનુષ્યોથી ન બની શકે એવા કાર્યો મનુષ્ય કરતા વધારે બુદ્ધિમાન્ અને શક્તિશાળી વ્યક્તિનુ અનુમાન કરાવે છે

બાળક જન્મ્યા પછી બારમે દિને તેનુ (બાળકનુ) નામ પાડવાનુ વિધાન શાસ્ત્રમા છે द्वादशेऽहनि पिता नाम कुर्यात्। પિતાને બાળકના શરીરનુ પ્રત્યક્ષ જ્ઞાન થાય તો જ તે બાળકનુ નામ પાડે છે વસ્તુ પ્રત્યક્ષ હોય તો જ તેનુ નામ પાડી શકાય વાયુ જેને પ્રત્યક્ષ હોય તે જ વાયુ એવુ નામ પાડી શકે મનુષ્યને જે અતીન્દ્રિય પદાર્થો છે તેના નામ તે પદાર્થો જેને પ્રત્યક્ષ હોય તે જ તેના નામ પાડી શકે ઈશ્વરને સર્વપદાર્થો પ્રત્યક્ષ છે માટે તેણે વાયુ સૂર્ય ચદ્ર આદિ નામ પાડ્યા છે અને તે વેદદ્વારા મનુષ્યોને પ્રાપ્ત થયા છે પૃથ્વી સૂર્ય ચદ્ર અને પ્રાણીઓના શરીરો પણ કાર્ય છે એ કાર્ય પણ ઈશ્વર હોવામા અનુમાન છે ॥ १८ ॥

સજ્ઞા અને કર્મ ઈશ્વરનુ અનુમાન કઈ રીતે કરાવે છે તે આ સૂત્રમા બતાવે છે

प्रत्यक्षप्रवृत्तत्वात् सञ्ज्ञाकर्मणः ॥ १९ ॥

પદાર્થ—(सञ्ज्ञाकर्मणः) સજ્ઞા અને કાર્યની પ્રવૃત્તિ (प्रत्यक्षप्रवृत्तत्वात्) પ્રત્યક્ષ મૂલક હોય છે

ભાવાર્થ—(૧) જેને જે પદાર્થ પ્રત્યક્ષ હોય તે જ તેનુ નામ પાડે છે (૨) કાર્યના કારણો જેને પ્રત્યક્ષ હોય અને કાર્ય બનાવવાની જેનામા શક્તિ હોય તે જ કાર્ય બનાવી શકે છે સૂર્યાદિ કાર્યોના કારણો જેને પ્રત્યક્ષ હશે અને તેને બનાવવાની શક્તિ હશે તેણે જ સૂર્યાદિ પદાર્થો બનાવ્યા હશે અનુમાનનો આકાર આ પ્રમાણે છે

स्वर्गवाय्वादिसञ्ज्ञा वक्तृप्रत्यक्षगोचरार्थशक्ता, सञ्ज्ञात्वात्, देवदत्तादिसञ्ज्ञावत्। અર્થ—સ્વર્ગ વાયુ આદિ સજ્ઞા કર્તાને પ્રત્યક્ષ થયેલા અર્થોમા શક્ત છે સજ્ઞા હોવાથી દેવદત્ત આદિ સજ્ઞા પેઠે પિતાને બાળકનુ શરીર પ્રત્યક્ષ હોય છે એટલે તે બાળકનુ નામ દેવદત્ત આદિ રાખે છે તેમ ઈશ્વરને સ્વર્ગ વાયુ વગેરે અર્થો પ્રત્યક્ષ હોય છે માટે તેણે તેના નામ પાડ્યા છે

क्षित्यङ्कुरादि सकर्तृकम् कार्यत्वात्, घटवत्। પૃથ્વી અને અંકુર આદિ સકર્તૃક છે; કારણ કે, તે કાર્ય છે; જેમ ઘડો કાર્ય હોવાથી સકર્તૃક છે તેમ પૃથ્વી, અંકુર, પ્રાણીઓનાં શરીર વગેરેનો બનાવનાર કોઇ છે કારણ કે, તે કાર્ય છે. પૃથ્વી આદિનો બનાવનાર કોઇ માણસ નથી કારણ કે, તેનાં મૂળ ઉપાદાન કારણ તેને પ્રત્યક્ષ નથી; તથા શક્તિ પણ નથી જે કાર્યો મનુષ્યો ન બનાવી શકે તેનો બનાવનાર તો કોઈ હોવો જ જોઇએ. કાર્ય માત્ર કર્તાથી જ બને છે. કોઈ પણ કાર્ય કર્તા વગર બનતું નથી કોઈ પણ રચનાની પાછળ પ્રયત્ન અને જ્ઞાન હોવા જ જોઇએ લોકો જેને કુદરતી કાર્ય કહે છે તેની પાછળ પણ પ્રયત્ન અને જ્ઞાન છે, એ પ્રયત્ન અને જ્ઞાન જેનાં છે તે ઈશ્વર છે. ઈશ્વર સર્વજ્ઞ, સર્વશક્તિમાન કેવળ ચેતનસ્વરૂપ અને સર્વવ્યાપક છે, તેથી જ તેણે સર્વ જગત્ બનાવ્યું છે વેદ પણ એણે જ બનાવ્યા છે માટે વેદ પ્રમાણરૂપે છે વેદમાં જે કઈ ઉપદેશ્યુ છે તે સત્ય છે જગત્ અને વેદનો બનાવનાર એક જ છે અને તે ઇશ્વર છે આ કારણથી વાયુ આદિ સંજ્ઞાઓ અને ક્ષિતિ-અંકુર આદિ કાર્યો ઈશ્વરરૂપ કર્તાનુ અનુમાન કરાવી શકે છે. ॥ ૧૯ ॥

હવે આકાશનુ પ્રકરણ શરૂ કરે છે આકાશ એક જ વ્યક્તિ છે અને તે વ્યાપક છે આકાશત્વ કોઈ જાતિ નથી, કારણ કે, એમાં જાતિનું લક્ષણ સગત થઈ શકતું નથી વ્યક્તિનો અભેદ હોવો એ જાતિનો બાધક છે વ્યાકરણની દષ્ટિએ જો કહીએ તો 'આકાશ' એ સંજ્ઞા-વાચક નામ છે કોઇ નિમિત્તથી કોઈનુ નામ પડતુ હોય તો તે નૈમિત્તિક છે જેમકે 'પૃથ્વી' એ નામ પૃથ્વીત્વ જાતિને લીધે છે, તેથી તે જાતિવાચક નામ કહેવાય છે. જ્યારે 'આકાશ' નામ કોઇ નિમિત્તથી પડ્યુ નથી માટે તે સજ્ઞાવાચક નામ છે,

આકાશમા રૂપ નથી, માટે તે આંખોથી દેખાતું નથી આકાશમા સ્પર્શ નથી માટે તેનું ત્વક્ ઇંદ્રિયથી ગ્રહણ થઇ શકતુ નથી બાહ્ય પાચ જ્ઞાનેન્દ્રિયમાથી 'ચક્ષુ અને ત્વક્' માત્ર એ જ ઇંદ્રિયો દ્રવ્યનુ ગ્રહણ કરે છે, બાકીની ત્રણ ઇંદ્રિયો કેવળ ગુણનુ ગ્રહણ કરે છે

આ કારણથી આકાશ અપ્રત્યક્ષ છે વાયુ પેઠે આકાશનુ પણ અનુમાન કરવુ રહ્યું

કાર્યથી કારણનુ અનુમાન થાય છે, જો આકાશનુ કોઈ કાર્ય પ્રત્યક્ષ થતુ હોય તો તેનાથી આકાશનું પ્રત્યક્ષ થઈ શકે. હવે આકાશનુ કોઈ દ્રવ્યાત્મક કાર્ય નથી, કારણ કે, આકાશ વ્યાપક અને અનારંભક દ્રવ્ય છે. જો આકાશનું કોઇ કાર્ય હોય તો તે ગુણ રૂપ જ હોઇ શકે.

શબ્દ એ કાર્ય છે અને ગુણ રૂપે છે. વૈશેષિક દર્શનના નિષ્ણાતો શબ્દ આકાશનો ગુણ છે, એમ માને છે અને તેથી આકાશનું અનુમાન થઈ શકે છે; પણ બીજા કેટલાક વિદ્વાનો એમ માને છે કે, શબ્દ આકાશનો ગુણ નથી. શબ્દ જે દ્રવ્યમાંથી નીકળતો તે દ્રવ્યનો તે ગુણ છે એમ માનવું જોઈએ. જો હાર્મોનિયમ અથવા સિતાર કે મોરલીમાંથી શબ્દ સંભળાતો હોય તો તે હાર્મોનિયમ આદિ દ્રવ્યનું કાર્ય છે એમ જ માનવું જોઈએ. હાર્મોનિયમ આદિ બધાં પૃથ્વીનાં કાર્ય છે. માટે શબ્દ પૃથ્વીનો, જળનો, તેજનો અને વાયુનો ગુણ છે એમ જ માનવું યોગ્ય છે. શબ્દ આકાશમાં ઉત્પન્ન થાય છે એવું માનવું એ તો પ્રત્યક્ષ દષ્ટિએ પણ વિરુદ્ધ છે.

જો શબ્દ આકાશનો ગુણ સિદ્ધ થઈ ન શકે તો આકાશનું અનુમાન થઈ શકે નહિ અને પરિણામે આકાશ નથી એમ માનવું જોઈએ. અથવા આકાશનાં કોઈ બીજાં કાર્ય શોધવાં જોઈએ કે જેથી આકાશનું અનુમાન થઈ શકે.

મહામનનશીલ મહામુનિ કણાદ પ્રથમ પ્રતિવાદીઓ આકાશને કેવી રીતે સિદ્ધ કરે છે એ પ્રથમ જણે છે અને પછી તેના ઉપર પોતાનો અભિપ્રાય જણાવે છે.

પ્રતિવાદી વિદ્વાનો આકાશને કેવી રીતે સિધ્ધ કરે છે અથવા આકાશનું કેવી રીતે અનુમાન કરે છે તે આ સૂત્રમાં પૂર્વપક્ષ રૂપે બતાવે છે.

**निष्क्रमणं प्रवेशन मित्याकाशस्य लिङ्गम् ॥ २० ॥**

**પદાર્થ**—(निष्क्रमणम्) નિષ્ક્રમણ—નીકળવું (प्रवेशनम्)પ્રવેશન રૂપ કર્મ (इति) એ (आकाशस्य) આકાશનું લિંગ છે.

**ભાવાર્થ**—આ સૂત્રમાં નિષ્ક્રમણ અને પ્રવેશન રૂપ બે કર્મ બતાવ્યાં છે, પણ સાથે इति શબ્દ મૂક્યો છે; એથી અ. ૧, આ. ૧, સૂત્ર ૭માં બતાવેલાં બધાં જ કર્મ આકાશનાં લિંગ છે અર્થાત્ આકાશને સિદ્ધ કરનારાં એ અનુમાનો છે. આકાશને લીધે જ ક્યાંયથી નીકળવું, કોઈમાં પ્રવેશવું, ઊંચે ઊડવું, નીચે આવવું વગેરે કર્મો થઈ શકે છે, જો આકાશ ન હોય તો કોઈપણ કર્મ=ગતિ થઈ શકે નહિ. આકાશ અમૂર્ત દ્રવ્ય હોવાથી તેમાં સ્પર્શવાળા પદાર્થોનો સંચાર થઈ શકે છે.

ભાવાર્થ એ થયો કે, આકાશનું અનુમાન નિષ્ક્રમણાદિ ક્રિયાથી થાય છે, શબ્દરૂપ ગુણથી નહિ; કારણ કે, શબ્દ એ આકાશનો ગુણ નથી પણ પૃથ્વી, પાણી, તેજ અને વાયુનો ગુણ છે. આ પ્રમાણે પૂર્વપક્ષવાદી વિદ્વાનોનું માનવું છે. ॥ ૨૦ ॥

હવે મુનિશ્રી કણાદ પૂર્વપક્ષની માન્યતામાં જે ઊણપ છે તે જણાવે છે.

तदलिङ्गमेकद्रव्यत्वात् ॥ २१ ॥

પદાર્થ—(तत्) નિષ્ક્રમણ, પ્રવેશન આદિ કર્મ (अलिङ्गम्) આકાશનું લિંગ નથી કારણ કે, (एकद्रव्यत्वात्) કર્મનો આધાર એક જ દ્રવ્ય હોવાથી.

ભાવાર્થ—નિષ્ક્રમણ આદિ ક્રિયાનું સમવાયિકારણ (ઉપાદાન કારણ) આકાશ નથી, કારણ કે, આકાશ વ્યાપક હોવાથી તેમાં ગતિ હોવી અસંભવિત છે. દેવદત્ત આદિ કોઈ પણ માણસ નિષ્ક્રમણ કરતો હોય ત્યારે ગતિ તો દેવદત્તના શરીરમાં થતી જણાય છે આકાશમાં નહિ. જો કહો કે દેવદત્તાદિના શરીરમાં અને આકાશમાં બંનેમાં નિષ્ક્રમણાદિરૂપ ગતિ થાય છે, તો તે કથન તદ્દન ખોટું છે કારણ કે, કર્મ હમેશાં એક જ દ્રવ્યને આધારે રહે છે. સંયોગાદિ જેમ બે દ્રવ્યના આધારે રહે છે તેમ કોઈ પણ કર્મ બે દ્રવ્યના આધારે રહેતું નથી. સંયોગ વ્યાસજ્યવૃત્તિ છે પણ કર્મ વ્યાસજ્યવૃત્તિ નથી. આ ઉપરથી સ્પષ્ટ સમજાશે કે નિષ્ક્રમણાદિ ક્રિયાનું સમવાયિકારણ જ્યારે આકાશ નથી તો તે આકાશનું અનુમાન કેવી રીતે કરાવી શકે?

જે દ્રવ્યમાં ક્રિયા થાય છે તે દ્રવ્ય એક ઠેકાણેથી બીજે ઠેકાણે જઈ શકે છે આકાશ તો અમૂર્ત અને વ્યાપક દ્રવ્ય છે તો તેમાં ક્રિયા સંભવે જ કેવી રીતે? જો આકાશમાં ક્રિયા થાય તો આકાશનો કોઈ દ્રવ્યથી વિભાગ થવો જોઈએ, વ્યાપક દ્રવ્ય કયા દ્રવ્યથી અલગ-વિભક્ત થાય? જો વિભક્ત થાય તો તેને વ્યાપક જ કહી શકાય નહિ, માટે નિષ્ક્રમણાદિ ક્રિયાનું સમવાયિકારણ આકાશ નથી. ॥ ૨૧ ॥

નિષ્ક્રમણાદિ ક્રિયાનું સમવાયિકારણ આકાશ ભલે ન હોય પણ એ ક્રિયાનું અસમવાયિકારણ અથવા નિમિત્તકારણ તો માનશો કે નહિ?

અસમવાયિકારણતાથી અથવા નિમિત્તકારણતાથી આકાશનું અનુમાન થઈ શકશે પૂર્વપક્ષવાદી વિદ્વાનોની આ માન્યતાની અયુક્તતા આ સૂત્રમાં જણાવે છે.

कारणान्तरानुक्लृप्तिवैधर्म्याच्च ॥ २२ ॥

પદાર્થ—(च) અને (कारणान्तरानुक्लृप्तिवैधर्म्यात्) બીજા કારણના એટલે અસમવાયિકારણના લક્ષણનું વૈધર્મ્ય હોવાથી.

ભાવાર્થ—આ સૂત્રમાં 'अनुक्लृप्ति' શબ્દનો અર્થ 'લક્ષણ' કરવામાં આવ્યો છે. अनुक्लृप्यते ज्ञाप्यते अनया सा अनुक्लृप्तिः। જેનાથી લક્ષ્યને જાણી શકાય તે અનુક્લૃપ્તિ-'લક્ષણ.'

નહિ જો બાણમા થતી ક્રિયાનુ નિમિત્ત કારણ આકાશ હોય તો, આકાશ નિત્ય હોવાથી બાણમા થતી ક્રિયાઓનો પ્રવાહ ચાલુ જ રહેવો જોઈએ કારણ કે, નિમિત્ત કારણ આકાશ નિત્ય છે, એનો નાશ થતો નથી પણ કર્મનો નાશ થાય છે માટે આકાશ નિમિત્ત કારણ નથી પણ વેગ જ કર્મનુ નિમિત્ત કારણ છે આકાશનો માત્ર સબધ જ હોય છે એ કોઈ કારણ રૂપે નથી

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે, નિષ્ક્રમણ આદિ ક્રિયા આકાશનુ કાર્ય નથી અને આકાશ પોતે એ ક્રિયાનુ કારણ નથી માટે નિષ્ક્રમણ આદિ ક્રિયાથી આકાશનુ અનુમાન થઈ શકે નહિ

પૂર્વપક્ષવાદી વિદ્વાન લોકો શબ્દને પૃથ્વી આદિમા ઉત્પન્ન થતો માને છે, એ પણ એમની ભૂલ છે વીણા, વેણુ અને હાર્મોનિયમ આદિનો શબ્દ જો એનો જ ગુણ માનવામા આવે તો એ શબ્દ કર્ણ સુધી પહોચી શકે નહિ, કારણ કે ગુણ ગુણીને છોડી અન્યત્ર ન જ જઈ શકે શ્રોત્ર એ આકાશ જ છે, વીણાનો શબ્દ વીણારૂપ પોતાના ગુણીને છોડી શ્રોત્રરૂપ આકાશમા કેવી રીતે આવી શકે ? ફૂલનુ રૂપ ફૂલને છોડી શુ બીજે જઈ શકે ?

આ કારણથી શબ્દ એ સ્પર્શવાળા દ્રવ્યનો ગુણ નથી કાળ, દિશા, મન અને આત્માનો ગુણ પણ શબ્દ નથી કારણ કે, કાળ, દિશા અને મનમા વિશેષ ગુણ હોતો નથી, જ્યારે શબ્દ તો વિશેષ ગુણ છે

આત્મામા વિશેષ ગુણ છે પણ તેનુ અહકારની સાથે સામાનાધિકરણ્ય હોય છે જેમકે આત્માનો વિશેષ ગુણ જ્ઞાન છે તો એમ કહેવાય છે કે 'હુ જ્ઞાની છુ' પણ 'શબ્દી' છુ એમ કહેવાતુ નથી, તેમ અનુભવાતું પણ નથી એથી સમજાશે કે, શબ્દનુ અહકાર સાથે સામાનાધિકરણ્ય નથી માટે શબ્દ આત્માનો ગુણ નથી

આ ઉપરથી સિદ્ધ થાય છે કે, પૃથ્વી, જળ, તેજ, વાયુ, કાળ, દિશા, આત્મા અને મન આ આઠમાથી કોઈ પણ દ્રવ્યનો ગુણ શબ્દ નથી ॥૨૩॥

બીજા વિશેષ ગુણો કરતા શબ્દમા જે વૈધર્મ્ય છે, તે આ સૂત્રમા બતાવે છે

कारणगुणपूर्वक कार्यगुणो दृष्ट ॥२४॥

પદાર્થ—(कारणगुणपूर्वक) કારણગુણપૂર્વક (कार्यगुण) કાર્યગુણ (दृष्ट) જોવામા આવ્યો છે

ભાવાર્થ—કાર્યદ્રવ્યમા જે જે વિશેષ ગુણો જોવામા આવે છે તે બધા

તેના કારણદ્રવ્યના ગુણોથી ઉત્પન્ન થયેલા હોય છે. વસ્ત્રમાં જે રૂપ અને સ્પર્શ આદિ વિશેષ ગુણો છે તે તંતુમાં રહેલા રૂપ અને સ્પર્શોથી ઉત્પન્ન થયા છે.

વિશેષગુણ=જેમા જાતિ હોય અને જેનું ગ્રહણ એક જ બાહ્ય ઇન્દ્રિયથી ગ્રહણ થાય તે વિશેષ ગુણ (મન સિવાય બધી ઇન્દ્રિયો બાહ્ય ઇન્દ્રિયો છે.) શબ્દમા જાતિ છે કારણ કે તે એક નથી પણ અનેક છે વળી શબ્દનુ ગ્રહણ કર્ણ-ઇન્દ્રિયથી ગ્રહણ થાય છે બીજી કોઈ પણ ઇન્દ્રિય તેનુ ગ્રહણ થતુ નથી આ કારણથી શબ્દ વિશેષ ગુણ છે આકાશમા એક જ વિશેષ ગુણ છે અને તે શબ્દ જ. પૃથ્વી આદિના રૂપ, રસ, ગંધ, સ્પર્શ, સ્નેહ વગેરે વિશેષગુણો કારણ ગુણોથી કાર્યમા ઉત્પન્ન થાય છે, જ્યારે શબ્દ કારણદ્રવ્યનિષ્ઠ ગુણોથી ઉત્પન્ન થતો નથી બીજા વિશેષ ગુણો કરતા શબ્દરૂપ વિશેષ ગુણમા આટલુ વૈધર્મ્ય છે. ॥ ૨૪ ॥

જો કોઈ કહે કે વીણા, વેણુ, ઢોલ, મૃદગ વગેરે પાર્થિવ કાર્યો છે, તેમા જે શબ્દ ઉત્પન્ન થાય છે તે તેના કારણના ગુણોથી ઉત્પન્ન થાય છે, માટે શબ્દ પૃથ્વી આદિ દ્રવ્યોનો ગુણ છે ઢોલ અને મૃદગમાથી જ અવાજ નીકળે છે માટે ઢોલ અને મૃદગનો જ ગુણ શબ્દ માનવો જોઇએ આ શકાનુ સમાધાન નીચેના સૂત્રમા છે

**कार्यान्तराप्रादुर्भावाच्च शब्दः स्पर्शवतामगुणः ॥ २५ ॥**

**પદાર્થ**—(च) અને (कार्यान्तराप्रादुर्भावात्) વીણા આદિ પાર્થિવ કાર્યોમા કારણપૂર્વક શબ્દ ઉત્પન્ન થતો ન હોવાથી (शब्द) શબ્દ (स्पर्शवताम्) સ્પર્શવાળા દ્રવ્યોનો (अगुण) ગુણ નથી

**ભાવાર્થ**—વીણા આદિ પાર્થિવ દ્રવ્યમા જે જાતનો શબ્દ ઉત્પન્ન થાય છે તે તેના (વીણા આદિના) કારણ દ્રવ્યમા હોતો નથી જ્યારે વીણા બનતી હોય છે ત્યારે કારણમા ષડ્જ, ઋષભ અને ગાધાર આદિ સ્વરો અનુભવાતા નથી, છતા વીણા જ્યારે વગાડવામા આવે છે ત્યારે એ સ્વરો એમા સભળાય છે, માટે શબ્દરહિત-સ્વરરહિત કારણ દ્રવ્યમાથી વીણા બને છે તેથી વીણા આદિમા જે સ્વર ઉત્પન્ન થાય છે તે કારણ-ગુણ-જન્ય નથી

ઘટ આદિ પાર્થિવ કાર્ય દ્રવ્યોમા રૂપ, રસ, ગંધ અને સ્પર્શ કારણના ગુણોથી ઉત્પન્ન થાય છે, શબ્દ સાથે આ વૈધર્મ્ય છે તેથી શબ્દને સ્પર્શવાળા દ્રવ્યનો ગુણ માનવો એ ખોટુ છે

વળી શબ્દમા તારતમ્ય હોય છે, કોઈ તાર, કોઈ તારતર, કોઈ તારતમ, કોઈ મદ, કોઈ મદતર અને કોઈ મદતમ હોય છે એક જ અવયવિમા સ્થિત રૂપ

આદિ વિશેષ ગુણોમા આવું તારતમ્ય હોતું નથી, જ્યારે શબ્દમા હોય છે, તેથી શબ્દ સ્પર્શવાળાં દ્રવ્યોનો વિશેષ ગુણ નથી

બાહ્ય ઇન્દ્રિયોથી ગૃહીત થતા વિશેષ ગુણોનો એક બીજો સ્વભાવ હોય છે કે, જ્યા સુધી દ્રવ્ય વિદ્યમાન હોય છે ત્યા સુધી તેના વિશેષ ગુણો પણ વિદ્યમાન રહે છે જ્યાસુધી શરીરપિંડ રહે છે ત્યાસુધી તેમા રૂપ આદિ વિશેષ ગુણો રહે છે, જ્યારે શબ્દમા એવુ હોતું નથી, વીણા આદિની વિદ્યમાનતામા જ તેનો શબ્દ નાશ પામે છે, માટે શબ્દ સ્પર્શવાળા દ્રવ્યોનો વિશેષ ગુણ નથી

જો કહો કે, પાર્થિવ પરમાણુઓની વિદ્યમાનતામા જ તેના ગુણો કેમ નાશ પામે છે પરમાણુ તો નિત્ય છે પણ પૃથ્વી પરમાણુના વિશેષ ગુણો નિત્ય નથી, એ તો તેજના સયોગથી બદલાતા રહે છે

આ શકાનુ સમાધાન એ છે કે, પ્રત્યક્ષ રૂપાદિ વિશેષ ગુણો યાવદ્દ્રવ્યભાવિ હોય છે પરમાણુના રૂપાદિ વિશેષ ગુણો પ્રત્યક્ષ નથી, માટે ઉપરનો નિયમ એને લાગુ પડતો નથી આ કારણથી જ સૂત્ર ચોવીસમામા દૃષ્ટ પદ સૂત્રકારે મૂકયુ છે. कारणगुणपूर्वक कार्यगुणो दृष्ट । २–१–२४

પ્રશસ્તપાદ આચાર્યે પણ આકાશનુ નિરૂપણ કરતા લખ્યુ છે કે, शब्द प्रत्यक्षत्वे सति अकारण-गुणपूर्वकत्वात्, अयावद्द्रव्यभावित्वात् आश्रयादन्यत्रोपलब्धेश्च न स्पर्शवद्विशेषगुण ) શબ્દ કારણ ગુણપૂર્વક ન હોવાથી, અયાવદ્દ્રવ્યભાવી હોવાથી અને આશ્રયથી અતિરિક્ત દ્રવ્યમા ઉપલબ્ધ થતો હોવાથી તે સ્પર્શવાળા દ્રવ્યોનો વિશેષ ગુણ નથી

આશ્રયથી અતિરિક્ત દ્રવ્યમા શબ્દ કેવી રીતે ઉપલબ્ધ થાય છે ? તે સમજાવો

વીણા એ પાર્થિવ દ્રવ્ય છે જ્યારે તે વગાડવામા આવે છે ત્યારે તેમા સ્વર ઉત્પન્ન થતો હોય છે એટલે એ સ્વરનો આશ્રય વીણા આદિ દ્રવ્ય જ થયુ, પણ એ સ્વરને દૂર ઊભો રહેલો માણસ સાભળે છે, એ સાભળવુ ત્યારે જ બની શકે કે, જ્યારે શબ્દ કાનમા આવે અથવા કાનમા ઉત્પન્ન થાય, હવે કાન અર્થાત્ કર્ણ ઇન્દ્રિય એ તો આકાશ જ છે, તો પછી વીણાનો માનેલો સ્વર=શબ્દ ગુણ દ્રવ્યાન્તર કર્ણમા કેવી રીતે આવી શકે ? ગુણ ગુણીનો ત્યાગ કરી બીજે જઈ શકતો નથી એ ગુણની મર્યાદા છે આ કારણથી શબ્દ સ્પર્શવાળા દ્રવ્યનો ગુણ નથી ॥ २५ ॥

જેમ શબ્દ સ્પર્શવાળા દ્રવ્યનો ગુણ નથી તેમ કાળ, દિશા, આત્મા અને મનનો પણ ગુણ નથી, તે આ સૂત્રમા સમજાવે છે

**परत्र समवायात् प्रत्यक्षत्वाच्च नात्मगुणो न मनोगुण. ॥ २६ ॥**

પદાર્થ—(परत्रसमवायात्) આત્માથી અતિરિક્ત દ્રવ્યમા શબ્દનો સમવાય સબધ હોવાથી (च) અને (प्रत्यक्षत्वात्) બાહ્ય ઇન્દ્રિયથી શબ્દ પ્રત્યક્ષ થતો હોવાથી

(आत्मगुणः) આત્માનો ગુણ (न) નથી. (मनोगुणः) મનનો ગુણ (न) નથી.

**ભાવાર્થ**—શબ્દ આત્માનો ગુણ નથી કારણ કે, શબ્દનો આત્મામાં સમવાય સંબંધ નથી. જો શબ્દનો આત્મામાં સમવાય સંબંધ હોય તો જેમ હું સુખી છું, હું જ્ઞાની છું, હું યત્નવાન્ અને હું ઈચ્છાવાન્ છું; વગેરે આત્માના ગુણોની પ્રતીતિના બોધક વાક્યપ્રયોગો થાય છે તેમ अहं वाद्ये, અને अहं पूर्वे હું વાગું છું, હું શબ્દોથી પુરાઉં છું, હું શબ્દવાળો છું વગેરે પ્રયોગો થવા જોઇએ. પણ એવા પ્રયોગો થતા નથી માટે શબ્દ આત્માનો ગુણ નથી.

આત્માનો કોઈ પણ વિશેષ ગુણ બાહ્ય ઇંદ્રિયથી પ્રત્યક્ષ થતો નથી, કેવળ મનરૂપ આંતર ઇંદ્રિયથી પ્રત્યક્ષ થાય છે, જ્યારે શબ્દ તો બાહ્ય ઇંદ્રિયથી પ્રત્યક્ષ થાય છે, માટે શબ્દ આત્માનો ગુણ નથી.

જેમ આત્માના વિશેષ ગુણનું પ્રત્યક્ષ બહેરા માણસને પણ થાય છે. સુખ અને દુઃખનું પ્રત્યક્ષ જ્ઞાન બહેરા માણસને થાય છે તેમ જો શબ્દ આત્માનો ગુણ હોત તો બહેરા માણસને પણ શબ્દનું પ્રત્યક્ષ થાત.

દેવદત્તમાં જે સુખ, દુઃખ અને જ્ઞાન હોય છે તેનું પ્રત્યક્ષ જ્ઞાન દેવદત્તને હોય છે, બીજા કોઈ માણસને દેવદત્તના સુખ દુખનો અનુભવ થતો નથી તે જ પ્રમાણે જો શબ્દ આત્માનો ગુણ હોત તો અમુક જ આત્માને અર્થાત્ જેમાં એ શબ્દ ઉત્પન્ન થયો હોય તેને જ તે શબ્દનું પ્રત્યક્ષ થાત પણ એમ થતું નથી. શબ્દને તો સર્વ કોઈ સાંભળી શકે છે. ભાવાર્થ એ છે કે, શબ્દ તો સામાન્ય વસ્તુ છે અને સુખ જ્ઞાન વગેરે અસાધારણ (અસામાન્ય) વસ્તુ છે માટે શબ્દ એ આત્માનો ગુણ નથી.

દિશા, કાળ અને મનમાં તો કોઈ વિશેષ ગુણ જ નથી, જ્યારે શબ્દ વિશેષ ગુણ છે, માટે શબ્દ કાળ આદિ દ્રવ્યોનો પણ ગુણ નથી.

આ પ્રમાણે શબ્દ આકાશ સિવાય કોઈ પણ બીજા દ્રવ્યનો ગુણ થઈ શકતો નથી. ॥ २६ ॥

ત્યારે શબ્દ ક્યા દ્રવ્યનો ગુણ છે?

**परिशेषाल्लिङ्गमाकाशस्य ॥ २७ ॥**

**પદાર્થ**—(परिशेषात्) પરિશેષ અનુમાનથી શબ્દ (आकाशस्य) આકાશનું (लिङ्गम्) લિંગ છે.

**ભાવાર્થ**—જ્યારે શબ્દનું અધિકરણ આઠ દ્રવ્યોમાંથી કોઈ પણ દ્રવ્ય થતું નથી ત્યારે હવે એક જ દ્રવ્ય બાકી રહે છે અને તે છે "આકાશ."

માટે શબ્દનું સમવાયિકારણ આકાશ છે, તેથી શબ્દ આકાશનું લિંગ થઈ શકે છે; નિષ્ક્રમણ અને પ્રવેશન ક્રિયાઓ નહિ.

સામાન્યતોદૃષ્ટ અનુમાનથી પણ શબ્દ આકાશનું અનુમાન કરાવી શકે છે.

શબ્દ એ ગુણ છે, અને ગુણ હોવાથી એનો આશ્રય કોઈ દ્રવ્ય હોવું જ જોઈએ. ગુણ નિરાધાર અને સ્વતંત્ર ન જ હોઈ શકે. શું શુકલ રૂપ અથવા ગંધ ગુણ દ્રવ્યના આધાર વગર ક્યાંય પણ અનુભવમાં આવે છે? નહીં જ; તો પછી શબ્દરૂપ ગુણનો કોઈ આધાર હોવો જ જોઈએ અને તે આકાશ જ પ્રમાણો દ્વારા સિદ્ધ થઈ શકે છે, અનુમાનનો આકાર આ પ્રમાણે થાય છે.

शब्दः क्वचिदाश्रितः, गुणत्वात्, रूपादिवत्

શબ્દ ક્યાંય પણ આશ્રિત છે, ગુણ હોવાથી રૂપાદિ પેઠે.

શબ્દ ગુણ છે તેમાં પણ આ પ્રમાણે અનુમાન થાય છેઃ—

शब्दो गुण०, बाह्यैकेन्द्रियग्राह्यजातिमत्वात्, रूपादिवत्। अनित्यत्वे सति विभुसमवेतत्वात् ज्ञानादिवत्.

અર્થ—શબ્દ ગુણ છે, માત્ર બાહ્ય એક જ ઇંદ્રિયથી ગ્રાહ્યજાતિવાળો હોવાથી રૂપાદિ પેઠે.

શબ્દ ગુણ છે, એ અનિત્ય હોઈ વિભુ દ્રવ્યમાં સમવાય સંબંધથી ઉત્પન્ન થતો હોવાથી. જેમ જ્ઞાન આત્મામાં સમવાય સંબંધથી ઉત્પન્ન થાય છે તેમ.

પરિશેષ અનુમાનથી શબ્દના આશ્રય રૂપે અનુમિત થયેલા આકાશમાં અવયવો ન હોવાથી તેને નિત્ય જ માનવું ઘટે, અને તેથી તે નિત્ય છે. સમસ્ત સંસારમાં સર્વત્ર શબ્દની ઉપલબ્ધિ થાય છે માટે તેના અનુગત કારણરૂપ આકાશ પણ વિભુ અર્થાત્ સર્વવ્યાપક છે. આ પ્રમાણે શબ્દરૂપ લિંગથી આકાશનું અનુમાન થાય છે, પ્રતિપક્ષના વિદ્વાનો જે નિષ્ક્રમણાદિથી આકાશનું અનુમાન કરે છે તે ઉપર બતાવેલાં પ્રમાણોથી ખોટું ઠરે છે. ॥ ૨૭ ॥

શબ્દ જેનું લિંગ છે, એવા આકાશનું દ્રવ્યત્વ અને નિત્યત્વ માનવા માટે પરમાણુ રૂપ વાયુમાં આપેલી યુક્તિઓનો અતિદેશ કરે છે.

द्रव्यत्वनित्यत्वे वायुना व्याख्याते ॥ २८ ॥

પદાર્થ—(द्रव्यत्वनित्यत्वे) આકાશમાં દ્રવ્યત્વ અને નિત્યત્વ (वायुना) વાયુ વડે (व्याख्याते) વ્યાખ્યાત થાય છે.

ભાવાર્થ—જેમ પરમાણુરૂપ વાયુમા ગુણ હોવાથી તે દ્રવ્યરૂપે છે વાયુના પરમાણુઓને અવયવો ન હોવાથી અર્થાત્ અવિભાજ્ય હોવાથી વાયુના પરમાણુ ઓ નિત્ય છે, તેમ આકાશ ગુણવાળુ હોવાથી દ્રવ્ય છે અને આકાશને અવયવો ન હોવાથી તે નિત્ય છે ॥ ૨૮ ॥

હવે આકાશ એક જ વ્યક્તિ છે તેનો અતિદેશ કરે છે

**तत्त्वं भावेन ॥ २९ ॥**

પદાર્થ—(भावेन) સત્તાથી (तत्त्वम्) આકાશનુ એકત્વ વ્યાખ્યાત થાય છે

ભાવાર્થ—જેમ પરમસામાન્યરૂપ સત્તા એક જ છે તેમ આકાશ પણ એક જ છે દ્રવ્ય, ગુણ અને કર્મમા સત્તા અનુગત છે તેમ આકાશ પણ સર્વમૂર્ત દ્રવ્ય સાથે અનુગત છે તેથી આકાશ એક છે ॥ ૨૯ ॥

આકાશ સર્વત્ર અનુગત હોવામા પ્રમાણ આપે છે

**शब्दलिङ्गाविशेषाद्विशेषलिङ्गाभावाच्च ॥ ३० ॥**

પદાર્થ—(शब्दलिङ्गाविशेषात्) શબ્દરૂપ એક જ લિંગ આકાશનુ હોવાથી (विशेषलिङ्गाभावात्च) અને બીજુ કોઈ લિંગ ન હોવાથી

ભાવાર્થ—આકાશનુ લિંગ કેવળ શબ્દ જ છે બીજુ કોઈ તેનુ લિંગ નથી સર્વ શબ્દોનો આધાર આકાશ છે માટે આકાશ એક છે જુદા જુદા આકાશો માનવામા કોઈ પ્રમાણ નથી એકત્વ એ સખ્યારૂપ ગુણ છે અને તે સામાન્ય ગુણ છે, વિશેષ ગુણ નહિ કારણ કે સખ્યાનુ ગ્રહણ આખ અને ત્વક્ આમ બે ઇંદ્રિયોથી થાય છે, વિશેષ ગુણનુ ગ્રહણ તો કેવળ બાહ્ય એક જ ઇંદ્રિયથી થાય છે ॥ ૩૦ ॥

આકાશમા એક-પૃથકત્વ પણ છે તે આ સૂત્રમા બતાવે છે

**तदनुविधानादेकपृथक्त्वं चेति ॥ ३१ ॥**

પદાર્થ—(च) અને (तदनुविधानात्) એકત્વ સાથે એક પૃથકત્વનો સબધ હોવાથી (एकपृथक्त्वम्) એમા એક પૃથકત્વ પણ છે (इति) "ઇતિ" શબ્દ આહ્નિકની સમાપ્તિ સૂચવે છે

ભાવાર્થ—જ્યા એકત્વ સખ્યા હોય છે તેની સાથે એકપૃથકત્વ પણ નિયમથી હોય છે ઘ ાથી આકાશ પૃથક્ છે આવી પ્રતીતિને લીધે પણ આકાશમાં એકપૃથકત્વ માનવુ જ પડે છે એકપૃથકત્વ પણ સામાન્ય ગુણ છે, વિશેષ નહિ

આકાશમા બધા મળી ૭ ગુણો છે.

(૧) શબ્દ (૨) સંખ્યા (૩) પરિમાણ (૪) એકપૃથકત્વ (૫) સંયોગ (૬) વિભાગ.

આ ૭ ગુણોમાંથી શબ્દ વિશેષ ગુણ છે અને બીજા પાંચ સામાન્ય ગુણો છે.

માનસપ્રત્યક્ષના અવિષય વિશેષગુણો બાહ્ય દ્રવ્યોનાં લક્ષણ તરીકે છે એ આ આહ્નિકમાં બતાવવામાં આવ્યું છે.

પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ આ પાંચ દ્રવ્યોનાં લક્ષણ આ આહ્નિકમાં બતાવ્યાં છે અને પ્રસંગોપાત્ત ઇશ્વરનું પણ લક્ષણ કર્યું છે. જુઓ સૂત્ર ૧૮ અને ૧૯.

પૃથ્વીના બધા મળી ગુણો ૧૪.

રૂપ, રસ, ગંધ, સ્પર્શ, સંખ્યા, પરિમાણ, પૃથકત્વ, સંયોગ, વિભાગ, પરત્વ, અપરત્વ, ગુરુત્વ, દ્રવત્વ અને સંસ્કાર.

જળના બધા મળી ગુણો ૧૪.

રૂપ, રસ, સ્પર્શ, દ્રવત્વ, સ્નેહ, સંખ્યા, પરિમાણ, પૃથકત્વ, સંયોગ, વિભાગ, પરત્વ, અપરત્વ, ગુરુત્વ અને સંસ્કાર.

તેજના બધા મળી ગુણ ૧૧.

રૂપ, સ્પર્શ, સંખ્યા, પરિમાણ, પૃથકત્વ, સંયોગ, વિભાગ, પરત્વ, અપરત્વ, દ્રવત્વ અને સંસ્કાર.

વાયુના બધા મળી ગુણ ૯.

સ્પર્શ, સંખ્યા, પરિમાણ, પૃથકત્વ, સંયોગ, વિભાગ, પરત્વ, અપરત્વ અને સંસ્કાર. વૈ. ગુ. ૧ + સા. ગુ. ૮ = ૯.

કાળના ગુણ ૫–સામાન્ય ગુણો.

સંખ્યા, પરિમાણ, પૃથકત્વ, સંયોગ અને વિભાગ.

દિશાના ગુણ ૫–સામાન્ય ગુણો.

સંખ્યા, પરિમાણ, પૃથકત્વ, સંયોગ અને વિભાગ.

આત્માના બધા મળી ગુણ ૧૪.

બુદ્ધિ, સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, ધર્મ, અધર્મ, સંસ્કાર, સંખ્યા, પરિમાણ, પૃથકત્વ, સંયોગ અને વિભાગ. વૈશેષિક ગુણ ૯ + સામાન્ય ગુણ ૫ = ૧૪.

મનના ગુણ ૮.

સંખ્યા, પરિમાણ, પૃથક્ત્વ, સંયોગ, વિભાગ, પરત્વ, અપરત્વ અને સંસ્કારઃ—બધા સામાન્ય ગુણો છે. ॥ ૩૧ ॥

इति वैशेषिकदर्शने गुर्जरभाषाभाष्ययुते द्वितीयाध्यायस्य प्रथममाह्निकम् ॥



॥ ओ३म् ॥

# अथ द्वितीयाध्यायस्य द्वितीय माह्निकम् ।

પૃથ્વી, જળ તેજ, વાયુ અને આકાશ, આ પાચ દ્રવ્યોના લક્ષણુ આપ્યા છે તે તે દ્રવ્યનો જે અસાધારણુ ગુણુ છે તેને લક્ષણુ તરીકે બતાવ્યો છે હવે આ લક્ષણુ બરાબર છે કે નહિ તેની પરીક્ષા કરવામા આવે છે ઘણી વખત દ્રવ્યમા જણાતા ઔપાધિક ગુણુને અસાધારણુ ગુણ માનવાની ભૂલ થાય છે, માટે પ્રથમ ઔપાધિક ગુણુ કોને કહેવો, એ આ સૂત્રમા સમજાવવામા આવે છે

**पुष्पवस्त्रयो॰ सति सन्निकर्षे गुणान्तराप्रादुर्भावो वस्त्रे गन्धाभावलिङ्गम् ॥१॥**

**પદાર્થ**—(पुष्पवस्त्रयो) ફૂલ અને વસ્ત્રનો (सन्निकर्षेसति) સબધ થયા પછી વસ્ત્રમા સુગધ આવે છે પણ એ સુગધ (गुणान्तराप्रादुर्भाव) કારણુ ગુણુમાથી પ્રાદુર્ભૂત થયો નથી માટે કારણ ગુણુમાથી ન જન્મવારૂપ અભાવ (वस्त्रे) વસ્ત્રમા (गन्धाभावलिङ्गम्) ગધના અભાવનુ કારણ છે

**ભાવાર્થ**—કારણુનિષ્ઠ ગુણુમાથી કાર્યદ્રવ્યમા જે ગુણ ઉત્પન્ન થાય છે, તે ગુણ કાર્યદ્રવ્યનો સ્વાભાવિક ગુણ છે આ નિયમને આધારે જો વાયુમા સુગધ અને જળમા ઉષ્ણુતા અનુભવાતા હોય તો તે ગુણો વાયુ અને જળના સ્વાભાવિક ગુણ નથી, કારણ કે, કારણુવાયુમાથી કાર્યવાયુમા અને કારણુજળમાથી કાર્યજળમા સુગધ અને ઉષ્ણુતા જન્મેલા હોતા નથી વાયુમા કોઈ સુગધિ દ્રવ્યનો સબધ થયો છે અને જળમા અગ્નિ અથવા તાપનો સબધ થયો છે તેથી વાયુમાં સુગધ અને જળમા ઉષ્ણુતા અનુભવાય છે સુગધિ દ્રવ્યનો સબધ વાયુની અને અગ્નિ દ્રવ્ય જળની ઉપાધિ છે તેથી સુગધ અને ઉષ્ણુતા વાયુ અને જળના ઔપાધિક ગુણો છે

સૂત્રનો ભાવ એ છે કે, વસ્ત્ર સાથે કોઈ સુગધિ પુષ્પ આદિ દ્રવ્યને સબધ થયો હતો, પછી તે સુગધિ દ્રવ્ય વસ્ત્રથી અલગ કરવામા આવ્યુ છે, છતા વસ્ત્રમાથી તે સુગધિ દ્રવ્યનુ સૌરભ આવ્યા કરે છે, આ સૌરભ વસ્ત્રનો સ્વાભાવિક ગુણ નથી, કારણ કે એ સૌરભ વસ્ત્રના કારણુનિષ્ઠ ગુણમાથી ઉત્પન્ન થયેનુ નથી એ સૌરભ તો વસ્ત્ર સાથે સુગધિ દ્રવ્યના સબધથી વસ્ત્રમા જણાય છે માટે એ સૌરભ વસ્ત્રનો ઔપાધિક ગુણ છે ઔપાધિક ગુણ દ્રવ્યનુ લક્ષણ

१ [ થઇ શકે નહિ.

વસ્ત્રમાં જે રૂપ છે, તે વસ્ત્રના કારણનિષ્ઠ ગુણમાંથી ઉત્પન્ન થયું છે માટે રૂપ એ વસ્ત્રનો સ્વાભાવિક ગુણ છે.

પૃથ્વીમાં જે ગંધ છે તે ઔપાધિક ગુણ નથી પણ સ્વાભાવિક અને અસાધારણ ગુણ છે તેથી તે પૃથ્વીનું લક્ષણ બનવાને યોગ્ય છે.

વસ્ત્રના કારણમાંથી વસ્ત્રમાં સુગંધની ઉત્પત્તિ ન થવી એ વસ્ત્રમાં રહેલા સુગંધના અભાવનું કારણ છે.

ઔપાધિક ગુણનો દ્રવ્યમાં સમવાય સંબંધ હોતો નથી, એ તો સ્વાશ્રય સંબંધથી દ્રવ્યમાં જણાય છે,

**गुणान्तराप्रादुर्भावः નો શબ્દાર્થ** अन्योगुणो गुणान्तरम् = કારણનિષ્ઠ ગુણ.

गुणान्तरात् अप्रादुर्भाव. = गुणान्तराप्रादुर्भाव = કારણનિષ્ઠગુણમાંથી ગુણની ઉત્પતિ ન હોવી

આ સૂત્રમાં બે અભાવ બતાવવામાં આવ્યા છે, એક તો વસ્ત્રમાં સૌરભનો અભાવ અને બીજો કારણગુણમાથી ઉત્પન્ન ન થવારૂપ અભાવ.

એટલે એમ કહેવામાં આવ્યું છે કે, કારણગુણમાથી ગુણની ઉત્પત્તિ ન થવા રૂપ અભાવ વસ્ત્રમા રહેલા સૌરભના અભાવનુ કારણ (લિંગ) છે. કાર્યદ્રવ્યમાં જે ગુણ સ્વાભાવિક હોય છે તેનુ અસ્તિત્વ તે કાર્યદ્રવ્યના કારણદ્રવ્યમા પણ હોય છે. હાથમા રહેલા રૂમાલમાથી જો સુગંધ ન આવતો હોય તો તેનુ કારણ એ નથી કે, રૂમાલ સાથે સુગંધિ દ્રવ્યનો અભાવ છે પણ, રૂમાલના કારણદ્રવ્યમાં સુગંધ નથી માટે રૂમાલમાં સુગંધ નથી. ॥ १ ॥

સ્વાભાવિક ગંધ તો પૃથ્વીમા જ હોય છે અને તેથી તે પૃથ્વીનુ લક્ષણ થઈ શકે છે. તે વસ્તુ આ સૂત્રમા બતાવે છે.

**व्यवस्थितः पृथिव्यां गन्धः ॥ २ ॥**

**પદાર્થ**—(पृथिव्याम्) પૃથ્વીમાં (गन्धः) ગંધ (व्यवस्थित.) વ્યવસ્થાપૂર્વક હોય છે, એટલે અયોગવ્યવચ્છેદ અને અન્યયોગવ્યવચ્છેદથી તથા કારણ ગુણપૂર્વક પૃથ્વીમાં જ ગંધ હોય છે.

**ભાવાર્થ**—પૃથ્વીમાં ગંધ છે એ સિધ્ધ થવું એનુ નામ અયોગવ્યવચ્છેદ અને પૃથ્વી સિવાય બીજામાં ગંધ નથી એ સિધ્ધ થવુ એનું નામ અન્ય-યોગવ્યવચ્છેદ.

કાર્યપૃથ્વીમાં જે ગંધ છે તે તેના કારણમાથી ઉત્પન્ન થયેલો હોય છે,

તેથી જ ગંધ પૃથ્વીનું લક્ષણ થઈ શકે છે. પૃથ્વી ગંધવતી છે જ, અને પૃથ્વી જ ગંધવતી છે. (બીજાં દ્રવ્યોમાં ગંધ નથી.) આ પ્રમાણે અયોગવ્યવચ્છેદ અને અન્યયોગવ્યવચ્છેદ કરી પૃથ્વીમાં ગંધ વ્યવસ્થાપૂર્વક હોય છે.

લક્ષણનું કામ લક્ષ્યને સમાનજાતીય અને અસમાનજાતીય અર્થોથી જુદું કરીને બતાવવાનું હોય છે.

જળ, અગ્નિ આદિ દ્રવ્યોમાં ગંધ હોતો નથી, જળ આદિ દ્રવ્યો પૃથ્વીના સમાન જાતીય છે. કારણ કે, પૃથ્વીમાં અને જળ આદિમાં દ્રવ્યત્વ જાતિ સમાન છે. ગુણ આદિ પાંચ પદાર્થો પૃથ્વીના અસમાનજાતીય છે કારણ કે, એ પાંચેમાં દ્રવ્યત્વ જાતિ નથી. આ રીતે ગંધપૃથ્વીને સમાનજાતીય અને અસમાનજાતીય અર્થોથી જુદી પાડે છે માટે ગંધ પૃથ્વીનું લક્ષણ છે.

પૃથ્વીના પરમાણુઓ નિત્ય છે, એને અવયવો હોતા નથી તેથી પરમાણુઓમાં રહેલો ગંધ કારણગુણપૂર્વક નથી, તો ગંધ પૃથ્વીનો સ્વાભાવિક ગુણ કેમ કહી શકાય ?

આનો ઉત્તર એ છે કે, જો કારણગુણપૂર્વક ઉત્પન્ન થયેલા ગુણને સ્વાભાવિક ગુણ માનવામાં આવે તો એ ગંધ ગુણ કાર્ય પૃથ્વીનો જ સ્વાભાવિક ગુણ છે એમ સમજવું.

પૃથ્વીના પરમાણુઓમાં ગંધ આદિ જે ગુણો ઉત્પન્ન થાય છે, તે તેજના સંયોગથી ઉત્પન્ન થાય છે. જળ, અગ્નિ અને વાયુના પરમાણુઓમાં ગંધ હોતો નથી માટે ગંધ પૃથ્વીમાં જ વ્યવસ્થા–પૂર્વક રહેલો છે અને તેથી તે પૃથ્વીનું લક્ષણ છે. ॥ ૨ ॥

હવે ગંધના સ્વાભાવિકત્વની વ્યવસ્થાનો જે પ્રકાર છે તેનો અતિદેશ તેજના લક્ષણમાં કરે છે.

**एतेनोष्णता व्याख्याता ॥ ३ ॥**

**પદાર્થ**—(एतेन) આ પ્રકારથી (उष्णता) ઉષ્ણ સ્પર્શ (व्याख्याता) વ્યાખ્યાત થાય છે.

**ભાવાર્થ**—પૃથ્વીમાં જેમ સ્વાભાવિક ગંધ લક્ષણ બને છે તેમ ઉષ્ણતા એટલે ઉષ્ણ સ્પર્શ પણ જો સ્વાભાવિક હોય તો લક્ષણ બને છે. જળમાં જો ઉષ્ણ સ્પર્શ જણાતો હોય તો તે સ્વાભાવિક નથી પણ અગ્નિના સંબંધથી જળમાં જણાય છે, આ કારણથી જળમાં જણાતો ઉષ્ણ સ્પર્શ જળનું લક્ષણ થઈ શકતો નથી. ॥ ૩ ॥

'તેજ'નું લક્ષણ આ સૂત્રમાં બતાવે છે.

**तेजस उष्णता ॥ ४ ॥**

**પદાર્થ**—(उष्णता) ઉષ્ણ સ્પર્શ (तेजस) તેજનું લક્ષણ છે

**ભાવાર્થ**—ઉષ્ણ સ્પર્શ તેજમા સ્વાભાવિક છે માટે તે તેજનુ લક્ષણ થઈ શકે છે, સૂર્ય, અગ્નિ વગેરેમા ઉષ્ણ સ્પર્શ સ્વાભાવિક છે, જે વિશેષ ગુણ દ્રવ્યમા સ્વાભાવિક હોય છે તે સમવાય સબધથી જ દ્રવ્યમા રહે છે પાણીમાં જણાતો ઉષ્ણ સ્પર્શ પાણીમા સ્વસમવાયિસ યોગ સબધથી જણાય છે, સ્વ=ઉષ્ણ સ્પર્શ સ્વનું સમવાયિકારણ 'તેજ' દ્રવ્ય છે, તેનો સબધ જળ સાથે છે, માટે પાણી ઊનું જણાય છે આ ઉષ્ણ સ્પર્શ જળમા ઔપાધિક છે માટે તે જળનુ લક્ષણ નથી

ક્રમ પ્રમાણે પૃથ્વી પછી જળનુ લક્ષણ બાધવુ જોઈએ છતાં સૂત્રકારે એ ક્રમનુ ઉલ્લઘન કરી તેજનુ લક્ષણ બાધ્યુ છે આ મા શુ રહસ્ય સમવાયુ છે તે સ્ફુટ થવાની જરૂર છે કોઈ કહે છે કે તેજનો ઉષ્ણ સ્પર્શ પૃથ્વીના અને જળના ઉષ્ણ સ્પર્શનો અભિભવ કરે છે માટે અહી ક્રમનુ ઉલ્લઘન કર્યુ છે પૃથ્વીમા જ્યારે તેજનો વધારે સબધ થાય છે ત્યારે પૃથ્વીનો પોતાનો અનુષ્ણાશીત સ્પર્શ અભિભૂત થાય છે તેજ પ્રમાણે પાણીમા જ્યારે તેજનો વધારે સબધ થાય છે ત્યારે પાણીનો શીતસ્પર્શ અભિભૂત થાય છે ક્રમના ઉલ્લઘનમા આ કારણ યોગ્ય છે કે નહિ તે વિચારનો વિષય છે ॥ ૪ ॥

હવે જળના લક્ષણની પરીક્ષા કરે છે रूपरसस्पर्शवत्य आपो द्रवा स्निग्धा ॥ ૨-૧-૨ આ પ્રમાણે જળનુ લક્ષણ બાધ્યુ છે આ સૂત્રના આધારે 'શીતસ્પર્શ' એ જળનુ લક્ષણ ઠરે છે માટે શીતસ્પર્શ ની પરીક્ષા કરે છે

**अप्सु शीतता ॥ ५ ॥**

**પદાર્થ**—(अप्सु) જળમા (शीतता) સ્વાભાવિક શીતસ્પર્શ લક્ષણ તરીકે છે

**ભાવાર્થ**—સ્વાભાવિક શીત સ્પર્શ (ઠડો સ્પર્શ) એ જળનું લક્ષણ છે

शिलातल शीतलम् । श्रीखण्डम् शीतलम् । શિલાતલ ઠડુ છે ચદન ઠડુ છે આ ઠેકાણે શિલાતલનો અને ચદનનો શીતસ્પર્શ શિલાતલનુ અને ચદનનુ લક્ષણ થઈ શકતો નથી કારણ કે, શિલામા અને ચદનમા પ્રતીત થતો શીત સ્પર્શ નૈમિત્તિક છે શિલા અને ચદન બને પાર્થિવ પદાર્થો છે પૃથ્વીમા તો અનુષ્ણાશીત સ્પર્શ છે જ્યા કોઈ વખત તેમા શીતસ્પર્શ કે ઉષ્ણસ્પર્શ જણાય તો તે નૈમિત્તિક છે એમ સમજવુ શીતસ્પર્શ જળના સબધને લીધે અને ઉષ્ણ સ્પર્શ તેજના સબધને લીધે જણાય છે

સ્વસમવાયિસયોગ સંબંધને લીધે શીતસ્પર્શ શિલામાં પણ જણાય છે સ્વ એટલે શીતસ્પર્શ, તેનું સમવાયિકારણ દ્રવ્યરૂપ જળ અને તેનો સંયોગ શિલા સાથે હોય છે માટે તેમાં શીતતાનો અનુભવ થાય છે, આવા સંબંધને પરંપરા સંબંધ કહી શકાય આના સંબંધથી પ્રતીત થતો શીતસ્પર્શ નૈમિત્તિક ગણાય છે તેથી તે દ્રવ્યનું લક્ષણ બની શકતો નથી સમવાય સંબંધથી જ્યાં શીતસ્પર્શ પ્રતીત થાય તે જ દ્રવ્યનું લક્ષણ બની શકે છે

તેજનો ઉષ્ણસ્પર્શ બળવાન્ છે તેથી તે પૃથ્વીના અને જળના સ્પર્શનો અભિભવ કરે છે સ્પર્શની આવી બળવત્તા સૂચવવા માટે જળ પહેલાં તેજના લક્ષણની પરીક્ષા કરી છે આમ છતાં સુવર્ણમાં અને ચંદ્રના કિરણોમાં પૃથ્વીનો સ્પર્શ અને જળનો સ્પર્શ તેજના સ્પર્શનો અભિભવ કરે છે તેથી જ તે બંને ગરમ હોતા નથી, માટે વાયુની પરીક્ષા સૂચવવા જળની પહેલાં તેજનું લક્ષણ કર્યું છે એમ સમજવું જળ પહેલાં તેજના લક્ષણની પરીક્ષા કરવી એ ક્રમનું ઉલ્લંઘન છે, પૃથ્વી પછી જળનો જ નિર્દેશ કરવામાં આવ્યો છે જુઓ સૂત્ર ૧-૧-૫

વાયુના લક્ષણની પરીક્ષા આ પ્રમાણે છે, 'જે સ્પર્શ અનુષ્ણાશીત અને અપાકજ હોય તે વાયુનું લક્ષણ છે એમ સમજવું ' પૃથ્વીમાં પણ અનુષ્ણાશીત સ્પર્શ છે પણ તે 'પાકજ' છે 'પાકજ' એટલે જે સ્પર્શ અગ્નિના સંયોગથી ઉત્પન્ન થાય તે પાક એટલે તેજનો સંયોગ પાકનો આવો અર્થ ન્યાય અને વૈશેષિક દર્શનમાં 'પારિભાષિક છે

આ જ પ્રમાણે અભાસ્વર અને અપાકજ શુક્લરૂપ, મધુર રસ, સ્નેહ અને સાંસિદ્ધિક દ્રવત્વ આ વિશેષગુણો જળનું લક્ષણ થઈ શકે છે

સ્પર્શવાળાં દ્રવ્યો ચાર છે પૃથ્વી, જળ, તેજ અને વાયુ ગંધ, શીત સ્પર્શ, ઉષ્ણસ્પર્શ અને અપાકજ અનુષ્ણાશીત સ્પર્શ આ બધા વિશેષગુણો છે અને તે કારણના ગુણોમાંથી કાર્યદ્રવ્યમાં ઉત્પન્ન થાય છે તેથી તે સ્વાભાવિક હોવાથી લક્ષણ થઈ શકે છે વાયુના ગુણની પરીક્ષા જણાવતું સૂત્ર નથી છતાં જળ અને તેજના ગુણની માફક તેની પણ પરીક્ષા થઈ જાય છે એમ સમજવું

આ પ્રમાણે પૃથ્વી, જળ, તેજ અને વાયુ આ ચાર દ્રવ્યોના ગુણોની લક્ષણ તરીકે પરીક્ષા થઈ છે એમ સમજવું ॥ ८ ॥

આકાશનો વિશેષગુણ શબ્દ છે તેની પરીક્ષા સૂત્ર ૨૧ થી શરૂ થશે આકાશ પછી કાળ અને દિશાનો નિર્દેશ કરવામાં આવ્યો છે (સૂત્ર ૧-૧-૫) માટે હવે કાળનું શું લક્ષણ છે તે આ નીચેના સૂત્રથી બતાવ્યું છે

નવ દ્રવ્યોમા કાળની ગણતરી સૂત્રકારે કરી છે કાળમા કોઈ વિશેષ ગુણ નથી, કાળમા જે ગુણો છે તે માત્ર સામાન્ય ગુણો જ છે (સખ્યા, પરિમાણ પૃથક્ત્વ, સયોગ અને વિભાગ આ પાચ સામાન્ય ગુણો કાળમા છે) વિશેષ ગુણ દ્રવ્યને સમાન-જાતીય અને અસમાનજાતીય પદાર્થથી અલગ કરી શકે છે માટે તે લક્ષણ બની શકે છે સામાન્ય ગુણોમા એ શક્તિ હોતી નથી, તો પછી કાળનુ લક્ષણ શુ બાધવુ? ક્યા લક્ષણથી કાળને ઓળખવો?

વૈશેષિક ગુણ સિવાય કાળમા એવુ શુ છે કે જેને આપણે તેના લક્ષણ તરીકે જાણી શકીએ? આ પ્રશ્નના ઉત્તર રૂપે લક્ષણ સૂત્ર—

**अपरस्मिन्नपरं युगपत् चिरं क्षिप्रमिति काललिङ्गानि ॥ ६ ॥**

**પદાર્થ**—(अपरस्मिन् अपरम् इति) સમય-કૃત નાનામા આ નાનુ છે એવુ જ્ઞાન (युगपत्) 'એક સાથે' એવુ જ્ઞાન (चिरम्) 'પુરાતન' એવુ જ્ઞાન અને (क्षिप्रम्) 'જલદી' એવુ જ્ઞાન જે થાય છે અથવા એવો જે વ્યવહાર થાય છે, તે જ્ઞાન અને વ્યવહાર કાળના સાધક છે અથવા કાળના લક્ષણ છે

**ભાવાર્થ**—વૃદ્ધ માણસ કરતા જુવાન માણસ નાનો છે જુવાન શરીરમા સમય-કૃત અપરત્વ છે અને વૃદ્ધ શરીરમા સમય કૃત અપરત્વ છે જુવાન-શરીર 'અપર' કહેવાય અને વૃદ્ધ શરીર પર કહેવાય શરીરમા આ અપરત્વ અને પરત્વ કાળને લીધે જ ઉત્પન્ન થઈ શકે છે નાનો અને મોટો આ વ્યવહાર પણ કાળને લીધે જ થાય છે વૃદ્ધ શરીર કરતા જુવાન શરીરમા સૂર્ય-ક્રિયાઓનો સબધ ઓછો છે અને જુવાન શરીર કરતા વૃદ્ધશરીરમા સૂર્ય ક્રિયાઓનો સબધ વધારે છે

હવે સૂર્યની ક્રિયાઓ તો સૂર્યમા જ સમવેત છે તેનો સબધ પૃથ્વી ઉપર રહેલા શરીર સાથે કેવી રીતે થઈ શકે? માટે સૂર્ય અને શરીર સાથે સબધ રાખનારુ એક વિભુ દ્રવ્ય હોવુ જોઈએ કે જે દ્વારા સૂર્યનિષ્ઠ ક્રિયાઓનો પારપરિક સબધ શરીર સાથે થઈ શકે આ વિભુ દ્રવ્ય જે છે તેનુ નામ જ 'કાળ' છે સમય-કૃત પરત્વ અને અપરત્વ એ કાર્ય ગુણો છે આ કાર્ય ગુણોને ઉત્પન્ન થવા માટે સમવાયિકારણ અને અસમવાયિકારણ તો જોઈએ જ અપરત્વનુ સમવાયિ કારણ તો જુવાન શરીર છે અને અસમવાયિકારણ સૂર્ય સાથે સબધ રાખનાર વિભુદ્રવ્ય અર્થાત્ કાળનો સયોગ જ છે સૂર્યના પરિસ્પદો અર્થાત્ ક્રિયાઓ, એ નિમિત્ત કારણ છે કાળરૂપ વિભુદ્રવ્યને લીધે સમવાયિ અને અસમવાયિ કારણ સાથે પરપરા સબધથી સૂર્યના પરિસ્પદો પણ જોડાય છે આ ત્રણ કારણોને લીધે 'પરત્વ' અપરત્વ રૂપ કાર્યગુણો શરીરમા ઉત્પન્ન થાય છે,

કોઈને આપણે 'જૂનું' અને કોઇને 'નવું' કહીએ છીએ તેમાં પણ કાળ જ કારણ છે.

'સ્વસમવાયિ સંયુક્ત સંયોગ' આને પરંપરા સંબંધ કહે છે. સ્વ એટલે સૂર્યનિષ્ઠ ક્રિયા, એ ક્રિયાનું સમવાયિકારણ સૂર્ય, સૂર્યનો સંબંધ કાળ (કાળરૂપ વિભુ) દ્રવ્ય સાથે અને કાળનો સંયોગ સંબંધ શરીર સાથે આવા પારંપરિક સંબંધથી સૂર્યની ક્રિયાનું જોડાણ શરીર સાથે થાય છે.

કાળ એ પ્રત્યક્ષ દ્રવ્ય નથી. એ કેવળ અનુમાનથી જ જાણી શકાય છે.

युवाम् युगपत् आगतौ તમે બંને એકી સાથે આવ્યા. અહીં 'એકી સાથે' એવું જે જ્ઞાન થાય છે અથવા વ્યવહાર થાય છે તે જો કાળ દ્રવ્ય ન હોય તો ન થઈ શકે.

चिरं दृष्टोऽसि તું લાંબે ગાળે દેખાયો. અહીં 'લાંબે ગાળે' એ જ્ઞાનને ઉત્પન્ન કરનાર કાળ જ છે. એવા વ્યવહારને ચલાવનાર પણ કાળ જ કારણ છે.

क्षिप्रम् आगतोऽसि તું જલદી આવ્યો અહીં 'જલદી' એ પ્રતીતિ અને વ્યવહારનું કારણ પણ કાળ છે.

આ ઉપરથી સમજાશે કે અપરમાં અપર એવી પ્રતીતિ, 'એકી સાથે,' 'લાંબે ગાળે,' અને 'જલદી' આવી પ્રતીતિઓ કાળનાં લક્ષણ છે. ॥ ૬ ॥

સૂર્યની ક્રિયાને પરંપરા સંબંધથી પૃથ્વી ઉપર રહેલા જુવાન શરીર આદિ સાથે જોડનાર કાળરૂપ એક વ્યાપક પદાર્થ તો સમજમાં આવ્યો પણ, એ પદાર્થ દ્રવ્ય તરીકે છે એ શી રીતે જાણવું? તેમ જ એ પદાર્થ નિત્ય છે કે અનિત્ય એ પણ શી રીતે જાણવું? આ પ્રશ્નના ઉત્તર રૂપે આ સૂત્ર છે.

द्रव्यत्वनित्यत्वे वायुना व्याख्याते ॥ ७ ॥

પદાર્થ—(द्रव्यत्वनित्यत्वे) તે 'કાળ' રૂપ પદાર્થનું દ્રવ્યત્વ અને નિત્યત્વ પરમાણુ રૂપ વાયુથી (व्याख्याते) વ્યાખ્યાત થાય છે.

ભાવાર્થ— પરમાણુ રૂપ વાયુને આપણે દ્રવ્ય રૂપે સ્વીકાર્યો છે, તેનુ કારણ એ છે કે તેમાં ગુણ છે. જેમાં ગુણ હોય તે દ્રવ્ય છે એવું દ્રવ્યનું લક્ષણ છે, તો તે જ યુક્તિ કાળમાં પણ લાગુ પડે છે કાળમાં પણ સંખ્યા આદિ પાંચ સામાન્ય ગુણો છે તેથી કાળને દ્રવ્ય જ માનવો યોગ્ય છે. कालो, द्रव्यम्, गुणवत्वात्, पृथ्व्यादि-द्रव्यवत् કાળ દ્રવ્ય છે, કારણ કે, તેમાં ગુણ છે. જેમ પૃથ્વ્યાદિ દ્રવ્યો ગુણ છે તેમ.

કાળને નિત્ય માનવામાં પણ અનુમાન છે. કાળરૂપ દ્રવ્ય કોઈપણ દ્રવ્યમાં સમવાય સંબંધથી રહેલ નથી. જેમ આકાશ કોઈ પણ દ્રવ્યમાં સમવેત નથી

તેવી તે નિત્ય છે, તેમ કાળ વિશે પણ સમજવુ कालो, नित्य, अद्रव्यद्रव्यत्वात् કાળ નિત્ય છે, કારણ કે તે અસમવેત દ્રવ્ય છે

આ પ્રમાણે 'કાળ' દ્રવ્ય અને નિત્ય તરીકે માનવામા આવ્યો છે ॥ ૭ ॥

વ્યવહારમા ભૂતકાળ, વર્તમાનકાળ અને ભવિષ્યકાળ એમ ત્રણ કાળ માનવામા આવે છે

कालोऽस्मि लोकक्षयकृत् प्रवृद्धो, लोकान् समाहर्तुमिह प्रवृत्त ॥ ऋते त्वां न भविष्यन्ति सर्वे, येऽवस्थिता प्रत्यनीकेषु योधा । गीता अ ११-३२ ॥काल स्वभावो नियतिर्यदृच्छा भूतानि, योनि पुरुष इति चिन्त्या । श्वेताश्वतर उपनिषद् अ १-२ ઈત્યાદિ શાસ્ત્રોમા કાળ એક હોવાનુ જણાય છે તો આ શાસ્ત્રમા મહામુનિ કણાદનુ માનવુ શુ છે, કાળ એક છે કે ત્રણ? આના ઉત્તર રૂપે આ સૂત્ર છે

**तत्त्व भावेन ॥ ८ ॥**

**પદાર્થ**—(तत्त्वम्) કાળનુ એકત્વ (भावेन) સત્તાથી વ્યાખ્યાત થાય છે

**ભાવાર્થ**—જેમ સત્તા એક છે તેમ કાળ પણ એક જ વસ્તુ છે ચિરમ્ ક્ષિપ્ર યુગપત્ વગેરે શબ્દોથી જે પ્રતીતિઓ થાય છે તે કાળને સિદ્ધ કરનારા કારણો છે એ પ્રતીતિઓ કોઈ જુદા જુદા કાળને વિષય કરતી નથી, માટે અનેક કાળ હોવામા કોઈ યુક્તિ કે દલીલ નથી

**પ્રશ્ન**—ક્ષણ લવ મુહૂર્ત યામ દિવસ રાત્રિ પક્ષ માસ, ઋતુ, અયન અને સવત્સર આદિ શબ્દોથી શુ અનેક કાળ હોવાની પ્રતીતિ થતી નથી? શુ દિવસ અને માસ શબ્દની એક જ કાળની પ્રતીતિ થાય છે? શુ વર્તમાનકાળ એ જ ભૂતકાળ છે અને ભૂતકાળ એ જ શુ ભવિષ્યકાળ છે? જો કહો કે એ બધા શબ્દોના અર્થો જુદા જુદા કાળ છે તો અનેક કાળ છે એ વાત આપોઆપ સિદ્ધ થાય છે

**ઉત્તર**—ક્ષણ લવ અને મુહૂર્ત આદિ શબ્દોથી કાળમા જે ભેદનુ ભાન થાય છે એ તો માત્ર ઉપાધિવિશેષના કારણે થાય છે સૂર્યાદિક ક્રિયાઓની ન્યૂનાધિકતાથી ક્ષણ લવ આદિ શબ્દો પ્રયોગમા આવે છે અને તે બધા એક જ કાળને સૂચવે છે દાખલા તરીકે સ્ફટિક મણિ એક જ છે પણ તેની પાસે જુદા જુદા રગના ફૂલ પડ્યા હોય તો એક જ સ્ફટિક મણિ લાલ ફૂલના સબધથી લાલ પ્રતીત થાય છે અને કાળા ફૂલના સબધથી કાળો પ્રતીતિ થાય છે સ્ફટિક મણિમા જુદા જુદા રગો જે પ્રતીત થાય છે તે બધા ઔપાધિક છે, તેનાથી મણિમા સાચો ભેદ આવતો નથી તેમ ક્ષણ લવ આદિ પ્રતીતિથી સૂચવાતા ભેદો કાળમા વાસ્તવિક નથી માટે કાળ એક છે सूर्यस्प दायवच्छदमदेन तत्तत्कार्यो

यत्सूर्यपरिस्पन्देन य एक एव काल भिन्न इव भासते॥ સૂર્યના પરિસ્પન્દ (ક્રિયા) એ જ અવચ્છેદ (કાળને બતાવનાર) છે સૂર્યમા થતી ક્રિયા એક નથી પણ અનેક છે, આ અવચ્છેદરૂપ ક્રિયાઓમા ભેદ હોવાથી કાળમા ભેદ જણાય છે અવચ્છેદરૂપ ક્રિયામા ભેદ સાચો છે પણ એ જુદા જુદા અવચ્છેદોથી કાળમા જે ભેદ જણાય છે તે ખોટો છે દાખલા તરીકે એક હાથીને જુદા જુદા માણસો બતાવે તો માણસોમા તો ભેદ સાચો છે પણ બતાવનારામા આવતા હાથીમા જણાતો ભેદ તો ખોટો જ છે

હરેક કાર્ય પણ કાળનુ અવચ્છેદક છે કાર્યો તો અનત હોય છે દરેક ક્ષણે કોઈ કોઈ કાર્ય જગતમા ઉત્પન્ન થાય જ છે અવચ્છેદક કાર્યોમા ભેદ સત્ય છે પણ, તેનાથી અવચ્છેદ્ય કાળમા જણાતો ભેદ મિથ્યા છે કાળ તો અખડ એક જ વસ્તુ છે

સૂર્ય ક્રિયા (સૂર્યનિષ્ઠ કર્મ) એ કાળની ઉપાધિ છે

વર્તમાનકાળ, ભવિષ્યકાળ અને ભૂતકાળ આ ત્રણ ભેદો પણ અવચ્છેદકના વાસ્તવિક ત્રણ ભેદોથી કાળમા મિથ્યા ત્રણ ભેદોની પ્રતીતિ થાય છે

वस्तुना य कालोऽवच्छिद्यते स तस्य वर्तमान घટ આદિ વસ્તુથી જ્યારે કાળ અવચ્છિન્ન (મિત) થાય છે ત્યારે કાળ વર્તમાન છે, એમ કહેવાય છે

**यत्प्रागभावेन य कालोऽवच्छिद्यते स तस्य भविष्यत्काल**

વસ્તુના પ્રાગભાવથી જ્યારે કાળ અવચ્છિન્ન થાય છે (મપાય છે) ત્યારે એ જ કાળ ભવિષ્યકાળ તરીકે પ્રતીત થાય છે

यत्प्रध्वसेन य कालोऽवच्छिद्यते स तस्य अतीतकाल ।

વસ્તુના પ્રધ્વસથી જ્યારે કાળ મપાય છે ત્યારે એ જ કાળ ભૂતકાળ તરીકે પ્રતીત થાય છે

આ પ્રમાણે ત્રણ કાળની પ્રતીતિ થાય છે બાકી ખરી રીતે જોતા કાળ એક જ વસ્તુ છે ।८॥

સર્વ કાર્યોનુ નિમિત્ત કારણ કાળ છે તે આ સૂત્રમા બતાવે છે

**नित्येष्वभावादनित्येषु भावात् कारणे कालाख्येति ॥ ९ ॥**

પદાર્થ—(नित्येषु) નિત્ય પદાર્થોમા ઉત્પત્તિની પ્રતીતિ (अभावात्) ન થવાથી અને (अनित्येषु) અનિત્ય પદાર્થોમા (भावात्) થતી હોવાથી (कारणे) કારણમા (कालाख्येति) કાળ એવુ નામ આપવામા આવે છે

ભાવાર્થ—આકાશ, દિશા અને આત્મા વગેરે નિત્ય પદાર્થોમા ઉત્પત્તિની પ્રતીતિ થતી નથી આકાશ અને દિશા એક સાથે ઉત્પન્ન થયા ક્રમવી ઉત્પન્ન થયા અથવા જલદી ઉત્પન્ન થયા એવી પ્રતીતિ થતી નથી ઉત્પત્તિની પ્રતીતિ તો ઉત્પન્ન થનારા ઘટાદિ પદાર્થોમા જ થાય છે જેમ કે—'આ બન્ને વૃક્ષો સાથે ઉત્પન્ન થયા' 'આ આમો પછીથી ઉત્પન્ન થયો' વગેરે જન્ય પદાર્થોમા જ યુગપત્, ચિરમ્ અને ક્ષિપ્ર આદિ શબ્દોથી પ્રતીતિ થાય છે આ કારણથી जन्यानां जनकः कालः ઉત્પન્ન થનાર કાર્યોનુ જનક=કારણ કાળ છે કાળના સબધમા પણ આટલુ જરૂર ધ્યાનમા રાખવુ કે કાળ કોઇપણ જન્ય દ્રવ્યનુ સમવાયિ કે અસમવાયિ કારણ નથી, પણ નિમિત્ત કારણ તરીકે જ છે

कालः कलयतामहम् ગીતા અ ૧૦-૩૦

અહી ગીતામા પણ કાળને નિમિત્ત કારણ તરીકે બતાવ્યો છે અને એ કાળ પણ પ્રભુની વિભૂતિ છે

આ ફૂલ હેમત ઋતુમા ઉત્પન્ન થાય છે માટે તે 'હૈમન્તિક' કહેવાય છે આ ફૂલ વસત ઋતુમા ઉત્પન્ન થાય છે માટે 'વાસન્તિક' છે આ ફૂલ પ્રાવૃટ્ (વર્ષા) ઋતુમા ઉત્પન્ન થાય છે માટે તે 'પ્રાવૃષેણ્ય' કહેવામા આવે છે

આવી રીતે હૈમન્તિક આદિ નામોથી પણ જણાય છે કે 'કાળ' સર્વ જન્ય પદાર્થોનુ નિમિત્ત કારણ છે इदानी वस्त्रम् उत्पन्नम् હમણા વસ્ત્ર ઉત્પન્ન થયુ આ ઉદાહરણથી કાળ નિમિત્ત કારણ તરીકે સર્વ કાર્યનો આધાર છે એમ પણ જણાય છે ॥ ૬ ॥

કાળને સિદ્ધ કરનારા લક્ષણોનુ નિરૂપણ પૂર્ણ થયુ હવે દિશાને સિદ્ધ કરનારા લક્ષણો બતાવે છે

જેમ કાળમા કોઈ વિશેષ ગુણ નથી તેમ દિશામા પણ કોઈ વિશેષ ગુણ નથી દિશામા જે ગુણો છે તે માત્ર સામાન્ય ગુણો જ છે (૧) સખ્યા (૨) પૃથક્ત્વ (૩) પરિમાણ (૪) સયોગ અને (૫) વિભાગ આ પાચ સામાન્ય ગુણો દિશામા છે સામાન્ય ગુણો દ્રવ્યનુ લક્ષણ થઈ શકે નહિ કારણ કે તે પોતાના આધારભૂત દ્રવ્યને સમાનજાતીય અને અસમાન જાતીય પદાર્થોથી જુદુ પાડી શકતા નથી, એ આગળ સમજાવવામા આવ્યુ છે, માટે કાળના લક્ષણો પેઠે દિશાના લક્ષણોનો પણ જુદી જ રીતે વિચાર કરે છે

**इत इदमिति यतस्तद् दिश्यं लिङ्गम् ॥ १० ॥**

શબ્દાર્થ—(इत) આ અવધિભૂત મૂર્ત દ્રવ્યથી (इदम्) આ નજીક છે અથવા દૂર છે (इति) એવી જે પ્રતીતિ થાય છે (तत्) તે (दिश्यम्) દિશાનુ

(લિંગમ્) લિંગ છે.

ભાવાર્થ—અમુક દ્રવ્યની અવધિ (હદ) કરીને એક જ દિશામા થોડે થોડે અંતરે બે વસ્તુઓ પડી હોય તો એકમા નજીક (અપર) અને બીજીમાં દૂર (પર) એવી બુદ્ધિ થાય છે જે નજીક વસ્તુ હોય તેમા 'અપરત્વ' હોય છે અને જે વસ્તુ દૂર હોય તેમા 'પરત્વ' ઉત્પન્ન થયેલુ હોય છે.

આ 'અપરત્વ' અને 'પરત્વ' દિશાને લીધે થતા હોવાથી દૈશિક 'અપરત્વ' અને 'પરત્વ' કહેવાય છે

અવધિભૂત દ્રવ્ય અને નજીકની વસ્તુ વચ્ચે સયુક્ત સયોગો થોડા હોય છે જ્યારે દૂરની વસ્તુમા સયુક્ત સયોગો વધારે હોય છે આ સયુક્તસયોગો દૈશિક અપરત્વ અને પરત્વનુ અસમવાયિ કારણ છે, એટલે એ બધા સયોગો નજીકની વસ્તુમા અને દૂરની વસ્તુમા કોઈપણ સબધે આવવા જ જોઈએ કાર્યના અધિકરણમા જ અસમવાયિકારણ હોય છે એ તો નિયમ જ છે આ બધા સયોગો ઊડીને વસ્તુમા તો જઈ શકે જ નહિ કારણ કે સયોગ એ તો ગુણ છે અને ગુણ ગુણીને છોડી જઈ શકે જ નહિ, માટે અવધિભૂત પદાર્થ અને વચ્ચે રહેલી જમીન સાથે દિશાના સયોગો તો છે એટલે જમીન સાથે સયુક્ત દિશા અને એજ દિશા વિભુ અને એક હોવાથી નજીકની અને દૂરની વસ્તુ સાથે સયુક્ત થયેલી હોય છે આ કારણથી આ બધા સયોગોને દિશા જ નજીકની વસ્તુમા અને દૂરની વસ્તુમા પરપરા સબધથી પહોચાડે છે જેમા થોડા સયોગો પહોચ્યા તેમા 'અપરત્વ' અને જેમા વધારે સયોગો પહોચ્યા તેમા 'પરત્વ' ઉત્પન્ન થાય છે

नियतोपाध्युन्नायकः कालः અને अनियतोपाध्युन्नायिका दिक् નિયત (ચોક્કસ) ઉપાધિનો ઉન્નાયક (પહોચાડનાર) કાળ હોય છે અને અનિયત ઉપાધિની ઉન્નાયિકા (પહોચાડનાર) દિશા હોય છે કાળ સૂર્યની ક્રિયાઓને વસ્તુમા પહોચાડે છે, જ્યારે દિશા સયોગોને વસ્તુમા પહોચાડે છે જેની અપેક્ષા એ જે વર્તમાન છે તે તેની અપેક્ષાએ વર્તમાન જ રહે છે, ભૂતકાળ સયુક્ત અથવા ભવિષ્યકાળ સયુક્ત નહિ જેમ એક ઘર જ્યા સુધી ઊભુ છે ત્યા સુધી તે વર્તમાન કહેવાશે, ભૂત કે ભવિષ્યત્ નહિ માટે કાળની ઉપાધિ નિયત કહેવામા આવે છે જ્યારે દિશામા તો એકની અપેક્ષાએ જે અપર હોય છે તેજ વસ્તુ તેજ વખતે બીજાની અપેક્ષાએ 'પર' પણ કહેવાય છે એક જ વસ્તુ અમુકની અપેક્ષાએ પૂર્વમા છે એમ જે વખતે કહેવાય છે તે જ વખતે બીજાની અપેક્ષાએ તેજ વસ્તુ પશ્ચિમમા પણ છે એમ પણ કહેવાય છે માટે દિશાની ઉપાધિ 'અનિયત' (અચોક્કસ) કહેવાય છે.

પરંપરાસંબંધ એટલે સ્વસંયુક્તસંયોગ સંબંધ સ્વ એટલે અવધિભૂત-મૂર્તદ્રવ્ય અને તેની પડેલી જમીન તેની સાથે સંયુક્ત દિશા અને એ દિશાનો નજીક દૂર પડેલી વસ્તુઓ સાથે રહેલો સંયોગ સંબંધ આ રીતે દિશા એ વ્યાપક દ્રવ્ય સિદ્ધ થાય છે જો દિશા ન હોય તો અમુક દૂર છે અથવા અમુક પાસે છે એવો વ્યવહાર અને પ્રતીતિ થાય નહિ, માટે દિશા એક અને વિભુ દ્રવ્ય છે ॥ ૧૦ ॥

ઉપર પ્રમાણે દિશાને સિદ્ધ કરી હવે દિશા દ્રવ્ય છે અને નિત્ય છે, તે આ સૂત્રથી સમજાવે છે

**द्रव्यत्वनित्यत्वे वायुना व्याख्याते ॥ ११ ॥**

**પદાર્થ**—(द्रव्यत्वनित्यत्वे) દિશાનું દ્રવ્યત્વ અને નિત્યત્વ (वायुना) વાયુવડે (व्याख्याते) વ્યાખ્યાત થાય છે

**ભાવાર્થ**—જેમ વાયુમા ગુણ હોવાથી વાયુ 'દ્રવ્ય' કહેવાય છે તેમ દિશામા ગુણ હોવાથી દિશા પણ 'દ્રવ્ય' કહેવાય છે

तस्यास्तु गुणा सङ्ख्यापरिमाणपृथक्त्वसंयोगविभागा कालवदेते सिद्धा ।

પ્રશસ્તપાદ ભાષ્ય

સંખ્યા, પરિમાણ પૃથકત્વ, સંયોગ અને વિભાગ આ પાંચ સામાન્ય ગુણો દિશામા છે કાળમા જેમ ઉક્ત પાંચ ગુણો સિદ્ધ કરી બતાવ્યા છે તેમ દિશામા પણ એ પાંચ ગુણોની સિદ્ધિ કરવી

દિશા એ દ્રવ્ય છે અને એ દ્રવ્ય બીજા કોઈ પણ દ્રવ્યમા સમવાય સંબંધથી રહેતુ નથી માટે દિશા એ નિત્ય દ્રવ્ય છે, પરમાણુરૂપ વાયુ કોઇ પણ દ્રવ્યમા સમવાય સંબધથી રહેતો નથી માટે તે નિત્ય છે તેમ દિશા પણ નિત્ય છે જે અનિત્ય દ્રવ્યો હોય તે જ બીજા દ્રવ્યમા સમવાય સંબંધથી રહે છે, નિત્ય દ્રવ્યો તો અસમવેત જ હોય છે ॥ ૧૧ ॥

હવે દિશા એક જ છે એનો અતિદેશ નીચેના સૂત્રથી કરે છે

**तत्त्वं भावेन ॥ १२ ॥**

**પદાર્થ**—(तत्त्वम्) દિશામા એકત્વ (भावेन) સત્તાવડે વ્યાખ્યાત થાય છે

**ભાવાર્થ**—જેમ સત્તા પદાર્થ એક છે તેમ દિશા-દ્રવ્ય પણ એક જ છે, અનેક હોવામા કોઈ દલીલ (કારણ) દેખાતી નથી दिग्लिङ्गाविशेषाद् दिश एकत्वम् (પ્રશસ્તપાદ ભાષ્ય) દિશામા ભેદ બતાવનાર કોઈ પ્રમાણ ન હોવાથી દિશા એક છે, એટલે દિશામા એકત્વ સંખ્યા ગુણ છે

જેમાં એકત્વ સંખ્યા હોય તેમાં એક પૃથકત્વ પણ નિયમથી હોય છે. 'એકપૃથકત્વ' એ ગુણ છે. દિશાની પ્રતીતિ સર્વત્ર થવાથી તે વિભુ છે; એટલે કે તેમાં વિભુત્વ-પરમમહત્પરિમાણ ગુણ છે.

કાળમાં જેવી રીતે સંયોગ અને વિભાગ ગુણની પ્રતીતિ થાય છે તેમ દિશામાં પણ સંયોગ અને વિભાગ ગુણની પ્રતીતિ થાય છે. અનિત્ય દ્રવ્યોના જ સંયોગ અને વિભાગ દિશામાં હોય છે; જ્યારે અનિત્ય દ્રવ્ય ઉત્પન્ન થાય છે ત્યારે તેનો દિશા સાથે સંયોગ થાય છે અને જ્યારે એ નાશ પામે છે ત્યારે એનો દિશા સાથે વિભાગ થાય છે. ॥ ૧૨ ॥

દિશાઓ દસ છે એવી જે પ્રતીતિ થાય છે તથા એવો જે વ્યવહાર થાય છે તેનું કારણ શું? જો એક જ દિશા હોત તો તેમાં 'દસ સંખ્યા'ની પ્રતીતિ તથા વ્યવહાર ન થાત. આ શંકાનું સમાધાન આ સૂત્રમાં છે.

**कार्यविशेषेण नानात्वम्** ॥ १३ ॥

**પદાર્થ**—(कार्यविशेषेण) ઉપાધિના ભેદથી (नानात्वम्) જુદાપણાનો વ્યવહાર થાય છે.

**ભાવાર્થ**—દિશા એક છે પણ તેમાં ઉપાધિ જુદી જુદી છે તેથી એક જ દિશા અનેક રૂપે અર્થાત્ દસ સંખ્યારૂપે પ્રતીત થાય છે તથા તેમાં દસ સંખ્યાનો વ્યવહાર પણ થાય છે. આ ઉપાધિઓ હવે પછીના સૂત્રમાં બતાવવામાં આવે છે. ॥ ૧૩ ॥

જે ભેદથી પૂર્વ દિશાનો વ્યવહાર થાય છે, તે બતાવે છે.

**आदित्यसंयोगाद् भूतपूर्वाद् भविष्यतः भूताच्च प्राची** ॥ १४ ॥

**પદાર્થ**—(भूतपूर्वाद् आदित्यसंयोगात्) જે પુરુષને સવારના પહેલાં સૂર્યનો સંયોગ જે તરફ જણાયો હોય, (भविष्यत.) જણાવાનો હોય (च) અને (भूतात्) જણાતો હોય તે તરફ (प्राची) પૂર્વ દિશા કહેવાય છે.

**ભાવાર્થ**—*प्राङ् अस्या सविता अञ्चति सा प्राची* સવારનો સૂર્યનો સંયોગ જે ભાગમાં કોઈ પુરુષને જણાયો હોય, અથવા જણાવાનો હોય અથવા જણાતો હોય તે ભાગને પૂર્વ દિશા કહેવામા આવે છે. સૂર્યનો સંયોગ પ્રથમ થાય છે માટે 'પ્રાચી–પૂર્વ' કહેવાય છે. અહીં સૂર્યના સંયોગ સાથે ત્રણે કાળનો સંબંધ બતાવ્યો છે તે પુરુષના ભેદને લીધે છે. કોઇને સૂર્યનો સંયોગ અમુક દિવસ પહેલાં પ્રાતઃકાળમા જણાયો હોય, કોઇને ભવિષ્યમાં જણાવાનો હોય અને કોઇને વર્તમાનકાળમાં જ જણાતો હોય છે. આ સૂત્રમાં 'भूतात्'માં 'भूत'

શબ્દનો પ્રયોગ કર્યો છે તે ભૂ ધાતુનું ભૂતકૃદંત નથી પણ તે આદિકર્મના અર્થમાં 'ભૂ' ધાતુને 'त' પ્રત્યય લગાડ્યો છે એટલે એનો અર્થ વર્તમાકાળ જેવો જ કર્યો છે. આદિ કર્મમાં 'त' પ્રત્યય મૂકવાનું કારણ એ છે કે, એક વખત સવારના પહોરમાં પ્રથમ જ આદિત્યનો સંયોગ જે તરફ દેખાયો તે પૂર્વ દિશા કહેવામાં આવે છે. 'સવારના સૂર્યનો સંયોગ પ્રથમ અમુક તરફ થવો' એ ઉપાધિને લીધે જે 'પૂર્વ દિશા'નો વ્યવહાર થાય છે. ટૂંકમાં સૂર્યનો ઉદય જે તરફ થાય તે 'પૂર્વ દિશા' સમજવી. સૂર્યનો સંયોગ સત્ય હોવાથી પૂર્વ દિશા પણ ચોક્કસ જ હોય છે. ॥ ૧૪ ॥

બીજી દિશાઓના વ્યવહારમાં પણ આ જ પ્રકાર છે, તે આ સૂત્રમાં બતાવે છે.

**तथा दक्षिणा प्रतीची उदीची ॥ १५ ॥**

**પદાર્થ**—(तथा) તે પ્રમાણે (दक्षिणा) દક્ષિણા દિશા (प्रतीची) પશ્ચિમ દિશા અને (उदीची) ઉત્તર દિશા છે એમ સમજવું.

**ભાવાર્થ**—તે જ પ્રમાણે દક્ષિણ, પશ્ચિમ અને ઉત્તર દિશામાં આવેલા પર્વતાદિના આદિસ સંયોગોને લીધે દક્ષિણ, પશ્ચિમ અને ઉત્તર દિશાનો વ્યવહાર થાય છે.

પૂર્વ દિશા તરફ મુખ કરીને ઊભા રહેલા પુરુષના જમણા હાથ તરફની દિશાને દક્ષિણ, પાછળના ભાગને પશ્ચિમ અથવા સૂર્ય જે તરફ અસ્ત પામે તેને પશ્ચિમ અને ડાબા હાથ તરફની દિશાને ઉત્તર દિશા કહે છે. લૌકિક અને શાસ્ત્રીય વ્યવહાર આ દિશાને લઈને થાય છે. જેમકે, 'प्रत्यक्‌शिराः शयीत' પશ્ચિમ દિશા તરફ માથું રાખીને સૂવું. आयुष्यं प्राङ्मुखो भुङ्क्ते દીર્ઘ આયુષ્યને ઇચ્છનારે પૂર્વ તરફ મુખ રાખી ભોજન કરવું. આવા બધા વિધિ અને નિષેધમાં દિશાઓનો ઉપયોગ હોય છે.

દિગન્તરાલ=દિશાના ખૂણાઓમા આ જ પ્રકાર માનવામાં આવે છે.

**एतेन दिगन्तरालानि व्याख्यातानि ॥ १६ ॥**

**પદાર્થ**—(एतेन) આ પ્રકારે (दिगन्तरालानि) નજીકની બે દિશા વચ્ચેની દિશાઓ=દિશાના ખૂણા પણ (व्याख्यातानि) વ્યાખ્યાત થાય છે.

**ભાવાર્થ**—પૂર્વ અને દક્ષિણ દિશા વચ્ચેની દિશા વૈશ્વાનરી=અગ્નિ ખૂણો, દક્ષિણ અને પશ્ચિમ દિશા વચ્ચેની દિશા નૈર્ઋતી=નૈર્ઋસ ખૂણો, પશ્ચિમ અને ઉત્તર દિશા વચ્ચેની વાયવ્યા દિશા=વાયવ્ય ખૂણો, ઉત્તર અને પૂર્વ દિશા

વચ્ચેની ઐશાની દિશા=ઈશાન ખૂણો. ઉપરની દિશા 'બ્રાહ્મી' અને નીચેની દિશા 'નાગી' કહેવામાં આવે છે.

આ ઔપાધિક દિશાને લીધે બધા લૌકિક અને શાસ્ત્રીય વ્યવહારો થાય છે. જેમકે પૂર્વ દિશામાં જા. ભારતવર્ષની પશ્ચિમ દિશાએ સૌરાષ્ટ્ર દેશ આવ્યો છે, ભારતની ઉત્તર દિશામાં હિમાલય અને લંકા દેશ ભારતની દક્ષિણ દિશામાં છે વગેરે લૌકિક વ્યવહાર કહેવામાં આવે છે.

પૃથ્વી સાથે સૂર્યના આવી રીતે જુદા જુદા સંયોગો થાય છે ત્યારે એ ઉપાધિને લીધે પૂર્વ આદિ દિશાઓનો વ્યવહાર થાય છે. પૃથ્વી અને સૂર્યનું અંતર તો લાખો માઇલોનું છે માટે પૃથ્વી સાથે સૂર્યનો સંબંધ થવો અશક્ય છે તેથી પૃથ્વી અને સૂર્ય સાથે સબંધ રાખનાર કોઈ વિભુ દ્રવ્ય માનવું રહ્યું અને એ વિભુ દ્રવ્યદ્વારા સૂર્યના સંયોગો પૃથ્વી સાથે માનવા જોઇએ. જે સંબંધથી સૂર્યના સંયોગો પૃથ્વી સાથે જોડાય છે તે પરંપરા-સંબંધ અર્થાત્ સંયુક્તસંયોગ કહેવાય છે. દિશા સૂર્યના સંયોગોની ઉપનાયિકા અર્થાત્ સૂર્યના સંયોગોને અન્યત્ર પહોંચાડનારી કહેવાય છે. ॥ ૧૬ ॥

પૃથ્વી, જળ, તેજ અને વાયુ આ ચાર મહાભૂતોનાં લક્ષણ તરીકે ગણાવવામાં આવેલા ગંધાદિ ગુણોની પરીક્ષા પૂરી થઈ, એટલે કે ગંધાદિ ગુણો જો કારણના ગુણોથી કાર્યમાં ઉત્પન્ન થયા હોય તો તે ગુણો તાત્વિક છે, નહીં તો તે ગુણો ઔપાધિક છે એમ ચોક્કસ સમજવું.

કાળ અને દિશા રૂપ દ્રવ્યોમાં કોઈ વિશેષ ગુણ નથી, છતાં તેનાં લિંગ અર્થાત્ લક્ષણો કરી બતાવ્યાં છે. એ બંને વિભુ દ્રવ્ય છે એ પણ જણાવી દીધું છે. હવે આકાશના ગુણની પરીક્ષા કરવાની છે. આકાશનો વિશેષગુણ શબ્દ છે. અને એ જ ગુણ આકાશનું લક્ષણ છે, શબ્દમાં વિચારવાનું એ છે કે, એનું સ્વરૂપ શું છે? શબ્દના સંબંધમાં જુદા જુદા શાસ્ત્રકારોના જુદા જુદા મત છે. (૧) કોઈ શબ્દને દ્રવ્ય માને છે. (૨) કોઈ શબ્દને ગુણ માને છે. (૩) શબ્દ ગુણ હોવા છતાં એ ગુણને કોઈ નિત્ય માને છે તો કોઈ અનિત્ય માને છે. (૪) શબ્દ એ શ્રોત્રગ્રાહ્ય છે, છતાં એ શબ્દથી અર્થ નથી સમજાતો પણ શ્રોત્રગ્રાહ્ય શબ્દથી ઉત્પન્ન થનાર કોઈ બીજો શબ્દ છે કે, જેનું ગ્રહણ કેવળ બુદ્ધિથી જ થાય છે અને તેનાથી જ અર્થ સ્ફુટ થાય છે માટે સ્ફોટ નામક બુદ્ધિગ્રાહ્ય શબ્દ શ્રોત્રગ્રાહ્ય શબ્દથી અભિવ્યક્ત થાય છે. એક જ વિષયમાં આવા જુદા જુદા મત-બોધક વાક્યોને શાસ્ત્રમાં વિપ્રતિપત્તિ કહેવામાં આવે છે, જ્યારે આવી વિપ્રતિપત્તિ (વિરુદ્ધ વાક્યો) સાંભળવામાં આવે ત્યારે સાધારણ

જિજ્ઞાસુ શ્રોતાને તે વિષયમા સંશય થાય એ સ્વાભાવિક છે સંશય એ પરીક્ષાનું અંગ છે, માટે સંશયનું લક્ષણ શું છે? અને તે શાથી ઉત્પન્ન થાય છે? એ બાબત શાસ્ત્રકાર પ્રથમ સમજાવે છે અને પછી શબ્દની પરીક્ષા કરશે વાસ્તવિક રીતે શબ્દ શું વસ્તુ છે તેનો નિર્ણય બતાવશે

સંશયનુ કારણ અને સ્વરૂપ બતાવનારૂં સૂત્ર

**सामान्यप्रत्यक्षाद् विशेषाप्रत्यक्षाद् विशेषस्मृतेश्च संशय ॥ १७ ॥**

પદાર્થ—(सामान्यप्रत्यक्षात्) સામાન્યધર્મવાળા અર્થનુ પ્રત્યક્ષજ્ઞાન થવાથી (विशेषाप्रत्यक्षात्) એ અર્થમા રહેના વિશેષધર્મનુ પ્રત્યક્ષજ્ઞાન ન થવાથી (च) અને (विशेषस्मृते) સામાન્યધર્મ સાથે સબધ ધરાવતા વિશેષ ધર્મનુ સ્મરણ થવાથી (संशय) સંશયાત્મક જ્ઞાન થાય છે

**ભાવાર્થ**—સામાન્યધર્મ=સાધારણ ધર્મ વિશેષધર્મ=વિરુદ્ધ ધર્મ અથવા વ્યાવર્તક ધર્મ

વગડામા ચાલતા ચાલતા કોઈ માણસે દૂરથી એવો અર્થ જોયો કે, જેમા ઊંચાઈ તો સ્પષ્ટ જણાય છે, પણ વાકાપણુ અથવા તેમા રહેના બખોલ આદિ જણાતા નથી તેથી એ સ્થાણુ છે અર્થાત્ ઠૂંઠુ છે એવો નિર્ણય જોનાર કરી શકતો નથી ઊંચાઈ તો માણસમા પણ છે તેથી તે ઊંચાઈ સામાન્ય=સાધારણ ધર્મ થયો એ અર્થ માણસ છે એવો પણ નિર્ણય થતો નથી કારણ કે, માણસના શરીરને હાથ પગ આદિ અંગો હોય છે, એ અંગોનુ પણ પ્રત્યક્ષજ્ઞાન થતુ નથી ઠૂંઠાનો બોધ કરાવનાર વક્રકોટર આદિ અને મનુષ્ય શરીરનો બોધ કરાવનાર હાથપગ આદિ વિશેષ ધર્મના જ્ઞાનના અભાવે અને માત્ર ઊંચાઈ રૂપ સાધારણ ધર્મના પ્રત્યક્ષ જ્ઞાન લીધે જોનાર માણસ મુઝવણમા પડી જાય છે કે, આ સામો દેખાતો અર્થ શું હશે? એ જ વખતે સાધારણ ધર્મ ઊંચાઈ સાથે સબધ ધરાવનાર સ્થાણુત્વ (ઠૂંઠાપણુ) અને પુરુષત્વરૂપ વિશેષ ધર્મનુ તેને સ્મરણ થાય છે કારણ કે एकसम्बन्धिज्ञानम् अपरसम्बन्धिस्मारकम्। એક સબધિનુ જ્ઞાન બીજા સબધિની સ્મૃતિ કરાવે છે એટલે જોનાર માણસને લાગે કે આ દૂર સામે દેખાતો અર્થ સ્થાણુ છે કે પુરુષ? આવો સંશય થાય છે स्थाणुर्वा पुरुषो वा સ્થાણુ છે કે પુરુષ છે? આવુ અનવધારણાત્મક જ્ઞાન સંશય કહેવાય છે સ્થાણુમા સ્થાણુત્વ અને પુરુષમા પુરુષત્વ વિશેષણ અથવા પ્રકાર છે, આ વિશેષણનો સબધ ઊંચાઈ સાથે છે

'સ્થાણુ છે કે પુરુષ?' આ એક જ જ્ઞાન-વ્યક્તિ છે તેમાં બે વિરુદ્ધ ધર્મો (સ્થાણુત્વ અને પુરુષત્વ) પ્રકાર તરીકે ભાસે છે તેથી સંશય ઉદ્ભવે છે

આથી एकस्मिन् विरुद्धनानाधर्मप्रकारकं ज्ञानम् संशय એક જ્ઞાન-વ્યક્તિનો ધર્મી એક જ હોય પણ તેમાં વિરોધી બે ધર્મનો ભાસ થતો હોય ત્યારે એ જ્ઞાન સંશય બની જાય છે

આ સૂત્રમાં સામાન્ય ધર્મનું જ્ઞાન, વિશેષ ધર્મનું અજ્ઞાન અને સામાન્ય ધર્મ સાથે સંબંધ ધરાવતા વિશેષ ધર્મનું સ્મરણ થવું એ સંશય થવામાં કારણ છે અને એક જ ધર્મિવિષયક વિરુદ્ધ અનેક ધર્મનું જ્ઞાન થવું એ સંશયનું સ્વરૂપ છે એમ સમજવું

સ્થાણુત્વ અને પુરુષત્વ આ વિરોધિ ધર્મોને માટે 'કોટિ' શબ્દ પણ વપરાય છે કોટિ, પ્રકાર અને વિશેષણ આ ત્રણે ધર્મો અહીં સમાનાર્થક છે આ સૂત્રમાં 'च' શબ્દ મૂકયો છે તેથી અદૃષ્ટ=અધર્મ પણ સંશયનું કારણ હોય છે, એમ સૂચિત થાય છે આજ કારણથી માણસ બહુશ્રુત હોવા છતાં આત્મા આદિનું તેને ચોક્કસ જ્ઞાન થતું નથી, અને તેથી તે છેવટ સુધી સંશયાત્મા અર્થાત્ સંશયવાળો જ રહે છે

કેટલીક વખત સંશયના કારણો શરીરની બહાર હોય છે અને કેટલીક વખત સંશયના કારણો પોતાની અંદર જ હોય છે આ કારણથી બહિર્વિષયક સંશય અને અન્તર્વિષયક સંશય આમ સંશયના બે ભેદ પડે છે આ સૂત્રના ભાષ્યમાં જે ઉદાહરણ આપવામાં આવ્યું છે તે બહિર્વિષયક સંશયનું ઉદાહરણ છે, એ સ્પષ્ટ સમજી શકાશે ॥ ૧૭ ॥

હરેક જ્ઞાનવ્યક્તિમાં ધર્મી અને ધર્મ ભાસે છે ધર્મીને વિશેષ્ય કહે છે અને ધર્મને વિશેષણ કહે છે ધારો કે 'ઘટ' એવું જ્ઞાન થયું તો તે જ્ઞાનમાં 'ઘટ' વિશેષ્ય તરીકે ભાસે છે અને ઘટત્વ વિશેષણ તરીકે ભાસે છે, આ જ પ્રમાણે સંશય-જ્ઞાનમાં પણ ધર્મી અને ધર્મનો ભાસ થાય છે

કોઈ સંશયજ્ઞાનમાં ધર્મી પ્રત્યક્ષ તરીકે ભાસે છે તો કોઈ સંશયજ્ઞાનમાં ધર્મી અપ્રત્યક્ષ અર્થાત્ અદૃશ્યમાન પણ હોય છે

આ ઉપરથી દૃશ્યમાનધર્મિક સંશય અને અદૃશ્યમાનધર્મિક સંશય આવા બે ભેદ માનવામાં આવે છે આ ભેદ નામ કહેવા પૂરતો જ હોય છે એમ સમજવું વાસ્તવમાં આવી રીતે સંશયમાં ભેદ હોતો નથી

દૃશ્યમાનધર્મિક સંશયમાં જે સામાન્ય ધર્મ સંશયના કારણ તરીકે જણાય

છે તે અનેક ધર્મીઓમાં જોવામાં આવે છે અને કોઈ વખત એક જ ધર્મીમાં પણ જોવામાં આવે છે.

'સ્થાણુર્વા પુરુષો વા' 'આ સ્થાણુ છે કે પુરુષ છે' આ સંશયવ્યક્તિમાં જે ઊંચાઈ રૂપ સામાન્ય ધર્મ જણાય છે તે એક ધર્મિગત છે કે અનેક ધર્મિગત? આનો ઉત્તર આ સૂત્રમાં આપવામાં આવે છે.

दृष्टं च दृष्टवत् ॥ १८ ॥

પદાર્થ—(च) અને (दृष्टम्) જોવામાં આવતા ઊંચાઈ આદિ ધર્મ (दृष्टवत्) પહેલાં સ્થાણુ અને પુરુષમાં જોયલા ધર્મ જેવા છે.

ભાવાર્થ—સામે દેખાતા ધર્મીમાં જે ઊંચાઈ આદિ ધર્મો જણાય છે તે પહેલાં જોયલાં સ્થાણુ અને પુરુષમાં જણાયેલા ઊંચાઈ આદિ ધર્મતુલ્ય છે અર્થાત્ ઊંચાઈ આદિ ધર્મ અનેક ધર્મિગત છે અને તે સંશયના કારણ તરીકે છે.

સંશયના કારણીભૂત સામાન્ય ધર્મ કોઈ વખત દૃશ્યમાન ધર્મિગત હોય છે અને કોઈ વખત અદૃશ્યમાન ધર્મિગત પણ હોય છે. દાખલા તરીકે કોઈ વાડ આદિની ઓથે અદૃશ્ય રહેલા ગાય અથવા ગવયના (જંગલી ગાયના) શીંગ દેખાય છે, ત્યારે જોનારને સંદેહ થાય છે કે આ શીંગડું ગાયનું હશે કે ગવયનું?

આ ઠેકાણે ધર્મી (ગાય આદિ) અદૃશ્ય છે અને શીંગડું એ સામાન્ય ધર્મ દૃશ્ય છે.

આ સૂત્રમાં દૃશ્યમાન ધર્મિગત સાધારણ ધર્મ ઊંચાઈ આદિ અનેક-ધર્મિગત છે એમ સ્પષ્ટ કરવામાં આવ્યું છે. ॥ ૧૮ ॥

હવે એક જ ધર્મીમાં રહેનારો ધર્મ સંશયનું કારણ કેવી રીતે બને છે તે બતાવે છે.

यथादृष्टमयथादृष्टत्वाच्च ॥ १९ ॥

પદાર્થ—(च) અને (यथादृष्टम्) જેવો પહેલાં જોયો હતો તેવો (अयथादृष्टत्वात्) જોવામાં ન આવતો હોવાથી એક જ ધર્મીમાં રહેલો ધર્મ સંશયનું કારણ બને છે.

ભાવાર્થ—ધારો કે, હરિ નામનો કોઈ માણસ છે, તેને પહેલાં જોયો હતો ત્યારે તેને માથે વાળ હતા, પણ જ્યારે ફરીથી તેને બીજી વખત જોયો ત્યારે તેને માથે વાળ ન હતા; હવે ત્રીજી વખત જ્યારે તેને જોયો ત્યારે તેનું માથું રૂમાલ આદિ કોઈ વસ્ત્રથી ઢંકાયેલું હતું, તે વખતે એ જ જોનારને સંદેહ

થાય છે કે આ હરિને માથે આ વખતે વાળ હશે કે નહિ? એટલે કે તે સકેશ છે કે નિકેશ?

આ ત્રણે વખતે હરિ તો એનો એ જ છે એટલે કે હરિત્વરૂપ ધર્મ એક જ ધર્મીમાં રહેલો છે અને તે ત્રણે વખતે અનુભવમાં આવેલો હરિત્વરૂપ સમાન ધર્મ છે અને તે જ સંશયનું કારણ બને છે. આમ એક જ ધર્મીમાં રહેલો સમાન ધર્મ પણ સંશયનું કારણ કોઈક વખતે બને છે. ॥ ૧૯ ॥

હવે અંદરના સંશયને એટલે માનસિક સંશયને સમજાવતું સૂત્ર લખે છે.

**विद्याऽविद्यातश्च संशयः ॥ २० ॥**

**પદાર્થ**—(च) અને (विद्याविद्यातः) ઉપલબ્ધિ અને અનુપલબ્ધિથી (संशय.) આંતર સંશય થાય છે.

**ભાવાર્થ**—જે સંશયનાં કારણો બહાર નહીં પણ આત્મામાં જ હોય તે સંશય આંતરિક અથવા માનસિક કહેવાય છે.

ઉદાહરણ—કોઈ ખગોળ-શાસ્ત્રીએ ગ્રહોના સંચારનું નિરૂપણ કરી અમુક દિવસે ચંદ્રગ્રહણ થશે અથવા અમુક માણસને અમુક ફળ મળશે; ગ્રહોના સંચારનું જ્ઞાન પોતાના આત્મામાં જ થાય છે. આ જ્ઞાનથી જે ગ્રહણ આદિ ફળ કહ્યું તે પ્રથમ સાચું પડ્યું, પણ બીજી વખત જ્યારે ફળ-કથન કર્યું ત્યારે ખોટું પડ્યું; હવે ત્રીજી વખત જ્યારે ગ્રહોના સંચારનું જ્ઞાન મેળવીને ફળનું કથન કરે છે, ત્યારે એ ખગોળશાસ્ત્રીને સંદેહ થાય છે કે આ વખતે જે ફળનું હું કથન કરું છું; તે સાચું પડશે કે ખોટું? આ સંશય આંતરિક સંશય કહેવાય છે; કારણ કે, ગ્રહસંચારનું જ્ઞાન બહાર નથી પણ આત્માની અંદર છે અને એ જ્ઞાન સંશયનું કારણ બને છે.

અથવા જ્ઞાન કોઈ વખતે સાચું ય હોય છે અને કોઈ વખતે ખોટું પણ હોય છે. સાચા જ્ઞાનને 'પ્રમા' કહેવામાં આવે છે અને ખોટા જ્ઞાનને 'અપ્રમા' કહેવામાં આવે છે. એટલે કોઈપણ વિચારક માણસને અમુક ગણતરીએ જે જ્ઞાન ઉત્પન્ન થાય તે જ્ઞાન સાચું હશે કે ખોટું? એવો સંદેહ તેને કોઈકવાર સાધારણ ધર્મને કારણે થવો સંભવિત છે.

જ્ઞાન એ આત્માની અંદરની વસ્તુ છે, જ્યારે એ જ્ઞાન જે સંશયનું કારણ બને તે સંશય આંતરિક, આત્મિક અથવા માનસિક કહેવાય છે. આ સંશયમા પણ સમાનધર્મ જ કારણ હોય છે. ॥ ૨૦ ॥

આ પ્રમાણે પરીક્ષાનુ પ્રથમ અગ જે સશય છે તેનું સ્વરૂપ અને લક્ષણ બતાવવામા આવ્યુ, હવે શબ્દની પરીક્ષા શરૂ કરે છે

**श्रोत्रग्रहणो योऽर्थ स शब्द ॥ २१ ॥**

**પદાર્થ**—( य ) જે ( अथ ) અર્થ ( श्रोत्रग्रहण ) શ્રોત્ર ઇન્દ્રિયથી ગ્રહાય છે ( स ) તે ( शब्द ) શબ્દ છે

**ભાવાર્થ**—શ્રોત્ર એટલે કર્ણ–ઇન્દ્રિય કર્ણ–ઇન્દ્રિયથી જેનુ ગ્રહણ થાય છે અર્થાત્ કર્ણથી ( કાનથી ) જે સભળાય છે તે જ અર્થ શબ્દ છે આ સૂત્રમા જે અર્થ શબ્દ મૂકેલો છે તે 'ધર્મી' તરીકે શબ્દને સૂચવે છે શબ્દત્વ, તારત્વ, મદત્વ અને સત્વ વગેરે ધર્મો છે અને તે શબ્દમા રહે છે માટે શબ્દ 'ધર્મી' કહેવાય છે ધર્મ જેમા રહે તે ધર્મી

જેમ શબ્દનુ ગ્રહણ શ્રોત્ર–ઇન્દ્રિયથી થાય છે તેમ તેમા રહેલા શબ્દત્વ, તારત્વ આદિ ધર્મોનુ ગ્રહણ પણ શ્રોત્ર–ઇન્દ્રિયથી જ થાય છે, છતા તે શબ્દ નથી કારણ કે, તે બધા તો તેના ( શબ્દના ) ધર્મો છે, ધર્મી નહિ

સ્ફોટ નામક શબ્દની સમજ આ પ્રમાણે છે 'ગાય ગ્, આ, ય્ અને અ આ ચાર વર્ણોનો સમુદાય છે દરેક વર્ણ કાનથી સભળાય છે માટે ચારેય વર્ણો શબ્દો છે ચાર શબ્દોને એક શબ્દ કેમ કહી શકાય? માટે એ વર્ણો અભિવ્યજક છે અને તેનાથી સ્ફોટ નામક એક શબ્દ અભિવ્યક્ત થાય છે એનાથી ગાયરૂપ અર્થ સમજાય છે स्फुटत्यर्थो येन स स्फोट । આ સ્ફોટ શબ્દનુ ગ્રહણ શ્રોત્ર ઇન્દ્રિયથી નહી પણ બુદ્ધિથી થાય છે

વળી સ્ફોટ નામક શબ્દ માનવાનુ બીજુ કારણ એ છે કે 'ગાય' આ ઉપર કહ્યા પ્રમાણે ચાર વર્ણો છે અને તે ક્રમથી ઉત્પન્ન થાય છે અને ક્રમથી નાશ પામે છે એ વર્ણો ક્ષણિક હોવાથી કોઈ પણ વખત ભેગા તો થઈ શકે જ નહી તો પછી 'ગાય' રૂપ અર્થ શાથી સમજવો? શુ એકના ગ્ થી કે એકના ય્ થી એ અર્થ સમજવો? જો એમ હોય તો એક જ વર્ણ ઉચ્ચારવો પૂરતો છે બીજા વર્ણો શા માટે ઉચ્ચારવા? આ કારણથી પણ વર્ણોથી અભિવ્યગ્ય થતો અને બુદ્ધિથી ગ્રાહ્ય થતો સ્ફોટ નામક શબ્દ માનવો જોઇએ

વૈશેષિક દર્શનના નિષ્ણાતો ઉપરની શકાનો એવો ઉત્તર આપે છે કે, શબ્દથી જે અર્થ સમજાય છે તે તો સકેતથી સમજાય છે સકેત એટલે 'અમુક શબ્દથી અમુક અર્થ સમજવો' સકેત એ જ શબ્દની શક્તિ અથવા શબ્દ અને અર્થનો સબધ આ ઉપરથી સમજી શકાશે કે, અર્થનુ જ્ઞાન શબ્દના સકેતથી અથવા સબધથી થાય છે સ્ફોટ નામક કોઈ બીજા શબ્દથી

નહિ. જેને સંકેતની ખબર નથી તે તો શબ્દ સાંભળે તોપણ અર્થ સમજી શકે નહિ.

'ગાય' આ એક જ શબ્દ છે, એવો વ્યવહાર તો ગૌણ છે. મુખ્ય એકત્વ તો એક વર્ણમાં જ રહેલું છે. માટે સ્ફોટનામક કોઈ જુદો શબ્દ નથી.

સૂત્રકાર મહામુનિ કણાદે સ્ફોટ શબ્દનું ખંડન કરવા કોઇ સૂત્ર લખ્યું નથી, છતાં 'श्रोत्रग्रहण' આ શબ્દથી જ ઉપર પ્રમાણે તેનું ખંડન સૂચિત થાય છે. જે કાનથી સાંભળી શકાય છે તે જ શબ્દ છે. આ શબ્દનું લક્ષણ છે. ॥ ૨૧ ॥

હવે શબ્દ આકાશનો ગુણ છે કે નહિ? આવો સંશય થાય છે. આવો સંશય શાથી થાય છે, તેનો વિચાર આગળ સમજાવવામાં આવેલાં સંશયનાં કારણો પ્રમાણે કરવો જોઇએ.

પ્રથમ આટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે, શબ્દત્વ કેવળ શબ્દમાં જ રહે છે અને શબ્દત્વનો અભાવ શબ્દ સિવાય બધા પદાર્થોમાં રહે છે. વળી શબ્દ કારણથી ઉત્પન્ન થાય છે માટે તેમાં કારણવત્તા છે અને સત્તારૂપ પરમસામાન્ય પણ છે.

આટલું ધ્યાનમાં રાખવાથી આ નીચેના સૂત્રનો અર્થ બરાબર સમજી શકાશે.

**तुल्यजातीयेष्वर्थान्तरभूतेषु विशेषस्य उभयथा दृष्टत्वात् ॥ २२ ॥**

પદાર્થ—(तुल्यजातीयेषु) શબ્દના તુલ્યજાતીય ગુણો છે માટે ગુણોમાં (अर्थान्तरभूतेषु) શબ્દના અતુલ્યજાતીય દ્રવ્યાદિ પદાર્થો છે માટે વિજાતીયરૂપ દ્રવ્યાદિમાં (विशेषस्य) શબ્દત્વના અભાવનું (उभयथा) બંને રીતે (दृष्टत्वात्) જ્ઞાન થતું હોવાથી.

ભાવાર્થ—સિદ્ધાંતની દૃષ્ટિએ શબ્દ ગુણ છે, માટે શબ્દ સિવાય રૂપ, રસ આદિ ગુણો શબ્દના સજાતીય અર્થો છે. દ્રવ્ય, કર્મ, સામાન્ય, વિશેષ અને સમવાય આ શબ્દના વિજાતીય અર્થો છે, કારણ કે એ ગુણસ્વરૂપે નથી.

શબ્દત્વ કેવળ શબ્દમાં જ રહે છે માટે તે અસાધારણ ધર્મ કહેવાય છે, પણ શબ્દત્વનો અભાવ સજાતીયસ્વરૂપ રસ, ગંધ, રૂપ આદિ ગુણોમાં પણ છે અને વિજાતીયસ્વરૂપ દ્રવ્ય, ગુણ અને કર્મમાં પણ છે. આ શબ્દત્વના અભાવને 'વ્યાવૃત્તિ' ધર્મ કહેવામાં આવે છે. અભાવ અને વ્યાવૃત્તિ બન્ને સમાનાર્થક છે.

આ વ્યાવૃત્તિ રૂપ ધર્મ સજાતીય અને વિજાતીય બન્ને અર્થમાં રહેતો હોવાથી સમાનધર્મ કહેવાય છે. શબ્દત્વનો અભાવ અથવા શબ્દત્વની વ્યાવૃત્તિ સમાન ધર્મ હોવાથી અને તે સજાતીય અને વિજાતીય અર્થોમાં રહેતો હોવાથી શબ્દવિષયક–સંદેહ થાય છે કે, શબ્દ ગુણ છે, દ્રવ્ય છે કે કર્મ છે? આમ શબ્દના સંબંધમાં ત્રણ કોટિઓ ઊભી થાય છે, શબ્દત્વના અભાવને જ સૂત્રમાં 'વિશેષ' તરીકે સમાનધર્મ ઓળખાવ્યો છે.

સામાન્ય, વિશેષ અને સમવાય આ ત્રણે પદાર્થો શબ્દના સંશયની કોટિમાં આવી શકતા નથી કારણ કે, સામાન્ય આદિ ત્રણેય પદાર્થમાં કારણવત્તા નથી. અર્થાત્ કારણથી એ ઉત્પન્ન થતા નથી, કારણ કે, એ ત્રણેય પદાર્થો નિત્ય છે, વળી સામાન્યાદિમાં સત્તા પણ નથી.

આ રીતે શબ્દને લગતો સંશય ત્રિકોટિક–સંશય કહેવાય છે, માટે નિર્ણય કરવો જોઈએ કે, શબ્દ ગુણ છે, દ્રવ્ય છે, કે કર્મ છે? ॥ ૨૨ ॥

હવે દ્રવ્યત્વકોટિક સંશયનું નિવારણ કરે છે અર્થાત્ શબ્દ દ્રવ્ય નથી એ આ સૂત્રમાં કારણ આપી સમજાવે છે.

**एकद्रव्यत्वान्न द्रव्यम् ॥ २३ ॥**

**પદાર્થ**—(एकद्रव्यत्वात्) શબ્દમાં એકદ્રવ્યત્વ હોવાથી (द्रव्यम्) શબ્દ દ્રવ્ય (न) નથી.

**ભાવાર્થ**—એકદ્રવ્ય=જેનું એક જ દ્રવ્ય સમવાયિ કારણ હોય તે એક-દ્રવ્ય. શબ્દ એકદ્રવ્ય છે એટલે કે શબ્દનું સમવાયિ કારણ એક જ દ્રવ્ય છે.

કોઈપણ કાર્યદ્રવ્યનું એક જ દ્રવ્ય સમવાયિ કારણ હોતુ નથી, બે સમવાયિ કારણમાંથી જ એક કાર્યદ્રવ્ય બને છે

પરમાણુરૂપ દ્રવ્ય એક જ છે પણ તેનું કોઈ સમવાયિ કારણ હોતું નથી કારણ કે, તે તો નિત્ય છે.

કોઈ પણ કાર્યદ્રવ્ય એક જ દ્રવ્યમાંથી ઉત્પન્ન થતુ નથી, જ્યારે શબ્દ એક જ દ્રવ્યમાથી ઉત્પન્ન થાય છે, આ વૈધર્મ્યને લીધે શબ્દને દ્રવ્ય કહી શકાય નહિ. દ્વયણુક એ સૃષ્ટિનુ પ્રથમ કાર્યદ્રવ્ય કહી શકાય, એ કાર્યદ્રવ્યનાં સમવાયિ કારણ તપાસશો તો એક કરતાં વધારે જ જણાશે.

આ સૂત્ર પ્રમાણે 'જગત્ માત્ર એક બ્રહ્મમાંથી ઉત્પન્ન થયું છે.' એ ખોટું ઠરે છે, એટલે જગતનું સમવાયિ કારણ=ઉપાદાન કારણ એક જ બ્રહ્મ છે એ કથન આ સૂત્રાનુસાર ઠીક નથી. ॥ ૨૩ ॥

શબ્દ જેમ દ્રવ્ય નથી તે કર્મ=ક્રિયા પણ નથી તે કારણ સાથે આ સૂત્રમા સમજાવે છે

**नापि कर्माचाक्षुपत्वात् ॥ २४ ॥**

**પદાર્થ**—(कर्म अपि न) શબ્દ કર્મ પણ નથી (अचाक्षुपत्वात्) કારણ કે શબ્દ આખથી દેખાતો નથી

**ભાવાર્થ**—શબ્દનુ સમવાયિ કારણ એક જ દ્રવ્ય છે તેથી ભલે શબ્દ દ્રવ્ય ન હોય, પણ કર્મ અર્થાત્ ક્રિયા એ તો એક જ દ્રવ્યમાથી ઉત્પન્ન થાય છે એટલે કે, ક્રિયાનુ સમવાયિ કારણ એક જ દ્રવ્ય છે માટે શબ્દ કર્મ છે એમ માનવુ જોઇએ જેમ શબ્દનુ સમવાયિકારણ એક દ્રવ્ય છે તેમ કર્મ (ક્રિયા)નુ સમવાયિકારણ પણ એક જ દ્રવ્ય છે આ સમાનતાને લીધે શબ્દ કર્મ છે એમ જણાય છે

આ શકાનુ સમાધાન આ સૂત્રમા આ પ્રમાણે છે કે, શબ્દ કર્મ નથી, કારણ કે શબ્દ ચાક્ષુષ જ્ઞાનનો વિષય નથી અર્થાત્ શબ્દ આખથી દેખાતો નથી, જ્યારે કર્મ તો આખથી દેખાતા દ્રવ્યોમા પ્રત્યક્ષ થાય છે રેલ્વે ગાડી દોડતી હોય છે ત્યારે તેની ગતિ પણ આખથી પ્રત્યક્ષ થાય છે

આખથી પ્રત્યક્ષ થતા દ્રવ્યમા ઉત્પન્ન થતો શબ્દ શુ આખથી સભળાય છે? નહી જ એ તો કાનથી સાભળી શકાશે દોડતી ગાડીમા જેમ ગતિ આખથી જોઇ શકાય છે તેમ આખથી શબ્દ સાભળી શકાતો નથી માટે શબ્દ કર્મ નથી આ ઉપરથી આ પ્રમાણે નિયમ બાધ્યો છે કે, शब्दत्व न कर्मवृत्ति चाक्षुपप्रत्यक्षावृत्तिजातित्वात् શબ્દત્વ જાતિ કર્મમા નથી કારણ કે, એ જાતિ ચાક્ષુષ પ્રત્યક્ષ જ્ઞાનનો વિષય બનતી નથી આથી સિદ્ધ થયુ કે શબ્દ કર્મ પણ નથી ॥ ૨૪ ॥

જેમ કર્મ ક્ષણિક છે તેમ શબ્દ પણ ક્ષણિક છે આ સાધર્મ્યથી શુ શબ્દ કર્મ ન માની શકાય? આનો ઉત્તર આ સૂત્રમા છે

**गुणस्य सतोऽपवर्ग कर्मभि साधर्म्यम् ॥ २५ ॥**

**પદાર્થ**—(*गुणस्य सत*) શબ્દ ગુણ છે છતા (*अपवर्ग*) આશુતર–વિનાશ તેનો જલદી નાશ થવો એ (कर्मभि) કર્મ સાથે (साधर्म्यम्) સાધર્મ્ય છે

***ભાવાર્થ***—શબ્દનો આશુતર=જલદી નાશ થાય છે એટલે શબ્દ ક્ષણિક છે, અને કર્મ પણ ક્ષણિક છે એ વાત સાચી છે પણ એ રીતે જોતા જ્ઞાન, સુખ અને દુખ આદિ ગુણો પણ ક્ષણિક જ છે કેમકે ક્ષણિક હોવાથી શુ જ્ઞાનને કે સુખને કર્મ માની શકાશે? નહી જ ક્ષણિકત્વ તો માત્ર કર્મ સાથે શબ્દનુ સાધર્મ્ય છે એટલા સાધર્મ્યથી કઈ શબ્દ કર્મ બની જતો નથી.

कर्म कर्मसाध्य न विद्यते । ૧-૧-૧૧ સૂત્રમા જણાવ્યુ છે કે, કર્મથી કર્મ ઉત્પન્ન થતુ નથી જ્યારે શબ્દથી શબ્દ ઉત્પન્ન થાય છે શબ્દમા કર્મથી આ વૈધર્મ્ય છે એ પણ ધ્યાનમા લેવુ જોઇએ

ગુણનુ લક્ષણ શબ્દમા ઘટતુ હોવાથી શબ્દને ગુણ જ માનવો ઘટે છે ॥ ૨૫ ॥

શબ્દ ગુણ છે એ તો સિદ્ધ થયુ હવે તે સબધી વિચાર એ કરવાનો છે કે, એને નિત્ય માનવો કે અનિત્ય ?

જો શબ્દને નિત્ય માનવામા આવે તો તે આકાશનુ કાર્ય નથી એ સિદ્ધ થાય છે અને આકાશનુ કાર્ય શબ્દ ન હોય તો શબ્દ આકાશને જણાવી શકે જ નહિ, કારણ કે, કાર્યથી જ કારણનુ અનુમાન થાય છે

શબ્દને નિત્ય માનનારાઓ પણ છે તેઓ એમ જણાવે છે કે શબ્દ નિત્ય છે, છતા તે નિત્ય સભળાતો નથી તેનુ કારણ એ છે કે, ઉચ્ચારણ એ શબ્દનુ વ્યજક છે એટલે જ્યારે ઉચ્ચારણ થાય ત્યારે શબ્દ સાભળી શકાય છે સયોગ, વિભાગ આદિ પણ શબ્દના વ્યજક છે માટે જ્યારે બે અર્થો પરસ્પર અથડાય ત્યારે જ શબ્દ અભિવ્યક્ત થાય છે

એ નિત્યતા પક્ષની સામે સૂત્રકારે આ સૂત્ર લખ્યુ છે

**सतो लिङ्गाभावात् ॥ २६ ॥**

પદાર્થ—(सत) વિદ્યમાનનુ (लिङ्गाभावात्) અનુમાન આદિ કોઈ પ્રમાણાન્તર નથી

**ભાવાર્થ**—ઉચ્ચારણ પહેલા અથવા ઉચ્ચારણ પછી જો શબ્દ વિદ્યમાન રહેતો હોય તો તેનુ અસ્તિત્વ છે એવુ જણાવનાર કોઈ પ્રમાણ તો હોવુ જ જોઇએ ને ? અધકારમા પડેલો ઘડો આખથી જોઈ શકાતો નથી છતા તે વિદ્યમાન છે એમ માની શકાય છે કારણ કે એનો સ્પર્શ થાય છે

પણ ઉચ્ચારણ પહેલા વિદ્યમાન મનાતા શબ્દનુ કોઈપણ પ્રમાણથી જ્ઞાન થતુ નથી માટે માનવુ જોઇએ કે ઉચ્ચારણ પહેલા શબ્દ નથી સયોગ વિભાગ થયા પહેલા પણ શબ્દ નથી માટે ઉચ્ચારણથી શબ્દ અભિવ્યક્ત થતો નથી પણ ઉત્પન્ન થાય છે અને તેથી શબ્દ આકાશનુ કાર્ય છે એમ માનવુ જ રહ્યુ ॥ ૨૬ ॥

આ એક બીજી યુક્તિ છે જેથી જણાય છે કે શબ્દ વ્યગ્ય નથી

**नित्यवैधर्म्यात् ॥ २७ ॥**

**પદાર્થ**—(नित्यवैधर्म्यात्) નિત્ય સાથે શબ્દનુ વૈધર્મ્ય હોવાથી

**ભાવાર્થ**—ચૈત્ર, અથવા ભદ્રસેન નામનો કોઇપણ માણસ અદૃશ્ય રહી બોલતો હોય અને તેને આપણે જોઈ શકતા ન હોઇએ ત્યારે પણ આપણે પરિચિત અવાજથી જાણી શકીએ છીએ કે ચૈત્ર અથવા ભદ્રસેન બોલે છે.

આ ઠેકાણે વિચારવાનું એ છે કે, શબ્દ કે, જે વ્યંગ્ય છે તે તો સાંભળી શકાય છે અને એ સંભળાતા વ્યંગ્ય શબ્દ દ્વારા જ વ્યંજક ઉચ્ચારણનું અનુમાન થાય છે.

વ્યંગ્યથી વ્યંજકનું અનુમાન કરવું એ જ નિત્યનું વૈધર્મ્ય છે. વ્યંગ્યથી વ્યંજકનું અનુમાન ન થઈ શકે. ઘડો એ વ્યંગ્ય છે અને પ્રકાશ એનો અભિવ્યંજક છે. શું ઘડાથી પ્રકાશનું અનુમાન કોઈ પણ દિવસ થઈ શકે? નહીં જ. તે જ પ્રમાણે જો શબ્દ વ્યંગ્ય હોત તો તેનાથી અદૃશ્ય રહેલા બોલનાર માણસનું અનુમાન ન થઈ શકે. આ ઉપરથી સમજવું જોઇએ કે શબ્દ વ્યંગ્ય નથી પણ કાર્ય અર્થાત્ જન્ય છે. ॥ ૨૭ ॥

હવે સૂત્રકાર કારણ આપી 'શબ્દ અનિત્ય છે' એવી પ્રતિજ્ઞા કરે છે.

**अनित्यश्चायं कारणतः ॥ २८ ॥**

**પદાર્થ**—(च) અને (अयम्) આ શબ્દ (कारणतः) કારણવાળો હોવાથી (अनित्य.) અનિત્ય છે.

**ભાવાર્થ**—શબ્દનું અસ્તિત્વ કારણને લીધે છે. જેનું અસ્તિત્વ કારણને લીધે હોય તે અનિત્ય હોય છે. જેમકે—શરીરનું અસ્તિત્વ કારણને લીધે છે. જઠર, હૃદય, ફેફસાં અને મગજ વગેરે અવયવો છે તો શરીર છે, જો એ અવયવો ન હોય તો શરીર પણ ન હોય; માટે શરીર જેમ અનિત્ય છે તેમ કારણોને લીધે શબ્દ પણ અનિત્ય છે. શબ્દની પાછળ કયાં કારણો છે તે આગળ જણાવવામાં આવશે. સમવાયિકારણ (ઉપાદાન કારણ) આકાશ છે એ તો પહેલાં જણાવ્યું જ છે. નિમિત્ત કારણો સૂત્ર ૩૧ માં જણાવવામા આવશે. શાસ્ત્રીય પદ્ધતિ પ્રમાણે પ્રતિજ્ઞા આદિ અવયવ વાક્યોનો પ્રયોગ આ પ્રમાણે થઈ શકે છે.

'शब्द, अनित्यः, कारणवत्त्वात्'

શબ્દ અનિત્ય છે. આ પ્રતિજ્ઞા વાક્ય કહેવાય છે અને 'કારણવત્ત્વ હોવાથી, આ હેતુદર્શક વાક્ય કહેવાય છે. પ્રતિજ્ઞા વાક્યમાં પક્ષનો નિર્દેશ હોય છે અને તેમાં હેતુનું અસ્તિત્વ હોય છે. ॥ ૨૮ ॥

હવે ઉપર આપેલા હેતુમાં શંકા ઊભી કરે છે અને તેનું સમાધાન પણ કરે છે.

न चासिद्ध विकारात् ॥ २६ ॥

**પદાર્થ**—(च) અને (असिद्धम् न) આપેલો હેતુ અસિદ્ધ–હેત્વાભાસ નથી (विकारात्) કારણ કે શબ્દમા વિકાર હોવાથી

**ભાવાર્થ**—શબ્દ અનિત્ય હોવામા જે કારણુવત્ત્વ હેતુ તરીકે બતાવવામા આવ્યુ છે તે અસિદ્ધ નથી, અર્થાત્ કારણવત્ત્વ શબ્દમા નથી એમ ન સમજવુ કારણ કે, શબ્દમા વિકાર છે એટલે કોઈ તીવ્ર હોય કોઈ મદ હોય છે જે મોટેથી બોલાય તે 'તીવ્ર' અને જે ધીમેથી બોલાય તે મદ આ તીવ્રત્વ આદિ ધર્મો શબ્દમા વિકાર છે જેમા વિકાર હોય તે ચોક્કસ અનિત્ય હોય છે માટે 'કારણુવત્ત્વ' હેતુ અસિદ્ધ હેત્વાભાસ નથી ॥ ૨૬ ॥

પૂર્વપક્ષ તરફથી શકા કરવામા આવે છે કે જેને તમે શબ્દના કારણ સમજો છો, તે જો શબ્દના અભિવ્યજક હોય તો શુ આપેલો હેતુ અસિદ્ધ ન થાય? અભિવ્યજક વિદ્યમાન વસ્તુને જ પ્રકટ કરે છે શબ્દ તીવ્ર કે મદ હોતો નથી પણ અભિઘાતના પ્રમાણમા વાયુ જ તીવ્ર અને મદ થાય છે આ શકાનુ સમાધાન આ સૂત્રમા છે

अभिव्यक्तो दोषात् ॥ ३० ॥

**પદાર્થ**—(अभिव्यक्तौ) અભિવ્યક્તિ માનવામા (दोषात्) દોષ આવતો હોવાથી શબ્દની ઉત્પત્તિ જ માનવી જોઇએ

**ભાવાર્થ**—અભિવ્યક્તિનો આ નિયમ જણાય છે કે જે વસ્તુઓ એક જ આશ્રયમા કોઈ આવરણથી ઢકાઇને પડી હોય તો તે આવરણ કોઈ પણ અભિવ્યજકથી દૂર થાય તો એક સાથે જ એ વસ્તુઓ જોઈ શકાય છે

જેમકે — અધારામા એક જ ઠેકાણે દસ પદર વસ્તુઓ પડી છે તે બધી ચક્ષુ ઇદ્રિયથી જોઈ શકાય એવી છે પણ અધાર એના ઉપર આવરણ થઈ પડ્યુ છે માટે તે દેખાતી નથી, હવે જો પ્રકાશ રૂપ અભિવ્યજક આવે અને અધારાને દૂર કરી દે તો બધી જ વસ્તુઓ એક સાથે જોઈ શકાય છે તેમ જો શબ્દ ઉપરથી આવરણ કોઈ પણ અભિવ્યજકથી દૂર થઈ જાય તો એક સાથે જ બધા વર્ણો શબ્દો અને અર્થોને સભળાવા જોઇએ, પણ એમ થતુ નથી માટે શબ્દ વ્યગ્ય નથી પણ જન્ય છે

જો વર્ણદીઠ અને શબ્દદીઠ જુદા જુદા અભિવ્યજકો માનવામા આવે તો ઠીક નથી

શુ દસ વસ્તુઓ ઉપરથી અધકાર દૂર કરવા દસ પ્રકાશો જોઇએ?

શબ્દને વ્યગ્ય માનવામા આ દોષ છે માટે શબ્દને 'જન્ય' જ માનવો જોઇએ કારણ તો જન્ય વસ્તુને ક્રમથી જ ઉત્પન્ન કરે છે ॥ ૩૦ ॥

હવે શબ્દ ઉત્પન્ન થવામા જે અસમવાયિ કારણ અને નિમિત્ત કારણ છે, તે બતાવે છે

**संयोगाद्विभागाच्च शब्दाच्च शब्दनिष्पत्तिः ॥ ૩૧ ॥**

**પદાર્થ**—(संयोगात्) સયોગથી (च) અને (विभागात्) વિભાગથી (शब्द निष्पत्ति) શબ્દની ઉત્પત્તિ થાય છે

**ભાવાર્થ**—બે કે વધારે વસ્તુના સયોગથી=આઘાતથી શબ્દ ઉત્પન્ન થાય છે ઢોલ ઉપર દાડીનો જોરથી સયોગ થાય ત્યારે શબ્દ ઉત્પન્ન થાય છે અહી ઢોલ અને દાડીનો સયોગ એ શબ્દની ઉત્પત્તિનુ નિમિત્ત કારણ છે, અને ઢોલ તથા આકાશનો સયોગ એ શબ્દની ઉત્પત્તિનુ અસમવાયિ કારણ છે

કોઈ વસ્તુ જ્યારે ફાટે છે ત્યારે પણ શબ્દ પેદા થાય છે વાસ જ્યારે ફાટે છે ત્યારે તેની બે ખપાટનો વિભાગ થાય છે આ બે ખપાટનો વિભાગ શબ્દ થવાનુ નિમિત્ત કારણ છે અને ખપાટ તથા આકાશનો વિભાગ એ શબ્દનુ અસમવાયિકારણ છે આકાશ શબ્દનુ સમવાયિકારણ છે

શબ્દથી પણ શબ્દ ઉત્પન્ન થાય છે પ્રથમ શબ્દ સયોગ આદિથી થાય છે અને પછી સમુદ્રના પાણીમા ઉઠતા તરગો પેઠે ચારે દિશામા શબ્દથી શબ્દો થયા કરે છે એ શબ્દ જ્યારે શ્રોતાના કાનમા પેદા થાય છે ત્યારે શબ્દ સાભળી શકાય છે

શબ્દ अ, क આદિ વર્ણાત્મક હોય છે અને ધ્વન્યાત્મક પણ હોય છે ધ્વનિમા કેવળ અવાજ જ સભળાય છે આ પ્રમાણે સયોગ અને વિભાગ શબ્દની ઉત્પત્તિ કરે છે, અભિવ્યક્તિ નહિ ॥ ૩૧ ॥

શબ્દ અનિત્ય હોવામા બીજો હેતુ આપે છે

**लिङ्गाच्चानित्यः शब्द ॥ ૩૨ ॥**

**પદાર્થ**—(च) અને (लिङ्गात्) ઉત્પત્તિરૂપ કારણાન્તરથી (शब्द) શબ્દ (अनित्य) અનિત્ય છે

**ભાવાર્થ**—વર્ણાત્મક શબ્દ અનિત્ય છે એટલે કે, क, च, ग, वि૩, दव, આકાશ અને આત્મા આદિ શબ્દ માત્ર અનિત્ય છે અવયવોનો પ્રયોગ આ પ્રમાણે છે कएतन शब्द अनित्य, च तिनव सात श्रोत्रग्राह्यत्वात्। વર્ણાત્મક શબ્દ અનિત્ય છે, જાતિવાળો હોવા ઉપરાત શ્રોત્રગ્રાહ્ય હોવાથી ઉદાહરણ તરીકે

प्रथमाशब्दात् ॥ ३४ ॥

પદાર્થ—(प्रथमाशब्दात्) પ્રથમા શબ્દનો પ્રયોગ અભ્યાસસૂચક હોવાથી.

ભાવાર્થ—યજ્ઞમાં અગ્નિને પ્રદીપ્ત કરવાના મંત્રને 'સામિધેની' કહેવામાં આવે છે. ઋગ્વેદમાં અગ્યાર 'સામિધેની' મંત્રો આપ્યા છે. યાજ્ઞિક લોકો યજ્ઞમાં અગ્નિ પ્રદીપ્ત કરવા માટે તેનું ઉચ્ચારણ કરે છે. મંત્રો આ પ્રમાણે છે.

प्र वो वाजा अभिद्यवो । हविष्मन्तो घृताच्या ।
देवाञ्जिगाति सुम्नयुः ॥ १ ॥
ईळे अग्निं विपश्चितं गिरा यज्ञस्य साधनम् ।
श्रुष्टीवानं धितावानम् ॥ २ ॥
अग्ने शकेम ते वयं यमं देवस्य वाजिनः ।
अति द्वेषांसि तरेम ॥ ३ ॥
समिध्यमानो अध्वरेऽग्निः पावक ईड्यः ।
शोचिष्केश तमीमहे ॥ ४ ॥
पृथुपाजा अमर्त्यो घृतनिर्णिक् स्वाहुतः ।
अग्निर्यज्ञस्य हव्यवाट् ॥ ५ ॥
तं सबाधो यतस्रुच इत्था धिया यज्ञवन्तः ।
आ चक्रुरग्निमूतये ॥ ६ ॥
होता देवो अमर्त्यः पुरस्तादेति मायया ।
विदथानि प्रचोदयन् ॥ ७ ॥
वाजी वाजेषु धीयतेऽध्वरेषु प्रणीयते ।
विप्रो यज्ञस्य साधनः ॥ ८ ॥
धिया चक्रे वरेण्यो भूतानां गर्भमादधे ।
दक्षस्य पितरं तना ॥ ९ ॥
नि त्वा दधे वरेण्यं दक्षस्येळा सहस्कृत ।
अग्ने सुदीतिं उशिजम् ॥ १० ॥
अग्निं यन्तुरमप्तुरं ऋतस्य योगे वनुषः ।
विप्रा वाजैः समिन्धते ॥ ११ ॥

ઋ. મ. ૩. સૂ. ૨૭, ૧-૧૧

આ મંત્રોના ઉલ્લેખ સંબંધમાં આર્યમુનિ-કૃત વૈશેષિકાર્યભાષ્ય જોવું.

આ અગ્યાર સામિધેની ઋચાઓ કહેવામાં આવે છે. त्रिः प्रथमामन्वाह त्रिरुत्तमाम् ॥ ऐत. ब्रा. ૨-૨.

ઐતરેય બ્રાહ્મણમાં લખ્યું છે કે અગ્યાર સામિધેનીમાંથી પ્રથમા (પહેલી) સામિધેનીને ત્રણ વખત બોલવી અને ઉત્તમા (છેલ્લી) સામિધેનીને પણ ત્રણ વખત બોલવી એટલે પંદર ઋચાઓ થઈ જશે.

હવે જો આ ઋચાઓ સ્થિર હોય તો જ તેનું ત્રણ ત્રણ વખત ઉચ્ચારણ થઈ શકે, નહીં તો નહિ.. માટે ઋચાઓની સ્થિરતા સ્વીકારવી જોઇએ અને સ્થિર રહેલી ઋચાઓનો નાશ થવાનું કોઈ કારણ નથી માટે તે નિત્ય છે એમ માનવું જ જોઇએ. ॥ ૩૪ ॥

શબ્દ નિત્ય હોવા માટે હજી એક વધારાનો હેતુ આપે છે.

**सम्प्रतिपत्तिभावाच्च** ॥ ૩૫ ॥

**પદાર્થ**—(च) અને (सम्प्रतिपत्तिभावात्) શબ્દની પ્રત્યભિજ્ઞા થતી હોવાથી શબ્દ નિત્ય છે.

**ભાવાર્થ**—પ્રત્યભિજ્ઞા એટલે કોઈ અર્થને પહેલાં જોયો હોય, સ્પર્શ્યો અથવા સાંભળ્યો હોય તેનું બીજે વખતે ઓળખાણ થવું તેનું નામ પ્રત્યભિજ્ઞા. જેમકે:—'આ માણસ તે જ છે કે, જેને મેં પહેલાં સુરતમાં જોયો હતો.' આ વાક્ય પ્રત્યભિજ્ઞા બોધક છે.

ગોવિંદે જે શ્લોક કાલે કહ્યો હતો તે જ આજે કહે છે, આ પણ શ્લોકનું પ્રત્યભિજ્ઞાન કહેવાય છે.

જે મંત્ર તું પોર બોલ્યો હતો તે જ મંત્ર તું આજે બોલે છે. અહીં પણ મંત્રનું પ્રત્યભિજ્ઞાન થાય છે.

જેટલું ઊનું દૂધ કાલે હતું તેટલું ઊનું દૂધ આજે પણ છે. અહીં દૂધના ઉષ્ણ સ્પર્શનું પ્રત્યભિજ્ઞાન થાય છે.

પૂર્વપક્ષવાદી એમ માનતો જણાય છે કે, જેનું પ્રત્યભિજ્ઞાન થાય તે સ્થિર હોવું જોઇએ. શબ્દનું પ્રત્યભિજ્ઞાન થાય છે માટે તે સ્થિર છે, અને અનાદિ કાળથી મંત્રો બોલાતા આવ્યા છે અને આજે પણ એ જ મંત્રો બોલાય છે. માટે તે નિત્ય છે. રામ નામના માણસને મેં ગયે વરસે સુરતમાં જોયો હતો તેને જ હુ અત્યારે અહીં અમદાવાદમાં જોઉં છું. અહીં જો રામ નામનો માણસ સ્થિર ન હોય તો તેનું પ્રત્યભિજ્ઞાન શી રીતે થાય? માટે જેનું પ્રત્યભિ-

જ્ઞાન થાય તે સ્થિર છે એમ સમજવું શબ્દનું પ્રત્યભિજ્ઞાન થાય છે માટે 
પણ સ્થિર–(નિત્ય) છે એમ ચોક્કસ સમજવું સ્થિર શબ્દના વિનાશનું કારણ જણાતુ ન હોવાથી શબ્દને નિત્ય માનવો જોઈએ ॥ ૩૫ ॥

શબ્દના નિત્યત્વ–સાધક જે હેતુઓ આગળ બતાવ્યા છે તે બધા હેત્વાભાસ છે એ આ સૂત્રમા સૂત્રકાર જણાવે છે

**सन्दिग्धा· सति वहुत्वे ॥ ३६ ॥**

**પદાર્થ**—(सति वहुत्वे) વર્ણો અનિત્ય અને બહુ હોવાથી (सन्दिग्धा) પૂર્વપક્ષ વાદીએ નિત્યત્વ–સાધક આપેલા હેતુઓ અનૈકાંતિક=હેત્વાભાસ છે

**ભાવાર્થ**—આ સૂત્રમા 'સંદિગ્ધ' પદ અનૈકાન્તિક અર્થમા પ્રયોજ્યુ છે અનૈકાન્તિકનો અર્થ એક પ્રકારનો હેત્વાભાસ છે

विरुद्धासिद्धसंदिग्धमलिङ्गं काश्यपोऽब्रवीत् ॥ કાશ્યપ એટલે કશ્યપવંશમા ઉત્પન્ન થયેલા મહામુનિ કણાદ તેઓએ 'જે હેતુ વિરુદ્ધ, અસિદ્ધ અને સંદિગ્ધ= અનૈકાન્તિક' હોય તેને હેત્વાભાસ કહ્યા છે અલિંગનો અર્થ હેત્વાભાસ થાય છે

(૧) પૂર્વપક્ષવાદીએ કહ્યું કે, શબ્દ નિત્ય હોય તો જ અધ્યાપન થઈ શકે, નહિ તો નહિ

આ વાત ઠીક નથી, શબ્દ અનિત્ય હોય તો પણ અધ્યાપન અને અધ્યયન થઈ શકે છે नृत्तमधीते 'નૃત્ય શીખે છે' અહી શું નૃત્યરૂપ કર્મ કોઇ સ્થિર–નિત્ય વસ્તુ છે? નહી જ, છતા નૃત્યરૂપ અનિત્ય કર્મનું શિક્ષણ અપાય છે અને તે શીખાય છે

(૨) શબ્દ અનિત્ય હોય તો પણ અભ્યાસ થઈ શકે છે પૂર્વપક્ષવાદીએ કહ્યું કે, ઋચા જો નિત્ય હોય તો જ તેનો ત્રણ વખત અભ્યાસ થઈ શકે 'त्रि प्रथमामन्वाह आ पण खोटुं छे द्विरनृत्यत् ते बे वखत नाच्यो नृत्यरूप કર્મ અનિત્ય હોવા છતા તેનો અભ્યાસ થાય છે यदेव नृत्यं परदर्शादिर्यमोऽपि तदेव कराति। જે નૃત્ય તે પોર કર્યું હતુ તે જ ઓણ પણ કરે છે શું અહીં નૃત્યરૂપ કર્મ કોઈ સ્થિર પદાર્થ છે? નહી જ કર્મ એટલે ક્રિયાને કોઈ સ્થિર કે નિત્ય માનતુ નથી જેમ અનિત્ય કર્મમા અધ્યાપન અને અભ્યાસ થાય છે તેમ અનિત્ય શબ્દ હોય તો પણ અધ્યાપન અને અભ્યાસ થઈ શકે છે માટે શબ્દ અનિત્ય છે

अ, क, ख, ग આદિ વર્ણો તથા राम, कृष्ण અને विष्णु આદિ શબ્દો એક નહિ પણ અનેક છે અર્થાત્ દરેક ઉચ્ચારણે એ જુદા જુદા જ ઉત્પન્ન થાય છે.

આ સૂત્રમા 'सति बहुत्वे' આ બે પદો છે, તે ૭૭ સૂત્રમા થી આર્યમુનિજીના ગ્રથમા જોડેલા છે અને આ સૂત્ર 'संदिग्धा' આટલુ જ રાખ્યુ છે, જ્યારે સસ્કૃતમાં ઉપસ્કાર કર્તાએ "संदिग्धा सति बहुत्वे" આવો પાઠ સ્વીકાર્યો છે. મે ઉપસ્કાર કર્તાને આધારે સૂત્ર પાઠ રાખ્યો છે 'सति बहुत्वे' નો અર્થ પણ આ સૂત્રમાં છે તે સમજી લકાશે ॥ ૩૬ ॥

'पञ्चाशद् वर्णा' 'अष्टाक्षरो मन्त्र' વર્ણ પચ્ચાસ છે આઠ અક્ષર-વાળો મત્ર છે. આ કથન ખોટુ પડે છે જો, વર્ણને અનિત્ય માનવામા આવે તો કારણ કે, પ્રતિ–ઉચ્ચારણે વર્ણ ભિન્ન હોવાથી વર્ણો અસખ્યાત થઈ જાય છે, માટે अ એક જ છે તેમ क આદિ વર્ણો પણ એક એક જ છે એમ માનવુ જોઈએ; આ શકાનુ સમાધાન આ સૂત્રમા કરવામા આવ્યુ છે

**संख्याभावः सामान्यतः ॥ ૩૭ ॥**

**પદાર્થ**—(सख्याभाव) સખ્યાનો સદ્ભાવ (सामान्यत) જાતિને લીધે છે

**ભાવાર્થ**—अ, क આદિ વર્ણો અનન્ત છે છતા પણ 'अ એક છે' 'क' એક છે, એમ જે કહેવામા આવે છે તે अत्व, कत्व આદિ જાતિના અભિપ્રાયને લીધે છે 'क' વ્યક્તિઓ અનત છે પણ તે બધામા 'कत्व' જાતિ એક છે એ પ્રમાણે બધા ય વર્ણોમા સમજવુ

पञ्चाशत् (પચ્ચાસ) પચ્ચાસના સમુદાયો અનત છે પણ 'पञ्चाशत्त्व' જાતિ સર્વમા એક જ છે त्रित्व જાતિ પણ 'અનત त्रि' (ત્રણ)ના સમુદાયમા એક જ છે આ કારણથી पञ्चाशद् वर्णा, अष्टाक्षरो मन्त्र, त्र्यक्षरो मन्त्र વગેરે બોલવામા આવે છે દ્રવ્ય, ગુણ કર્મ અવાન્તર ભેદોથી અનત હોઈ શકે છે પણ દ્રવ્યત્વ આદિ જાતિને લીધે નવ દ્રવ્ય, ચોવીસ ગુણ અને પાચ કર્મ કહેવામા આવે છે.

જો શબ્દ અથવા વર્ણ અનિત્ય ન હોય તો 'કોલાહલ શાન્ત થયો' 'ग ઉત્પન્ન થયો,' 'ग નાશ પામ્યો' વગેરે પ્રતીતિઓ કેવી રીતે થઈ શકે? જો કોઈ કહે કે ग ઉત્પન્ન થયો એમા ઉત્પન્ન થવુ એ વાયુનો ધર્મ છે, ग વર્ણનો નહિ, તો એનો ઉત્તર એ છે કે વાયુ એ કઈ કાનથી સાભળી શકાતો નથી, માટે 'ग ઉત્પન્ન થયો' એ ग વર્ણનો જ બોધ કરાવે છે

શુક (પોપટ) તથા માણસ જ્યારે વર્ણો બોલે છે ત્યારે તેમા ચોકખો

ભેદ જણાય છે. આ ભેદ વર્ણો અનન્ત અને અનિત્ય છે, એમ સિદ્ધ કરે છે. આ રીતે ધ્વનિ – અવાજ અને વર્ણ રૂપ શબ્દો અનિત્ય છે, એવું સૂત્રકારનું માનવું છે. ॥ ૩૭ ॥

इति गुर्जरभाषाभाष्ययुते वैशेषिकदर्शने द्वितीयाध्यायस्य द्वितीय माह्निकम् ॥



॥ ओ३म् ॥

# अथ तृतीयाध्याये प्रथम माह्निकम् ।

---

પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, કાળ અને દિશા એ બાહ્ય દ્રવ્ય કહેવાય છે. 'આત્મા' આન્તરદ્રવ્ય કહેવાય છે. બીજા અધ્યાયમાં બાહ્ય દ્રવ્યોની પરીક્ષા કરી છે. હવે ત્રીજા અધ્યાયમાં આન્તર દ્રવ્ય જે આત્મા છે તેની પરીક્ષા કરવાની છે, માટે તેની ભૂમિકા બાંધે છે.

प्रसिद्धा इन्द्रियार्थाः ॥ १ ॥

પદાર્થ—(इन्द्रियार्थाः) ઇંદ્રિયોના અર્થો (प्रसिद्धः) પ્રસિદ્ધ છે. અર્થાત્ જ્ઞાત છે=જાણીતા છે.

ભાવાર્થ—ગંધ, રસ, રૂપ, સ્પર્શ અને શબ્દ આ પાંચ ઇંદ્રિયોના અર્થો છે અને બાહ્ય એક એક ઇંદ્રિયથી ગૃહીત થાય છે. જેમકેઃ—ઘ્રાણ ઇંદ્રિયથી ગંધ, રસના ઇંદ્રિયથી રસ, ચક્ષુ ઇંદ્રિયથી રૂપ, ત્વક્ ઇંદ્રિયથી સ્પર્શ અને શ્રોત્ર ઇંદ્રિયથી શબ્દ અર્થનું ગ્રહણ થાય છે.

જે ઇંદ્રિયથી જે અર્થનું ગ્રહણ થાય તેજ ઇન્દ્રિયથી તે અર્થમાં રહેલા ધર્મનું પણ ગ્રહણ થાય છે. શ્રોત્ર ઇંદ્રિયથી શબ્દનું ગ્રહણ થાય છે માટે શબ્દમાં રહેલા શબ્દત્વનું ગ્રહણ પણ શ્રોત્ર ઇંદ્રિયથી જ થાય છે.

જે ઇન્દ્રિયથી જે અર્થનું ગ્રહણ થાય તે જ ઇન્દ્રિયથી તે અર્થના અભાવનું પણ ગ્રહણ થાય છે. જેમકેઃ—શ્રોત્ર ઇન્દ્રિયથી શબ્દનું ગ્રહણ થાય છે માટે શબ્દના અભાવનું ગ્રહણ (જ્ઞાન) પણ શ્રોત્ર ઇન્દ્રિયથી જ થાય છે.

આ સૂત્રમાં અર્થ પદથી ગંધ આદિ ધર્મી સ્વરૂપ અર્થ સમજવા ગન્ધત્વ-આદિ ધર્મો નહિ, તેમજ ગંધાભાવ રૂપ અભાવ-અર્થ નહિ.

श्रोत्रग्रहणो योऽर्थः स शब्दः । ૨-૨-૨૧. આ સૂત્રમાં જેમ શબ્દની પ્રસિદ્ધિ બતાવી છે તેમ બીજા અર્થોની પણ પ્રસિદ્ધિ સમજવી. જેમ કેઃ—

घ्राणग्रहणो योऽर्थः स गन्धः ॥
रसनग्रहणो योऽर्थः स रसः ॥
चक्षुर्मात्रग्रहणो योऽर्थः तद्रूपम् ॥
त्वगिन्द्रियमात्रग्रहणो योऽर्थः स स्पर्शः ॥

ચક્ષુ ઇન્દ્રિયથી રૂપવાળું દ્રવ્ય અને ત્વક્ ઇન્દ્રિયથી સ્પર્શવાળુ દ્રવ્ય પણ જણાય છે, માટે ચક્ષુ ઇન્દ્રિય અને ત્વક્ ઇંદ્રિય સાથે માત્ર પદ જોડ્યામા આવ્યુ છે જેથી અતિવ્યાપ્તિ દોષ લક્ષણમા આવી શકતો નથી, ગધનુ છેવટનુ લક્ષણ આ પ્રમાણે છે.

घ्राणग्रहणवृत्तिगुणत्वावान्तरजातिमत्वम् गन्धत्वम् ॥ ઘ્રાણથી જે અર્થનુ ગ્રહણ થાય છે તેમા રહેતી ગુણત્વની અવાન્તર જાતિ, એ જાતિવાળો જે અર્થ તેનુ નામ ગધ અવાન્તર જાતિ એટલે આ ઠેકાણે ગન્ધત્વ જાતિ સમજવી

આવુ લક્ષણ બાધવાથી અતીન્દ્રિય ગધનો પણ સમાવેશ થઈ જતો હોવાથી લક્ષણમા અવ્યાપ્તિ દોષ આવતો નથી એવીજ રીતે રસ આદિ અર્થના અંતિમ લક્ષણ સમજવા ॥ ૧ ॥

ઇંદ્રિયોના અર્થોની પ્રસિદ્ધિ=ઇંદ્રિયોના અર્થોનુ જ્ઞાન, પ્રસિદ્ધિ શબ્દ, જ્ઞાનના અર્થમા અહી વપરાયો છે આ પ્રસિદ્ધિ અર્થાત્ જ્ઞાન આત્માની સિદ્ધિનુ=લિગ (કારણ) છે, એ આ સૂત્રમા સમજાવે છે

**इन्द्रियार्थप्रसिद्धि रिन्द्रियार्थेभ्योऽर्थान्तरस्य हेतुः ॥ २ ॥**

**પદાર્થ**—(इन्द्रियार्थप्रसिद्धि) ઇંદ્રિયોના અર્થોની પ્રસિદ્ધિ=જ્ઞાન અથવા સાક્ષાત્કાર (इन्द्रियार्थेभ्य) ઇંદ્રિયો અને અર્થોથી (अर्थान्तरस्य) અતિરિક્ત અર્થનો (हेतु) હેતુ છે

**ભાવાર્થ**—પ્રસિદ્ધિ અર્થાત્ અર્થનુ જ્ઞાન અથવા સાક્ષાત્કાર ઇન્દ્રિયો અને ગધ, રસ આદિ અર્થોથી કોઈ જુદા પદાર્થને સિદ્ધ કરે છે

આ સૂત્રમા અર્થ એટલે ગધ, રસ, રૂપ, સ્પર્શ અને શબ્દ સમજવા તેમજ ગધાદિવાળા પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને આકાશ રૂપ જે દ્રવ્યો છે તેને પણ અર્થ પદથી સમજવા

ભાવ એ નીકળે છે કે, ઇન્દ્રિયોથી જે જુદો છે, ગધાદિ અર્થોથી જે જુદો છે અને પૃથ્વી આદિ આઠ દ્રવ્યોથી જે જુદો અર્થ છે તે જ આત્મા છે

પ્રસિદ્ધિ=જ્ઞાન કોઈ પણ આધારમા રહે છે, કારણ કે, તે કાર્ય છે, જે કાર્ય હોય તે કોઈને આધારે જ રહે છે, જેમ કે વસ્ત્ર તેઓનો આધાર સૂતર છે, માટે પ્રસિદ્ધિનો આધાર કોણ છે? તે તપાસો

પ્રસિદ્ધિ=જ્ઞાન એ કરણથી જ ઉત્પન્ન થાય છે કારણ કે, તે માનસ ક્રિયાવિશેષ છે જેમ છેદન, ભેદન ક્રિયાઓ કરણથી ઉત્પન્ન થાય છે તેમ છેદન ક્રિયાનુ કરણ કુહાર (કુહાડો) આદિ હોય છે ત્યારે પ્રસિદ્ધિ ગધ આદિના જ્ઞાનનુ કરણ ઘ્રાણ આદિ ઇન્દ્રિયો હોય છે

કરણ કર્તાથી પ્રયોજ્ય હોય છે. કરણનો ઉપયોગ કરનાર કોઈ સ્વતંત્ર કર્તા જ હોય છે; જેમ વાંસલા આદિ કરણનો પ્રયોક્તા (ઉપયોગ કરનાર) સુથાર હોય છે, તેમ ઘ્રાણ, રસના, ચક્ષુ, ત્વક્ અને શ્રોત્ર ઇન્દ્રિયો રૂપ કરણોનો પ્રયોક્તા કોઈ હોવો જોઇએ. ઇન્દ્રિયરૂપ કરણોનો પ્રયોક્તા જે હોય તે જ આત્મા છે એમ સમજવું. તથા પ્રસિદ્ધિ અર્થાત્ જ્ઞાનનો જે આધાર=અધિકરણ છે તે જ આત્મા છે એમ જરૂર માનવું જોઇએ.

સમવાય સંબંધથી જ્ઞાનનું અધિકરણ આત્મા છે.

**પ્રશ્ન**—આત્માપદથી અહીં જીવાત્મા સમજવો કે ઈશ્વર.

**ઉત્તર**—બંને. કારણ કે બંને જ્ઞાનના અધિકરણ છે. ઇશ્વરમાં નિત્ય જ્ઞાન છે અને જીવાત્મામાં અનિત્ય છે. આ સૂત્રમાં તો જ્ઞાનાધિકરણ રૂપે સામાન્ય આત્માની જ સિદ્ધિ થાય છે કોઈ વિશેષ આત્માની નહિ.

**પ્રશ્ન**—ત્યારે ઇશ્વરરૂપ આત્માની અર્થાત્ પરમાત્માની સિદ્ધિ કયા સૂત્રમાં કરી છે?

**ઉત્તર**—ઈશ્વરની સામાન્ય રૂપે સિદ્ધિ બીજા અધ્યાયના પહેલા આહ્નિકમાં કરી છે, જુઓ—

संज्ञा कर्म त्वस्मद्विशिष्टानां लिङ्गम् । સૂત્ર ૨-૧-૧૮. સૃષ્ટિની શરૂઆતમાં જેણે સૂર્ય ચંદ્ર આદિ અર્થોનાં નામ પાડ્યાં છે તથા અતીન્દ્રિય અર્થોના પણ જેણે નામ પાડ્યાં છે. તથા પૃથ્વી, પર્વત, સૂર્ય, ચંદ્ર આદિ કાર્યરૂપ અર્થોનો જે કર્તા છે તે ઈશ્વર છે એવું ત્યાં સિદ્ધ કર્યું છે. ઈશ્વર પણ એક મહાન્ આત્મા જ છે કારણ કે તે પણ નિત્ય જ્ઞાનનું અધિકરણ છે. એમ આ પ્રકૃત સૂત્રથી સિદ્ધ થાય છે. આત્મા એ જાતિ-વાચક નામ છે એટલે આત્મત્વ જાતિ, જીવાત્મા અને પરમાત્મામાં એક જ છે. ॥ ૨ ॥

પ્રસિદ્ધિ (જ્ઞાન)ના અધિકરણ તરીકે તમે આત્માને માનો છો, પણ અમારૂં કથન એવું છે કે પ્રસિદ્ધિનું અધિકરણ શરીર અથવા ઇન્દ્રિયોને માનવામાં આવે તો શો દોષ છે?

શરીર હોય તો જ્ઞાન થાય છે, શરીર ન હોય તો જ્ઞાન થતું નથી.

ઇન્દ્રિયો હોય તો જ્ઞાન થાય છે, ઇંદ્રિયો ન હોય તો જ્ઞાન થતું નથી.

આમ અન્વય અને વ્યતિરેકથી પણ શરીર અથવા ઇન્દ્રિયો જ્ઞાનના અધિકરણ તરીકે સિદ્ધ થાય છે. જો શરીર અથવા ઇન્દ્રિયોને જ્ઞાનનું અધિકરણ માનવામાં આવે તો એક જુદો આત્મા છે એવું માનવાની જરૂર ન રહે.

चैतन्यं शरीरगुणः, तत्कार्यत्वात्, तद्रूपादिवत्।

જ્ઞાન એ શરીરનો ગુણ છે, શરીરનું કાર્ય હોવાથી, રૂપ આદિની પેઠે. જેમ રૂપનો, રસનો, ગંધનો આધાર શરીર છે તેમ જ્ઞાનનો આધાર પણ શરીર જ છે, એમ માનવું જોઇએ. આવું કથન પૂર્વપક્ષ પક્ષવાદીઓનું છે. તેના ઉત્તરમાં આ સૂત્ર શાસ્ત્રકારે લખ્યું છે.

सोऽनपदेशः ॥ ३ ॥

**પદાર્થ**—(सः) તે (अनपदेशः) અપદેશ=હેતુ અને અનપદેશ એટલે હેત્વાભાસ.

**ભાવાર્થ**—પૂર્વ પક્ષવાદીએ જ્ઞાન શરીરનું કાર્ય છે એમ જે કહ્યું છે, તે ખોટું છે. શરીર હોવાથી જ્ઞાન થાય છે, ન હોવાથી નથી થતું. આવા અન્વય અને વ્યતિરેકથી જ્ઞાન શરીરનું કાર્ય થતું નથી.

એમ તો પ્રકાશ હોય તો ઘટ આદિ અર્થોનું જ્ઞાન થાય છે, પ્રકાશ ન હોય તો નથી થતું. માટે શું જ્ઞાન પ્રકાશનું કાર્ય છે એમ માની શકાશે? આ કારણથી.

चैतन्यं शरीरगुणः तत्कार्यत्वात् અહીં શરીરકાર્યત્વરૂપ હેતુ એ હેત્વાભાસ છે. અર્થાત્ જ્ઞાન શરીરનું કાર્ય નથી, માટે જ્ઞાનનું અધિકરણ શરીર નથી. તેમ જ જ્ઞાન ઇંદ્રિયનું કાર્ય નથી માટે ઇંદ્રિયો પણ જ્ઞાનનું અધિકરણ નથી. ॥ ૩ ॥

પ્રકાશ સર્વ જ્ઞાનનું કારણ નથી. શબ્દ, ગંધ આદિ અર્થોનાં જ્ઞાન થવામાં પ્રકાશ કારણ નથી. સર્વજ્ઞાનનું કારણ તો શરીર જ થઈ શકે, શરીર વગર કોઈ પણ જ્ઞાન થઈ શકતું નથી માટે શરીર જ્ઞાનનું અધિકરણ છે એમ માનવું જ જોઇએ અને આ કારણથી અમે જે चैतन्यं शरीरगुणः तत्कार्यत्वात् હેતુ આપ્યો છે તે હેત્વાભાસ નથી; પણ સત્ય હેતુ છે. આ પ્રશ્નના ઉત્તર રૂપે નીચેનું સૂત્ર છે.

कारणाज्ञानात् ॥ ४ ॥

**પદાર્થ**—(कारणाज्ञानात्) કારણમાં જ્ઞાન ન હોવાથી.

**ભાવાર્થ**—શરીરના અવયવો શરીરનાં કારણ છે. પૃથ્વી આદિના ગંધ, રૂપ, આદિ વિશેષ ગુણો છે. હવે નિયમ એવો જણાય છે કે, શરીર આદિ કાર્ય પૃથ્વીમાં જે વિશેષ ગુણો ઉત્પન્ન થયલા છે, તે બધા તેના કારણના ગુણોથી જન્મેલા હોય છે. અવયવોમાં જો રૂપ છે તો જ શરીરમાં રૂપ છે. द्रव्यगुणयोः सजातीयारम्भकत्वं साधर्म्यम् ॥ द्रव्याणि द्रव्यान्तरमारभन्ते गुणाश्च गुणान्तरम् ॥ ૧-૧-૯-૧૦ ॥

દ્રવ્ય દ્રવ્યને ઉત્પન્ન કરે છે અને ગુણ ગુણને ઉત્પન્ન કરે છે એવો નિયમ છે

જ્ઞાન પણ વિશેષ ગુણ છે. હવે જો શરીરમાં જ્ઞાન હોય તો તે તેના અવયવો હાથ, પગ, જઠર આદિના જ્ઞાનથી ઉત્પન્ન થયેલું હોવુ જોઇએ, પણ અવયવોમા જ્ઞાન નથી એ તો ચોક્કસ છે, તો પછી શરીરમાં જ્ઞાન આવ્યું ક્યાથી? શરીરના અવયવોમા પણ જ્ઞાન છે જો એમ માનવામાં આવે તો, એ ખોટું છે. ધારો કે હાથમા જ્ઞાન છે અને તેથી એ ચેતન છે. હવે હાથે કોઈ સ્પર્શનું જ્ઞાન મેળવ્યું અને પછી કોઈ કારણથી હાથ કપાઈ ગયો, તો પછી હાથે અનુભવેલા અર્થનુ સ્મરણ ન જ થવુ જોઇએ; કારણ કે કોઈ બીજાએ અનુભવેલા અર્થનું કોઈ બીજાને સ્મરણ થતું નથી અનુભવ કરનાર અને સ્મરણ કરનાર એક જ વ્યક્તિ હોય છે આ તો સાર્વત્રિક અને સાર્વદિક નિયમ છે. હાથ કપાઈ ગયા પછી પણ તેનાથી જે અર્થનુ જ્ઞાન થયું હોય છે તેનું સ્મરણ થાય છે માટે હાથ આદિ અવયવોમા જ્ઞાન નથી. અવયવોમા જ્ઞાન નથી તો અવયવીમા પણ જ્ઞાન નથી એમ માનવુ જ જોઇએ.

વળી શરીરના મૂળ અવયવો તો પાર્થિવ પરમાણુઓ છે હરેક પરમાણુમાં જ્ઞાન છે એમ પણ પૂર્વપક્ષવાદીએ માનવુ રહ્યુ, અને તેને લીધે હરેક પરમાણુ ચેતન છે એમ પણ સ્વીકારવુ જોઇએ હવે વિચારો કે શરીરમા કેટલા પરમાણુઓ છે? કરોડો પરમાણુઓ છે એમ તો તમે પણ સ્વીકારશો. આ કરોડો પરમાણુઓ ચેતન છે તો પછી એક શરીરમા કરોડો ચેતન છે એમ માનવુ જોઇએ, અને જો એમ માનવામા આવે તો એ બધા ચેતનોનો એકમત કેવી રીતે થઈ શકે? એકમત થયા સિવાય શરીરની પ્રવૃત્તિ પણ થઈ શકે નહિ. માટે જ્ઞાનનુ અધિકરણ શરીર નથી

શરીરને જો ચેતન માનવામા આવે તો મૃત શરીરને બાળી નાખ્યા પછી એ શરીરે જે પાપ અને પુણ્ય કર્યા છે તેના ફળનો ભોક્તા કોણ થશે? બીજાના કર્મનુ ફળ કોઈ ત્રીજાને તો ન જ મળે ખાય કોક અને તૃપ્તિ કોક બીજાને થાય આવુ અધેર જગતમા જોવામા આવતુ નથી આવા દોષને શાસ્ત્રમા કૃતહાનિ=કરેલાની હાનિ અને અકૃતાભ્યાગમ 'નહીં કરેલા કર્મના ફળની પ્રાપ્તિ ' કહેવામા આવે છે

આ ઉપરથી સ્પષ્ટ સમજાશે કે જ્ઞાન શરીરનુ કે ઇંદ્રિયોનું કાર્ય નથી તેથી શરીર કે ઇંદ્રિયો ચેતન નથી ॥ ૪ ॥

જો નાસ્તિક લોકો કહે કે, હાથ, પગ આદિ શરીરના અવયવોમાં પણ

સૂક્ષ્મરૂપે જ્ઞાન છે અને તેથી જ શરીરમાં પણ જ્ઞાન ઉત્પન્ન થાય છે, માટે શરીરમાં જ્ઞાન ગુણ કારણગુણપૂર્વક જ છે. આ શંકાનો ઉત્તર આ સૂત્રમાં આપે છે.

कार्येषु ज्ञानात् ॥ ५ ॥

પદાર્થ—(कार्येषु) પૃથ્વીના સર્વ કાર્યોમાં (ज्ञानात्) જ્ઞાન હોવું જોઇએ.

ભાવાર્થ—જો શરીરના અવયવોમાં જ્ઞાન માનો તો તેના પણ અવયવોમાં જ્ઞાન માનવું જ જોઇએ. એ પ્રમાણે મૂળ કારણ પરમાણુઓમાં પણ જ્ઞાન માનવું જોઇએ, અને જો પરમાણુઓમાં જ્ઞાન માનવામાં આવે તો પરમાણુઓથી ક્રમથી બનતા બધા જ કાર્યોમાં જ્ઞાન હોવું જોઇએ. ઘડો પાષાણ – પત્થર, ઈંટ, ચુનો, વગેરેમાં પણ જ્ઞાન હોવું જોઇએ કારણ કે, એ બધાં પૃથ્વીના પરમાણુઓમાંથી જ બનેલાં છે; માટે પત્થર આદિમાં પણ જ્ઞાન જણાવું જોઇએ. ॥ ૫ ॥

જો નાસ્તિક લોકો એમ કહે કે, ઘડામાં અને પત્થર આદિમાં પણ જ્ઞાન છે, પણ તેની ઉપલબ્ધિ આપણને થતી નથી કારણ કે તેમાં જ્ઞાન બહુ જ સૂક્ષ્મ રૂપે રહે છે. શરીરમાં તો ખૂબ જ સ્ફુટતાથી જ્ઞાન હોય છે માટે શરીરમાં જ્ઞાનની ઉપલબ્ધિ થઈ શકે છે. આ શંકાનો ઉત્તર આ સૂત્રમાં છે.

अज्ञानाच्च ॥ ६ ॥

પદાર્થ—(च) અને (अज्ञानात्) ન હોવાથી.

ભાવાર્થ—ઘડા અને પત્થર આદિમાં જ્ઞાન નથી માટે તેમાં જ્ઞાનની ઉપલબ્ધિ થતી નથી, તેમા જ્ઞાન બહુ જ સૂક્ષ્મરૂપે હોવાથી નથી જણાતું એમ નહિ.

પત્થર આદિમાં કોઈ પણ પ્રમાણથી જ્ઞાનની ઉપલબ્ધિ થતી નથી. પ્રમાણોથી ન જણાય છતાં જો પત્થરમાં જ્ઞાન માનવામાં આવે તો માણસને માથે શીંગડા છે એમ શા માટે ન માનવું? શીંગડા નથી જણાતાં એ તો સૂક્ષ્મતાને લીધે, એ તમારા હેતુનો ઉપયોગ સર્વત્ર સહેલાઈથી કરી શકાય છે. માટે સ્વીકાર કરો કે, અપ્રમાણિક વસ્તુ માની શકાય નહિ. આથી સિદ્ધ થયું કે, શરીરના અવયવોમાં જ્ઞાન નથી માટે શરીરમાં પણ જ્ઞાન નથી; એથી જ્ઞાનનો આધાર શરીરથી કોઈ જુદો જ હોવો જોઇએ. એ જ્ઞાનનો આધાર જે હોય તે જ આત્મા ॥ ૬ ॥

શ્રોત્ર આદિ કરણો (ઇંદ્રિયો) નો પ્રેરક અથવા શ્રોત્ર આદિ કરણોનો અધિષ્ઠાતા આત્મા છે તેથી શ્રોત્ર આદિ કરણોથી આત્માનું અનુમાન થાય છે. શ્રોત્ર આદિ કરણો આત્મારૂપ સાધ્યનો હેતુ છે, આમ જે આગળ કહેવામાં

આવ્યું છે તેના ઉપર કેટલાક પૂર્વપક્ષવાદીઓ શંકા કરે છે કે, ઇંદ્રિયો આત્માને જણાવવાનો હેતુ થઈ શકે નહિ કારણ કે ઇંદ્રિયો કંઈ આત્મામાથી ઉત્પન્ન થતી નથી. ધુમાડો અગ્નિથી ઉત્પન્ન થાય છે માટે તે (ધુમાડો) અગ્નિને જણાવી શકે છે આ ઉપરથી એવુ માનવામા આવે છે કે જે હેતુમા સાધ્યનું તાદાત્મ્ય હોય અથવા જે હેતુ સાધ્યથી ઉત્પન્ન થતો હોય તે જ હેતુ સત્ય હેતુ અથવા જ્ઞાપક હેતુ થઈ શકે છે બીજો નહિ પૂર્વપક્ષવાદીઓના આ કથનનો ઉત્તર સૂત્રકાર આપે છે કે—

अन्यदेव हेतुरित्यनपदेशः ॥ ७ ॥

**પદાર્થ**—(हेतु) હેતુ (अन्यत् एव) સાધ્યથી જુદો જ હોય છે માટે (अनपदेशः) તાદાત્મ્ય-ઘટિત હેતુ હેત્વાભાસ છે

**ભાવાર્થ**—હેતુ સાધ્યથી જુદો જ હોય છે જો સાધ્ય એ જ હેતુ હોય તો સાધ્યને સાધવાની જરૂર જ ક્યા રહી?

બીજુ અગ્નિથી ધુમાડો ઉત્પન્ન થાય છે અને તેથી ધુમાડો અગ્નિનું કાર્ય છે એ વાત પણ ખરી, પણ અહીં એટલુ ધ્યાનમા રાખવુ જોઇએ કે કેવળ કાર્યરૂપ હેતુ હોય છે અને બીજા હેતુ નથી હોતા એમ નહિ હેતુને જ્ઞાપક થવામા તેમા (હેતુમા) સાધ્યથી ઉત્પત્તિ છે એ કારણ નથી હેતુને જ્ઞાપક થવામા બીજુ પણ કારણ છે એ તમારે જાણવુ જોઇએ ॥ ७ ॥

સાધ્યને જણાવનાર હેતુ કોણ થઈ શકે અને ક્યા કારણથી હેતુમા જ્ઞાપકતા આવે છે? તે આ સૂત્રમા શાસ્ત્રકાર જણાવે છે

अर्थान्तरं ह्यर्थान्तरस्यानपदेशः ॥ ८ ॥

**પદાર્થ**—(हि) કારણ કે (अर्थान्तरम्) જુદો અર્થ (अर्थान्तरस्य) જુદા અર્થનો જ્ઞાપક હેતુ થઈ શકે છે માટે (अनपदेशः) સ્વભાવ વિશેષને માન્યા વગર કાર્યને જ હેતુ તરીકે બતાવવુ એ હેત્વાભાસ છે

**ભાવાર્થ**—ધુમાડો અગ્નિનુ કાર્ય છે એ વાત સાચી છે પણ કેવળ કાર્ય હોવાથી જ એ અગ્નિને જણાવતો નથી ધુમાડામા એક જાતનો સ્વભાવ છે જેને અગ્નિની વ્યાપ્તિ કહેવામા આવે છે એ વ્યાપ્તિના બળે ધુમાડો અગ્નિને જણાવે છે

અશ્વ આદિથી ધુમાડો જેટલો જુદો છે તેટલો જ અગ્નિથી પણ એ જુદો છે ત્યાં ધુમાડો અશ્વનો જ્ઞાપક હેતુ થઈ શકતો નથી અને અગ્નિનો થઈ

શકે છે એનું કારણ એ છે કે, અશ્વની વ્યાપ્તિ ધુમાડામાં નથી અને અગ્નિની વ્યાપ્તિ ધુમાડામાં છે

વ્યાપ્તિ, અવિનાભાવ અને અનૌપાધિક સબંધ આ ત્રણે શબ્દો એક જ અર્થમાં વપરાય છે

આ ઉપરથી સમજવું જોઇએ કે, તદુત્પત્તિ અને તાદાત્મ્ય એ જ વ્યાપ્તિ છે એ માનવુ ભૂલભરેલુ છે જેમાં તદુત્પત્તિ અને તાદાત્મ્ય ન હોય તેમા પણ સાધ્યની વ્યાપ્તિ હોઈ શકે છે, માટે ज्ञानम्, द्रव्याश्रितम् गुणत्वात्। જ્ઞાન એ દ્રવ્યનુ આશ્રિત છે, કારણ કે, તે ગુણ છે આ યુક્તિથી પૃથ્વી આદિ આઠ દ્રવ્યથી અતિરિક્ત કોઈ નવમુ દ્રવ્ય છે કે, જે જ્ઞાનનુ અધિકરણ છે, એ વાત ખરી ઠરે છે ॥ ૮ ॥

હવે જેમા તદુત્પત્તિ (સાધ્યમાથી ઉત્પત્તિ) નથી તેમ સાધ્યનું તાદાત્મ્ય પણ નથી એવા સત્ય હેતુઓ ગણાવે છે

**सयोगि समवाय्येकार्थसमवायि विरोधि च ॥ ६ ॥**

**પદાર્થ**—(सयोगि) સયોગવાળુ, (समवायि) સમવાય સંબંધવાળુ, (एकार्थ समवायि) એક જ અર્થમા સમવાય સબધમા રહેનાર (च) અને (विरोधि) સાધ્ય સાથે વિરોધ ધરાવનાર પણ લિંગ અર્થાત્ હેતુ હોઈ શકે છે

**ભાવાર્થ**—शरीर त्वग्वत्, शरीरत्वात् શરીર ત્વક્‌વાળુ (ચામડીવાળુ) છે, કારણ કે શરીર હોવાથી કોઈ પણ શરીર ચામડી વગરનું હોતુ નથી ત્વક્ શબ્દનો અર્થ એ છે કે, જેમા વૃદ્ધિ અને ક્ષય થાય એવુ કોઈ દ્રવ્ય કે જે શરીરનુ સહજ આવરણ છે તેનુ નામ ત્વક્ એટલે એનો અર્થ ચામડી થાય છે

ત્વક્ શરીરનુ કાર્ય નથી પણ શરીર સાથે જન્મેલુ અને શરીર સાથે સયોગ પામેલુ દ્રવ્ય છે અહી ત્વક્‌રૂપ સાધ્યનો શરીર સાથે સયોગ સબધ છે માટે શરીરત્વ ત્વક્‌રૂપ સાધ્યનો સયોગિ હેતુ છે, અને તે સત્ય હેતુ છે જ્યા જ્યા શરીરત્વ હોય ત્યા ત્યા ત્વક્ (ચામડી) હોય જ

હવે સમવાયિ લિંગ (હેતુ) તપાસો

आकाश परिमाणवत् द्रव्यत्वात्। આકાશ પરિમાણવાળુ છે, કારણ કે એ દ્રવ્ય છે કોઈ પણ દ્રવ્ય પરિમાણ (માપ) વગરનુ હોતુ નથી માટે જેમ ઘટ–આદિ દ્રવ્યો પરિમાણવાળા છે તેમ આકાશ દ્રવ્ય પણ પરિમાણવાળુ છે

અહી આકાશમા પરિમાણ સાધ્ય છે અને દ્રવ્યત્વ હેતુ છે દ્રવ્યત્વ

આકાશમાં સમવાય સંબંધથી રહે છે માટે દ્રવ્યત્વ હેતુ સમવાયિ હેતુ છે એમ સમજવું. ત્વક્‌સાધ્યક શરીરત્વ હેતુમાં તદુત્પત્તિ તેમ તાદાત્મ્ય નથી છતાં વ્યાપ્તિના બળે શરીરત્વ હેતુ સત્ય ઠરે છે.

આકાશમાં પરિમાણસાધ્યક દ્રવ્યત્વ હેતુમાં પણ તાદાત્મ્ય કે તદુત્પત્તિ નથી છતાં, વ્યાપ્તિના બળે દ્રવ્યત્વ હેતુથી આકાશમાં પરિમાણનું અનુમાન થઈ શકે છે. આ પ્રમાણે સંયોગિ અને સમવાયિ બે પ્રકારનાં લિંગ આ સૂત્રમાં ઉદાહરણ સાથે બતાવવામાં આવ્યાં છે, અને વિરોધિ લિંગ આગળનાં સૂત્રમાં એકાર્થસમવાયિ ઉદાહરણ સાથે બતાવવામાં આવશે. ॥ ૯ ॥

હવે સૂત્રકાર એકાર્થસમવાયિ લિંગ કોને કહે છે તે સમજાવે છે.

**कार्यं कार्यान्तरस्य ॥ १० ॥**

**પદાર્થ**—(कार्यम्) રૂપ આદિ કાર્ય (कार्यान्तरस्य) સ્પર્શ આદિ કોઈ બીજા કાર્યનું લિંગ બને છે.

**ભાવાર્થ**—નવપલ્લવનું રૂપ જોઇને તેમાં રહેલા કોમળ સ્પર્શનું અનુમાન થાય છે. પાકેલી કેરીના ખાસ રૂપને જોઈ તેમાં રહેલા મધુર રસનું અનુમાન થાય છે. આ ઉદાહરણોમાં એ જ અર્થમાં સમવાય સંબંધથી રહેલા બે ગુણોમાંથી એક ગુણનું ચાક્ષુષ પ્રત્યક્ષ થાય છે જ્યારે બીજા (સ્પર્શનું) ગુણનું અનુમાન રૂપથી થાય છે. બન્ને ગુણો એક જ અર્થમાં સમવાય સંબંધથી રહેલા હોવાથી એકાર્થ-સમવાયી કહેવાય છે. ॥ ૧૦ ॥

હવે વિરોધિ લિંગને સમજાવતું સૂત્ર લખે છે.

**विरोध्यभूतं भूतस्य ॥ ११ ॥**

**પદાર્થ**—(अभूतम्) નહીં થયેલો વરસાદ (भूतस्य) થયેલા વાયુના સંયોગનું (विरोधि) વિરોધી લિંગ છે.

**ભાવાર્થ**—ચોમાસામાં આકાશમાં વાદળાઓનો ઘટાટોપ ખૂબ હોય અને હમણાં જ વરસાદ તૂટી પડશે એમ લાગે છે છતાં, વરસાદ ન પડે અને વાદળાં વેરાઈ જાય ત્યારે એવું અનુમાન થાય છે કે વરસાદ ન થયો એ વાદળાં સાથે પવનનો ભારે સંયોગ થયો અને તે વાદળાંઓને બીજે ઠેકાણે ઘસડી ગયો એમ સૂચવે છે. અહીં 'વરસાદ ન થવો' એ 'અભૂત' લિંગ થયેલા વાયુ-સંયોગનું=ભૂતનું વિરોધી લિંગ ગણાય. કારણ કે 'ન થવું' અને 'થવું' આ પરસ્પર વિરોધિ છે. ॥ ૧૧ ॥

હવે વિરોધિ લિંગનું બીજું ઉદાહરણ આપે છે.

भूतमभूतस्य ॥ १२ ॥

પદાર્થ—(भूतम्) થયેલો વરસાદ (अभूतस्य) નહીં થયેલા વર્ષા-પ્રતિબંધક વાયુના સંયોગનું લિંગ છે.

ભાવાર્થ—જ્યારે વાદળાંના ઘટાટોપ પછી મુસળધાર વરસાદ પડ્યા કરે છે, ત્યારે એવું અનુમાન કરવામાં આવે છે કે વરસાદને રોકનાર વાયુનો સંયોગ વાદળાં સાથે થયો નથી. અહીં થયેલો વરસાદ એ ભૂત કહેવાય છે અને નહીં થયેલો વર્ષાપ્રતિબંધક વાદળાં સાથેનો સંયોગ અભૂત કહેવાય છે.

આ પ્રમાણે 'ભૂત' 'અભૂત'નું લિંગ કહેવાય છે. વ્યવહારમાં આવાં બીજાં અસંખ્ય ઉદાહરણો મળી શકે છે.

ઉપરનાં ઉદાહરણોમાં વાયુસંયોગનાં અને વૃષ્ટિના અભાવમાં તાદાત્મ્ય અને તદુત્પત્તિ નથી છતાં વ્યાપ્તિના બળે અનુમાન થઈ શકે છે. ॥ ૧૨ ॥

भूतो भूतस्य ॥ १३ ॥

પદાર્થ—(भूत.) વિરોધી વિદ્યમાન (भूतस्य) વિરોધી વિદ્યમાન સાધ્યનો હેતુ બને છે.

ભાવાર્થ—સાપ જ્યારે ફુંફાડા મારતો અમુક ઠેકાણે ફરતો જોવામાં આવે છે ત્યારે લોકો એવું અનુમાન કરે છે કે આટલામાં કોઈ ઠેકાણે 'નોળિયો' સંતાયેલો છે. સાપ નોળિયાનો વિરોધી છે. માટે વિદ્યમાન ફુંફાડા મારતો સાપ વિદ્યમાન વિરોધી નોળિયાનો હેતુ બને છે. અહીં ભૂતનો અર્થ 'વિદ્યમાન' સમજવો.

અહીં પણ સાપ નોળિયાનું કાર્ય નથી છતાં ફુંફાડા મારતો સાપ નોળિયાનું અનુમાન કરાવે છે એ વ્યાપ્તિના જોરે અનુમાન થાય છે.

આ ઉપરથી સમજવું જોઈએ કે તાદાત્મ્ય અને તદુત્પત્તિમાં જ વ્યાપ્તિ સમાપ્ત થતી નથી. ॥ ૧૩ ॥

હવે સંયોગિ આદિ ચાર જાતનાં લિંગ સૂત્ર ૯માં બતાવ્યાં છે તેનું પ્રયોજન શું છે? તે આ સૂત્રમાં સમજાવે છે.

प्रसिद्धिपूर्वकत्वादपदेशस्य ॥ १४ ॥

પદાર્થ—(अपदेशस्य) હેતુ (प्रसिद्धिपूर्वकत्वात्) સ્મર્યમાણ વ્યાપ્તિ-વિશિષ્ટ હોય ત્યારે જ બની શકે છે

ભાવાર્થ—'હેતુ' એને કહેવાય છે કે સાધ્યની જેમાં વ્યાપ્તિ હોય. આ સૂત્રમાં પ્રસિદ્ધિનો અર્થ 'સ્મર્યમાણ વ્યાપ્તિ' કરેલો છે. સ્મર્યમાણ વ્યાપ્તિ

એટલે યાદ આવતી વ્યાપ્તિ. તેથી સ્મર્યમાણવ્યાપ્તિવિશિષ્ટ હેતુ એ પાંચ અવયવોમાનો એક અવયવ ગણાય છે. પ્રતિજ્ઞા, હેતુ, ઉદાહરણ, ઉપનયન અને નિગમન આ પાંચ અવયવો દ્વારા બીજાને અજ્ઞાત અર્થ સમજાવી શકાય છે.

ધુમાડાથી અગ્નિનું અનુમાન ત્યારે જ થઈ શકે છે કે, જ્યારે અગ્નિની વ્યાપ્તિ ધુમાડામાં છે એવું યાદ આવે, જો એ વ્યાપ્તિ યાદ ન આવે તો ધુમાડાથી પણ અગ્નિનું અનુમાન ન થઈ શકે, માટે સ્મર્યમાણવ્યાપ્તિવિશિષ્ટ હેતુ એ જ સાચો હેતુ છે.

શ્રોત્રાદિ કરણો (ઇંદ્રિયો) માં તેના અધિષ્ઠાતા અથવા પ્રયોજકની વ્યાપ્તિ છે માટે જ કરણોદ્વારા તેના અધિષ્ઠાતાનું અનુમાન થઈ શકે છે.

નાસ્તિક લોકો જ્ઞાનને જે શરીરનો ગુણ બતાવે છે તેમાં શરીર અને જ્ઞાનની કોઈ વ્યાપ્તિ જણાતી નથી, કારણ કે મૃત શરીરમાં જ્ઞાન હોતું નથી. બીજા દોષો પણ આગળ જણાવ્યા છે તે અહીં યાદ કરી લેવા. વ્યાપ્તિ વગરનો હેતુ એ હેત્વાભાસ છે. માટે ज्ञानम् द्रव्याश्रितम् गुणत्वात् આ ગુણત્વ હેતુથી આઠ દ્રવ્યોથી અતિરિક્ત નવમા દ્રવ્યનુ અનુમાન કરવુ એ જ સત્ય છે. એ નવમા દ્રવ્યનું નામ 'આત્મા' છે એ તો વેદના મંત્રોથી સિદ્ધ થાય છે.

જુઓ આ મંત્ર ઋગ્વેદ અને યજુર્વેદમાં છે.

आत्मानं ते मनसारादजानाम् अवो दिवोपतयन्तं पतङ्गम्। शिरोऽपश्यं पथिभिः सुगेभिररेणुभिर्जेहमानं पतत्रि। ઋગ્વેદ ૧–૧૬૩–૬, યજુ. ૨૨–૧૭ અથર્વવેદમાં પણ आत्मा શબ્દ આવે છે. જુઓ.

> योऽस्मान् द्वेष्टि तमात्मा द्वेष्टु यं वयं द्विष्म स आत्मानं द्वेष्टु ॥
> અથર્વ. કાં. ૧૬–સૂ. ૭ મંત્ર ૫.

આ મંત્રોમાં 'आत्मा' શબ્દનો ઉલ્લેખ સ્પષ્ટ છે.

સાધ્યની વ્યાપ્તિ જેમાં હોય તે સત્ય હેતુ થઇ શકે છે. હવે વિચાર એ કરવાનો છે કે, વ્યાપ્તિ એટલે શું?

વ્યાપ્તિનું બીજું નામ અવિનાભાવ છે.

अनौपाधिकः सम्बन्धो व्याप्तिः। હેતુનું સાધ્ય સાથે જે અવ્યભિચારિ સામાનાધિકરણ્ય છે તેનુ નામ વ્યાપ્તિ. વૈશેષિક દર્શન ઉપર ભાષ્ય કરનાર શ્રી પ્રશસ્તપાદાચાર્યના ભાષ્ય ઉપર કંદલી નામની ટીકા લખનાર શ્રી શ્રીધરાચાર્ય પણ લખે છે કે, अपि मो. कोऽयमविनाभावो नाम ? अव्यभिचारः। અવિનાભાવ એટલે શું? અવ્યભિચાર, એટલે કે સાધ્ય સાથે જેનો વ્યભિચાર ન હોય,

અર્થાત્ સાધ્ય સાથે જેનું ચોક્કસ સામાનાધિકરણ્ય હોય અને સાધ્યના અભાવ સાથે ન હોય. જ્યાં જ્યાં હેતુ હોય ત્યાં ત્યાં સાધ્યનું ચોક્કસ હોવું અને સાધ્ય ન હોય ત્યાં હેતુનું ન હોવું, એનું નામ વ્યાપ્તિ અથવા 'અવિનાભાવ' છે.

જ્યાં જ્યાં ધુમાડો છે ત્યાં ત્યાં અગ્નિ ચોક્કસ હોય છે અને જ્યાં અગ્નિ નથી, ત્યાં ધુમાડો નથી, એટલે અગ્નિનો ધુમાડા સાથે અનૌપાધિક સંબંધ છે. તેથી જ पर्वतो वह्निमान् धूमात् અહીં ધુમાડો જે હેતુ તરીકે છે તે સત્ય છે. પણ पर्वतो धूमवान् वह्नेः આ ઠેકાણે ધુમાડાને સાધ્ય બનાવ્યું છે અને અગ્નિને હેતુ બનાવ્યો છે; ધુમાડાનો સંબંધ અગ્નિમાં અનૌપાધિક નથી એટલે હેતુ ખોટો થઈ પડે છે, અર્થાત્ 'હેત્વાભાસ' થઈ જાય છે. જ્યાં જ્યાં અગ્નિ હોય છે ત્યાં ત્યાં ધુમાડો હોતો નથી. તપાવેલા લાલચોળ લોઢાના ટુકડામાં અગ્નિ છે પણ ધુમાડો નથી.

ત્યારે હવે જુઓ કે, અગ્નિનો અનૌપાધિક સંબંધ ધુમાડામાં છે પણ ધુમાડાનો અનૌપાધિક સંબંધ અગ્નિમાં નથી, આનું કારણ શું?

ધુમાડાનો અગ્નિમાં જે સંબંધ છે તે સોપાધિક સંબંધ છે. ઉપાધિવાળો હેતુ હેત્વાભાસ બની જાય છે. હવે ઉપાધિ એટલે શું એનો વિચાર દાર્શનિક રીતે કરો. વૈશેષિકશાસ્ત્રના નિષ્ણાતોએ 'ઉપાધિ'નો અર્થ આ પ્રમાણે કર્યો છે.

साध्यव्यापकत्वे सति साधनाव्यापकत्वम् उपाधिः જે અર્થ સાધ્યનો વ્યાપક હોય અને સાધન અર્થાત્ હેતુનો અવ્યાપક હોય તેનું નામ 'ઉપાધિ' છે.

धूमवान् वह्नेः અહીં સાધ્ય ધુમાડો છે અને સાધન અગ્નિ છે. ધુમાડો ત્યારે જ ઉત્પન્ન થાય જ્યારે ઈંધન લીલું હોય; માટે આર્દ્રેન્ધનસંયોગ (લીલા-ઈંધનનો સંયોગ) ધુમાડા રૂપ સાધ્યનો વ્યાપક છે અને અગ્નિ રૂપ સાધનનો અવ્યાપક છે. આ કારણથી ધૂમસાધ્યક અગ્નિ હેતુ સોપાધિક (ઉપાધિવાળો) છે અને તેથી તે હેત્વાભાસ ઠરે છે. માટે અનૌપાધિક સંબંધવાળો હેતુ જ સત્ય હેતુ થાય છે, આ કારણથી અનૌપાધિક સંબંધ એ જ વ્યાપ્તિ અને એ જ અવિનાભાવ–સંબંધ.

વિદ્વાનોએ વ્યાપ્તિનાં ઘણાં લક્ષણો બાંધ્યાં છે તે બધાં અહીં લખી ગ્રંથને વધારી મૂકવો મને ઠીક લાગતું નથી. અનૌપાધિક સંબંધને વ્યાપ્તિ માનવામાં વિદ્વાનોનો મોટો ભાગ સંમત છે. ॥ ૧૪ ॥

હવે 'હેત્વાભાસ'નું પ્રકરણ શરૂ કરે છે. હેત્વાભાસનું સામાન્ય લક્ષણ શું? અને 'હેત્વાભાસ' કેટલા છે? એ બાબત આ સૂત્રમાં સમજાવે છે.

अप्रसिद्धोऽनपदेशोऽसन् संदिग्धश्चानपदेशः ॥ १५ ॥

પદાર્થ—(अप्रसिद्धः) જેમાં વ્યાપ્તિ ન હોય તે અને જેમાં વિરુદ્ધ વ્યાપ્તિ હોય તે (अनपदेशः) હેત્વાભાસ છે. (असन्) હેતુ જ્યારે પક્ષમાં ન હોય ત્યારે તે પણ હેત્વાભાસ કહેવાય છે. (च) અને (संदिग्धः) અનૈકાતિક (अनपदेशः) હેત્વાભાસ.

ભાવાર્થ—આ સૂત્રમાં બે 'अनपदेश' પદ આવ્યાં છે, તે બન્ને હેત્વાભાસના અર્થમાં પ્રયોજાયાં છે. अप्रसिद्धः એટલે જેમાં વ્યાપ્તિ જ ન હોય અથવા વિપરીત વ્યાપ્તિ હોય તે હેત્વાભાસ.

असन् એટલે જે હેતુ પક્ષનો ધર્મ જ ન હોય તે હેત્વાભાસ.

संदिग्ध એટલે સાધારણ અનૈકાતિક, અસાધારણ અનૈકાતિક અને અનુપસંહારી હેત્વાભાસ.

આ રીતે આ સૂત્રમાં ત્રણ હેત્વાભાસ બતાવ્યા છે, તેના ઉદાહરણો આગળનાં સૂત્રોમાં બતાવ્યાં છે.

શ્રી. પં. આર્યમુનિએ अप्रसिद्धोऽनपदेशः ॥ १५ ॥ અને असन् संदिग्ध श्चानपदेशः ॥ ૧૬ ॥ આમ બે સૂત્રો બતાવ્યાં છે. અન્ય આચાર્યોએ એક જ સૂત્ર માન્યું છે. જુદાં બે માને અથવા એક માને તો પણ અર્થમાં કશો ફરક પડતો નથી.

આ સૂત્રમાં મહામુનિ કણાદે अप्रसिद्ध, असन् અને संदिग्ध એમ ત્રણ હેત્વાભાસ બતાવ્યા છે. ન્યાયદર્શનમાં મહામુનિશ્રી ગૌતમે પાંચ હેત્વાભાસ બતાવ્યા છે. सव्यभिचारविरुद्धप्रकरणसमसाध्यसमातीतकाला हेत्वाभासाः ॥

ન્યા દ. ૧. અ. સ. ૪

(૧) સવ્યભિચાર, (૨) વિરુદ્ધ, (૩) પ્રકરણસમ, (૪) સાધ્યસમ, (૫) અતીતકાલ. અતીતકાલનું બીજુ નામ 'બાધ' હેત્વાભાસ છે.

મહામુનિશ્રી કણાદે 'પ્રકરણસમ' અને 'અતીતકાલ' હેત્વાભાસને જુદા ગણ્યા નથી, પણ ત્રણમાંજ સમાવી દીધા છે. આધુનિક નૈયાયિકો 'અતીતકાલ'ને 'બાધ', 'પ્રકરણસમ'ને 'સત્પ્રતિપક્ષ' અને સવ્યભિચારને 'અનૈકાતિક' હેત્વાભાસ કહે છે.

પ્રશ્ન—હેતુ સાચો છે એની કસોટી શી?

ઉત્તર—આનો એક ઉત્તર તો એ આપવામાં આવ્યો છે કે જો હેતુમાં વ્યાપ્તિ નિર્દોષ હશે તો હેતુ સાચો જ છે, એમ માનવુ.

બીજો ઉત્તર એ છે કે, સાચા હેતુમાં પાંચ ગમક હોય છે. (૧) હેતુનું પક્ષમાં હોવું હેતોઃ पक्षसत्वम्। (૨) સપક્ષમાં હેતુનું હોવું. હેતોઃ सपक्षसत्वम्। (૩) હેતુનું વિપક્ષમાં ન હોવું. હેતોઃ विपक्षासत्वम्। (૪) પક્ષમાં સાધ્યના અભાવને સાધનાર કોઈ બીજા હેતુનું ન હોવું. हेतोरसत्सत्प्रतिपक्षत्वम्। (૫) પક્ષમાં સાધ્યના અભાવનું ન હોવું. हेतोरबाधितत्वम्। આ પાંચ ગમક જે હેતુમાં હોય તે સદ્‌હેતુ, અને આ પાંચમાંથી કોઇપણ એક ગમકનો જે હેતુમાં અભાવ હોય તે હેતુ હેત્વાભાસ બની જાય છે.

**પ્રશ્ન**—પક્ષ, સપક્ષ અને વિપક્ષ એટલે શું?

જેમાં સાધ્યનો સંદેહ હોય અથવા જેમાં સાધ્યને સિદ્ધ કરવાની ઇચ્છા હોય તે 'પક્ષ'. संदिग्धसाध्यवान् पक्षः।

જેમાં સાધ્યનો નિશ્ચય હોય તે 'સપક્ષ.' निश्चितसाध्यवान् सपक्षः।

જેમાં સાધ્યનો અભાવ ચોક્કસ જણાતો હોય તે 'વિપક્ષ' निश्चितसाध्याभाववान् विपक्षः।

**પ્રશ્ન**—આ બધું એકાદ ઉદાહરણ આપી સમજાવો.

**ઉત્તર**—જુઓ, 'पर्वतो वह्निमान् धूमवत्वात्' પર્વત અગ્નિવાળો છે કારણ કે તેમાંથી ધુમાડો નીકળે છે.

આ ઉદાહરણમાં 'ધુમાડો' એ હેતુ છે અને અગ્નિ સાધ્ય છે. પર્વત પક્ષ છે, કારણ કે એમાં સાધ્ય સંદિગ્ધ છે. પર્વતરૂપ પક્ષમાં ધુમાડો હેતુ તરીકે છે જ. મહાનસ=રસોડું. રસોડામાં અગ્નિ છે જ માટે મહાનસ 'સપક્ષ' કહેવાય છે અને તેમાં પણ ધુમાડો રૂપ હેતુ છે જ.

સરોવરમાં અગ્નિ નથી એ ચોક્કસ છે માટે સરોવર 'વિપક્ષ' કહેવાય છે અને એમાં ધુમાડો પણ નથી જ; પર્વત રૂપ પક્ષમાં અગ્નિના અભાવને સિદ્ધ કરનાર કોઈ બીજો હેતુ પણ નથી જ, માટે 'અસત્સત્પ્રતિપક્ષત્વ' પણ હેતુમાં આવી જ જાય છે. પર્વત રૂપ પક્ષમાં અગ્નિ છે, અગ્નિનો અભાવ નથી જ. માટે હેતુમાં અબાધિતત્વ એ પાંચમું ગમક પણ આવી જ જાય છે. માટે ઉપર બતાવેલા સ્થળમાં ધુમાડો જે હેતુ તરીકે છે તે સદ્‌હેતુ છે.

હેત્વાભાસમાં ઉપર જણાવેલાં પાંચ ગમકોમાંથી કોઇને કોઇનો પણ અભાવ ચોક્કસ જણાશે જ. બસ, આ જ હેતુ અને હેત્વાભાસ જાણવાની કસોટી છે. ॥ ૧૫ ॥

મહામુનિ કણાદના મતમાં અપ્રસિદ્ધ, અસિદ્ધ અને સંદિગ્ધ એમ ત્રણ

હેત્વાભાસ છે, એ આગળના સૂત્રમા કહેવાય ગયુ છે હવે તેના ઉદાહરણો આપતા રહ્યા, તે આ સૂત્રથી સમજાવે છે

આ સૂત્રમા 'અપ્રસિદ્ધ' અને 'અસિદ્ધ' હેત્વાભાસના ઉદાહરણ આપ્યા છે

**यस्माद्विषाणी तस्मादश्वः ॥ १६ ॥**

**પદાર્થ**—(यस्मात्) જે કારણથી (विषाणी) શીગડાવાળો છે (तस्मात्) તેથી (अश्व) અશ્વ છે

**ભાવાર્થ**—કોઈ માણસને મોહ થયો, અને મોહ થવાનુ કારણ એ બન્યુ કે, એણે સસલું, શિયાળ, નર અને વાનર ઉપર દૃષ્ટિ કરી તો ત્યા તેણે શીગડાનો અભાવ જોયો અને તેની સાથે જ અશ્વત્વનો પણ અભાવ જોયો આ ઉપરથી તેણે એવો નિયમ યોજ્યો કે, જ્યા શીગડાનો અભાવ છે ત્યા અશ્વત્વનો અભાવ છે, માટે જ્યા શીગડા હોય ત્યા અશ્વત્વ હોવુ જોઈએ એટલે કે જે શીગડાવાળો હોય તે અશ્વ. આ ઉપરથી તે માણસ આ પ્રમાણે પક્ષ અને હેતુનો નિર્દેશ કરે છે કે, अयं (रासभ) अश्व, विषाणित्वात्। રાસભ (ગધેડા)ને પક્ષ બતાવ્યો, તેમાં અશ્વત્વ સાધ્ય બતાવ્યુ અને વિષાણિત્વને હેતુ તરીકે બતાવ્યુ

અશ્વત્વની વ્યાપ્તિ વિષાણિત્વ સાથે નથી માટે 'વિષાણિત્વ' અસિદ્ધ હેત્વાભાસ થયો જ્યા અશ્વત્વનો અભાવ હોય ત્યા વિષાણિત્વ હોય છે એટલે કે સાધ્યના અભાવનો સાધક હેતુ બને છે અને હેતુમા વિપરીત વ્યાપ્તિ જોઈ શકાય છે માટે અશ્વત્વ–સાધક વિષાણિત્વ હેતુ વિરુદ્ધ હેત્વાભાસ પણ છે આ રીતે એક જ ઉદાહરણમા 'અસિદ્ધ' અને 'વિરુદ્ધ' બે હેત્વાભાસ બતાવ્યા છે

અસિદ્ધ હેતુ ત્રણ પ્રકારના હોય છે (૧) વ્યાપ્યત્વાસિદ્ધ (૨) સ્વરૂપાસિદ્ધ (૩) આશ્રયાસિદ્ધ

पर्वतो वह्निमान्, नीलधूमात् આ વ્યાપ્યત્વાસિદ્ધનુ ઉદાહરણ છે કારણ કે, નીલધૂમત્વ હેતુતાનો અવચ્છેદક નથી પણ ધૂમત્વ જ હેતુતાનો અવચ્છેદક છે हृदो द्रव्यम्, धूमात् (સરોવર દ્રવ્ય છે, તેમા ધુમાડો હોવાથી) આ સ્વરૂપાસિદ્ધ હેત્વાભાસનુ ઉદાહરણ છે કારણ કે, ધુમાડો પક્ષનો ધર્મ જ બનતો નથી, એટલે ધૂમત્વ દ્રવ્યત્વરૂપ સાધ્યનો સાધક બનતો નથી

काञ्चनमय पर्वतो वह्निमान् धूमात् અહી ધૂમ રૂપ હેતુનો આશ્રય જે

પર્વત છે તે કાંચનમય નથી એટલે કે, પક્ષમાં પક્ષતાવચ્છેદક જ નથી માટે આ ઉદાહરણમાં ધૂમ હેતુ આશ્રયાસિદ્ધ બની હેત્વાભાસ થઈ જાય છે.

વિરુદ્ધ હેત્વાભાસના કોઈ ખાસ ભેદો નથી.

આ રીતે આ સૂત્રમાં વિરુદ્ધ અને અસિદ્ધ એમ બે હેત્વાભાસો બતાવવામાં આવ્યા છે. ॥ ૧૬ ॥

હવે ત્રીજો હેત્વાભાસ સૂત્ર ૧૫ માં 'સંદિગ્ધ' નામે બતાવ્યો છે તેનું ઉદાહરણ આપી આ સૂત્રમાં સમજાવે છે. સંદિગ્ધ હેત્વાભાસનું નામ 'અનૈકાંતિક હેત્વાભાસ' છે એ પણ આગળ કહેવામાં આવ્યું છે.

**यस्माद्विषाणी तस्माद् गोरिति चानैकान्तिकस्योदाहरणम् ॥ १७ ॥**

**પદાર્થ**—(यस्मात्) જેથી (विषाणी) શીંગડાવાળો છે (तस्माद्) તેથી (गौः) બળદ અથવા ગાય છે (इतिच) અને એ (अनैकान्तिकस्य) અનૈકાંતિક =સંદિગ્ધ હેત્વાભાસનું (उदाहरणम्) ઉદાહરણ છે.

**ભાવાર્થ**—જ્યારે કોઈ માણસ ભૂલથી મહિષને (પાડાને) પક્ષ તરીકે ગણી તેમાં ગોત્વ સિદ્ધ કરવા માટે વિષાણિત્વ હેતુ આપે છે, ત્યારે તે હેતુ અનૈકાંતિક હેત્વાભાસ બની જાય છે. જેમકે—अयम् (महिष) गौः विषाणित्वात् આ (પાડો) ગાય છે કારણ કે, તેને શીંગડાં છે. આ હેતુ એટલા માટે હેત્વાભાસ થઈ જાય છે કે જેને શીંગડાં હોય તે બધી કંઇ ગાયોજ હોય છે એવો નિયમ નથી, બકરીને પણ શીંગડાં હોય છે, તેથી કંઈ તે ગાય બનતી નથી.

આને અનૈકાંતિક હેત્વાભાસ કહેવાનું કારણ એ છે કે, 'વિષાણિત્વ' જે હેતુ આપ્યો છે તે વિપક્ષમાં પણ હોય છે, સાચો હેતુ વિપક્ષમાં ન જ હોય. ઉક્ત ઉદાહરણમાં ગોત્વ સાધ્ય છે. જ્યાં સાધ્યનો અભાવ હોય તે 'વિપક્ષ' કહેવાય છે. બકરી, ભેંસ આદિમાં ગોત્વ હોતું નથી માટે તે વિપક્ષ છે અને તેમાં વિષાણિત્વરૂપ હેતુનું અસ્તિત્વ છે જ, માટે એ હેતુ નથી પણ હેત્વાભાસ છે.

'સંદિગ્ધ' હેત્વાભાસ ત્રણ પ્રકારનો છે. ઉપર જે ઉદાહરણ આપ્યું છે, તે 'સાધારણ અનૈકાંતિક' હેત્વાભાસનું સમજવું.

અસાધારણ અનૈકાંતિક હેત્વાભાસનું ઉદાહરણ આ પ્રમાણે છે—'आकाशं नित्यं शब्दाश्रयत्वात्' આકાશ નિત્ય છે, કારણ કે, તે શબ્દનો આશ્રય છે. શબ્દાશ્રયત્વ માત્ર પક્ષમાં જ રહે છે. સપક્ષમાં તે હોવો જ જોઇએ. ઉપરના ઉદાહરણમાં આકાશ પક્ષ તરીકે છે અને આત્મા, કાળ, પરમાણુઓ વગેરે નિત્ય દ્રવ્યો સપક્ષ કહેવાય છે, એમાં શબ્દાશ્રયત્વ હેતુ નથી માટે એ હેત્વાભાસને 'અસાધારણ અનૈકાંતિક' કહેવામાં આવે છે.

ત્રીજો ભેદ 'અનુપસંહારી' કહેવાય છે તેનું બીજું નામ 'કેવલાન્વયી' છે कवलान्वयिसाध्यका हतु कवलान्वयी જેમકે—घटोऽभिधेयः प्रमेयत्वात्। ઘટ અભિધેય છે, કારણ કે તેમાં 'પ્રમેયત્વ' છે હવે અહીં જે સાધ્ય છે તે 'અભિધેયત્વ' છે અને તે તો સર્વ પદાર્થો હોય છે એટલે વિપક્ષ કોઈ રહેતો જ નથી આ કારણથી સાધ્ય કેવલાન્વયી બને છે અને તેથી તેનો સાધક પ્રમેયત્વ હેતુ પણ હેત્વાભાસ બની જાય છે

આ પ્રમાણે સંદિગ્ધ હેત્વાભાસ ત્રણ પ્રકારનો જણાવ્યો છે સંદિગ્ધ હેત્વાભાસ સાધ્યનો નિશ્ચય નથી કરાવતો પણ સાધ્યમાં સંદેહ ઉત્પન્ન કરે છે ॥ ૧૭ ॥

૩-૧-૨ સૂત્રમાં ગન્ધ રસ, રૂપ અને સ્પર્શનું જે જ્ઞાન થાય છે તે આત્માનો હેતુ છે એ હેતુ સાચો હેતુ છે, એ કોઈ પણ જાતનો હેત્વાભાસ નથી એ આ સૂત્રમાં સમજાવે છે

आत्मेन्द्रियार्थसन्निकर्षाद् यन्निष्पद्यते तदन्यत् ॥ १८ ॥

**પદાર્થ**—(आत्मेन्द्रियार्थसन्निकर्षात्) આત્મા, ઇન્દ્રિય અને અર્થના સંયોગવિશેષથી (यत्) જે જ્ઞાન (निष्पद्यते) ઉત્પન્ન થાય છે (तत्) તે (अन्यत्) હેત્વાભાસથી જુદુ છે

**ભાવાર્થ**—ગંધ આદિ અર્થોની પ્રસિદ્ધિ અર્થાત્ જ્ઞાન એ આત્માનુ લિંગ છે અર્થાત્ સદ્હેતુ છે હેત્વાભાસ નથી જ્યાં જ્યાં જ્ઞાન છે ત્યાં ત્યાં આત્મત્વ છે જ આત્માને સિદ્ધ કરવા માટે જે જ્ઞાનરૂપ હેતુ આપવામાં આવે છે તેમાં કોઈ પણ જાતનો દોષ નથી અસિદ્ધ વિરુદ્ધ અને સંદિગ્ધ આ ત્રણ હેત્વાભાસોમાંનો કોઈ પણ હેત્વાભાસ જ્ઞાન નથી જ્ઞાન ઉત્પન્ન થાય છે માટે તે કાર્ય છે

ज्ञान क्वचिदाश्रितम्, कार्यत्वात् रूपादिवत्।

જ્ઞાન કાર્ય હોવાથી એનો કોઈ પણ આધાર હોવો જ જોઈએ જેમ રૂપ રસ આદિ કાર્ય છે માટે તેનો આધાર કોઈને કોઈ છે તેમ જ્ઞાનનો પણ કોઈ આધાર હોવો, એ યુક્તિયુક્ત છે જ્ઞાનનો જે આધાર હોય તેનું નામ આત્મા છે આત્મામાં જ્ઞાન છે માટે જ તે જ્ઞાની કહેવાય છે આત્મેતર કોઈ અન્ય જ્ઞાની કહેવાતો નથી, જ્ઞાનનિષ્ઠ આશ્રિતત્વ સાધક કાર્યત્વ હેતુ એ હેત્વાભાસથી જુદો છે આત્મા ક્ષણિક નથી પણ સ્થિર છે નિત્ય છે, એ પ્રત્યભિજ્ઞાનથી સિદ્ધ થાય છે આત્મા સ્થિર હોવાથી તેનો ભૂતકાળ, વર્તમાનકાળ અને ભવિષ્યકાળ સાથે સંબંધ છે અને એ સંબંધને લીધે જ આપણે કહી શકીએ છીએ કે, જે

માણસને મેં ગયે વરસે જોયો હતો તે જ હું આજે એ જ માણસને અહીં જોઈ રહ્યો છું. આ પ્રમાણે જ્ઞાનથી આત્મા નવમા દ્રવ્ય તરીકે સિદ્ધ થાય છે અને તે નિત્ય છે એ પણ સિદ્ધ થાય છે. ॥ ૧૮ ॥

જ્ઞાનથી પોતાના આત્માની તો સિદ્ધિ થઈ શકે છે અને એ તમે ઉપરના સૂત્રમાં સમજાવ્યું તે બરાબર છે, પણ પોતાથી ભિન્ન જે બીજા આત્માઓ છે તેનું અનુમાન કેવી રીતે થઇ શકે? બીજા આત્મામાં રહેલું જ્ઞાન આપણને પ્રત્યક્ષ હોતું નથી. જ્યારે હેતુ જ પ્રત્યક્ષ નથી તો અન્ય આત્માનુ અનુમાન કેવી રીતે થાય? જો ધુમાડો પ્રત્યક્ષ ન થાય તો તેનાથી શું અગ્નિનું અનુમાન થાય ખરું કે? ન જ થાય. પોતાનું જ્ઞાન તો પોતાને પ્રત્યક્ષ હોય છે માટે પોતાના આત્માનું અનુમાન કરવા માટે કોઈ પણ હેતુ જણાતો નથી. સંસારમાં આત્મા એક જ છે એવું પણ નથી; સુખ દુઃખની વ્યવસ્થાથી આત્માઓ તો અસંખ્ય છે, એવું શાસ્ત્રકારનું પણ મંતવ્ય છે. માટે બીજા આત્માઓનું અનુમાનજ્ઞાન કેવી રીતે મેળવવું તે બાબત આ સૂત્રમાં બતાવે છે.

**प्रवृत्तिनिवृत्ती च प्रत्यगात्मनि दृष्टे परत्र लिङ्गम् ॥ १९ ॥**

પદાર્થ—(च) અને (प्रत्यगात्मनि) પોતાના આત્મામાં (प्रवृत्तिनिवृत्ती) પ્રવૃત્તિરૂપ પ્રયત્ન અને નિવૃત્તિરૂપ પ્રયત્ન (दृष्टे) જાણવામાં આવેલા છે, તે જ (परत्र) બીજા આત્માઓને સિદ્ધ કરવાના (लिङ्गम्) હેતુ બને છે.

ભાવાર્થ—બીજાનું જ્ઞાન આપણને પ્રત્યક્ષ નથી એ વાત સાચી છે, પણ બીજાના શરીરમાં જે ક્રિયા થાય છે તે તો આપણને પ્રત્યક્ષ થાય છે. જો અન્યમાં થતી ક્રિયા આપણને પ્રત્યક્ષ ન થાય તો અમુક માણસ ચાલે છે અથવા ઊભો છે એ આપણે શી રીતે કહી શકીએ? આ ઉપરથી સમજી શકાય છે કે બીજાના શરીરમાં થતી ક્રિયા આપણને પ્રત્યક્ષ થાય છે. હવે એ ક્રિયા શાથી થાય છે? તે તપાસીએ. પ્રથમ આપણા શરીરમાં જે ક્રિયા થાય છે તેને તપાસો આપણા શરીરમાં ક્રિયા આપણે ઉત્પન્ન કરીએ છીએ; એટલે કે, આપણામાં પ્રયત્ન નામનો એક ગુણ છે, એને લીધે આપણે શરીરને ચલાવીએ છીએ આથી પરશરીરમાં જે ક્રિયા છે તે પર—આત્માના પ્રયત્નથી થાય છે એમ માનવુ જોઇએ.

પ્રવૃત્તિ-પ્રયત્ન કોઈ વસ્તુ લેવા માટે થાય છે. જે વસ્તુ લેવા ઇચ્છે છે તેમાં રાગ જરૂર હોય છે, માટે રાગને લીધે પ્રવૃત્તિ થાય છે. વિષ-ભક્ષણથી અથવા ખરાબ હવામાંથી હરકોઈ માણસ નિવૃત્તિ કરે છે, કારણ કે, વિષભક્ષણ અને ખરાબ હવા તરફ માણસને દ્વેષ હોય છે. માટે રાગ અને દ્વેષથી પ્રવૃત્તિરૂપ

પ્રયત્ન અને નિવૃત્તિરૂપ પ્રયત્ન માલુમ કરે છે. આ ઉપરથી સાર એ નીકળે છે કે પરશરીરમા થતી ક્રિયા પ્રત્યક્ષ થાય છે, એ ક્રિયાથી પ્રયત્નનું અનુમાન થાય છે અને એ પ્રયત્નથી રાગ, દ્વેષ આદિનુ અનુમાન થાય છે અને રાગ, દ્વેષ, જ્ઞાન આદિથી પર–આત્માનું અનુમાન પણ સહેલાઈથી થઈ શકે છે જો અનુમાનનો પ્રયોગ કરવો હોય તો આ પ્રમાણે કરવો.

परशरीरक्रिया प्रयत्नजन्या, क्रियात्वात्, मदीयशरीरक्रियावत्। અર્થ—પારકાના શરીરમા જે ક્રિયા થાય છે અને જેને હું જોઈ શકું છુ તે પ્રયત્નથી ઉત્પન્ન થાય છે. જેમ મારા શરીરમા થતી ક્રિયા પ્રયત્નથી થાય છે તેમ પ્રયત્ન માત્ર રાગ અને દ્વેષથી ઉત્પન્ન થાય છે માટે રાગ દ્વેષનુ અનુમાન પ્રયત્નથી થાય છે. રાગ, દ્વેષ અને જ્ઞાન એ બધા ગુણો છે માટે એ રાગ દ્વેષનો આધાર પર-આત્મા જ માનવો જોઇએ. આ પ્રમાણે પર–આત્માઓનુ પણ અનુમાન સહેલાઈથી થઈ શકે છે, પોતાના આત્માનુ તો પ્રત્યક્ષ પણ થાય છે અને બીજા આત્માનુ અનુમાન જ થાય છે ક્રિયાથી, પ્રયત્નનુ, પ્રયત્નથી રાગદ્વેષનુ અને રાગદ્વેષથી આત્માનુ અનુમાન કરવામા કોઈ પણ જાતનો દોષ આવતો નથી

इति गुर्जरभाषाभाष्ययुते वैशेषिकदर्शने तृतीयाध्यायस्य प्रथम माह्निकम् ॥



॥ ओ३म् ॥

# अथ तृतीयाध्याये द्वितीय माह्निकम्

---

આત્માની પરીક્ષા આ આહ્નિકમાં ચાલુ જ છે. જ્ઞાન આત્માના અસ્તિત્વને સિદ્ધ કરે છે, એ પ્રથમ આહ્નિકમાં કહેવામાં આવ્યું છે. મનની ગતિ પણ આત્માના અસ્તિત્વને સિદ્ધ કરે છે. સૂત્રકારે પોતે આ આહ્નિકના ૪ સૂત્રમાં એ બાબત લખી છે.

કેટલાક વિદ્વાનો મનના અસ્તિત્વને સ્વીકારતા નથી; કારણ કે એમને મન હોવાનો કોઈ સત્ય અને ચોક્કસ હેતુ મળતો નથી.

માટે આ સૂત્રમાં મુનિ કણાદ મન હોવાનો અવ્યભિચારી સત્ય હેતુ બતાવે છે. મન સિદ્ધ થાય એટલે તેમાં ગતિ પણ માની શકાય અને એ ગતિથી આત્માનું પણ અનુમાન કરી શકાય.

**आत्मेन्द्रियार्थसन्निकर्षे ज्ञानस्य भावोऽभावश्च मनसो लिङ्गम् ॥ १ ॥**

**પદાર્થ**—(आत्मेन्द्रियार्थसन्निकर्षे) આત્મા, ઇંદ્રિયો અને અર્થ આ ત્રણનો સંબંધ થયા પછી જેને લીધે (ज्ञानस्य) જ્ઞાન થાય છે (च) અને (अभाव) નથી થતુ એ (मनसः) મનનુ (लिङ्गम्) લિંગ છે.

**ભાવાર્થ**—શરીરમાં આત્મા છે, તેની સાથે ચક્ષુ આદિ પાંચેય જ્ઞાનેન્દ્રિયનો સંબંધ છે અને કોઈ અર્થ (સુગંધિ ફૂલ આદિ) સામે આવ્યો એટલે એના રૂપનો અને ગંધનો પણ સંબંધ થયો, એટલે એ બંને અર્થનુ એકી સાથે જ્ઞાન થવું જોઇએ. કારણ કે સામગ્રી સમગ્ર આવી ગઈ એટલે હવે કાર્ય થવું જ જોઇએ, છતા બે અર્થોનું એકી સાથે જ્ઞાન થતું નથી પણ એક જ અર્થનું જ્ઞાન થાય છે. પ્રથમ રૂપનુ જ્ઞાન થાય છે અથવા ગંધનું. આમ જ્ઞાન ક્રમશ થાય છે આનું શું કારણ?

જ્યારે આપણે કોઈ પુસ્તક વાંચતા હોઇએ છીએ ત્યારે પણ ચોપડીમાં છાપેલાં ઘણાં વાક્યો સાથે આંખનો સંબંધ એક સાથે થાય છે છતાં બધાં વાક્યાર્થોનું એક સાથે જ્ઞાન થતું નથી પણ ક્રમથી થાય છે, પ્રથમ શબ્દનું જ્ઞાન

થાય છે પછી વાક્યનું. ત્યાર પછી એ જ રીતે બીજા વાક્યનું જ્ઞાન થાય છે; આમ થવાનું શું કારણ છે? એનો વિચાર કરો.

વિચાર કરતાં જણાય છે કે, જ્ઞાન થવામાં આત્મા, ઇંદ્રિય અને અર્થ આ ત્રણનો સંબંધ થવો એ જ પૂરતું કારણ નથી, પણ ચોથી કોઈક એવી વસ્તુ રહી જાય છે કે જેની ગેરહાજરીથી જ્ઞાન થતું નથી અને એની હાજરી થતાં જ જ્ઞાન થઈ જાય છે. આ વસ્તુ મન છે. એટલે જ્ઞાન થવામાં આત્મા, ઇંદ્રિય, અર્થ અને મન આ ચારે ય અર્થોનો સંબંધ જરૂરનો છે.

એ મન સૂક્ષ્મ છે, તેથી બધી ઇંદ્રિયો સાથે એકી વખતે સંબંધ થઈ શકતો નથી, ક્રમથી (વારાફરતી) થાય છે. માટે જે ઇંદ્રિય સાથે મનનો સંબંધ હોય તે જ ઇંદ્રિયથી જ્ઞાન થાય છે. જ્યારે બીજી ઇંદ્રિય સાથે મન સંબંધ પામે ત્યારે બીજી ઇંદ્રિયથી જ્ઞાન થાય છે. આ નિયમ આપણે દરરોજ અનુભવીએ છીએ.

જ્યારે મન કોઈ અમુક અર્થમાં તલ્લીન થયું હોય ત્યારે કોઈ શબ્દ બોલે તો પણ અન્ય અર્થમાં તલ્લીન મનવાળો માણસ એ શબ્દ સાંભળી શકતો નથી, આનું કારણ એ છે કે તે વખતે મનનો સંબંધ શ્રવણ-ઇંદ્રિય સાથે નથી.

આ ઉપરથી સમજાશે કે જ્ઞાનનું થવું અને ન થવું એ મન હોવામાં કારણ છે અને એ મન પરમાણુરૂપ સૂક્ષ્મ છે, મધ્યમ પરિમાણવાળું કે વિભુ નથી.

મન ઇંદ્રિયો સાથે સંયોગ સંબંધ પામે છે, સંયોગ સંબંધ દ્વિષ્ઠ હોય છે, તેથી સંયોગનો આધાર ઇંદ્રિય અને મન બને છે, સંયોગ ગુણ છે અને એ ગુણનો આધાર મન પણ છે એથી એ દ્રવ્ય છે એમ સ્વીકારવું જ જોઇએ.

વળી મન ઉપર અણુ પરિમાણ છે અને પરિમાણ પણ ગુણ છે. ગુણને આધાર થવાથી મન દ્રવ્ય છે એમ માનવું જોઈએ.

કેટલાક વિદ્વાનો મનમાં વિભુત્વ પરિમાણ માને છે પણ એ વાત ઠીક નથી કારણ કે, જો મન વિભુ હોય તો બધી ઇંદ્રિયો સાથે એકી વખતે જ મનનો સંબંધ માનવો જ પડે અને તેથી એક સાથે જ બધી ઇંદ્રિયોનાં જ્ઞાન થવાં જોઈએ પણ એમ થતું નથી માટે મન વિભુ નથી.

મન સૂક્ષ્મ છે માટે જ તેનો અમુક જ ઇંદ્રિય સાથે વ્યાસંગ (એકાગ્રતા) થાય છે, જો વિભુ મન હોય તો તેનો વ્યાસંગ ન ....

જ્યાં ઘણાં જ્ઞાન એક સાથે થાય છે એવું લાગે છે ત્યાં મનના આશુતમ સંચારને લીધે એમ બને છે અને જ્ઞાનોમાં રહેલો ક્રમ જાણી શકાતો નથી એટલે એક સાથે ઘણાં જ્ઞાન ઉત્પન્ન થાય છે એમ માનવું એ ભ્રમ જ છે, માટે મન 'વિભુ' નથી.

અણુ પરિમાણવાળા દ્રવ્યમાં અને મધ્યમ પરિમાણવાળા દ્રવ્યમાં ગતિ અવશ્ય હોય છે, *मनो गतिमत् अणुपरिमाणवत्वात् परमाणुवत्* મન ગતિવાળું છે કારણ કે તેમાં અણુપરિમાણ છે. આ હેતુમાં કોઈ પણ જાતનો દોષ નથી, માટે ગતિસાધક હેતુ હેત્વાભાસ નથી.

શબ્દ પ્રમાણથી પણ મનનું અસ્તિત્વ અને તેમાં ગતિ છે, એ સિદ્ધ થાય છે. જેમકે :—

यत् ते चतस्रः प्रदिशो मनो **जगाम** दूरकम्। तत् त आवर्तयामीह क्षयाय जीवसे ॥ ઋ. ૧૦–૫૮–૪.

तन्मे मनः शिवसंकल्पमस्तु ॥ યજુ. અ. ૩૪.

इन्द्रियेभ्यः परं मनो मनसः सत्वमुत्तमम्. કઠોપનિષદ્ ૨–૩–૭.

**चञ्चलं** हि मनः कृष्ण प्रमाथि बलवद्दृढम् ॥

असंशयं महाबाहो मनो दुर्निग्रहं **चलम्** ॥ ગીતા ૬–૧–૩૪–૩૫.

આ બધાં વેદ, ઉપનિષદ્ અને ગીતાનાં પ્રમાણો મનના અસ્તિત્વ સાથે તેને સૂક્ષ્મ અને ગતિવાળું બતાવી રહ્યાં છે.

વળી બીજું એ છે કે જો મન વિભુ હોય તો મને માથામાં દુઃખ છે એવી પ્રતીતિ ન થવી જોઈએ પણ મને દુઃખ થાય છે એવી જ પ્રતીતિ થવી જોઇએ કારણ કે મનનો સંબંધ વ્યાપક છે. મને માથામાં દુઃખ થાય છે એવી પ્રતીતિ તો ત્યારે જ થઈ શકે કે મનનો સંબંધ માથા સાથે જ હોય અને શરીરના બીજા અવયવો સાથે ન હોય.

સુખ અને દુઃખ પણ કાર્ય છે. એ કાર્યનું કોઈ કરણ હોવું જ જોઇએ, કરણ વગર કાર્ય થઈ શકે નહિ. સુખ અને દુઃખનું કરણ મન સિવાય બીજું કોઈ જણાતું નથી માટે મનનું અસ્તિત્વ ચોક્કસ છે.

મનને લીધે જ જ્ઞાન થાય છે, મન અણુ છે તેથી જ જ્ઞાનોનો ક્રમ છે અને તેમાં (મનમાં) ગતિ છે. એક સાથે ઘણાં જ્ઞાન થતાં નથી એ હેતુ પણ મનને સિદ્ધ કરે છે. સુખ અને દુઃખ એ પણ માનસ ક્રિયા છે. કોઈ પણ ક્રિયા કરણ વગર થતી નથી માટે સુખ દુઃખના કરણ તરીકે પણ મનની સિદ્ધિ થાય છે. આટલી બાબત આ સૂત્રથી સૂચિત થાય છે. ॥ १ ॥

ઉપરના સૂત્રથી મનની સિદ્ધિ તો થઇ પણ તે દ્રવ્ય છે અને નિત્ય છે, એ કેવી રીતે સિદ્ધ થાય છે ? તેના ઉત્તર રૂપે આ સૂત્ર છે

**तस्य द्रव्यत्वनित्यत्वे व्यायुना व्याख्याते ॥ २ ॥**

**પદાર્થ**—(तस्य) મનમા (द्रव्यत्वनित्यत्वे) દ્રવ્યત્વ અને નિત્યત્વ (वायुना) વાયુ વડે (व्याख्याते) વ્યાખ્યાત થાય છે

**ભાવાર્થ**—જેમ પરમાણુ રૂપ વાયુ ગુણવાળો હોવાથી દ્રવ્ય તરીકે સિદ્ધ થાય છે અને તે નિરવયવ હોવાથી નિત્ય તરીકે સિદ્ધ થાય છે તેમ મન પણ ગુણવાળુ હોવાથી દ્રવ્ય છે અને તેના કોઈ અવયવ નથી માટે તે નિત્ય છે

સખ્યા, પરિમાણ, પૃથક્ત્વ, સયોગ, વિભાગ, પરત્વ, અપરત્વ અને સસ્કાર આ આઠ ગુણ મનમા છે વેદમા મનને हृत्प्रतिष्ठ यदजिर **जविष्ठ** तन्मे मन शिव सङ्कल्प मस्तु ॥ યજુ અ ૩૪ આ મત્રમા મનને **જવિષ્ઠ** કહેવામા આવ્યુ છે જવ એટલે વેગ વેગ નામનો મનમા સસ્કાર છે

मनो द्रव्यम् गुणवत्वात् घटादिवत् જેમ ઘટ આદિ પદાર્થો ગુણવાળા હોવાથી તે દ્રવ્ય છે તેમ સખ્યા આદિ ગુણોથી મન પણ ગુણવાળુ હોવાથી દ્રવ્ય છે

મન અવયવિ દ્રવ્ય નથી તેથી તે નિત્ય છે, મનને જ્યારે અવયવો જ નથી તો તેનો નાશ કેવી રીતે થાય ? અવયવોના નાશથી અથવા અસમવાયિ કારણના નાશથી કાર્ય દ્રવ્યનો નાશ થાય છે મન કોઇપણ અવયવોનુ સમવેત દ્રવ્ય નથી અને તેથી જ તેને અસમવાયિ કારણ પણ નથી માટે મનના નાશનુ કોઈ કારણ ન હોવાથી મન નિત્ય છે

यत्प्रज्ञानमुत चेतो धृतिश्च यज्ज्योतिरन्त **रमृत** प्रजासु ॥ યજુ અ ૩૪
येनेद भूत भुवन भविष्यत् परिगृहीत **ममृतेन** सवम् ॥ યજુ અ ૩૪

આ બન્ને મત્રમા મનને 'અમૃત' કહ્યુ છે અમૃત એટલે અવિનાશિ પહેલા મત્રમા જણાવ્યુ છે કે, પ્રજામા મન અમૃત (અવિનાશિ) છે બીજા મત્રમા જણાવ્યુ છે કે ભૂત, વર્તમાન અને ભવિષ્યત્ આ ત્રણે અમૃત (અવિનાશિ) મનથી પરિગૃહીત=જ્ઞાત થાય છે

આ પ્રમાણે મન દ્રવ્ય તરીકે અને નિત્ય તરીકે સિદ્ધ થાય છે

**શકા**—एतस्माज्जायते प्राणो **मन**• सर्वेन्द्रियाणि च ख वायुर्ज्योतिराप पृथिवी विश्वस्य धारिणी ॥ મુડક ઉપનિષદ્ ૨-૧-૩ અહી પ્રાણ મન અને ઇન્દ્રિયો આદિને બ્રહ્મમાથી ઉત્પન્ન થયેલા કહ્યા છે તેથી શુ મનની ઉત્પત્તિ ન માનવી ? અને જો મનની ઉત્પત્તિ માનીએ તો તે નિત્ય કેમ કહેવાય ?

ઉત્તર—અહીં મનની અને આકાશની ઉત્પત્તિ ગૌણ તરીકે બતાવી છે એમ સમજવું.

मनसो ह्येव खल्विमानि भूतानि जायन्ते। तैत्तिरीय उपनिषद् भृगुवल्ली અનુવાક ૩. અહીં મનમાંથી સર્વ ભૂતોની ઉત્પત્તિ બતાવી છે. ત્યારે શું મનમાંથી પૃથ્વી આદિ ભૂતો ઉત્પન્ન થયાં છે એમ માનવું? નહિ, ઉપનિષદ્‌માં ગૌણપ્રયોગ અને મુખ્ય પ્રયોગને બહુ સૂક્ષ્મ દૃષ્ટિથી તપાસવા જોઇએ.

જો મનને બ્રહ્મમાંથી ઉત્પન્ન થયેલું માનીએ તો પ્રશ્ન એ ઉત્પન્ન થાય છે કે, નવીન વેદાન્તીઓ બ્રહ્મને 'જ્ઞાન' જ માને છે અને જ્ઞાન એ ગુણ છે. જ્યારે મન તો દ્રવ્ય છે. ગુણમાંથી દ્રવ્યની ઉત્પત્તિ થાય જ નહિ, દ્રવ્યમાંથી જ દ્રવ્યની ઉત્પત્તિ થાય છે, એ તો આપણે સર્વત્ર અનુભવીએ છીએ.

द्रव्याणि द्रव्यान्तरमारभन्ते गुणाश्च गुणान्तरम्। ૧-૧૦.

દ્રવ્યનાં આરંભક દ્રવ્યો અને ગુણના આરંભક ગુણો હોય છે એવું શાસ્ત્રકારે પણ પ્રથમ અધ્યાયમાં જણાવ્યું છે.

જો બ્રહ્મને દ્રવ્ય તરીકે માનવામાં આવે તોપણ તેમાંથી મનની ઉત્પત્તિ થઈ શકે નહિ.

સમવાયિકારણના ગુણો સમવેતકાર્યદ્રવ્યમાં ગુણોને ઉત્પન્ન કરે છે. આ પણ સાર્વત્રિક નિયમ છે. જો મનનું સમવાયિકારણ બ્રહ્મરૂપ દ્રવ્ય માનીએ તો બ્રહ્મની અંદર રહેલા જ્ઞાન આદિ ગુણો સમવેત દ્રવ્ય (કાર્ય) મનમાં પણ જ્ઞાન આદિ ગુણો ઉત્પન્ન કરે જ; અને તેને પરિણામે મનને જ્ઞાનવાળું અને આનંદવાળું દ્રવ્ય માનવું પડે. જે અનુભવથી તદ્દન વિરુદ્ધ છે. મન તો જડ પદાર્થ છે. આ કારણથી મનની ઉત્પત્તિ ગૌણાર્થક માનવી જોઇએ.

મન જ્ઞાનનું કરણ હોવાથી ઇંદ્રિય છે અને એ કરણ જ્ઞાન, સુખ આદિ આંતરિક ગુણોનું છે માટે એને અંતઃકરણ કહેવામાં આવે છે.

મનના અવયવો માનવામાં કોઈ પણ પ્રમાણ નથી. ગુણાશ્રિતત્વ અને અનાશ્રિતત્વ આ બે કારણથી મન નિત્ય દ્રવ્ય છે એ સિદ્ધ થાય છે. मनो नित्यं द्रव्यम्, असमवेतत्वात्, निराश्रितत्वात् प्रागभावाप्रतियोगित्वाच्च। અસમવેતત્વ આદિ હેતુઓ મનને નિત્ય ઠરાવે છે. ॥ ૨ ॥

મન છે, તે આંતર ઇંદ્રિય છે, દ્રવ્ય છે અને નિત્ય છે એ વાત સિદ્ધ થઈ. હવે દરેક શરીરમાં એક જ મન છે કે એક કરતાં વધારે?

આ શંકાનું નિવારણ કરવું આ નિમ્ન સૂત્ર છે.

प्रयत्नायौगपद्याज्ज्ञानायौगपद्याच्चैकम् ॥ ३ ॥

પદાર્થ—(प्रयत्नायौगपद्यात्) પ્રયત્નોનું અયૌગપદ્ય હોવાથી (च) અને (ज्ञानायौगपद्यात्) જ્ઞાનોનું અયૌગપદ્ય હોવાથી (एकम्) પ્રતિશરીર મન એક છે.

**ભાવાર્થ**—દરેક શરીરમાં મન એક જ છે. શરીર દીઠ મન એક હોવામાં બે હેતુઓ છે.

(૧) આત્મામાં પ્રયત્નો એક સાથે બે કે ત્રણ થતા નથી પણ, એક વખતે એક જ પ્રયત્ન થાય છે એટલે કે પ્રયત્નો ક્રમથી થાય છે. પ્રયત્નો ક્રમથી થાય છે તેમાં મન કારણ છે. શરીરમાં જે ક્રિયા થાય છે તે આત્માના પ્રયત્નને લીધે થાય છે. શરીરના જે ભાગમાં આત્મા અને મનનો સયોગ થાય છે તે જ ભાગમાં ક્રિયા થાય છે. મન કરણ છે અને કરણનો એ સ્વભાવ હોય છે કે તે એક વખતે એક જ ઠેકાણે ક્રિયા ઉત્પન્ન કરે છે. છેદન ક્રિયાનુ કરણ કુહાડો છે, તે એક વખતે એક જ ઠેકાણે એક જ ઘા કરી શકે છે. અનેક ઘા એક જ વખતે થવા એ એની શક્તિની વાત નથી. મનરૂપ કરણ પણ આત્મામાં એક વખત એક જ પ્રયત્ન ઉત્પન્ન કરે છે અને તેને લીધે શરીરના અમુક ભાગમાં ક્રિયા થાય છે. જો શરીરમાં અનેક મન હોત તો આત્મામાં એક જ વખતે અનેક પ્રયત્નો થાત અને શરીરના અનેક અવયવોમાં એક જ વખતે ક્રિયાઓ પણ થાત, પણ એમ બનતું નથી માટે એક શરીરમાં એક જ મન છે.

આત્મામાં જ્ઞાનો પણ ક્રમથી જ થાય છે તેથી પણ એક શરીરમાં એક જ મન છે એમ સિદ્ધ થાય છે. જો શરીરમાં અનેક મન હોત તો એક જ વખતે આત્મામાં અનેક જ્ઞાનો ઉત્પન્ન થાત પણ એમ થતું નથી માટે એક શરીરમાં એક જ મન છે.

કોઈક વખતે મનના અત્યંત ઝડપી સંચારને લીધે આત્મામાં પ્રયત્નો થવા લાગે છે ત્યારે શરીરના જુદા જુદા ભાગોમાં પણ એક સાથે ક્રિયાઓ થતી હોય તેમ જણાય છે પણ, એ ભ્રમ છે ક્રિયાઓ તો ક્રમથી જ થાય છે. મન નિરવયવ હોવાથી તેમાં સંકુચન અને પ્રસારણ પણ થઈ શકતાં નથી. કોઈ શસ્ત્રના પ્રહારથી સાપ અથવા ઘોના બે કકડા થયા હોય અને તે બંને કકડાઓમાં તડ્ફડાટ એક સાથે થાય છે તે પણ મનના અતિ ઝડપી સંચારને લીધે જ થાય છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે પ્રતિશરીર મન એક જ છે. ॥ ૩ ॥

ઇંદ્રિય-જન્ય જ્ઞાન, આત્મા હોવાનું અનુમાન છે એ આગળ કહેવાઈ ગયું છે. હવે આત્માના અસ્તિત્વના સાધક બીજાં અનુમાનો બતાવે છે.

प्राणापाननिमेषोन्मेषजीवनमनोगतीन्द्रियान्तरविकाराः सुखदुःखेच्छाद्वेषप्रयत्नाश्चात्मनो लिङ्गानि ॥ ४ ॥

પદાર્થ—(प्राणापाननिमेषोन्मेषजीवनमनोगतीन्द्रियान्तरविकारा) પ્રાણ, અપાન, નિમેષ, ઉન્મેષ, જીવન, મનોગતિ, ઇન્દ્રિયાન્તરવિકાર, (च) અને (सुखदुःखेच्छाद्वेषप्रयत्ना) સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ અને પ્રયત્ન (आत्मन) આત્માના (लिङ्गानि) લિંગ અર્થાત્ અનુમાનો છે

**ભાવાર્થ**—શરીરમા જુદા જુદા ઠેકાણે મુખ્ય પાચ વાયુઓ રહ્યા છે તેના નામ પ્રાણ, અપાન, સમાન, ઉદાન અને વ્યાન છે प्राणो हृदि गुदेऽपान समानो नाभिसस्थित । उदान कण्ठदेश स्याद् व्यान सर्वशरीरग ॥ પ્રાણનું સ્થાન હૃદયમા, અપાનનુ સ્થાન ગુદેન્દ્રિયમા, સમાનનુ સ્થાન નાભિમા, ઉદાનનુ સ્થાન કંઠદેશમા અને વ્યાનનુ સ્થાન આખા શરીરમા છે

શરીરમા અન્નનો પ્રવેશ કરાવવો એ પ્રાણનુ કામ છે, શરીરમાથી મળ મૂત્રનો ત્યાગ કરાવવો એ અપાનનુ કામ છે, શરીરમા અન્નનુ પાચન કરાવવુ એ સમાનનુ કામ છે, ભાષણ કરાવવામા ઉદાનનુ કામ છે અને આખમા નિમેષ ઉન્મેષ કરાવવામા વ્યાનનુ કામ છે

પ્રાણ અને અપાન એ વાયુ જ છે, શરીરમા જુદી જુદી ક્રિયા કરવામા તેનો ઉપયોગ હોવાથી તેના જુદા જુદા નામ પડ્યા છે

હવે વાયુની ગતિ તિર્યક્ છે દક્ષિણથી ઉત્તરમા, ઉત્તરથી દક્ષિણમા, પૂર્વથી પશ્ચિમમા અને પશ્ચિમથી પૂર્વમા એની ગતિઓ થયા કરે છે અગ્નિની જ્વાળા પેઠે એની ઊચી ગતિ નથી અને પાણીની પેઠે એની નિમ્ન ગતિ પણ નથી જડ વસ્તુ પોતાના સ્વભાવ પ્રમાણે ગતિ કર્યા કરે છે પણ જ્યારે એના સ્વભાવમા પરિવર્તન જણાય ત્યારે સમજવુ કે એની પાછળ ચેતનનો હાથ છે પાણી જ્યારે ઊચે ચડે છે ત્યારે તેની પાછળ મનુષ્યનો પ્રયત્ન હોય છે એમ સમજવુ

શરીરમા વાયુના સ્વભાવનુ પરિવર્તન છે, પ્રાણ-વાયુની ગતિ ઊર્ધ્વ છે અને અપાન વાયુની ગતિ નિમ્ન છે વાયુમા આ જે સ્વભાવપરિવર્તન છે તે શરીરના અધિષ્ઠાતા જીવાત્માને લીધે થાય છે, માટે પ્રાણ અને અપાન વાયુઓ શરીરમા રહેલા આત્માનુ અનુમાન કરાવે છે

નિમેષ=આખનુ મીચાવુ ઉન્મેષ=આખનુ ઊઘડવુ મીચાવુ અને ઊઘડવુ એ કર્મ છે આ કર્મ કોઈ પણ ધક્કા વગર અને આઘાત વગર આખમા થયા જ કરે છે, માટે એ કર્મને ઉત્પન્ન કરનાર પ્રયત્ન છે એમ માનવુ

જ રહ્યું પ્રયત્ન એ ગુણ છે અને એનો આધાર આત્મા છે એ માન્યા વગર ન જ ચાલે

ઉન્નન=જીવન પણ આત્માનું અનુમાપક લિંગ છે, જીવન કોઈ એક જ ક્રિયાનું નામ નથી શરીરમા થતી ક્રિયાની પરંપરાનું નામ જીવન છે પણ આ સૂત્રમા વધા વિદ્વાનોના મતે વૃદ્ધિ ક્ષત, ભગ્ન અને સંરોહણ આદિ છે જેમ ઘરનો માલિક ઘરને વધારે છે, તેમ શરીરનો અધિષ્ઠાતા આત્મા શરીરને વિશુદ્ધ અને પુષ્ટિકારક ખોરાકથી વધારે છે શરીરનો કોઈ પણ અવયવ બગડ્યો હોય તો તેને સુધારે છે શરીરમા આ દેરદાર શરીર પોતે જાતે કરતું નથી પણ એનો અધિષ્ઠાતા જે જીવાત્મા છે તે કરે છે

મનોગતિ=મનમા જે ગતિ થાય છે તે પણ આત્માનું અનુમાન કરાવે છે મન મૂર્ત અને અણુ છે, તેનામા જ્ઞાન નથી એ આગળ બતાવ્યુ છે મનનું અભિમત ઇંદ્રિય સાથે જોડાવુ એમા મન સ્વતંત્ર નથી કારણ કે એ જડ છે, એને જોડનાર કોઈ ચેતન જ હોવો જોઈએ ટ્રેનને દોડતી જોઈ, વિમાનને આકાશમા ઊડતુ જોઈ તેમા બેઠેલા ડ્રાઈવર અને વિમાન ચલાવનારનું સહેજે અનુમાન થાય છે તેમ મનની ગતિ જાણીને એ ગતિને આપનાર કોઈ આત્માનું અનુમાન કરવુ એ સર્વથા યોગ્ય છે જો શરીર જ મનને પ્રેરણા આપનાર હોય તો શરીર ચેતન છે એમ માનવુ પડે અને અનુભવ અને સ્મરણ પણ શરીરના જ ધર્મો સ્વીકારવા પડે જો કોઈ કહે કે એ તો ઇષ્ટાપત્તિ છે, તો તેનો ઉત્તર એ છે કે બાપે અનુભવેલી વસ્તુનુ સ્મરણ પુત્રને થવુ જોઇએ, કારણ કે પુત્રનુ શરીર એ પિતાના શરીરનો જ અંશ છે એટલે કે પિતા માતાના શરીરના અંશમાથી જ પુત્રનુ શરીર બન્યુ છે માટે માતાપિતાએ અનુભવેલી બાબતનુ પુત્રને સ્મરણ થવુ જોઇએ

જો કોઈ શંકા કરે કે ભલે પિતાના શરીરના અંશમાથી પુત્રનુ શરીર બન્યુ, પણ બાપનુ અને દીકરાના શરીર તો જુદા છે જ આ જુદાઈને લીધે બાપના અનુભવનુ સ્મરણ દીકરાને થતુ નથી પૂર્વપક્ષવાદીનુ આ કથન પણ ઠીક નથી કારણ કે, શરીરનો ભેદ તો બાળકના શરીર અને વૃદ્ધના શરીરમા પણ છે એ જુદાઈ હોવા છતા બાળપણમા થયેલુ પોતાનુ લગ્ન જ્યારે તે વરડો થાય છે ત્યારે પણ તેને યાદ આવે છે, માટે જો શરીર અનુભવ કરનાર અને સ્મરણ કરનાર હોય તો પિતાના અનુભવનુ સ્મરણ પુત્રના શરીરને થવુ જ જોઇએ

વળી 'મારૂ શરીર' એમ કહેવાય છે અહીં મારૂ કહેનાર શરીરમા કોણ છે?

સાત વરસે તો શરીર બદલાઈ જાય છે તો જે કોઈ ગુનેગારને દસ વરસની કેદ મળી હોય તેને આઠમે વરસે કેદમા શા માટે રાખવો? કારણ કે જે શરીરે હિંસા કરી તે તો ખલાસ થયુ આઠમે વરસે તો નિર્દોષ શરીર કેદમા પિડાય છે

વળી શરીરને જ આત્મા માનવાથી પુણ્ય પાપની કોઈ વ્યવસ્થા પણ રહેતી નથી શાસ્ત્રમા બતાવેલા કૃતહાનિ અને અકૃતાભ્યાગમ દોષ પણ સ્થિર થઈ જાય છે

શરીર ક્ષણે ક્ષણે બદલાતુ રહેતુ હોવાથી કોઇને પણ અનુભવેના અર્થનુ સ્મરણ પણ થશે નહિ બીજાના અનુભવનું સ્મરણ કોઈ ત્રીજાને થતું નથી આ કારણથી મનને ગતિ આપનાર શરીર સિવાય કોઈ સ્થિર આત્માને જરૂર માનવો જોઇએ કે જે આત્મા મનને ચલાવી રહ્યો છે અને જરૂર પડે તો અભ્યાસને બળે સ્થિર પણ કરે છે

ઇન્દ્રિયાન્તર વિકાર—કોઈક વખત કોઈ માણસે સુદર રૂપવાળા ફળનો ખાટો રસ ચાખ્યો હોય અને પછી અમુક સમય વીત્યા પછી તેજ ફળ બજારમા જોયુ કે તરત જ દાતમા પાણી છૂટે છે આમ શાથી થાય છે? ફળનુ રૂપ જોવા સાથે જ અનુભવેના ખાટા રસનુ અનુમાન થાય છે અનુમાન વ્યાપ્તિના જ્ઞાનના સ્મરણને લીધે થાય છે વ્યાપ્તિનુ સ્મરણ સસ્કારને લીધે થાય છે સસ્કાર વ્યાપ્તિ સબધના અનુભવને લીધે ઉત્પન્ન થયો હોય છે, વ્યાપ્તિનો સબધ પણ બે વસ્તુને વારવાર સાથે જોવા ઉપર અવલબે છે આ બધી કાર્યકારણ ભાવને દર્શાવતી જ્ઞાનની પરપરા સ્થિર કોઈ એક કર્તાને સિદ્ધ કરે છે અને તે સ્થિર કર્તા અસ્થિર શરીરથી જુદો છે એમ સિદ્ધ કરે છે

જ્ઞાન જેમ શરીરથી ભિન્ન આત્માને સિદ્ધ કરે છે તેમ સુખ, દુખ ઇચ્છા, દ્વેષ વગેરે ગુણો પણ આત્માને જ બતાવી રહ્યા છે, સુખ આદિ કઈ શરીર અનુભવતુ નથી મરેલુ શરીર પણ શરીર જ છે, શુ એ સુખ દુખ અનુભવી શકે છે, જો કહો કે નહિ તો જીવતુ શરીર પણ એવો અનુભવ ન જ કરી શકે એમ શા માટે માનતા નથી? શરીર તો સુખ આદિ અનુભવ કરવાનું સાધન છે, અનુભવ કરનાર તો શરીરથી જુદો શરીરનો અધિષ્ઠાતા સ્થિર એક આત્મા જ છે

શરીર નાશ પામ્યા પછી પણ એ આત્મા સ્થિર જ રહે છે વસ્તુના નાશના જે કારણો હોય છે તે આત્મામા નથી. જેમ વસ્તુ કારણને લીધે ઉત્પન્ન થાય છે તેમ કારણો લીધે જ તે નાશ પામે છે આત્મામા કોઈ એવા કારણ

નથી કે જેથી તેનો નાશ થાય, માટે શરીરથી જુદો અને સ્થિર આત્મા સ્વીકારવો જ જોઇએ ॥ ૪ ॥

ભલે આત્મા પ્રમાણો દ્વારા સિદ્ધ થાય, એને સ્થિર પણ ભલે માનો અને શરીર તથા ઈંદ્રિયોથી જુદો પણ ભલે માનો અમારી બુદ્ધિમા પણ એ વાત ઊતરે છે હવે શકા એ થાય છે કે, તમે આત્માને નિત્ય માનો છો એ કયા આધારે ? વળી તમે આત્માને દ્રવ્ય પણ માનો છો એ કયા પ્રમાણોથી ? ઘણા વિદ્વાનો આત્માને જ્ઞાનસ્વરૂપ અને આનદસ્વરૂપ માને છે, શુ એનો અર્થ એ સમજવો કે, જ્ઞાન અને આનદ પણ 'દ્રવ્ય' છે ?

આ શકાના સમાધાન માટે શાસ્ત્રકારે આ સૂત્ર લખ્યુ છે

**तस्य द्रव्यत्वनित्यत्वे वायुना व्याख्याते ॥ ५ ॥**

**પદાર્થ**—(तस्य) આત્માના (द्रव्यत्वनित्यत्वे) દ્રવ્યત્વ અને નિત્યત્વ (वायुना) પરમાણુસ્વરૂપ વાયુ વડે (व्याख्यात) વ્યાખ્યાત થાય છે

**ભાવાર્થ**—જેમ વાયુનુ પરમાણુ નિરવયવ હોવાથી નિત્ય છે તેમ આત્મા નિરવયવ નિત્ય ઠરે છે જેમ પરમાણુ અચ્છેદ્ય અને અભેદ્ય છે તેમ આત્મા પણ અચ્છેદ્ય અને અભેદ્ય છે આત્માને અવયવો છે એવુ માનવાને કોઈ પણ પ્રમાણ નથી કોઈ પણ નિરવયવ દ્રવ્ય નિત્ય જ હોય છે આથી સમજી શકાશે કે, આત્મા નિરવયવ દ્રવ્ય છે માટે નિત્ય છે

પરમાણુમા ગુણ હોવાથી પરમાણુ જેમ દ્રવ્ય ઠરે છે તેમ આત્મા પણ દ્રવ્ય છે કારણ કે, આત્મામા ગુણ છે આત્મામા સખ્યા આદિ સામાન્ય ગુણો છે અને જ્ઞાન આદિ વિશેષ ગુણો પણ છે, તે આગળ સમજાવવામા આવ્યુ છે

આત્માને જ્યા જ્ઞાન તરીકે અને આનદ તરીકે કહ્યો છે ત્યા પણ જ્ઞાનવાન્ અને આનદવાન્ આત્મા છે એમ જ સમજવુ જોઇએ જ્ઞાન અને આનદ ગુણ હોવાથી તે નિરાધાર ન જ રહી શકે, માટે આત્મા નિત્ય છે અને દ્રવ્ય પણ છે ॥ ૫ ॥

હવે બીજી રીતે પૂર્વપક્ષ ઊભો થાય છે કેટલાક વિદ્વાનો 'આત્મા છે' એ કેવળ આગમથી જ જાણી શકાય છે, એમ માને છે અનુમાન પ્રમાણથી અથવા બીજા કોઈ પ્રમાણથી નહિ જ્યારે મહામુનિ કણાદ તથા વૈશેષિક દર્શનના નિષ્ણાતો આગમથી અને બીજા પ્રમાણથી બન્ને રીતે આત્મા જાણી શકાય છે आत्मा वा अरे द्रष्टव्य श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः मैत्रेयि बृ ૪-૫-૬ આત્માનો સાક્ષાત્કાર કરવો જોઈએ, માટે તેનુ શ્રવણ કરવુ જોઇએ, પછી મનન કરવુ

જોઈએ અને પછી તેનો સાક્ષાત્કાર કરવો જોઈએ આ ઔપનિષદ કથનાનુસાર આત્માનુ 'મનન' કરવુ એ જરૂરી બાબત છે मन्तव्यश्चोपपत्तिभि આત્માની સિદ્ધિ થાય એવી રીતે મનન કરવુ જોઈએ આત્માને સિધ્ધ કરનારા સત્ય અનુમાનો (હેતુઓ) શોધવા, એ જ વૈશેષિક દર્શનના વિદ્વાનોના મતે 'મનન' છે મનન કરવાથી આત્માના સબધમા ઊભી થતી અશ્રધ્ધા અને શકાઓ દૂર થાય છે

પૂર્વ-પક્ષવાદીઓ આ વાત માનતા નથી એમનુ તો કહેવુ એવુ છે કે શાસ્ત્રમા જે લખ્યુ છે તે જ સત્ય છે એમા અનુમાનની કશી જરૂર નથી શાસ્ત્રમા કહેલા અતીન્દ્રિય અર્થોમા અક્કલની દખલ ન કરવી, 'આત્મા' છે એમ કહ્યુ છે તો બસ માની લેવુ કે, 'આત્મા' છે આવા ભાવથી પ્રેરાઈ પૂર્વપક્ષવાદીઓનુ જે કહેવુ છે તે આ ૭, સાત અને આઠમા સૂત્રમા બતાવે છે એટલે ૬-૭-૮ આ ત્રણ સૂત્રોમા પૂર્વપક્ષવાદીઓનો મત શાસ્ત્રકારે બતાવ્યો છે

કેટલાક વિદ્વાનોએ આ જ ત્રણ સૂત્રો સિધ્ધાત પક્ષમા પણ લગાવ્યા છે છતા મૂળ વાતમા કશો ફરક પડતો નથી

**પૂર્વપક્ષનુ સૂત્ર –**

**यज्ञदत्त इति सन्निकर्षे प्रत्यक्षाभावाद् दृष्ट लिङ्ग न विद्यते ॥ ६ ॥**

**પદાર્થ**—(सन्निकर्ष) સબધ થયા પછી (यज्ञदत्त इति) આ યજ્ઞદત્ત છે એવુ (प्रत्यक्षाभावात्) જ્ઞાન થાય છે પણ અહી આત્માનુ પ્રત્યક્ષ થતુ ન હોવાથી (दृष्टम्) ગૃહીતવ્યાપ્તિક (लिङ्गम्) હેતુ (न विद्यते) નથી.

**ભાવાર્થ**—યજ્ઞદત્ત નામનો માણસ સામે આવીને ઊભો રહે તો તેના શરીરનુ પ્રત્યક્ષ થાય છે પણ તેના આત્માનુ પ્રત્યક્ષ થતુ નથી આત્મા પ્રત્યક્ષ નથી માટે શરીરનો આત્મા સાથે સબધ છે તેનુ પણ પ્રત્યક્ષ થતુ નથી, બને અર્થો આખથી જોઈ શકાતા હોય તો જ એકને જોઈ તત્સબદ્ધ બીજાનુ અનુમાન થઈ શકે જ્યારે સબધ જ દૃષ્ટ નથી તો સબધવાળો હેતુ શી રીતે માની શકાય? અગ્નિ અને ધુમાડો આ બને અર્થો રસોડામા જોઈ શકાય છે તેથીજ તેનો સબધ પણ જોઈ શકાય છે, માટે જ પર્વતમા ધૂમને જોઈ અગ્નિનુ અનુમાન થઇ શકે છે આત્માને આખથી કોઈએ જોયો નથી તો પછી હાલતા ચાલતા દૃષ્ટ શરીરથી આત્માનુ અનુમાન થાય જ શી રીતે? આત્માનુ અનુમાન કરવામાં કોઈ દૃષ્ટલિગ અર્થાત્ ગૃહીત વ્યાપ્તિક લિગ ન હોવાથી આત્માનુ અનુમાન થઈ શકતુ નથી, માટે વેદ આદિ શાસ્ત્રમા લખ્યુ છે કે, 'આત્મા છે' બસ, એટલાથી જ સતોષ માનવો જોઈએ, અનુમાનમા પરિશ્રમ કરવો વ્યર્થ છે ॥ ૬ ॥

બન્ને પ્રત્યક્ષદૃષ્ટવ્યાપ્તિક લિંગ આત્માના અનુમાન કરવામાં ન હો, પણ લિંગ (હેતુ) કંઈ એક જ પ્રકારનું હોતું નથી, પૂર્વવત્ શેષવત્ અને સામાન્યતોદૃષ્ટ. આમ ત્રણ પ્રકારનાં લિંગ હોય છે. પૂર્વવત્ લિંગ એટલે દૃષ્ટવ્યાપ્તિક હેતુ. એ બન્ને આત્મામાં ન હો, પણ શેષવત્ લિંગ અને સામાન્યતોદૃષ્ટ લિંગથી તો આત્માનું અનુમાન થવામાં કોઈ દોષ નથી, અતઃ આત્માની શોધ માટે એ અનુમાનનો ઉપયોગ કરવો. એના સંબંધમાં પૂર્વપક્ષ તરફથી આ સૂત્ર છે.

सामान्यतो दृष्टाच्चाविशेषः ॥ ७ ॥

**પદાર્થ**—(सामान्यतो दृष्टात्) સામાન્યતો દૃષ્ટ લિંગથી (च) અને (अविशेषः) સંતોષકારક અનુમાન થઈ શકતું નથી, એટલે એ પણ દૃષ્ટલિંગ જેવું જ અનુપયોગી છે.

**ભાવાર્થ**—સામાન્યતોદૃષ્ટ અનુમાનથી માત્ર એટલું જ સિધ્ધ થાય છે કે જ્ઞાન, ઇચ્છા આદિનો કોઈ આધાર હોવો જોઈએ અને તે પૃથ્વી આદિ આઠ દ્રવ્યોથી જુદો જ હોવો જોઈએ. શું આટલાથી જ મનન સફળ થાય છે? અમને તો આવું મનન (અનુમાન) આત્માની તરશ છીપાવવા પૂરતું જણાતું નથી. ॥ ૭ ॥

ત્યારે શું यस्मिन् सर्वाणि भूतान्यात्मैवाभूद् विजानतः । આ વેદનું વાક્ય નકામું છે? જો આત્મા ન હોય તો શાસ્ત્રમાં તેનો ઉલ્લેખ શા માટે છે? આ શંકાનો ઉત્તર પૂર્વપક્ષ તરફથી નીચેના સૂત્રમાં છે. આ સૂત્ર પણ પૂર્વપક્ષનું જ સમજવું.

तस्मादागमिकः ॥ ८ ॥

**પદાર્થ**— (तस्माद्) માટે (आगमिकः) આગમથી જ આત્મા જાણી શકાય છે.

**ભાવાર્થ**—આગમ = વેદાદિ સત્યશાસ્ત્રો ખોટાં નથી માટે આગમગમ્ય જ આત્મા છે. અનુમાનગમ્ય નથી. આ કારણથી અનુમાનના બખેડામાં નહીં પડતાં આગમ ઉપર જ ખૂબ શ્રધ્ધા રાખવી અને આગમોનું ખૂબ શ્રવણ કરવું. શ્રવણ કરતાં કરતાં આત્માનું જ્ઞાન થઈ જશે. કેવળ શ્રવણ કરવાથી પણ પદાર્થનો સાક્ષાત્કાર થતો અનુભવાય છે. જેમકે:—એક વર્ગમાં દસ છોકરા છે; તેમાંથી શિક્ષકે એકને કહ્યું કે, તમે બધા મળી કેટલા હાજર છો? વિદ્યાર્થીએ ઉત્તર આપ્યો કે 'દસ'. શિક્ષકે કહ્યું ગણો. વિદ્યાર્થી ગણવા લાગ્યો, એટલે

... જ સંખ્યા થઇ. એ ચાર વાર ગણ્યું પણ નવ જ સંખ્યા જણાઈ, તેથી વિદ્યાર્થી મુંઝાયો. પછી શિક્ષકે કહ્યું કે, તું તારી જાતને પણ સાથે ગણ. એટલે દશ સંખ્યા થઇ રહેશે. વિદ્યાર્થીએ તે પ્રમાણે ગણતરી કરી ત્યારે તેની શંકા દૂર થઈ અને તેને સંતોષ થયો. આ દસ સંખ્યાનો નિર્ણય કરવા શિક્ષકના કથન સિવાય શું કોઇ અનુમાન છે? નહીં જ. બસ, જેમ દસ સંખ્યાનો સાક્ષાત્કાર શિક્ષકના ઉપદેશથી થયો તેમ આત્માનો સાક્ષાત્કાર પણ આગમના ઉપદેશથી જ થશે, માત્ર તેનો દીર્ઘકાળ સુધી અભ્યાસ કરવો જોઈએ.

આ ઉપરથી પૂર્વપક્ષવાદી એ સિધ્ધ કરવા મથે છે કે, વૈશેષિક શાસ્ત્ર આત્માનું અનુમાન કરતાં શીખવાડે છે પણ અનુમાન આત્માના સાક્ષાત્કાર માટે ઉપયોગી નથી એટલે વૈશેષિક દર્શન આત્માના સાક્ષાત્કારનો ઉકેલ કરી શકતું નથી. પ્રતિપાદ્ય પદાર્થનો નિર્ણય કરી આપવો એમાં જ શાસ્ત્રની સફલતા છે, લોકોનાં હિતને માટે જ શાસ્ત્રની રચના હોય છે. ॥ ८ ॥

હવે પૂર્વપક્ષનાં ત્રણે સૂત્રોનો ઉત્તર આપવા સિધ્ધાંત-પક્ષને શરૂ કરે છે.

આત્મા આગમગમ્ય તો છે જ, એની અમે ના પાડતા નથી પણ, જો તેનું અનુમાન થતું હોય અને પ્રત્યક્ષ પણ થતું હોય તો તેનો ઉપયોગ શા માટે ન કરવો? શબ્દ દ્વારા એટલે કે ઉપદેશ દ્વારા સત્ય વસ્તુ સમજાઈ હોય તોપણ તેનું અનુમાન અને પ્રત્યક્ષ કરવા જિજ્ઞાસુઓને ઇચ્છા થાય છે. સર્વ કોઈને શબ્દ દ્વારા જ સંતોષ થાય છે એમ માની શકાય નહિ. रुचीनां वैचित्र्यात् સર્વ માણસોની રુચિ, એક સરખી હોતી નથી. માટે જો શક્ય હોય તો ત્રણે પ્રમાણોનો ઉપયોગ આત્માને જાણવામાં કરવો યોગ્ય છે.

ઉપર જે 'દસ સંખ્યા'નું પ્રત્યક્ષ કરવા માટે દૃષ્ટાંત આપ્યું તે ઠીક છે પણ, બધાં સ્થળ એવાં નથી 'दशमस्त्वमसि' 'તું દસમો છે' અહીં અનુમાનનો અવસર નથી માટે આત્મામાં પણ અનુમાનનો અવસર નથી એ માનવું ખોટું છે.

શ્રવણ પછી આત્માનું મનન કરવાનું સ્પષ્ટ વિધાન છે.

आर्षं धर्मोपदेशं च वेदशास्त्राविरोधिना
यस्तर्केणानुसंधत्ते स धर्मं वेद नेतरः
—मनुस्मृति

જે વેદમાં પ્રતિપાદિત થયેલી વસ્તુનું અને ધર્મના ઉપદેશનું વેદશાસ્ત્રને અનુસરીને કરવામાં આવતા તર્કથી અનુસંધાન કરે છે, તે ધર્મના સાચા સ્વરૂપને સમજે છે.

प्रत्यक्षं चानुमानं च शास्त्रं च विविधागमम् ।
त्रयं सुविदितं कार्यं धर्मशुद्धिमभीप्सता ॥
—मनुस्मृति

જે ધર્મના શુધ્ધ સ્વરૂપને જાણવા ઇચ્છે છે તેણે પ્રત્યક્ષ, અનુમાન અને આગમ ( વેદ ) પ્રમાણોને સારી રીતે ખૂબ ઊંડાણથી જાણવાં જોઈએ.

જ્યારે મનુ જેવા સર્વમાન્ય મહર્ષિ ત્રણ પ્રમાણોથી ધર્મ જાણવા ભાર આપે છે તો પછી કેવળ 'આગમથી જ આત્માને જાણવો', એમ માનવું એ શું અનુદારતા નથી ? આત્માને પણ 'ધર્મ' કહેવામાં આવ્યો છે, માટે આત્માને જાણવો એ કર્તવ્ય છે.

એક પ્રમાણથી જે વસ્તુ સત્ય જણાઈ હોય તે જ વસ્તુ જો ત્રણ પ્રમાણોથી જાણી હોય તો શું એ વધારે યોગ્ય નથી? ધારો કે કોઈએ કોઈને કહ્યું કે, 'પર્વતમાં અગ્નિ છે' આ ઉપદેશ–વાક્ય પછી એનો શ્રોતા, ધુમાડાથી પર્વતમાં અગ્નિનું અનુમાન કરે અને પછી પર્વતમા જઈ અગ્નિનો સાક્ષાત્કાર કરે, એ કેવળ શબ્દ જ્ઞાન કરતાં શું વધારે યોગ્ય નથી ? પ્રમાણોના સંપ્લવથી ( એક કરતાં વધારાનું નામ સંપ્લવ છે ) જે વસ્તુ સત્ય તરીકે જાણવામાં આવે તેમાં શંકા રહી શકે નહિ, તેમ કોઈ તેને પ્રતિતર્કોની જાળથી ભૂલાવામાં પણ નાખી શકે નહિ. આ કારણથી અનુમાનથી પણ આત્માને જાણવા પ્રયત્ન કરવો જોઈએ.

**સિદ્ધાંતસૂત્ર—**

**अहमितिशब्दस्य व्यतिरेकान्नागमिकम् ॥ ६ ॥**

**પદાર્થ**—( अहम् ) હું ( इति ) એવા ( शब्दस्य ) શબ્દનું ( व्यतिरेकात् ) ભિન્નત્વ હોવાથી ( आगमिकम् ) કેવળ આગમથી આત્મજ્ઞાન ( न ) નથી.

**ભાવાર્થ**—આત્માની સિદ્ધિ કરવામાં કેવળ આગમ પ્રમાણ જ નથી કારણ કે, अहम् એવો જુદો શબ્દ છે, એનો પણ કોઈ અર્થ તો હોવો જ જોઈએ ના ? અથવા 'આત્મા' એવો પણ એક જુદો શબ્દ છે એ શબ્દનો પણ કોઈ શક્ય અર્થ હોવો જ જોઈએ.

अहमितिपदं साभिधेयं पदत्वात् ॥
आत्मपदं साभिधेयं पदत्वात् ॥

'હું' આ પદ વાચ્ય અર્થવાળું છે, કારણ કે, એ પદ છે. 'આત્મા' આ પદ વાચ્ય અર્થવાળું છે, કારણ કે, એ પદ છે, જેમ બીજાં પદોના અર્થો

હોય છે તેમ 'હું' અને 'આત્મા' પદનો અર્થ હોવો જોઈએ એ પદનો જે અર્થ જણાય તે જ આત્મા છે આમ અનુમાનથી પણ આત્માનુ જ્ઞાન થઈ શકે છે

જો કહેવામા આવે કે 'હુ' નો અર્થ અને 'આત્મા' પદનો અર્થ પૃથ્વી આદિ આઠ દ્રવ્યોમાથી કોઈ એક દ્રવ્યને માની લઈશુ તો પછી નવમા દ્રવ્ય આત્માનુ અનુમાન શી રીતે થશે ? તો તેના જવાબમા શાસ્ત્રકાર પોતે જ જણાવે છે કે વ્યતિરેકાત્ પૃથ્વી આદિ આઠ જે જડ દ્રવ્યો છે તેના કરતા આત્મપદ-વાચ્ય કોઈ જુદો જ અર્થ છે 'હુ પૃથ્વી છુ', 'હુ પાણી છુ', 'હુ તેજ છુ', 'હુ વાયુ છુ', 'હુ આકાશ છુ', 'હુ કાળ છુ', 'હુ દિશા છુ' અને 'હુ મન છુ' શુ આવુ જ્ઞાન કોઈને પણ થાય છે ? શુ આવો વ્યવહાર પણ થાય છે ? નહી જ તો પછી એ વાત સિધ્ધ જ છે કે, 'હું' પદનો અર્થ અથવા 'આત્મા' પદનો અર્થ આઠ દ્રવ્યોમાનુ કોઈ પણ દ્રવ્ય નથી આ વ્યતિરેકથી આત્મા કોઈ જુદુ દ્રવ્ય છે એમ માનવુ જ જોઈએ કોઈ 'પદ' અર્થ વગરનુ' નથી

જો એમ કહેવામા આવે કે 'હુ' પદનો અર્થ શરીર છે તો 'હું'થી બીજા શરીરોનો બોધ કેમ થતો નથી ? જો હુ થી સર્વ શરીરોનો બોધ થાય તો સર્વ કોઈ સર્વજ્ઞ થઈ જાય વળી હુ પદથી બીજા શરીરનો બોધ થતો નથી એ તો સ્પષ્ટ જ છે જેમ શરીર જુદા તેમ 'હુ' શબ્દો પણ જુદા જ છે, માટે 'હુ રામ છુ' એમ જાણવાથી રામને સસારમાના બધા શરીરોનો બોધ થતો નથી માટે હુ નો અર્થ શરીર નથી, પણ શરીરથી ભિન્ન આત્મા જ છે

વળી 'મારૂ શરીર' આવા શબ્દ પ્રયોગથી અને આવા જ્ઞાનથી 'મારા પદ'થી જણાતા આત્માથી શરીર જુદુ પ્રતીત થાય છે

જો એમ કહેવામા આવે કે, આ અનુમાન પણ 'સામાન્યતોદષ્ટ' જ અનુમાન થયુ અને એ કોઈ ખાસ એક જ નિશ્ચિત અર્થનો બોધ કરાવી શકતુ નથી માટે અનુમાન મનનને માટે ઉપયોગી નથી

આ કથન પણ ઠીક નથી કારણ કે, 'હુ' પદ એ ચોક્કસ એક જ અર્થને જણાવે છે અને તે બોલનારનો આત્મા જ છે

આથી સ્પષ્ટ સમજાશે કે, આગમથી અર્થાત્ વેદથી આત્મા ભલે જાણી શકાય છતા અનુમાનથી પણ આત્માને જાણવા પ્રયત્ન કરવો જેથી જરાતરા આત્માના સબધમા અશ્રધ્ધા રહી હોય તો તે દૂર થાય

આત્માનું શાબ્દિક અને આનુમાનિક જ્ઞાન થયા પછી પણ નિદિધ્યાસન દ્વારા આત્માનો સાક્ષાત્કાર કરવો જ જોઈએ જેને દિગ્ભ્રમ થયો હોય તેને માત્ર ઉપદેશ આપવાથી તેનો દિગ્ભ્રમ ઊતરતો નથી, જ્યારે તેને પૂર્વ આદિ દિશાનું સાચું જ્ઞાન થાય ત્યારે જ એ ભ્રમ ઊતરી જાય છે એ જ પ્રમાણે આત્માનો સાક્ષાત્કાર થયા પછી આત્મવિષયક સર્વ ભ્રમો દૂર થઈ જાય છે

પ્રશ્ન—'આત્મા' પદથી અમુક જ અર્થ સમજવો આવી જે આત્મપદમાં શક્તિ છે તે આત્મારૂપ અર્થમાં શી રીતે જાણી શકાય? કારણ કે, આત્માનું પ્રત્યક્ષ તો થવાનું જ નથી, ભલે તેનો સાક્ષાત્કાર થાય ઘડો પ્રત્યક્ષ થાય છે એટલે કે એ આંખથી દેખાય છે ત્યારે જ 'આ ઘડો છે' આવી રીતે શક્તિગ્રહ અથવા સંકેતગ્રહ થાય છે આત્મા તો કદી આંખે દેખાવાનો જ નથી તો પછી આત્મપદથી આત્મારૂપ અર્થમાં સંકેતનું જ્ઞાન કેવી રીતે થશે? જો એ સંકેતગ્રહ ન થાય તો આત્મપદથી આત્માનું જ્ઞાન ન થાય અને એ પદથી વ્યવહાર પણ ન જ થાય

ઉત્તર—અમે ક્યાં કહીએ છીએ કે, આત્માનું કોઈપણ અંશે પ્રત્યક્ષ થતું જ નથી 'હું સુખી છું', 'હું જાણું છું', 'હું ઈચ્છું છું', 'હું યત્ન કરું છું' ઈત્યાદિ પ્રયોગો આત્માના પ્રત્યક્ષને જ જણાવી રહ્યા છે સામાન્ય રૂપે તો આત્માનું પ્રત્યક્ષ થાય છે, આત્મા અને મનના સંયોગની પ્રત્યાસત્તિથી આત્માનું માનસ પ્રત્યક્ષ થાય છે આ આત્મવિષયક પ્રત્યક્ષ સંદેહરૂપ કે ભ્રમ પણ નથી પણ સત્ય છે

એ અનુમાન અને શબ્દજ્ઞાન નથી કારણ કે, લિંગ અને શબ્દના અનુસંધાન વગર પણ એ જ્ઞાન થાય છે એ જ્ઞાન પ્રત્યક્ષાભાસ છે એમ પણ નહીં કહી શકાય કારણ કે પ્રત્યક્ષાભાસ ત્યારે જ થઈ શકે કે જ્યારે ક્યાંય પણ કોઈપણ વખતે સત્ય પ્રત્યક્ષ થયું હોય નહિ અપ્રમિતમ્ આરોપ્યતે' જે પ્રમાગોચર જ ન હોય તેનો આરોપ કદી પણ થાય નહિ સત્યનું અનુકરણ કરનારા જ મિથ્યા જ્ઞાનો હોય છે સત્ય રામ થયા હોય તો જ નટ રામનો વેશ ભજવે છે માટે આત્માનું સામાન્યતઃ પ્રત્યક્ષ થાય છે તેથી સંકેતગ્રહ થવામાં પણ કોઈ વાંધો નથી ॥ ૬ ॥

જો આત્માનું સામાન્ય પ્રત્યક્ષ સર્વ લોકને થતું હોય તો પછી અનુમાનથી આત્માને જાણવાની શી જરૂર છે અને આગમ પ્રમાણથી પણ આત્માને જાણવાની ક્યાં જરૂર રહી? સર્વ પ્રમાણોમાં પ્રત્યક્ષ પ્રમાણ જ શ્રેષ્ઠ છે વસ્તુ પ્રત્યક્ષ થઈ એટલે જિજ્ઞાસુને સંતોષ થઈ જ જાય છે, પણ આત્માનું પ્રત્યક્ષ

થતું નથી માટે જ આગમ પ્રમાણથી એને જાણવાની જરૂર છે. આ શંકા પૂર્વપક્ષ તરફથી ઊઠાવવામાં આવી છે. પૂર્વપક્ષવાદીનું સૂત્ર આ પ્રમાણે છે.

यदि दृष्टमन्वक्षमहं देवदत्तोऽहं यज्ञदत्त इति ॥ १० ॥

**પદાર્થ**—(यदि) જો (अहं देवदत्तः) હું યજ્ઞદત્ત છું (इति) આવું જ્ઞાન (अन्वक्षम्) પ્રત્યક્ષ અર્થને વિષય કરતું હોય તો અનુમાનની શી જરૂર છે?

**ભાવાર્થ**—આ સૂત્રમાં अन्वक्ष શબ્દનો અર્થ પ્રત્યક્ષ જ્ઞાન સમજવું અને इति શબ્દ આવી જાતનાં બીજાં જ્ઞાનોને સૂચવે છે એટલે इति શબ્દ પ્રકાર સૂચક છે. 'હું દેવદત્ત છું' 'હું યજ્ઞદત્ત છું' જો આવી જાતનાં જ્ઞાનો પ્રત્યક્ષ આત્માને વિષય કરતાં હોય તો આત્મા પ્રત્યક્ષ જ સર્વ કોઈને થઈ જાય છે તો પછી વૈશેષિક દર્શનના નિષ્ણાતોને આત્માનું અનુમાન શા માટે કરવું પડે છે? પાંજરામાં સિંહને પ્રત્યક્ષ જોયા પછી તેની ગર્જનાથી સિંહનું અનુમાન શા માટે કરવું? જે વસ્તુ પ્રત્યક્ષ થઈ પછી તેનું અનુમાન કોઈ પણ કરતું નથી. ॥ ૧૦ ॥

ઉક્ત પૂર્વપક્ષનો ઉત્તર શાસ્ત્રકાર સિદ્ધાંત સૂત્રથી આપે છે.

दृष्टयात्मनि लिङ्गे एक एव दृढत्वात् प्रत्यक्षवत् प्रत्ययः ॥ ११ ॥

**પદાર્થ**—(आत्मनि दृष्टे) આત્મા પ્રત્યક્ષ થયા છતાં (लिङ्गे) જો અનુમાન કરવાની સામગ્રી ઉપલબ્ધ થઈ હોય તો તેથી જે અનુમાન થાય છે એ અનુમાનજ્ઞાનનો વિષય પૂર્વ થયેલો પ્રત્યક્ષ અર્થ જ હોય છે (दृढत्वात्) દૃઢ હોવાથી (एक एव) એટલે પ્રત્યક્ષ અને અનુમાનનો એક જ વિષય હોય છે. (प्रत्यक्षवत् प्रत्यय.) પ્રત્યક્ષના જેવો જ અનુમાનનો પણ બોધ થાય છે.

**ભાવાર્થ**—આત્માનું સામાન્ય રૂપે જ પ્રત્યક્ષ થાય છે, વિશેષ રૂપે નહિ. આવું પ્રત્યક્ષ થયા પછી જો અનુમાન કરવાની સામગ્રી મળી જતી હોય તો અનુમાન પણ કરવું જ જોઈએ, જેથી આત્મા સંબંધી જે કંઈ શંકા રહેતી હોય તે પણ દૂર થઈ જાય

અનુમાનથી પૂર્વ થયેલું પ્રત્યક્ષ જ્ઞાન જ દૃઢ થાય છે. એક કરતાં વધારે પ્રમાણોથી અર્થાત્ પ્રમાણોના સંપ્લવથી જો વસ્તુ જાણવામાં આવે તો તેમાં શંકા રહેતી નથી. પ્રત્યક્ષ દૃઢ ન હોય તો માણસ 'અર્ધદગ્ધ' કહેવાય છે અને કોઈક વખતે પ્રમાણાભાસનો એ ભોગ બને છે પરિણામે આત્મા નથી એમ તે માનવા લાગે છે. પ્રમાણાભાસના ભોગ બનવું એ ઘણું જ ખરાબ છે, માણસ

એથી નાસ્તિક બને છે અને આવેના ઉત્તમ માનવ જન્મને ગુમાવી બેસે છે આ કારણથી પ્રમાણોના સમ્પ્લવનો સ્વીકાર ન્યાયસૂત્રમાં ઉપયોગ કરવો જ જોઇએ

દૂરથી પાણીનું ઝાંખું પ્રત્યક્ષ થયું હોય, એને નાયમ માનવા લાગે છે કે 'પણે પાણી છે' પણ ત્યાં વળી શંકા ઊઠે છે કે એ મૃગતૃષ્ણિકા (ઝાંઝવાં) તો નહીં હોય? એટલામાં ત્યાં બગલા ઊડતા દેખાવા માંડે છે એટલે માણસ તરત એનાથી અનુમાન કરે છે કે પણે બગલા પણ ઊડે છે માટે એ ચોક્કસ પાણી છે, મૃગતૃષ્ણિકા નથી ઝાંઝવાંના જળે બગલા ન ઊડે આમ ઊડતા બગલાથી કરવામાં આવતું અનુમાન દૂર થયેલા જળના પ્રત્યક્ષને જ દૃઢ બનાવે છે તે જ પ્રમાણે આત્માનું અનુમાન પણ દેહ રહેતા આત્મવિષયક પ્રત્યક્ષને જ દૃઢ બનાવે છે ઘણા વિદ્વાનોનો મત છે કે, 'प्रत्यक्षपरिकलितमपि अनुमानेन बुभुत्सन्ते तर्करसिकाः' પ્રત્યક્ષ પ્રમાણથી વસ્તુ જાણી હોય તો પણ તેને અનુમાનમાં રસ લેનારા વિદ્વાનો અનુમાનથી પણ જાણવા ઇચ્છે છે

આત્માનું સામાન્ય માનસ પ્રત્યક્ષ તો રોજ થયા કરે છે પણ સાથે સાથે 'હું ગોરો છું', 'હું કાળો છું' 'હું દુર્બળ સુકલકડી છું', 'હું જાડો છું' આવા અનાત્મવિષયક પ્રત્યયો આત્માને વિષય કરતા થતા જ રહે છે, અને તેથી બાલિશ માણસો છેતરાય છે અને પ્રાણવાળા શરીરને જ આત્મા સમજવા લાગે છે જેમ વિજળીના ઝબકારામાં થતું વસ્તુનું પ્રત્યક્ષ ચોક્કસ નિર્ણય કરાવી શકતું નથી તેમ આત્માના વિરોધિ પ્રત્યયોના ભારથી દબાયેલું આત્માનું સામાન્ય પ્રત્યક્ષ પણ આત્માનો ચોક્કસ નિર્ણય કરાવી શકતું નથી માટે અનન્યથાસિદ્ધ અનુમાનોથી પણ આત્માને જાણવો જોઇએ જેથી સામાન્ય પ્રત્યક્ષ દૃઢભૂમિ ઉપર સ્થિર થાય તેમ જ आत्मा मन्तव्यः એ ઔપનિષદ ઉપદેશ પણ ચરિતાર્થ થાય 'મનન એ યુક્તિનું સાધન છે એમ જણાયા પછી આત્માના અનુમાન કરવાની ઇચ્છા જરૂર જાગે છે જો આત્માને જાણવા અનુમાનની મદદ નહીં લેવામાં આવે તો નિદિધ્યાસન પણ થઈ શકે નહિ પરિણામે દુર્બળ પ્રત્યક્ષથી માણસ સદૈવ સાચા અને ખોટામાં ગોથાં ખાતો રહેશે અને શ્રી કૃષ્ણ ભગવાનના કથનાનુસાર संशयात्मा विनश्यति સંશયવાળો માણસ વિનાશને માર્ગે પડશે

આ કારણથી આત્માનું અનુમાન પણ જરૂર કરવું સૂત્રમાં 'अहं त्वदत्तोऽहं यज्ञदत्त' આવી બે પ્રતીતિઓ બતાવી છે તે એવું સૂચવે છે કે, પોતપોતાના આત્માનું સામાન્ય ભાન સર્વ કોઈને હોય છે ॥ ૧૧ ॥

આત્માનું માનસ પ્રત્યક્ષ છે છતાં એ વિરોધી પ્રત્યયોથી ઘેરાયેલું હોવાથી એમ જ લાગે છે કે આત્માનું સામાન્ય પ્રત્યક્ષ પણ નથી એટલે અનુમાન અને શબ્દ પ્રમાણો દ્વારા તેના ઉપર પ્રકાશ નાખતા જ રહેવું જોઇએ

અહીં જો કોઈ એવી શકા કરે કે, तत्रात्मा मनश्चाप्रत्यक्षे ॥ ૮-૧-૨ આ જ દર્શનના આ સૂત્રમા આત્મા અને મનને અપ્રત્યક્ષ કહ્યા છે એટલે આત્માનુ સામાન્ય માણસને બીલકુલ માનસ પ્રત્યક્ષ થતુ જ નથી.

આ શકાનો ઉત્તર એ છે કે, 'अहम्' પદનો અર્થ આત્મા છે અને એ તો સામાન્ય રૂપે સર્વ કોઇને પ્રત્યક્ષ છે જ જ્યા ઉપરના સૂત્રમા આત્માનું જે અપ્રત્યક્ષ બતાવ્યુ છે તે તો ચાક્ષુષ પ્રત્યક્ષની બાબત છે, કારણ કે, ઉપરના સૂત્રમા જ મૂકયો છે તેથી આકાશ, કાળ દિશા અને મનનુ પણ ગ્રહણ કરવામાં આવ્યુ છે અને એ દ્રવ્યોનુ ચાક્ષુષ પ્રત્યક્ષ થતુ નથી કારણ કે, તેમા રૂપ ગુણ નથી, એની સાથે જ આત્મા અને મનનુ પણ ચાક્ષુષ પ્રત્યક્ષ થતુ નથી એમ કહ્યુ છે કારણ કે આત્મામા પણ રૂપ નથી અને મનમા તો રૂપ અને મહત્વ આ બન્ને ગુણો નથી વળી आत्मन्यात्ममनसो संयोगविशेषादात्मप्रत्यक्षम् । ૯-૧-૧૧ સૂત્રમા આત્માનુ આત્મા અને મનના સંયોગવિશેષથી આત્માનુ 'માનસ પ્રત્યક્ષ' થાય છે એમ બતાવ્યુ છે યોગીઓને આત્માનુ સપૂર્ણ વિશદ રૂપથી પ્રત્યક્ષ થાય છે જ્યારે સામાન્ય માણસને બહુ જ અલ્પ સામાન્ય પ્રત્યક્ષ થાય છે જેની ઉપર ચર્ચા ઠીક ઠીક કરવામા આવી છે

दृश्यते त्वग्र्यया बुद्ध्या सूक्ष्मया सूक्ष्मदर्शिभि । ક ઉ ૧-૩-૧૨

સૂક્ષ્મબુદ્ધિવાળા માણસો મનથી આત્માને જાણી શકે છે

न संदृशे तिष्ठति रूपमस्य न चक्षुषा पश्यति कश्चनैनम् ॥ हृदा मनीषा मनसाभिक्लृप्तो य एतद् विदुरमृतास्ते भवन्ति ॥ ક ઉ ૧-૩-૮

અર્થ—આત્માનુ સ્વરૂપ આખથી દેખાતુ નથી હૃદયસ્થ મનથી જાણી શકાય છે

मनसैवेदमाप्तव्यम् । ક ઉ ૨-૧-૧૧

આ આત્મતત્વને વિશુદ્ધ થયેલા મનથી જાણવુ યોગ્ય છે

ઇત્યાદિ ઔપનિષદ પ્રમાણોથી પણ સ્પષ્ટ થાય છે કે આત્માનુ સામાન્ય માનસ પ્રત્યક્ષ થાય છે

હવે આત્માના સબંધમા બીજો વિચાર એ કરવામા આવે છે કે, આત્મામા ગતિનુ સામાનાધિકરણ્ય જણાય છે તેનુ શુ ? શુ આત્મામા ગતિ છે ? શુ આત્મા એક ઠેકાણેથી બીજે જઈ શકે છે ? જો આત્માને સૂક્ષ્મ એટલે અણુ પરિમાણવાળો માનવામા આવે તો તો ત મનની માફક એક ઠેકાણેથી બીજે ઠેકાણે જઈ શકે

પણ જો આત્માને વિભુ માનવામા આવે તો તેમા ગતિ સભવી શકે નહિ અહી પૂર્વપક્ષવાદી અને ઉત્તરપક્ષવાદી બને આત્માને (જીવાત્માને) વિભુ માનતા જણાય છે, અને એ દષ્ટિએ પ્રન અને ઉત્તર છે એમ ધ્યાનમા રાખવુ એક જ સૂત્રમા પ્રશ્ન અને ઉત્તરનો સૂત્રકારે સમાવેશ કર્યો છે

**देवदत्तो गच्छति यज्ञदत्तो गच्छतीत्युपचाराच्छरीरे प्रत्यय॰ ॥ १२ ॥**

**પદાર્થ**—(देवदत्त गच्छति) દેવદત્ત જાય છે (यज्ञदत्त गच्छति) યજ્ઞદત્ત જાય છે (इति) આવુ જ્ઞાન (उपचारात्) ઉપચારને લીધે (शरीरे) શરીરમા (प्रत्यय) જ્ઞાન થાય છે એમ સમજવુ

**ભાવાર્થ**—જો આત્મા વિભુ માનવામા આવે તો દેવદત્ત જાય છે અહી આત્મામા સ્પષ્ટ ગમન જણાય છે, એ કેવી રીતે સભવે? વિભુમા—વ્યાપક આત્મામા ગમન સભવી શકે નહી 'હુ યજ્ઞદત્ત જાઉં છુ' આ પ્રત્યયમા હું પદથી આત્મા સમજાય છે અને તેમા ગમન પણ જણાય છે

આ શકાનો ઉત્તર એ આપવામા આવ્યો છે કે આત્મામા જે ગમન-ક્રિયાનો બોધ થાય છે તે મુખ્ય નથી પણ ગૌણ છે શરીરમા ગમન વાસ્તવિક છે અને તદવચ્છિન્ન આત્મામા ગમન—ક્રિયા ગૌણ છે આત્માનુ નામ દેવદત્ત કે યજ્ઞદત્ત નથી માટે એ નામોનો પ્રયોગ પણ આત્મામા ગૌણ વૃત્તિથી થયો છે હુ છુ, મને સુખ થાય છે, મારૂ શરીર છે આ બધા શબ્દ પ્રયોગો આત્માને માટે બરાબર છે 'હુ' 'મને', 'મારૂ' આ પદો જ આત્માના માનસ પ્રત્યક્ષના સૂચક છે ॥ ૧૨ ॥

ઉપચાર પણ સશયને જ પેદા કરે છે, એ વાત આ સૂત્રમા જણાવે છે

**सदिग्धस्तूपचार ॥ १३ ॥**

**પદાર્થ**—(उपचार) ઉપચાર (तु) પણ (सदिग्ध) સદેહ—જનક છે

**ભાવાર્થ**—(अहम्) 'હુ' શબ્દનો પ્રયોગ શરીરને પણ વિષય કરે છે અને આત્માને પણ વિષય કરે છે 'હુ ગૌર છુ' અહી 'હું'નો અર્થ મુખ્ય માનવો કે 'મારૂ શરીર' અહી શરીરથી ભિન્ન અર્થમા પ્રયોજાયલા 'મારૂ' નો અર્થ મુખ્ય માનવો? એ સમજાતુ નથી દેવદત્તો गच्छति અહી પણ 'દેવદત્ત' પદનો અર્થ 'આત્મા' માનવો એ મુખ્ય છે કે દેવદત્તનો અર્થ 'શરીર' માનવુ એ મુખ્ય છે? गच्छति—'જાય છે,' આ પદ આત્મામા ગૌણ માનવુ કે મુખ્ય માનવુ? આમાં પણ કોઈ નિશ્ચાયક હેતુ જણાતો નથી, માટે

જેને તમે ઉપચાર કહો છો તે જ સંદિગ્ધ છે, તો આ સંદેહનું નિવારણ કેવી રીતે કરવું? ॥ ૧૩ ॥

**સમાધાન સૂત્ર—**

**अहमिति प्रत्यगात्मनि भावात् परत्राभावादर्थान्तरप्रत्यक्ष ॥१४॥**

**પદાર્થ—**(अहम् इति) 'હું' પદ (प्रत्यगात्मनि) પોતાના આત્મામાં (भावात्) પ્રયુક્ત થતું હોવાથી (परत्राभावात्) બીજાના આત્મામાં પ્રયુક્ત થતું ન હોવાથી (अर्थान्तरप्रत्यक्ष) આત્મારૂપ અર્થ જ પ્રત્યક્ષ થાય છે

**ભાવાર્થ—**'હું' પદનો પ્રયોગ પોતાના જ આત્મા માટે થાય છે બીજાના આત્મા માટે નહિ, 'હું' પદનો અર્થ પોતાના આત્માને માટે જ મુખ્ય માનવો જોઈએ શરીરવિષયક હું પદનો પ્રયોગ મુખ્ય નથી પણ ગૌણ છે

જો 'હું' પદનો અર્થ શરીર મુખ્ય થતો હોત તો આત્મા બાહ્ય ઇંદ્રિયથી પ્રત્યક્ષ થાત

શરીરનું માનસ પ્રત્યક્ષ થતું નથી અને 'હું' પદથી જે અર્થ જણાય છે તેનું તો માનસ જ્ઞાન થાય છે હું સુખી છું' આ પદોના અર્થ જાણવા માટે કોઈ પણ બહારની ઇંદ્રિયનો ઉપયોગ કરવો પડતો નથી સુખ દુખ આદિ આત્માના યોગ્ય વિશેષ ગુણો છે એ ગુણ જ્યારે આત્મામાં ઉત્પન્ન થાય છે ત્યારે તે ગુણવાળા આત્માનું ગ્રહણ મન દ્વારા થાય છે આંખ, કાન આદિ બહારની ઇંદ્રિયો દ્વારા નહિ

'હું સુખી છું આ પદથી પ્રત્યક્ષ જ્ઞાન થાય છે અનુમાન નહિ તેમજ શબ્દથી પણ નહિ, કારણ કે હેતુ અને શબ્દના અનુસંધાન વગર પણ એ જ્ઞાન થાય છે

જો કહો કે હું' પદથી જો આત્માનું પ્રત્યક્ષ થતું હોય તો બીજાના આત્માનું ગ્રહણ કેમ થતું નથી? તો તેનો ઉત્તર એ છે કે બીજાનો આત્મા અર્થાત્ અન્યનો આત્મા અન્યને પ્રત્યક્ષ થઈ શકતો નથી કારણ કે અન્યના આત્માના વિશેષ ગુણો અન્યને પ્રત્યક્ષ નથી જે આત્માના સુખ દુખાદિ વિશેષ ગુણો જેને પ્રત્યક્ષ થાય તેને તે ગુણવાળા આત્માનું પ્રત્યક્ષ થાય એવો નિયમ છે પોતાના જ વિશેષ ગુણો પોતાને પ્રત્યક્ષ થાય છે માટે પોતાનો જ આત્મા પોતાને પ્રત્યક્ષ થાય છે

દરેક દ્રવ્ય પોતપોતાના વિશેષ ગુણોને લીધે જ પ્રત્યક્ષ થાય છે

જો કહો કે તો તો આકાશનું પણ પ્રત્યક્ષ થવું જોઈએ આકાશને

પણ વિશેષ ગુણ શબ્દ છે જ આનો ઉત્તર એ છે કે શબ્દ એ શ્રોત્ર ઇંદ્રિયનો વિષય છે, શ્રોત્ર ઇંદ્રિય કઈ દ્રવ્યને ગ્રહણ કરતી નથી ચક્ષુ અને ત્વક્ આ બે જ ઇંદ્રિયો દ્રવ્યને ગ્રહણ કરે છે માટે એને માટે જ ઉપરનો નિયમ છે મન પણ દ્રવ્યગ્રાહક ઇંદ્રિય છે પણ એ આતર ઇંદ્રિય છે અને તે આત્મારૂપ દ્રવ્યનુ જ ગ્રહણ યોગ્ય વિશેષગુણોની સહાયતાથી કરે છે

જો કહો કે, આત્મામા રૂપ નથી માટે એનુ પ્રત્યક્ષ જ્ઞાન ન થવુ જોઇએ આનો ઉત્તર પણ એ છે કે, રૂપથી જે દ્રવ્યનુ પ્રત્યક્ષ થાય છે તે બાહ્ય દ્રવ્ય છે આત્મારૂપ આતર દ્રવ્યના પ્રત્યક્ષમા રૂપ કારણ તરીકે નથી માનસ પ્રત્યક્ષ થવામા રૂપની જરૂર જ નથી

'પ્રત્યક્ આત્મા' અહી જે 'પ્રત્યક્' શબ્દ છે તેનો અર્થ અન્યની વ્યાવૃત્તિ છે અર્થાત્ અન્યથી જે ભિન્ન છે તે જ 'પોતે' અને તેમા જ 'હુ' શબ્દનો પ્રયોગ થાય છે આ ઉપરથી સમજાશે કે પોતાના આત્મામા જ 'હુ' પદનો અર્થ મુખ્ય છે અહી 'હુ' પદનો ઉપચાર નથી શરીરમા જો 'હુ' પદનો પ્રયોગ થયો હોય તો ત્યા તેનો ઉપચાર છે એમ ચોક્કસ માનવુ ॥ ૧૪ ॥

ફરીથી શકા કરે છે

**देवदत्तो गच्छतीत्युपचारादभिमानात्तावच्छरीरप्रत्यक्षोऽहङ्कार** ॥ १५ ॥

પદાર્થ—(अहङ्कार) અહકારવિષયક જ્ઞાન (शरीरप्रत्यक्ष) પ્રત્યક્ષશરીરવિષયક જ્ઞાન (देवदत्त गच्छति) દેવદત્ત જાય છે (इति उपचारात्) એ ઉપચારથી પ્રયોગ થાય છે

**ભાવાર્થ**—અહકારવિષયક જ્ઞાન એટલે કે 'હુ' એવા આકારનુ જે જ્ઞાન છે તે શરીરવિષયક હોય તો તે ઔપચારિક જ્ઞાન છે એવુ જે તમે સમાધાન કર્યુ છે, તે આભિમાનિક છે અર્થાત્ અવાસ્તવ છે કારણ કે 'હુ ગૌર છુ', 'હુ કૃશ છુ', 'હુ સૌભાગિનેય છુ' ઇત્યાદિ પ્રત્યયોનો ઉપચારથી સમન્વય કરવો એ અશક્ય છે સૌભાગિનેય=સુભગાનો પુત્ર આ બધા પ્રત્યયો શરીરનો જ વિષય કરે છે એને ઔપચારિક (ગૌણ) માનવા ઠીક નથી ॥ ૧૫ ॥

સમાધાન-સૂત્ર—

**सन्दिग्धस्तूपचार** ॥ १६ ॥

પદાર્થ—(तु) 'તુ' શબ્દ સિદ્ધાતને અભિવ્યક્ત કરે છે (उपचार) આભિમાનિક છે (सन्दिग्ध) સદેહકારક જ છે

**ભાવાર્થ**—'હું' પદનો પ્રયોગ આત્માને માટે થાય છે 'હું' એવું જ્ઞાન પણ આત્માને જ વિષય કરે છે, એ આભિમાનિક છે અર્થાત્ અવાસ્તવિક છે, કારણ કે, એ પ્રયોગ અને જ્ઞાન શરીરને જ વિષય કરે છે એવું જે તમે કહ્યું છે, તેમાં પણ સંદેહ જ છે. 'હું' પદનો પ્રયોગ અને એને વિષયક કરનારૂં જ્ઞાન એ શરીરવિષયક હો અથવા આત્મવિષયક હો પણ બંનેમાં સાક્ષી તો કોઈ એક જ છે અને તે સમાન જ છે માટે આ સંદેહમાંથી વિશેષનું અવધારણ કરી નિશ્ચય ઉપર આવવું જોઇએ.

અમારા મતમાં (સિદ્ધાંતવાદીના મતમાં) જેણે આંખ બંધ કરી છે તેને પણ 'હું' એવું જ્ઞાન થાય છે માટે 'હું' એવા જ્ઞાનનો વિષય શરીર નથી પણ આત્મા જ છે. જે જ્ઞાનનો વિષય શરીર હોય છે ત્યાં તો આંખનો ઉપયોગ જરૂર હોય છે, માટે 'હું' શ્યામ છું. એવા સ્થળમાં હુંનો આરોપ શરીરમાં છે એમ માનવું જ રહ્યું, અને શ્યામતાને વિષય કરનારૂં જ્ઞાન શરીરમાં વાસ્તવિક છે આ જ સિદ્ધાંત છે. ॥ ૧૬ ॥

એકાદ વધારે યુક્તિ આપી સિદ્ધાંતને વધારે મજબુત આ સૂત્રદ્વારા બતાવે છે.

**न तु शरीरविशेषाद् यज्ञदत्तविष्णुमित्रयोर्ज्ञानं विषयः ॥ १७ ॥**

**પદાર્થ**—(ज्ञानम्) યોગ્ય જ્ઞાન (यज्ञदत्तविष्णुमित्रयोः) યજ્ઞદત્ત અને વિષ્ણુમિત્રના (शरीरविशेषात्) જુદા જુદા શરીર જાણ્યા પછી તેમાં (न तु) થતું જ નથી.

**ભાવાર્થ**—જો જ્ઞાન, ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ આદિ શરીરના ગુણો હોય તો જે વખતે યજ્ઞદત્તનું શરીર આપણને પ્રત્યક્ષ થાય છે અથવા વિષ્ણુમિત્રનું શરીર પ્રત્યક્ષ થાય છે તે વખતે જેમ તેના શરીરમાં રહેલા વિશેષ ગુણ રૂપ આદિ પણ પ્રત્યક્ષ થાય જ છે, તેમ તેના શરીરમાં રહેલા યોગ્ય વિશેષ ગુણો જ્ઞાન, ઇચ્છા, દ્વેષ, સુખ અને દુઃખ વગેરે આપણને કેમ પ્રત્યક્ષ થતાં નથી?

વિષ્ણુમિત્ર—આદિના શરીરના વિશેષ ગુણ રૂપ આદિ પેઠે જ્યારે યોગ્ય વિશેષ ગુણ જ્ઞાન આદિ આપણને પ્રત્યક્ષ નથી થતા માટે માનવું જોઈએ કે, જ્ઞાન—આદિ શરીરના ગુણો નથી. ॥ ૧૭ ॥

આત્માનું માનસ પ્રત્યક્ષ નહીં માનનારને વિશેષ સમજ આપતું વિશેષ સિદ્ધાંત સૂત્ર.

**अहमिति मुख्ययोग्याभ्यां शब्दवदुव्यतिरेकाव्यभिचाराद् विशेष-सिद्धेर्नागमिकः ॥ १८ ॥**

ર્થ—(अहम्मूर्ति) 'હું સુખી છુ' આવુ જ્ઞાન અથવા આવો પ્રત્યય (आगमिक ન) આગમ ગમ્ય નથી (शब्दवद्) શબ્દ પેઠે (व्यतिरेकाव्यभिचारात्) પૃથ્વી આદિ આઠ દ્રવ્યોમા અભાવ ચોકકસ હોવાથી (विशेषसिद्धे) વધારાનુ આકાશરૂપ એક દ્રવ્ય સિદ્ધ થાય છે તેમ (मुख्ययोग्याभ्याम्) મુખ્ય અને યોગ્ય પ્રમાણથી આત્મા માનસ પ્રત્યક્ષ તરીકે સિદ્ધ થાય છે

ભાવાર્થ—તમે આત્માને મન સયોગ વિશેષને લીધે પ્રત્યક્ષ માનો છો, રૂપ વગરની વસ્તુ પ્રત્યક્ષ થતી નથી એ વાત કેમ ભૂલી જાવ છો? આત્મામા પણ રૂપ નથી એ તો સર્વ કોઇ જાણે છે

ઉત્તર—બાહ્ય ઇંદ્રિયોથી જે વસ્તુનુ પ્રત્યક્ષ થાય છે તેમા રૂપની જરૂર અને મહત્ પરિમાણની પણ તેમા જરૂર છે આત્માનુ પ્રત્યક્ષ તો મનરૂપ તર ઇંદ્રિયથી થાય છે માટે આત્મા રૂપ દ્રવ્યનુ માનસ પ્રત્યક્ષ તો આત્મામાં ન હોય તો પણ થઈ શકે છે

જેમ શબ્દ ગુણ હોવાથી તેના આધાર તરીકે પૃથ્વી આદિ દ્રવ્યો થઈ તા ન હોવાથી આકાશ રૂપ દ્રવ્યની સિદ્ધિ થાય છે તેમ ઇચ્છા આદિ ગુણોના ાર તરીકે આત્મા પણ ચોકકસ સિદ્ધ છે

જો કે ઇચ્છા આદિ ગુણોથી આત્માનુ અનુમાન પણ થઈ શકે છે તેની નથી પણ 'હુ' એવા મુખ્ય અને યોગ્ય જ્ઞાનથી તથા યોગ્ય સુખ આદિ ગુણોથી માનુ માનસ પ્રત્યક્ષ માનવામા કોઈ પણ દોષ જણાતો નથી

શુ આધળા માણસને 'હું છુ' 'હુ સુખી છુ' વગેરે જ્ઞાન અનુમાનથી છે? એને પૂછો તો ખરા કે, 'તુ સુખી છે' એમા તે અનુમાન કઇ જાતનુ ? એ જ્ઞાન આગમિક પણ નથી આધળો માણસ જ્યારે દુ ખ અનુભવતો ત્યારે કોઈ આપ્ત પુરુષ એને કહેવા નથી જતો કે તુ દુ ખી છે

હા, આટલી વાત તો ચોક્કસ છે કે, આત્માનુ જે માનસ પ્રત્યક્ષ છે તે હિંદુ છુ, મુસલમાન છુ, ઘરડો છુ, જુવાન છુ વગેરે વિરોધી જ્ઞાનોના ત પ્રવાહને લીધે અસત્કલ્પ બની જાય છે, માટે એ જ્ઞાનને વધારે પ્રકાશ પવા અને તેમા રહેલા વિશેષોને પ્રત્યક્ષ કરવા અનુમાન અને આગમ ાણોની પણ જરૂર છે, યોગની પણ જરૂર છે આટલા માટે જ ઉપનિષદમા ા श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्य શ્રવણ, મનન અને નિદિધ્યાસન અમને ય છે આ સૂત્રોથી એટલું જ સિદ્ધ કરવાનુ છે કે, આત્માનુ માનસ પ્રત્યક્ષ છે, આત્મા કેવળ આગમ–ગમ્ય નથી ॥ ૨૮ ॥

આત્માની પરીક્ષાનું પ્રકરણ પૂરું થયું. હવે આત્માના બહુત્વનું પ્રકરણ શરૂ કરે છે. આત્મા એક જ છે. આવું માનનાર આ દર્શનનો પૂર્વપક્ષવાદી છે અને આત્માઓ બહુ છે એવું માનનાર આ દર્શનના સિદ્ધાંતવાદી છે. પૂર્વપક્ષવાદી આત્મા એક છે એમ માનવામાં એની પાસે જે પ્રમાણ છે તે રજુ કરે છે.

આત્મા એક હોવામાં અનુમાન પ્રમાણ આ પ્રમાણે છે.

પૂર્વપ્રક્ષ સૂત્ર—

સુખદુઃખજ્ઞાનનિષ્પત્ત્યવિશેષાદૈકાત્મ્યમ્ ॥ ૧૯ ॥

પદાર્થ—(ઐકાત્મ્યમ્) રામ, કૃષ્ણ, વિષ્ણુમિત્ર, યુધિષ્ઠિર આદિ વ્યક્તિઓનો ભેદ હોવા છતાં વિશ્વમાં એક જ આત્મા છે. (સુખદુ:ખજ્ઞાનનિષ્પત્ત્યવિશેષાત્) સુખ, દુઃખ અને જ્ઞાનની ઉત્પત્તિમાં કોઈ ભેદ ન હોવાથી.

ભાવાર્થ—રામ, કૃષ્ણ, યુધિષ્ઠિર, ભીમ, રાવણ આદિ વિશ્વમાં અનંત વ્યક્તિઓ થઈ ગઈ અને વિદ્યમાન પણ છે છતાં, આત્મા તો એક જ છે, કારણ જેટલાં શરીર છે, તે બધાથી આત્મામાં સુખ, દુઃખ અને જ્ઞાન આદિ ગુણો તો સમાન જ છે.

આત્મત્વમ્ એકવ્યક્તિમાનવૃત્તિ સુખાશ્રયમાનવૃત્તિત્વાત્। આત્મત્વ એક જ વ્યક્તિમાં રહે છે. કારણ કે જેમાં સુખ દુઃખ છે તેમાં જ આત્મત્વ છે. સુખ દુઃખનો આશ્રય એક જ છે માટે આત્મા પણ એક જ છે. જો કોઈ શંકા કરે કે પરમાત્મા (ઈશ્વર) માં પણ આત્મત્વ છે તેમાં સુખ અને દુઃખ નથી માટે આત્માનો ઐક્યસાધક હેતુ વ્યભિચારી થાય છે તેનું શું?

આના ઉત્તરમાં પૂર્વપક્ષવાદી બીજું અનુમાન આપે છે કે, આત્મત્વમ્ એકવ્યક્તિમાનવૃત્તિ જ્ઞાનાશ્રયત્વાત્ જ્ઞાનનો આશ્રય એક જ છે માટે આત્મા એક છે ઈશ્વરમાં પણ જ્ઞાન છે. આ પ્રમાણે જ્ઞાનાશ્રયત્વરૂપ હેતુથી એક જ આત્મા છે એમ સિધ્ધ થાય છે. જેમ જુદા જુદા પ્રદેશોમાં શબ્દો આકાશમાં ઉત્પન્ન થાય છે છતાં આકાશ એક જ છે તેમ જુદાં જુદાં શરીરોના અવચ્છેદે કરી આત્મામાં જુદાં જુદાં જ્ઞાન ઉત્પન્ન થાય છે છતાં આત્મા એક જ છે. જેમ યૌગપદ્ય આદિ લિંગોમાં કોઈ પણ ભેદ ન હોવાથી એક જ કાળ છે તેમ સુખ, દુઃખ, જ્ઞાન વગેરે લિંગોમાં ભેદ ન હોવાથી આત્મા એક છે.

જેમ પૂર્વ પર આદિ પ્રત્યયરૂપ લિંગમાં કોઈ ભેદ ન હોવાથી દિશા એક જ છે તેમ સુખ, દુઃખ અને જ્ઞાન આદિમાં ભેદ ન હોવાથી વિશ્વભરમાં એક જ આત્મા છે.

જો અહી શકા કરવામાં આવે કે, પૃથ્વીમા પપ્ ગ ધાદિ ગુણો સમાન જ છે તો પૃથ્વીના પરમાણુઓમા ભેદ શા માટે માનવો ? એક જ પૃથ્વી–પરમાણુ છે એમ શા માટે ન માનુ ? આનો ઉત્તર એ છે કે, પૃથ્વી–પરમાણુમા કાર્ય પૃથ્વીની આર ભકતા છે, એક જ પરમાણુમાથી કાર્ય પૃથ્વીરૂપ દ્રવ્ય બની શકે નહિ द्रव्याणि द्रव्यान्तर मारभन्ते એક કરતા વધારે દ્રવ્યો હોય તો જ તેમા આર ભકતા હોઈ શકે, માટે પરમાણુમા ગુણોની સમાનતા હોવા છતા પરમાણુઓ બહુ છે આત્મામાથી કોઇ બીજો આત્મા બનતો નથી માટે આત્મામા આર ભકતા નથી એટને આત્મામા ભેદ માનવાની જરૂર નથી ભાવ એ છે કે પરમાણુઓમા ભેદ સાધક પ્રમાણ છે પણ આત્માના બહુત્વ હોવામા કોઈ ભેદ સાધક પ્રમાણ નથી માટે એક જ આત્મા છે એમ જ માનવુ જોઈએ ॥ ૧૯ ॥

સિદ્ધાત સૂત્ર—

**व्यवस्थातो नाना ॥ २० ॥**

**પદાર્થ**— (व्यवस्थात) સુખ દુ ખ–આદિની વ્યવસ્થાથી આત્માઓ (नाना) બહુ છે

**ભાવાર્થ**—એક જ સમયમા કોઇ ધનાઢ્ય છે તો કોઈ ગરીબ છે, કોઈ સુખી છે તો કોઈ દુ ખી છે, કોઈ રોગી છે તો કોઈ આરોગ્યવાળો છે, કોઈ સદ્ગુણી છે તો કોઇ દુષ્ટ છે, કોઈ વિદ્વાન્ છે તો કોઈ મૂર્ખ છે આ બધા વિરુધ્ધ ધર્મો છે, તે એક જ સમયમા એક જ દ્રવ્યમા રહી શકે નહિ વિરુધ્ધ ધર્મોનો અધ્યાસ ભેદને સિધ્ધ કરે છે, માટે આત્માઓ એક નથી પણ બહુ છે જો બહુ આત્માઓ હોય તો જ ઉપર બતાવેલી વ્યવસ્થા અર્થાત્ ઉપર બતાવવામા આવેલો નિયમ થઈ શકે

જો કે એક જ દેવદત્ત નામના માણસમા બાલ્ય યૌવન અને વાર્ધક્ય હોય છે, અને એ વિરુદ્ધ ધર્મો પણ છે, છતા બાલ્ય અને યૌવન એક જ સમયમા દેવદત્ત નામના માણસમા હોતા નથી સમયના ભેદે બાલ્ય અને યૌવન એક જ વ્યક્તિના શરીરમા આવે છે જે દિવસે દેવદત્ત નામનો માણસ બાળક છે તે જ દિવસે તે જુવાન અને ઘરડો હોતો નથી

જ્યારે પ્રકૃતમા તો જે દિવસે દેવદત્ત સુખી છે તે જ દિવસે યજ્ઞદત્તના શરીરમા રહેલો તે જ આત્મા દુ ખી છે આમ સુખ અને દુ ખ એક સાથે એક જ આત્મા અનુભવી શકે નહિ તેમ એક જ સાથે બે વિરુદ્ધ ગુણો એક જ વ્યક્તિરૂપ આત્મામા એક જ સમયે ઉત્પન્ન પણ થઈ શકે નહિ આ તો અનુમાન પ્રમાણથી

આત્માઓનું બહુત્વ સિદ્ધ કર્યું છે. બીજાં પણ પ્રમાણો છે તે આગળના સૂત્રમાં બતાવવામાં આવશે. ॥ ૨૦ ॥

બીજું શબ્દ પ્રમાણ પણ આત્મનાનાત્વમાં બતાવે છે.

**शास्त्रसामर्थ्याच्च ॥ २१ ॥**

પદાર્થ—(च) અને (शास्त्रसामर्थ्यात्) શાસ્ત્રનું પણ સામર્થ્ય હોવાથી.

ભાવાર્થ—શાસ્ત્ર એટલે શ્રુતિ, વેદ. વેદના પ્રમાણથી પણ સિદ્ધ થાય છે કે આત્માઓમાં ભેદ રહ્યો છે. 'द्वे ब्रह्मणी वेदितव्ये' બે બ્રહ્મ જાણવાં જોઈએ. એક જીવાત્માને અને બીજા પરમાત્માને જાણો द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते ॥ ઋગ્વેદ ૧-૧૬૪-૨૦ પ્રકૃતિરૂપ વૃક્ષ સાથે બે આત્માનો સંબંધ છે. એક બ્રહ્મનો અને બીજો જીવાત્માનો. द्वा विमौ वातौ वातः । ઋગ્વેદ- ૧૦-૧૩૭-૨. બે પ્રાણ વહી રહ્યા છે. એક વિશ્વમાં અને બીજો શરીરમાં. વિશ્વનો પ્રાણ બ્રહ્મ અને શરીરનો પ્રાણ જીવાત્મા. પ્રાણ = જીવનદાતા. मूरा अमूर न वयं चिकित्वो महित्वमग्ने त्वमङ्ग वित्से । ઋગ્વેદ ૧૦-૪-૪.

પરમાત્મા અમૂર (અમરણ ધર્મા) મરણધર્મ રહિત છે. અને અમે જીવાત્માઓ (મૂર) શરીરના સંબંધને લીધે મરણ ધર્મવાળા વ્યપદેશને પામ્યા છીએ. મૃ મરવું (પ્રાણનો ત્યાગ કરવો) એ ધાતુથી મૂર શબ્દ બને છે. હે પ્રભો, તારા મહિમાને તું જ જાણે છે, અમે જાણી શકતા નથી. આ બધાં વૈદિક પ્રમાણોથી સિદ્ધ થાય છે કે, આત્મામાં ભેદ છે. એટલે કે આત્માઓ બહુ છે, અને પરમેશ્વર એક છે. ॥ ૨૧ ॥

इति वैशेषिकदर्शने गुर्जरभाषाभाष्ययुते तृतीयाध्यायस्य द्वितीय माह्निकम् ॥



॥ ओ३म् ॥

# अथ चतुर्थाध्यायस्य प्रथम माह्निकम् ।

---

હવે કાર્યાત્મક પૃથ્વી-આદિ જગતનું મૂળ કારણ પરમાણુઓ છે. મૂળ કારણ તે જ હોઈ શકે કે જે નિત્ય હોય, માટે નિત્ય એટલે શું? નિત્યનું લક્ષણ શું? એ આ સૂત્રમાં બતાવે છે. ભાષામાં નિત્ય શબ્દ ઘણા અર્થોમાં વપરાય છે.

જેમકેઃ— આ માણસ નિત્ય જૂઠું બોલે છે. આ ઠેકાણે નિત્યનો અર્થ અમુક સમય જ થાય છે. કારણ કે, બોલનાર માણસ અવિનાશી નથી. દરરોજના અર્થમાં પણ નિત્ય શબ્દનો પ્રયોગ થાય છે. જેમકેઃ— નિત્ય જવું નિશાળમાં, આ માણસ નિત્ય નવા નવા વેશ ધારણ કરે છે. 'આત્મા નિત્ય છે'. 'બ્રહ્મ નિત્ય છે'. 'પરમાણુ નિત્ય છે'. આ ઠેકાણે નિત્ય શબ્દનો અર્થ સમજવા માટે તેનું લક્ષણ બાંધવું જોઈએ, માટે નિત્યનું લક્ષણ બાંધે છે.

सदकारणवन्नित्यम् ॥ १ ॥

**પદાર્થ**—(अकारणवत्) જેનું કોઈ કારણ=ઉત્પાદક ન હોય (सत्) જે, અભાવરૂપે નહીં પણ ભાવરૂપે હોય તે (नित्यम्) નિત્ય છે એમ સમજવું.

**ભાવાર્થ**—જેનું કોઈ કારણ ન હોય તે નિત્ય કહેવાય છે. આથી ઘટ, સૂર્ય, ચંદ્ર આદિ અર્થો અનિત્ય ઠરે છે કારણ કે, તેનું કારણ હોય છે, માટે તે કાર્ય છે. જે કાર્ય હોય તે નિત્ય ન કહેવાય. કાર્યવસ્તુનો પ્રાગભાવ હોય છે તેનું પણ કોઈ કારણ હોતું નથી એટલે કે પ્રાગભાવ જન્મતો નથી તો તેના જન્મનું કારણ તો ક્યાંથી જ હોય? ત્યારે શું તેને નિત્ય માનવો? જો अकारणवन्नित्यम्, જેને કોઈ કારણ ન હોય તે નિત્ય છે એટલું જ કહેવામાં આવે તો લક્ષણની અતિવ્યાપ્તિ થાય છે, કારણ કે અલક્ષ્ય જે પ્રાગભાવ છે તેમાં પણ લક્ષણ જાય છે, માટે 'सत्' પદ મૂક્યું છે. સત્ એટલે જેમાં સત્તા હોય. પ્રાગભાવ અભાવરૂપ જ હોવાથી એમાં સત્તા નથી માટે એમાં હવે લક્ષણ જશે નહિ અને અતિવ્યાપ્તિ દોષ પણ આવશે નહિ. સંપૂર્ણ લક્ષણ આ પ્રમાણે થયું:—'જેમાં સત્તા હોય, અને જેનું કોઈ ઉત્પાદક કારણ ન હોય, તે નિત્ય.' પરમાણુઓમાં સત્તા છે અને તે કદી પણ ઉત્પન્ન થતાં નથી એટલે કે તે 'સત્' અને 'અકારણવત્' છે માટે

નિત્ય છે. અનુગત-મતિને લીધે સત્તા નામનો એક પદાર્થ સિદ્ધ થાય છે એ પ્રથમ અધ્યાયના બીજા આહ્નિકમાં બતાવવામાં આવ્યું છે. પરમાણુઓ ચાર પ્રકારનાં છે. (૧) પૃથ્વીપરમાણુઓ. (૨) જલપરમાણુઓ. (૩) તેજ:પરમાણુઓ. (૪) વાયુપરમાણુઓ.

સામાન્ય અને વિશેષ આ બે પદાર્થો પણ નિત્ય છે, કારણ કે તેનું પણ કોઈ કારણ હોતું નથી અને સત્પ્રત્યયના તે વિષય બને છે. સામાન્ય અને વિશેષમાં સત્તા સમવાય સંબંધથી રહેતી નથી પણ સત્તા સાથે રહેલા સમવાયનું સામાનાધિકરણ્ય છે તે જ સંબંધ છે અને તે જ સંબંધથી સામાન્ય અને વિશેષ સત્તાના સંબંધી કહેવાય છે. सत् પ્રત્યય દ્રવ્ય ગુણ અને કર્મમાં મુખ્ય છે અને સામાન્ય તથા વિશેષમાં ગૌણ છે એ આગળ કહેવામાં આવ્યું છે.

અભાવમાં કોઈપણ સંબંધથી સત્તા હોતી નથી માટે અભાવ સત્પ્રત્યયનો વિષય બનતો નથી, આ કારણથી અભાવને 'સત્' કહી શકાય નહિ. હવે નિત્યનું લક્ષણ સ્પષ્ટ થયું કે જે 'સત્ હોય અને જેનું કોઈ ઉત્પાદક કારણ ન હોય તે નિત્ય.' ॥ ૧ ॥

હવે પરમાણુઓ હોવામાં અનુમાન પ્રમાણ બતાવે છે. કારણ કે, તેઓ પ્રત્યક્ષના વિષય હોતાં નથી.

तस्य कार्यं लिङ्गम् ॥ २ ॥

**પદાર્થ**—(तस्य) પરમાણુ હોવામાં (कार्यम्) તેનું કાર્ય (लिङ्गम्) અનુમાન કરાવનાર હેતુ છે.

**ભાવાર્થ**—ઘટ, વૃક્ષ, નદી, દરિયો, સૂર્ય, વિદ્યુત્ અને વાયુ આદિ પરમાણુઓનાં જ કાર્યો છે, માટે એ કાર્યોથી તેના મૂળ કારણરૂપ પરમાણુઓનું અનુમાન થઈ શકે છે. મહર્ષિ ગૌતમે પણ ન્યાયદર્શનમાં જણાવ્યું છે કે व्यक्ताद् व्यक्तस्य निष्पत्तिः प्रत्यक्षप्रामाण्यात् ॥ અ. ૪-૧-૧૧.

**અર્થ**—ઘટાદિ પદાર્થો વ્યક્ત છે અને તે જેમાંથી ઉત્પન્ન થાય છે તે પણ વ્યક્ત જ છે, એ તો પ્રત્યક્ષ છે.

'વ્યક્ત' શબ્દનો અર્થ ન્યાયની પરિભાષા પ્રમાણે આમ થઈ શકે. 'પોતામાં જે રૂપ આદિ ગુણો હોય તેવા જ ગુણવાળા દ્રવ્યને ઉત્પન્ન કરવાની શક્તિ જેમાં હોય, તે વ્યક્ત'

આવી શક્તિ પૃથ્વી આદિ પરમાણુઓમાં છે માટે તે વ્યક્ત કહેવાય છે. આત્મા આદિમાં આવી શક્તિ નથી માટે તે અવ્યક્ત કહેવાય છે. એક આત્મા કોઈ બીજા આત્માનું ઉપાદાન કારણ બનતો નથી. ઈશ્વર પણ અવ્યક્ત છે, કારણ

કે, એક ઈશ્વરમાંથી બીજો ઈશ્વર કે આત્મા રૂપ દ્રવ્ય બનતું નથી, આ પ્રમાણે વ્યક્ત અને અવ્યક્તનો અર્થ ન્યાય અને વૈશેષિકની રીતે થાય છે.

પરમાણુઓની સિદ્ધિ આ પ્રમાણે થાય છે.

અવયવ અને અવયવીનો પ્રસંગ તો આપણે અનુભવીએ છીએ. દાખલા તરીકે:—વૃક્ષ અવયવી છે, તેના અવયવો જે થડ, મૂળ શાખા વગેરે છે તે પણ અવયવી જ છે, આ પ્રમાણે અવયવ અને અવયવીની ધારાનો જ્યાં અંત થાય છે તે પરમાણુ કહેવાય છે. પરમાણુ સ્વયં અવયવિ નથી એટલે તેને અવયવો પણ નથી. જેનો વિભાગ કોઈ પણ રીતે થઈ શકે જ નહિ, અને જેનાં કરતાં બીજું કોઈ સૂક્ષ્મ પરિમાણવાળું ન હોય તે પરમાણુ. यतो नाल्पीयान् स परमाणुः ॥ જેનો વિભાગ થાય તે પરમાણુ જ નથી એમ ચોક્કસ સમજવું.

અવયવ અને અવયવીની ધારા સીમા વગરની છે એમ પણ માની શકાય નહિ, કારણ કે, જો એમ માનવામાં આવે તો કાર્ય દ્રવ્યોમાં પરિમાણનો જે ફરક જોવામાં આવે છે તે ન રહે અને પરિણામે નગાધિરાજ હિમાલય અને રાયનો દાણો બને સરખા થઈ જાય, કારણ કે હિમાલયના અવયવો અનંત છે, અને રાયના દાણાના અવયવો પણ અનંત છે, તો પછી કયા કારણથી હિમાલય રાયના દાણા કરતાં મોટો છે? જે અવયવીમાં અવયવો અમુક અવયવી કરતાં વધારે છે, તે તેનાથી મોટો અવયવી ગણાય છે અને જે અવયવીમાં થોડા અવયવો હોય તે અવયવી નાનો ગણાય છે. એટલે અવયવો અને અવયવીની ધારા અનંત નથી, તેમ તે ધારા શૂન્યમાં પણ પરિણમતી નથી. શૂન્ય=અભાવથી ભાવની ઉત્પત્તિ જ થઈ શકે નહિ.

અવયવોનો વિભાગ કાર્ય દ્રવ્યનો વિનાશક હોય છે અને વિભાગ અવધિ વગરનો હોય જ નહિ. માટે દ્વયણુક આદિ કાર્યદ્રવ્યના અવયવોનો વિભાગ નિરવયવ પરમાણુરૂપ અવધિને સિદ્ધ કરે છે.

આ જ કારણથી ભાષ્યકાર પ્રશસ્તદેવે લખ્યું છે કે "सा च द्विविधा नित्या चानित्या च" પૃથ્વી નિત્ય અને અનિત્ય બે પ્રકારની છે. પરમાણુરૂપા પૃથ્વી નિત્ય છે અને દ્વયણુકાદિ કાર્યરૂપ પૃથ્વી અનિત્ય છે.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે પરમાણુઓ હોવામાં તેનાં કાર્યો અનુમાન છે: કાર્યને જોઈ તેના કારણનું અનુમાન કરવું એમાં તો કોઈનો વિવાદ જ નથી. ॥ ૨ ॥

ઉપરની યુક્તિથી માની લીધું કે, પરમાણુઓ નિત્ય છે, પણ એમાં રૂપ રસ આદિ ગુણો છે એ શી રીતે જાણી શકાય? પરમાણુઓને કેવળ અનુમાન–ગમ્ય અને અતીન્દ્રિય માનવાં પડે છે. એ અતીન્દ્રિય પરમાણુઓમાં ક્યા ક્યા

ગુણો છે એનું તો અનુમાન પણ થઇ શકે એમ લાગતું નથી, માટે પરમાણુગત ગુણોને જાણવાનું કોઈ પ્રમાણ હોય તો જણાવો. આનો ઉત્તર આ સૂત્રમાં છે.

कारणभावात् कार्यभावः ॥ ३ ॥

**પદાર્થ**—(कारणभावात्) કારણમાં હોવાથી (कार्यभावः) કાર્યમાં હોય છે.

**ભાવાર્થ**—જે ગુણ કારણ દ્રવ્યમાં હોય છે તે જ ગુણ કાર્યમાં પોતાના સજાતીય ગુણને ઉત્પન્ન કરે છે. द्रव्याणि द्रव्यान्तर मारभन्ते गुणाश्च गुणान्तरम् ॥ ૧-૧-૧૦. આ સૂત્ર યાદ કરો. 'દ્રવ્ય દ્રવ્યને ઉત્પન્ન કરે છે અને ગુણ ગુણને ઉત્પન્ન કરે છે'. સોનામાં પીળું રૂપ છે તેથી તેનાં જે જે કાર્યો બને છે તે બધામાં પીળું રૂપ જ ઉત્પન્ન થાય છે. જો કારણમાં રૂપ ન હોય તો કાર્યમાં રૂપ આવે જ નહિ. જો કોઇ પૂછે કે, વાયુમાં રૂપ કેમ નથી? તો તેનો ઉત્તર એ જ હોઈ શકે કે, વાયુના કારણભૂત દ્રવ્યમાં રૂપ નથી માટે કાર્યવાયુમાં રૂપ નથી. कारणगुणपूर्वका हि कार्यगुणा भवन्ति। કારણગુણપૂર્વક જ કાર્યગુણો હોય છે. આ નિયમ માનવાને કોઇને વાંધો હોઈ શકે જ નહિ. આ જ કારણથી આ જગતનું ઉપાદાન કારણ અભાવ નથી, કારણ કે અભાવમાં કોઈ રૂપ આદિ ગુણ નથી, કોઈ પરિમાણ નથી, તો પછી જગતમાં પણ રૂપાદિ ગુણ ન હોવાં જોઇએ, જગતમાં રૂપાદિ ગુણો જોવામાં આવે છે માટે નિરુપાખ્ય અભાવ જગતનું કારણ નથી.

આ જ પ્રમાણે કોઈ ચેતન પણ જગતનું ઉપાદાન કારણ નથી કારણ કે ચેતનના જ્ઞાન આદિ ગુણો પૃથ્વી, પાષાણ, પાણી અને વિદ્યુત્ આદિમાં નથી.

પરમાણુઓ રૂપવાળાં અને સ્પર્શવાળાં છે તેથી જ કાર્ય જગત્ રૂપ-વાળું અને સ્પર્શવાળું છે. પરમાણુઓ જડ છે તેથી જ તેનું કાર્ય જગત્ પણ જડ છે. આમ અતીન્દ્રિય દ્રવ્ય પદાર્થોના ગુણોનું અનુમાન પણ તેના પ્રત્યક્ષ કાર્યદ્રવ્યોના ગુણોથી કરી શકાય છે. ॥ ૩ ॥

હવે એક પક્ષ એવું માનતો જણાય છે કે આ જગતમાં કોઇપણ વસ્તુ નિત્ય નથી બધી જ વસ્તુઓ અનિત્ય છે. જે વસ્તુ સત્ હોય તે અનિત્ય જ હોય. ઘડો સત્ છે એ શાથી જણાય છે? કારણ કે એમાં ક્રિયા થાય છે, આત્મા સત્ છે કારણ કે તેમાં પ્રયત્ન છે એટલે તે બીજા પદાર્થને કોઈ પણ રીતે ઉપયોગી છે. આ ઉપરથી એવો નિયમ જણાય છે કે यत् सत् तत् क्षणिकम्, अर्थक्रियाकारित्वात् જે સત્ હોય તે ક્ષણિક જ હોય. જે કોઇને પણ ઉપયોગી હોય અથવા જેમાં ક્રિયા થતી હોય તે બધા અર્થો ક્ષણિક જ અર્થાત્ અનિત્ય જ છે. પછી પરમાણુઓ હોય તો તે પણ અનિત્ય માનવાં જોઇએ અને, આત્મા,

પ્રશ્ન અગર બીજી કોઈ પણ વસ્તુ હોય તો તેને પણ અનિત્ય જ માનવી જોઈએ સસારમા નિત્ય જેવુ કશુ જ નથી. આવુ બૌદ્ધોમાથી કોઈ એક પક્ષનુ માનવુ છે જેઓ બૌદ્ધ ન હોય એવા લોકોનુ પણ ઉકત માનવુ સભવી શકે છે

વૈશેષિક દર્શનના પ્રણેતા મહામુનિ તો માને છે કે, જે માનો તેને બુદ્ધિની કસોટીએ ચડાવો જો બુદ્ધિ કોઈને નિત્ય માનવાનુ સિદ્ધ કરી શકે તો તેને નિત્ય માનવુ तत्त्वपक्षपातो हि धियां स्वभाव બુદ્ધિ છેવટે તો સત્ય વસ્તુને પામીને જ શાત થાય છે સાચી વસ્તુ તરફ પક્ષપાત રાખવો એ બુદ્ધિનો સ્વભાવ છે કણાદમુનિને તો નિત્ય વસ્તુ પણ જણાય છે અને અનિત્ય વસ્તુઓ પણ જણાય છે માટે બધુ જ અનિત્ય છે એમ માનનારને સમજાવે છે કે —

**अनित्य इति विशेषत· प्रतिषेधभाव· ॥ ४ ॥**

**પદાર્થ**—(अनित्य इति) અનિત્ય એ (विशेषत) વિશેષનુ (प्रतिषेधभाव) પ્રતિષેધસ્વરૂપ છે

**ભાવાર્થ**—આ સૂત્રમા જે 'विशेषत' પદ મૂકયુ છે તેનો અર્થ 'विशेषस्य' એવો કરવો 'વિશેષ શબ્દ પછી જે 'त' છે તે સસ્કૃતભાષામા तसि પ્રત્યય છે એ પ્રત્યયમાથી इ નીકળી જાય છે અને स् નો વિસર્ગ થાય છે એટલે त પ્રત્યય સ્પષ્ટ થાય છે तसिप्रकरणे आद्यादिभ्य उपसख्यानम् પાણિનીય અષ્ટાધ્યાયી વ્યાકરણ સૂત્ર ૫–૪–૪૪ ઉપર વાર્તિક છે તેને આધારે 'વિશેષ' શબ્દને છઠ્ઠી વિભક્તિના અર્થમા त પ્રત્યય મૂકયો છે આ જ પ્રમાણે आदित, मध्यत, पार्श्वत, पृष्टत, स्वरत, वर्णत અને प्रमाणत વગેરે શબ્દો બને છે આને માટે કાશિકા, કૌમુદી વગેરે વ્યાકરણના ગ્રથો જુઓ

આ ઠેકાણે વિશેષ શબ્દનો અર્થ 'નિત્ય' સમજવો એટલે અર્થ આ પ્રમાણે થાય છે કે, જો 'અનિત્ય' આવુ જ્ઞાન કોઈને ન થતુ હોય અથવા 'અનિત્ય' આવો શબ્દ–પ્રયોગ ભાષામા ન થતો હોય તો માની શકાય કે નિત્ય જેવી કોઈ વસ્તુ નથી, કારણ કે 'અનિત્ય'મા જે 'અ' પડયો છે તે તેની પછી આવતા પદના અર્થનો નિષેધ કરે છે જો નિત્ય ન હોય તો તેનો નિષેધ શા માટે? જે વસ્તુ હોય તેનો જ કોઈ દેશાન્તરમા, કાલાન્તરમા અથવા સ્વરૂપાન્તરમા અભાવ કહેવાય છે જેમકે—અહીં ગાય નથી, અત્યારે રાવણ નથી દેવદત્ત બ્રાહ્મણ નથી જો ગાય દેશાન્તરમા પણ ન હોય રાવણ કાલાન્તરમા ન થયો હોય અને દેવદત્ત સિવાય બીજો કોઈ પણ માણસ બ્રાહ્મણ ન હોય તો તેના અભાવનો ઉલ્લેખ જ ન થાય 'આકાશપુષ્પ'નો શબ્દપ્રયોગ કોઈ વ્યવહાર

ખાતર થતો નથી, માટે 'આકાશપુષ્પ' નથી એમ કહી શકાય છે પણ 'અનિત્ય' શબ્દનો તો વ્યવહારમાં પ્રયોગ થાય છે માટે કોઈ વસ્તુ નિત્ય છે એમ માનવું જ જોઇએ.

નિત્ય વસ્તુ અમુક દેશમાં, અમુક કાળમાં અથવા અમુક સ્વરૂપે માની પછી તેનો સર્વત્ર, સર્વદા અને સર્વસ્વરૂપે અભાવ માનવો એ તો ખોટું છે. જે અભાવનો કોઈ પ્રતિયોગી જ ન હોય તેવો કોઈ અભાવ જ નથી.

અ મા નો ના આ અવ્યયો પ્રતિષેધના વાચક છે. 'અબ્રાહ્મણ' 'અજૈન' અહીં જેમ બ્રાહ્મણેતર અને જૈનેતર અર્થ થાય છે તેમ અનિત્યનો અર્થ પણ નિત્યેતર અર્થાત્ 'નિત્યથી કોઈ બીજો' એવો જ અર્થ નીકળવો જોઇએ. આવા અર્થથી કંઈ નિત્યનો અભાવ સિદ્ધ થઈ શકે નહિ.

બીજું 'અ'નો અર્થ પ્રતિષેધ થાય છે તેને તમે નિત્ય સાથે જોડો છો નિત્ય સાથે જોડાયેલો પ્રતિષેધ એટલે નિત્યનું સ્વરૂપ જ પ્રતિષેધ બની જાય છે. આ પ્રમાણે માનવું એ કોઈ પણ રીતે યોગ્ય નથી.

આ ઉપરથી, પરિણામ એ નીકળે છે કે, કોઈ અનિત્ય છે તો કોઈ નિત્ય પણ છે એમ જે યુક્તિયુક્ત હોય તે માનવું જોઇએ.

અથવા 'અનિત્ય' શબ્દમાં સમાસ ન માનો અને 'અ'ને સ્વતંત્ર અવ્યય માનો તો અર્થ એ થાય કે, नित्यम् अ भवति 'નિત્ય પ્રતિષેધ છે', આવો અર્થ થાય. જેમ રામ રાજા છે અર્થાત્ રામનું સ્વરૂપ રાજા છે તેમ નિત્યનું સ્વરૂપ 'પ્રતિષેધ' છે, આમ માનવું જોઇએ પણ એ સંભવિત નથી, કારણ કે, નિત્યનું સ્વરૂપ પ્રતિષેધ ન જ હોઈ શકે.

હવે 'પરમાણુ નિત્ય નથી'. આ પ્રતિજ્ઞા કરી તેને સિદ્ધ કરવા જે થોડાં ઘણાં અનુમાનો આપે છે તેનો વિચાર કરીએ. परमाणुर्न नित्यः 'मूर्तत्वात्' પરમાણુ નિત્ય નથી, કારણ કે તે મૂર્ત છે.

એક પરમાણુ સાથે એક સાથે છ પરમાણુઓનો સંયોગ થાય એ સંભવિત છે. પૂર્વ, પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ આમ ચાર બાજુ ચાર સંયોગો તો થાય જ અને એક પરમાણુ ઉપર અને બીજું પરમાણુ નીચે. એટલે એકંદરે છ સંયોગો થયા. આ છ સંયોગોને લીધે પરમાણુના છ અંશ માનવા જ જોઇએ.

સંયોગ અવ્યાપ્યવૃત્તિ હોવાથી પણ સંયોગવાળું પરમાણુ અનિત્ય છે એમ માનવું જોઇએ.

વળી પરમાણુ પોલું છે કે ઘન? જો પોલું માનો તો પરમાણુ સચ્છિદ્ર હોવાથી અનિત્ય ઠરે છે. જો કહો કે પરમાણુ પોલું નથી તો એનો અર્થ એ થયો કે પરમાણુમા આકાશ નથી અને આકાશ પરમાણુમાં ન હોવાને લીધે આકાશ સર્વવ્યાપક રહી શકતું નથી.

વળી પરમાણુ મૂર્ત માનવાથી તેની છાયા પણ પડવી જ જોઇએ. છાયાવાળું દ્રવ્ય ઘટાદિ દ્રવ્ય પેઠે અનિત્ય જ હોઈ શકે.

પરમાણુને ઘન માનો તો તે આવરણ કરનાર છે એમ કબુલ કરવું જોઇએ. જે આવરણ કરે તે પણ ઘટાદિ દ્રવ્ય પેઠે અનિત્ય જ હોય.

આ બધા અનિત્યત્વસાધક અનુમાનો હોવા છતાં પરમાણુને નિત્ય માનવા એ કેવળ સાહસ છે. આનો ઉત્તર શાસ્ત્રકાર નીચેના સૂત્રમાં આપે છે.

अविद्या ॥ ૫ ॥

પદાર્થ—(अविद्या) એ બધી અવિદ્યા છે, અર્થાત્ ભ્રાંતિ છે.

**ભાવાર્થ**—પરમાણુઓનુ અસ્તિત્વ તેના કાર્યને લીધે જણાય છે અને એનું નિત્યત્વ એ પોતે નિરવયવ હોવાથી છે એ આગળ સારી પેઠે સમજાવવામાં આવ્યું છે તમે પરમાણુઓને અનિત્ય ઠરાવવા જે જે હેતુઓ આપો છો તે બધા જ હેત્વાભાસ છે 'પરમાણુ મૂર્ત છે માટે અનિત્ય છે' એમ જો તમે કહો છો તો શુ મનમા મૂર્તત્વ નથી? ચોક્કસ મનમા મૂર્તત્વ છે અને છતાં તેથી તે અનિત્ય ઠરતુ નથી

નિરવયવ દ્રવ્ય સાથે ગમે તેટલા સયોગો રહો પણ તેથી નિરવયવ દ્રવ્ય અનિત્ય ઠરતુ નથી આકાશમા ઘટાદિ અસખ્ય દ્રવ્યોનો સંયોગ છે છતાં આકાશને સર્વ કોઇ નિત્ય જ માને છે

અવ્યાપ્યવૃત્તિસંયોગાશ્રયત્વ અનિત્યત્વનો સાધક જ નથી.

પરમાણુને ઘન માનવા છતા આકાશને સર્વવ્યાપક માનવામા કોઈ દોષ આવતો નથી સર્વવ્યાપકત્વ એને કહે છે કે જે સર્વ મૂર્તદ્રવ્ય સાથે સંયોગ રાખે આકાશનો સર્વ પરમાણુઓ સાથે સયોગ છે જ માટે તે વ્યાપક જ છે અહીં પરમાણુની અદર આકાશ માનવાની શી જરૂર છે?

વળી પ્રતિવાદી માને છે કે, 'જે સત્ હોય તે ક્ષણિક જ હોય.' આ પણ ખોટુ છે જે સત્ હોય તે નિત્ય પણ હોઈ શકે અને અનિત્ય પણ હોઈ શકે નિત્યમા અર્થક્રિયાકારિત્વનુ હોવુ એ કોઈ અનિત્યતા-સાધક નથી. શું નિત્ય હોય તે કશુ કરે જ નહિ? આવી માન્યતામા નરી અવિદ્યા જ ભરી છે.

આથી સ્પષ્ટ સમજાય છે કે પરમાણુઓને અનિત્ય ઠરાવતી જે જે અનુમિતિ જણાય છે તે બધી જ અવિદ્યા છે, માટે સૂત્રકાર મુનિએ પ્રતિપક્ષની અનુમિતિની પરંપરાને અવિદ્યા કહી છે તે બરાબર છે. ॥ ૫ ॥

હવે જેમાં રૂપ અને સ્પર્શ હોય તે દ્રવ્ય પ્રત્યક્ષ થવું જોઇએ, એવી ન્યાય-અને વૈશેષિક દર્શનના નિષ્ણાતોની માન્યતા છે તો પાર્થિવ પરમાણુમાં રૂપ અને સ્પર્શ બંને છે તો તેનું પ્રત્યક્ષ કેમ થતું નથી? એનો ઉત્તર આપતું નીચેનું સૂત્ર છે.

**महत्यनेकद्रव्यवत्त्वाद् रूपाच्चोपलब्धिः ॥ ६ ॥**

**પદાર્થ**—(महति) મહત્ પરિમાણવાળા દ્રવ્યમાં (अनेकद्रव्यवत्त्वात्) અનેક-દ્રવ્યવત્વ (च) અને (रूपात्) રૂપ હોય તો તેને લીધે (उपलब्धिः) પ્રત્યક્ષ થાય છે.

**ભાવાર્થ**—જે દ્રવ્ય સ્વયં મહત્પરિમાણવાળું હોય, અનેક દ્રવ્યોમાં તે આશ્રિત હોય અને તેમાં રૂપ પણ હોય તો તે દ્રવ્યનું ચાક્ષુષ પ્રત્યક્ષ થઈ શકે છે. દ્રવ્યનું ચાક્ષુષ પ્રત્યક્ષ થવાનો આ નિયમ છે. પાર્થિવ પરમાણુમાં મહત્વ નથી, અનેકદ્રવ્યાશ્રિતત્વ નથી માટે પરમાણુનું પ્રત્યક્ષ થતુ નથી. પ્રત્યક્ષ થવાનાં ત્રણ કારણો બતાવ્યા છે તેમા પાર્થિવ પરમાણુમાં ફક્ત રૂપ એક જ છે, માટે પાર્થિવ પરમાણુનું પ્રત્યક્ષ થતું નથી.

જલીય પરમાણુ અને તૈજસ પરમાણુમાં પણ કેવળ રૂપ કારણ તરીકે છે, બીજાં બે કારણો તેમાં નથી માટે જળનાં અને તેજનાં પરમાણુઓનું પ્રત્યક્ષ થતું નથી.

વાયુના પરમાણુમાં તો ત્રણમાંથી એકેય નથી કારણ કે, વાયુમાં રૂપ નથી, માટે વાયુના પરમાણુનું ચાક્ષુષ અથવા સ્પાર્શન પ્રત્યક્ષ થતું નથી. ॥ ૬ ॥

હવે શંકા એ છે કે વાયુમાં મહત્ પરિમાણ છે, તે પોતે અનેક દ્રવ્યોમાં આશ્રિત છે અને તેમાં રૂપનો સમવાય સંબંધ પણ છે. સમવાય સંબંધ એક જ છે. સંયોગસબંધો પેઠે તે અનેક નથી તો જે રૂપનો સમવાય સંબંધ છે તે જ સ્પર્શનો સમવાય છે. વાયુમા સ્પર્શનો સમવાય તો સર્વ કોઈ સ્વીકારે જ છે અને એ સમવાય જ રૂપનો પણ છે માટે વાયુમાં રૂપનો સમવાય પણ છે જ; તો પછી વાયુનું ચાક્ષુષ પ્રત્યક્ષ કેમ થતું નથી? સંબંધ હોય ત્યાં સંબંધી પણ હોવો જ જોઇએ. આ શંકાનું સમાધાન આ નિમ્ન સૂત્રમા છે.

**सत्यपि द्रव्यत्वे महत्त्वे रूपसंस्काराभावाद् वायोरनुपलब्धि· ॥७॥**

**પદાર્થ**—(द्रव्यत्व सत्यपि) વાયુમા અનેકદ્રવ્યાશ્રિતતા હોવા છતા (महत्त्व) અને મહત્ પરિમાણ હોવા છતા તેમા (रूपसंस्काराभावात्) રૂપ ન હોવાથી (वायो) વાયુનુ (अनुपलब्धि) ચાક્ષુષ પ્રત્યક્ષ થતુ નથી

**ભાવાર્થ**—વાયુમા અનેકદ્રવ્યવત્તા છે, મહત્ પરિમાણ પણ છે, છતા તેમા રૂપ નથી. રૂપનો તો તેમા અત્યંત અભાવ છે માટે વાયુનુ ચાક્ષુષ પ્રત્યક્ષ થતુ નથી. રૂપનો સમવાય ભલે હોય પણ તેમા રૂપ ન હોવાથી વાયુનું ચાક્ષુષ પ્રત્યક્ષ થતુ નથી રૂપનો સમવાય અને રૂપ આ બન્ને હોય અને સાથે મહત્ પરિમાણ હોય તો જ દ્રવ્યનુ ચાક્ષુષ પ્રત્યક્ષ થઈ શકે છે સબંધ હોય તો સબંધી પણ હોવો જ જોઇએ, એ નિયમ સમવાય સબંધને લાગુ પડતો નથી માટે વાયુમા રૂપનો સમવાય હોવા છતા રૂપ તેમા માનવામા આવતુ નથી જો સમવાય સબંધો જુદા જુદા અનેક માનવામા આવે તો તો કશી શંકા જ રહેતી નથી કારણ કે એ પક્ષમા વાયુમા રૂપ નથી અને રૂપપ્રતિયોગિક સમવાય સબંધ પણ નથી એટલે વાયુનુ ચાક્ષુષ પ્રત્યક્ષ થઈ જ ન શકે ભાવાર્થ એ છે કે વાયુમા રૂપ ન હોવાથી તેનું ચાક્ષુષ પ્રત્યક્ષ થતુ નથી

વૈશેષિકશાસ્ત્ર અને ન્યાયશાસ્ત્રને માનનારા ચક્ષુ ઇંદ્રિયને રશ્મિ છે એમ માને છે છતા એ રશ્મિનુ પ્રત્યક્ષ એટલા માટે થતુ નથી કે તેમા ઉદ્દ્ભૂત રૂપ નથી રૂપનો ઉદ્દ્ભવ એટલે રૂપમા એક જાતનો સંસ્કાર ઉદ્દ્ભૂત રૂપ જ પ્રત્યક્ષત્વનુ કારણ હોય છે, અનુદ્દ્ભૂતરૂપ પ્રત્યક્ષત્વનુ કારણ નથી સાર એ નીકળ્યો કે ચક્ષુના રશ્મિમા રૂપ તો છે પણ રૂપનો સંસ્કાર (જેને ઉદ્દ્ભવ નામથી વૈશેષિક શાસ્ત્ર વિદ્વાનો સમજે છે) નથી માટે ચક્ષુ રશ્મિનું પ્રત્યક્ષ થતુ નથી ॥ ૭ ॥

પરમાણુઓ નિત્ય છે એ પ્રકરણ પૂર્ણ કરી અને પછી બહિર્દ્રવ્યનુ પ્રત્યક્ષ કેવી રીત થાય છે અર્થાત્ બહિર્દ્રવ્ય પ્રત્યક્ષ થવામા કયા કારણો છે એ પણ બતાવ્યુ હવે ગુણોનુ પ્રત્યક્ષ કેવી રીતે થાય છે એટલે કે ગુણોના પ્રત્યક્ષ થવામા કયા કારણો છે, એ પ્રકરણ હવે શરૂ કરે છે

**अनेकद्रव्यसमवायाद् रूपविशेषाच्च रूपोपलब्धि ॥ ८ ॥**

**પદાર્થ**—(अनेकद्रव्यसमवायात्) अनेकपद भूयस्त्वपर तेन अनेकानि भूयांसि द्रव्याणि आश्रयतया यस्य तद् 'अनेकद्रव्यम्' अनेकद्रव्यस्य समवाय स अनेकद्रव्य समवाय' જે રૂપ ગુણ ઘણા દ્રવ્યોમા આશ્રિત દ્રવ્યમા સમવાય સબંધથી રહેલો હોય છે તે રૂપગુણનુ (रूपविशेषात् च) અને રૂપગત વિશેષથી (रूपोपलब्धि) રૂપ ગુણનુ પ્રત્યક્ષ થાય છે

ભાવાર્થ—રૂપ એ એક વિશેષ ગુણ છે એ ગુણ પરંપરા સંબંધથી ઘણા દ્રવ્યમાં આશ્રિત થયેલા દ્રવ્યમાં હોય અને સાથે સાથે રૂપમાં ઉદ્‌ભૂતત્વરૂપ વિશેષ પણ હોય ત્યારે રૂપ ગુણનું પ્રત્યક્ષ થાય છે પરમાણુમાં રૂપ છે છતાં એ પરમાણુ અનેક દ્રવ્યમાં આશ્રિત નથી માટે એના રૂપનું પ્રત્યક્ષ થતું નથી પરમાણુઓમાંથી ક્રમે ક્રમે દ્રવ્ય બનતાં બનતાં જ્યારે તેમાં મહત્વ પરિમાણ આવે છે તે મહત્ દ્રવ્યનું ઉદ્‌ભૂત રૂપ પ્રત્યક્ષ થાય છે ઘટ એ પરંપરા સંબંધથી ઘણા પરમાણુઓમાં આશ્રિત છે અને તેમાં ઉદ્‌ભૂત રૂપ પણ છે માટે ઘટના રૂપ ગુણનું પ્રત્યક્ષ થાય છે ભાવ એ છે કે, ગુણ પ્રત્યક્ષ થવામાં ત્રણ કારણ છે (૧) જે દ્રવ્ય પરંપરા સંબંધથી અનેક દ્રવ્યોમાં આશ્રિત હોય (૨) જે ગુણમાં ઉદ્‌ભૂતત્વ રૂપ વિશેષ ધર્મ હોય (૩) જે રૂપ કોઈ સજાતીય રૂપથી અભિભૂત ન થયું હોય બસ આ ત્રણ કારણો જે ગુણમાં હશે તે ગુણનું પ્રત્યક્ષ થશે

ચાક્ષુષ રશ્મિનું રૂપ પ્રત્યક્ષ થતું નથી કારણ કે તેમાં ઉદ્‌ભૂતત્વ રૂપ વિશેષ નથી

પરમાણુનું અને દ્વયણુકનું રૂપ પ્રત્યક્ષ થતું નથી કારણ કે પરમાણુ અને દ્વયણુક પરંપરા સંબંધથી અનેકદ્રવ્યાશ્રિત નથી

દિવસે તારાઓના રૂપનું પ્રત્યક્ષ થતું નથી કારણ કે સૂર્યના રૂપથી તે અભિભૂત થયું છે

જો કોઈ શંકા કરે કે, "ઉદ્‌ભૂતત્વ" એ શી વસ્તુ છે ? તો તેનો ઉત્તર એ છે કે, રૂપાદિ વિશેષ ગુણમાં રહેનો જાતિવિશેષ છે એ જાતિ રૂપત્વાદિ જાતિઓની વ્યાપ્ય જાતિ છે ગુણત્વનો એક ઉપાધિવિશેષ ઉદ્‌ભૂતત્વ છે ॥ ૮ ॥

જે કારણો રૂપના પ્રત્યક્ષ થવામાં છે તેજ કારણો રસ આદિ ગુણોના પ્રત્યક્ષ થવામાં પણ છે એ અતિદેશ આ નિમ્ન સૂત્રમાં જણાવે છે

**तेन रसगन्धस्पर्शेषु ज्ञानं व्याख्यातम् ॥ ૯ ॥**

પદાર્થ—(तेन) રૂપના પ્રત્યક્ષ જ્ઞાનથી (रसगन्धस्पर्शेषु) રસ, ગન્ધ અને સ્પર્શમાં (ज्ञानम्) જ્ઞાન (व्याख्यातम्) વ્યાખ્યાત છે

ભાવાર્થ—જેમ રૂપગુણનું પ્રત્યક્ષ થવામાં ત્રણ કારણ છે તેમ રસ, ગન્ધ અને સ્પર્શ ગુણોના પ્રત્યક્ષ થવામાં પણ ત્રણ કારણો છે રસનું પ્રત્યક્ષતાઃ થવામાં (૧) ઉદ્‌ભૂતત્વ, (૨) રસાશ્રયિ દ્રવ્ય અનેકદ્રવ્યોમાં પરંપરા સંબંધથી આશ્રિત હોય તે, (૩) જે રસ કોઈ પણ રસાન્તરથી અભિભૂત ન હોય તે

આ જ રીત ગંધ અને સ્પર્શ ગુણોમાં પણ સમજી લેવું

પ્રાણ, રસના અને ત્વક્ ઇન્દ્રિયોના ગંધ, રસ અને સ્પર્શ ગુણો પ્રત્યક્ષ થતા નથી કારણ કે તેમાં ઉદ્‌ભૂતત્વ નથી ઉષ્ણ જળમાં શીતસ્પર્શનું ગ્રા થતું

નથી. કારણ કે તેજના ઉષ્ણસ્પર્શથી તેનો અભિભવ થયેલો હોય છે. સુવર્ણ-દ્રવ્ય તેજોદ્રવ્ય છે, પણ તેજનું જે રૂપ છે તે અભિભૂત થયેલું હોય છે. તેજનું રૂપ શુકલભાસ્વર હોય છે જ્યારે સોનાનું રૂપ પીળું છે, એ પીળું રૂપ પાર્થિવ છે. એ પાર્થિવ રૂપના ગ્રહણને લીધે ભાસ્વર શુકલરૂપ અભિભૂત થયેલું છે એમ કેટલાક વિદ્વાનો માને છે.

"અભિભવ" એટલે बलवत्सजातीयग्रहणकृतम् अग्रहणम् । "બળવાન્ જે સજાતીય ગુણ હોય છે તેના ગ્રહણને લીધે પ્રકૃત દ્રવ્યના ગુણનું ગ્રહણ ન થતું" એનું નામ અભિભવ છે.

સોનામાં ઉષ્ણ સ્પર્શનો પાર્થિવ સ્પર્શના ગ્રહણને લીધે અભિભવ થયેલો છે. ॥ ૯ ॥

'ગુરુત્વ' નામનો ગુણ અનેકદ્રવ્યાશ્રિત દ્રવ્યમાં છે. જ્યાં રૂપ અને મહત્વ છે, ત્યાં ગુરુત્વ પણ છે તો પછી તેનું પ્રત્યક્ષ કેમ થતું નથી? એ પ્રશ્નનો ઉત્તર આ સૂત્રમાં છે.

**तस्याभावादव्यभिचारः ॥ १० ॥**

**પદાર્થ**—(तस्य) ગુરુત્વ નામના ગુણમાં રૂપત્વ અને ઉદ્ભવ આ બેનો (अभावात्) અભાવ હોવાથી ગુરુત્વનું પ્રત્યક્ષ થતું નથી (अव्यभिचारः) રૂપત્વાદિ જાતિનો નિયમ છે.

**ભાવાર્થ**—જે ગુણ બાહ્ય ઈંદ્રિયથી પ્રત્યક્ષ થાય છે તેમાં રૂપત્વ, રસત્વ, ગંધત્વ, સ્પર્શત્વ અને શબ્દત્વ આ પાંચમાંની એક જાતિ અવશ્ય હોય જ છે, ગુરુત્વમાં આ પાંચમાંની એકેય જાતિ નથી. ગુરુત્વમાં રૂપત્વ નથી અને રૂપત્વનો વિશેષ (ઉદ્ભૂતત્વ) કહેવામાં આવ્યો છે તે પણ નથી માટે ગુરુત્વનું પ્રત્યક્ષ થતું નથી.

ગુરુત્વ તો અનુમાનથી જાણી શકાય છે, ગુરુત્વનું કાર્ય અવનતિ છે. જે દ્રવ્યમાં ગુરુત્વ હોય છે તે દ્રવ્ય નીચે નમે છે, એ નીચે નમવાને જોઇને ગુરુત્વનું અનુમાન થાય છે. "જળ અને ભૂમિ" આ દ્રવ્યમાં જ ગુરુત્વ છે બાકીના સાત દ્રવ્યોમાં ગુરુત્વ નથી.

પ્રશસ્તપાદભાષ્યમાં લખ્યું છે કે, 'गुरुत्वं जलभूम्योः पतनकर्मकारणम्' જળ અને ભૂમિમાં ગુરુત્વ છે અને તે તેના પતનનું કારણ છે. જેમાં ગુરુત્વ હોય છે તે જ વસ્તુ પડે છે બીજી નહિ.

संयोगप्रयत्नसंस्कारविरोधि. (પ્રશસ્તપાદ ભાષ્ય)

સંયોગ, પ્રયત્ન અને સંસ્કાર એ ગુરુત્વના વિરોધી ગુણો છે જો.ડે

એ ગુણો ગુરુત્વના કાર્યને (પતનને) રોકી પાડે છે. (૧) ઘોડિયામાં સૂતેલું બાળક સંયોગને લીધે પડતું નથી. (૨) શરીરમાં ગુરુત્વ હોવા છતાં જીવાત્માના પ્રયત્નને લીધે તે પડતું નથી. (૩) ધનુષમાંથી છૂટેલું બાણ જ્યાં સુધી તેમાં વેગ નામનો સંસ્કાર છે ત્યાં સુધી તે પડતું નથી. પતનને લીધે જ ગુરુત્વનું અનુમાન થાય છે માટે ગુરુત્વ કોઈ પણ ઇંદ્રિયથી પ્રત્યક્ષ થતું નથી.

કેટલાક આચાર્યો ગુરુત્વનું ત્વક્ ઇંદ્રિયથી પ્રત્યક્ષ થાય છે એમ પણ માને છે. પણ એઓના મતમાં એક દોષ એ આવે છે કે નીચે પડેલા પદાર્થને સ્પર્શતાં એના ગુરુત્વનું પ્રત્યક્ષજ્ઞાન કેમ થતું નથી? હાથ ઉપર રહેલા ગુરુ પદાર્થના ગુરુત્વનું હાથના નમવાથી અનુમાન થાય છે. આ કારણથી ગુરુત્વ પ્રત્યક્ષ નથી પણ અનુમેય છે.

આ પ્રમાણે જે જે ગુણો એક એક ઇંદ્રિયથી ગૃહીત થાય છે તેનું કથન કરવામાં આવ્યું છે. ॥ ૧૦ ॥

રૂપ, રસ, ગંધ, સ્પર્શ, શબ્દ અને ગુરુત્વ આ ગુણો કેવળ એક એક ઇંદ્રિયથી જ ગૃહીત થાય છે એ વાત ઉપરના સૂત્રમાં જણાવી. હવે બબ્બે ઇંદ્રિયોથી કયા કયા ગુણોનું ગ્રહણ થાય છે તે બતાવે છે, અને તે કેવી રીતે ચક્ષુ ઇંદ્રિયથી ગૃહીત થાય છે તે પણ સમજાવે છે.

**संख्याः परिमाणानि पृथक्त्वं संयोगविभागौ परत्वापरत्वे कर्म च रूपिद्रव्यसमवायात् चाक्षुषाणि ॥ ११ ॥**

**પદાર્થ**—(संख्याः) એકત્વથી બધી જ સંખ્યાઓ (परिमाणानि) પરિમાણો (पृथक्त्वम्) પૃથક્ત્વ (संयोगविभागौ) સંયોગ અને વિભાગ (परत्वापरत्वे) પરત્વ અને અપરત્વ (कर्म) કર્મ (च) સ્નેહ દ્રવત્વ અને વેગ (रूपिद्रव्यसमवायात्) રૂપવાળાં દ્રવ્યોમાં જો સમવેત હોય તો (चाक्षुषाणि) ચક્ષુ ઇંદ્રિયથી ગૃહીત થાય છે (च) અને ત્વક્ ઇંદ્રિયથી પણ ગૃહીત થાય છે.

**ભાવાર્થ**—સંખ્યા, પરિમાણ, પૃથક્ત્વ, સંયોગ, વિભાગ, અપરત્વ, કર્મ, સ્નેહ, દ્રવત્વ અને વેગ; જો આ બધાં રૂપિદ્રવ્યમાં સમવેત હોય તો તે ચક્ષુથી ગૃહીત થાય છે અને ત્વક્ ઇંદ્રિયથી પણ ગૃહીત થાય છે. ત્વક્ ઇંદ્રિય સ્પર્શન ઇંદ્રિય કહેવાય છે માટે એ ઇંદ્રિયથી જેનું ગ્રહણ થાય તે સ્પાર્શન કહેવામાં આવે છે. આ સૂત્રમાં બે ચકાર પડ્યા છે, તેમાંથી એક ચકારથી સ્નેહ આદિ ગુણો કે જેનો ઉલ્લેખ સૂત્રમાં નથી તેનું ગ્રહણ થાય છે

અને બીજા ચકારથી ઉક્ત બધા ગુણો જો ચાક્ષુષ હોય તો તે સ્પાર્શન પણ છે એ બાબત જણાવે છે 'ઘટ' એ રૂપિદ્રવ્ય છે તો તેમાં રહેલા સખ્યાદિ સૂત્રમા જણાવેલા ગુણો ચક્ષુ ઇન્દ્રિયથી ગૃહીત થાય છે અને ત્વક્ ઇન્દ્રિયથી પણ ગૃહીત થાય છે આ સૂત્રમા 'કર્મ' એ ગુણ નથી છતા એ પણ રૂપિદ્રવ્યમા હોય તો તે ચાક્ષુષ પણ છે અને સ્પાર્શન પણ છે એ સમાનતાને લીધે સૂત્રમા તેનો ઉલ્લેખ કરવામા આવ્યો છે. 'એકત્વ' સખ્યા એ ગુણ છે અને એ દ્રવ્યમા જ હોય છે ગુણમા કે કર્મમા નહિ, છતા एकं रूपम्, एकः संयोग, एकं कर्म ઇત્યાદિ ગુણ, કર્મમા પણ હોવાની પ્રતીતિ થાય છે એનુ શુ કારણ? આનો ઉત્તર એ છે કે, ગુણ અને કર્મમા એકત્વ જે જણાય છે તે સમવાય સબધથી નહિ પણ તેમા તે આરોપિત એકત્વ છે એમ સમજવું 'એકત્વ' સખ્યા નિત્ય દ્રવ્યમાં હોય તો તે નિત્ય છે અને અનિત્ય દ્રવ્યમા હોય તો તે અનિત્ય છે દાખલા તરીકે આકાશમા રહેલુ એકત્વ નિત્ય છે અને ઘટમા રહેલુ એકત્વ અનિત્ય છે કારણ કે, 'ઘટ' નષ્ટ થાય એટલે તેનુ એકત્વ પણ નષ્ટ થઈ જ જાય આશ્રયના નાશથી તદ્ગત ગુણ પણ નાશ પામે જ એવો નિયમ છે ॥ ૧૧ ॥

હવે ઉપરના સૂત્રમા બતાવેલા ગુણો સબધી બીજી બાબત જણાવે છે

**अरूपिष्वचाक्षुषाणि ॥ १२ ॥**

**પદાર્થ**—(च) અને (अरूपिषु) ઉક્ત સખ્યાદિ ગુણો અને કર્મ જો અરૂપિ દ્રવ્યમા હોય તો (अचाक्षुषाणि) ચક્ષુ ઇન્દ્રિયથી તેનુ ગ્રહણ થતુ નથી

**ભાવાર્થ**—ઉપરના સૂત્રમા જણાવેલા સખ્યા આદિ ગુણો અને કર્મ જો અરૂપિદ્રવ્યમા સમવેત હોય તો તે અચાક્ષુષ હોય છે એટલે કે એનુ ચક્ષુ ઇન્દ્રિયથી ગ્રહણ થતુ નથી વાયુ અરૂપિદ્રવ્ય છે એટલે તેમા જે સખ્યા આદિ ગુણો અને કર્મ છે તેનું ચક્ષુ ઇન્દ્રિયથી ગ્રહણ થતુ નથી ॥ ૧૨ ॥

હવે સત્તા અને ગુણત્વ રૂપ સામાન્યના સબધીનુ નિરૂપણ કરે છે

**एतेन गुणत्वे भावे च सर्वेन्द्रियं ज्ञानं व्याख्यातम् ॥ १३ ॥**

**પદાર્થ**—(एतेन) ઉક્ત કથનથી (गुणत्वे भावे च) ગુણત્વ અને સત્તામા (सर्वेन्द्रियं ज्ञानम्) સર્વ ઇન્દ્રિયોનુ જ્ઞાન (व्याख्यातम्) વ્યાખ્યાત થાય છે

**ભાવાર્થ**—સત્તા અને ગુણત્વ સામાન્ય સર્વ ઇન્દ્રિયોથી ગૃહીત થાય છે વ્યક્તિગ્રહણની જે યોગ્યતા છે તે જ જાતિગ્રહણની યોગ્યતા છે એટલે કે જે દ્રવ્ય જે ઇન્દ્રિયથી ગૃહીત થાય છે તેમા રહેલી જાતિ પણ તે જ ઇન્દ્રિયથી ગૃહીત થાય છે ઘટ ચક્ષુથી ગૃહીત થાય છે તો ઘટત્વનુ પણ ચક્ષુ ઇન્દ્રિયથી જ ગ્રહણ

થાય છે. શબ્દરૂપ ગુણનું શ્રવણ ઇંદ્રિયથી ગ્રહણ થાય છે તો શબ્દત્વ સામાન્યનું પણ શ્રવણ ઇંદ્રિયથી જ ગ્રહણ થાય છે એમ સમજવું. હરેક ઇંદ્રિયથી કોઇને કોઈ વ્યક્તિનું ગ્રહણ થાય છે તો તેમાં રહેલી જાતિ પણ તે જ ઇંદ્રિયથી ગૃહીત થાય છે એમ સમજવું, એટલે સત્તા અને ગુણત્વ સર્વ ઇંદ્રિયોનો વિષય છે એમ સમજવું.

સુખ દુઃખ આદિ આત્માના વિશેષ ગુણો મન ઇંદ્રિયથી જ જણાય છે માટે તે માનસ ગુણો કહેવાય છે. ॥ ૧૩ ॥

इति वैशेपिकदर्शने गुर्जरभाषाभाष्ययुते चतुर्थाध्यायस्य प्रथम माह्निकम् ॥



॥ ओ३म् ॥

# अथ चतुर्थाध्याये द्वितीय माह्निकम्

---

આ સંપૂર્ણ ચોથો અધ્યાય સ્પર્શવાળાં દ્રવ્યોની પરીક્ષા માટે છે. તેના મૂળ કારણ પરમાણુઓની પરીક્ષા થઈ ગઈ. હવે એ જ સ્પર્શવાળાં દ્રવ્યોની કાર્યદ્વારા પરીક્ષા શરૂ કરે છે.

**तत्पुनः पृथिव्यादिकार्यद्रव्यं त्रिविधं शरीरेन्द्रियविशेषसंज्ञकम् ॥ १ ॥**

**પદાર્થ**—(तत्) સ્પર્શવાળું દ્રવ્ય (पुन.) ફરીથી (पृथिव्यादिकार्यद्रव्यम्) પૃથ્વી આદિ કાર્યદ્રવ્ય (त्रिविधम्) ત્રણ પ્રકારનું હોય છે અને તેનાં નામ (शरीरेन्द्रिविषयसंज्ञकम्) શરીર, ઇંદ્રિય અને વિષય હોય છે.

**ભાવાર્થ**—સ્પર્શવાળાં દ્રવ્ય ચાર છે. પૃથ્વી, જળ, તેજ અને વાયુ. આ ચારેય દ્રવ્યો પરમાણુ રૂપે નિત્ય છે અને પરમાણુઓની સિદ્ધિ આગળ કરી આપી છે. એ ચારેય જાતના દ્રવ્ય પરમાણુઓમાંથી ત્રણ પ્રકારનાં કાર્ય બને છે. તેનાં નામ (૧) શરીર (૨) ઇંદ્રિય (૩) વિષય.

(૧) શરીરની વ્યાખ્યા—चेष्टेन्द्रियार्थाश्रय. शरीरम् ન્યા. દ. ૧-૧-૧૧.

ચેષ્ટા ઇંદ્રિય અને અર્થોનો જે આશ્રય છે તે શરીર કહેવાય છે. હિતની પ્રાપ્તિ માટે અને અહિતના પરિહાર માટે જે ક્રિયા અથવા સ્પંદ થાય છે તેનું નામ ચેષ્ટા છે, આ સ્પંદ શરીરમાં જ થાય છે. કોઈ ઇષ્ટ વસ્તુ લેવી હોય તો શરીરના અવયવો જે હાથ પગ છે તેને ચલાવવા પડે છે. પગમાં કાંટો વાગ્યો હોય તો તેને દૂર કરવા હસ્ત આદિમાં ક્રિયા કરવી પડે છે. એટલે કે હાથ વતી તે કાંટાને દૂર કરવો પડે છે. કાંટો વાગવો એ અહિત છે, તેના પરિહાર માટે મહેનત કરવી પડે છે. આ પ્રમાણે ચેષ્ટાનો આશ્રય શરીર થાય છે.

ઇંદ્રિયોનો આશ્રય પણ શરીર છે. શરીર હોય તો ઇંદ્રિયો પોતપોતાનું કામ કરી શકે છે અને શરીર ન હોય તો ઇંદ્રિયો પોતાનું કામ કરી શકતી નથી. માટે શરીર ઇંદ્રિયોનો આશ્રય કહેવામાં આવે છે.

અર્થોનો આશ્રય પણ શરીર છે. ગંધ, રસ, રૂપ, સ્પર્શ અને શબ્દ આ અર્થો કહેવાય છે. આ અર્થોનું પ્રયોજન આત્માને સુખ દુઃખની ઉપલબ્ધિ

કરાવવી એ છે. જો શરીર હોય તો જ ઉક્ત અર્થોથી આત્માને સુખ અથવા દુઃખની પ્રાપ્તિ થઈ શકે છે માટે અર્થોનો આશ્રય શરીર છે. અહીં આધારાધેય-ભાવ વિવક્ષિત નથી. જેમ નોકરનો આશ્રય તેનો માલીક હોય છે તેમ અર્થોનો આશ્રય શરીર છે.

બીજી રીતે પણ શરીરની વ્યાખ્યા કરવામાં આવી છે.

प्रयत्नवदात्मसंयोगासमवायिकारणवत् क्रियावदन्त्यावयवित्वम् उपाधिभेदः शरीरम् ।

પ્રયત્નશીલ આત્માના સંયોગનું અસમવાયિ કારણ જે ક્રિયા છે એ ક્રિયાવાળું અને છેલ્લો અવયવિ જે હોય તે શરીર. શરીર કોઇ બીજા શરીરનું ઉપાદન કારણ બનતું નથી માટે તે છેલ્લો અવયવિ ગણાય છે અને તેમાં જે ક્રિયા થાય છે તે પ્રયત્નવાન આત્માના સંયોગનું અસમવાયિ કારણ છે. શરીરત્વ કોઈ જાતિ નથી પણ ઉપાધિ છે.

(૨) બીજું કાર્યદ્રવ્ય ઇંદ્રિય હોય છે. ઘ્રાણ, રસન, ચક્ષુ, ત્વક્ અને શ્રોત્ર આ પાંચ ઇંદ્રિયો પ્રસિદ્ધ છે. તેમાં પ્રથમની ચાર ઇંદ્રિયો જ સ્પર્શવાળાં દ્રવ્યોની છે શ્રોત્ર નહિ. ઇંદ્રિયનું સામાન્ય લક્ષણ આ પ્રમાણે છે. "સ્મૃતિ સિવાય જ્ઞાનને ઉત્પન્ન કરનાર જે મનનો સંયોગ છે, એ સંયોગનો આશ્રય જે હોય તે ઇંદ્રિય કહેવાય છે."

બીજું પણ લક્ષણ છે. "શબ્દ સિવાય ઉદ્‌ભૂત વિશેષ ગુણ જેમાં ન હોય અને જ્ઞાનજનક મનના સંયોગનો જે આશ્રય હોય તે ઇંદ્રિય કહેવાય છે." આ લક્ષણ દરેક ઇંદ્રિયમાં ઘટી શકે છે. શબ્દ એ ઉદ્‌ભૂત વિશેષ ગુણ છે અને તેનો આશ્રય શ્રોત્ર હોય છે માટે 'શબ્દ સિવાય' એવું વિશેષણ આપવામાં આવ્યું છે.

(૩) વિષય—શરીર અને ઇંદ્રિય સિવાય જે સુખ દુઃખ રૂપ ભોગનાં સાધન છે તે વિષય કહેવામાં આવે છે. શરીર એ ભોક્તાનું આયતન છે. ઇંદ્રિયો ભોગનું સાધન છે અને ગંધ, રસ, રૂપ, સ્પર્શ અને શબ્દો એ ભોગના વિષયો છે એટલે એનો ઉપભોગ કરવામાં આવે છે. દ્વયણુકથી લઈ સ્થાવર જંગમ બધા જ ભોગના વિષય બનતા પદાર્થો છે. ફળ, ફૂલ, ગૃહ, વનસ્પતિ વગેરે બધા વિષયોમાં આવી જાય છે. કારણ કે, એ બધાનો ઉપભોગ કરવામાં આવે છે. આ પ્રમાણે સ્પર્શવાળાં દ્રવ્યોમાંથી જે જે કાર્યદ્રવ્યો બને છે તેના ત્રણ જ ભાગ છે. કોઈ શરીર રૂપે, કોઈ ઇંદ્રિય રૂપે અને કોઈ વિષય રૂપે. ॥ ૬ ॥

શરીર પરમાણુઓમાંથી ક્રમથી બન્યું છે એ વાત ઠીક છે પણ પરમાણુઓ તો ચાર જાતનાં છે તો શું ચારેય જાતનાં પરમાણુઓ શરીરનું ઉપાદાન કારણ એટલે કે સમવાયિ કારણ છે કે, કેવળ એક જ જાતનાં પરમાણુઓ સમવાયિ કારણ છે? વળી શરીર ભૌતિક છે. ભૌતિક એટલે ભૂતમાંથી જે બને તે. ભૂતો પાંચ છે. પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને આકાશ, તો શું એ પાંચેય મહાભૂતો શરીરનું સમવાયિ કારણ છે, અર્થાત્ ઉપાદાન કારણ છે? આનો ઉત્તર આ સૂત્રમાં આપવામાં આવે છે.

प्रत्यक्षाप्रत्यक्षाणां संयोगस्याप्रत्यक्षत्वात् पञ्चात्मकं न विद्यते ॥ २ ॥

પદાર્થ—(प्रत्यक्षाप्रत्यक्षाणाम्) પ્રત્યક્ષ અને અપ્રત્યક્ષ દ્રવ્યોનો (संयोगस्य) સંયોગ અપ્રત્યક્ષ હોવાથી. (पञ्चात्मकम्) શરીરનું ઉપાદાન કારણ પાંચેય ભૂતો (न विद्यते) નથી.

**ભાવાર્થ**—આ સૂત્ર દષ્ટાંત રૂપે છે. વાયુ અપ્રત્યક્ષ છે અને વનસ્પતિ પ્રત્યક્ષ છે. હવે એ બન્નેનો સંયોગ પ્રત્યક્ષ થતો નથી. એ ઉપરથી નિયમ એ જણાય છે કે જો એક દ્રવ્ય પ્રત્યક્ષ હોય અને બીજું દ્રવ્ય અપ્રત્યક્ષ હોય તો તેનો સંયોગ પ્રત્યક્ષ થતો નથી.

પાંચ મહાભૂતોમાં ત્રણ પૃથ્વી, પાણી અને તેજ આ ત્રણ દ્રવ્ય પ્રત્યક્ષ છે કારણ કે તેમાં રૂપ છે. વાયુ અને આકાશમાં રૂપ ન હોવાથી તે બંને પ્રત્યક્ષ દ્રવ્ય નથી. હવે જો પાંચેય ભૂતોમાંથી શરીર બન્યું હોય તો જેમ પૃથ્વી અને વાયુનો અથવા પૃથ્વી અને આકાશનો સંયોગ પ્રત્યક્ષ થતો નથી તેમ પ્રત્યક્ષ (પૃથ્વી, પાણી અને તેજ) અને અપ્રત્યક્ષ (વાયુ અને આકાશ) દ્રવ્યોમાંથી બનેલું શરીર પણ અપ્રત્યક્ષ જ થાય, પણ શરીર તો પ્રત્યક્ષ છે માટે શરીર પાંચભૌતિક નથી; એટલે કે શરીરનાં ઉપાદાન કારણ પાંચેય મહાભૂતો નથી. કેવળ પૃથ્વીરૂપ એક જ દ્રવ્ય શરીરનું ઉપાદાન કારણ છે અને બીજાં દ્રવ્યો નિમિત્ત કારણ રૂપે અથવા સહાય રૂપે છે એમ સમજવું. આ કારણથી જ શરીર પાર્થિવ પણ કહેવાય છે.

એક પરમાણુ દ્રવ્ય કોઈ બીજા દ્રવ્યનું આરંભક થઈ શકતું નથી, કારણ કે, જો એક દ્રવ્ય કોઈની પણ અપેક્ષા રાખ્યા વગર આરંભક હોય તો નિત્ય પરમાણુમાંથી કાર્ય પણ બનતું જ રહેવું જોઈએ. પણ એક દ્રવ્ય બીજા દ્રવ્યની

અપેક્ષા રાખીને જ કાર્ય બનાવે છે. આ જ નિયમ ગુણને પણ લાગુ પડે છે. એક ગુણ કોઈ સજાતીય બીજા ગુણનો આરંભક બનતો નથી. એટલે એને પણ બીજા ગુણની મદદ જોઈએ છે. ધારો કે એક પૃથ્વીનું પરમાણુ છે અને એક જળનું પરમાણુ છે. આ બેમાંથી એક દ્વયણુક બને તો એ દ્વયણુકમાં ગંધ ગુણ કદી પણ આવી શકશે નહિ. કારણ કે, પૃથ્વીના પરમાણુમાં ગંધ, રસ, રૂપ અને સ્પર્શ આ ચાર ગુણો છે. જળના પરમાણુમાં રસ, રૂપ અને સ્પર્શ આ ત્રણ ગુણો છે. અહીં ગંધ ગુણને કોઈ બીજો સજાતીય સહાયક ગંધ ગુણ નથી માટે દ્વયણુકમાં એ ગંધ ગુણને ઉત્પન્ન કરી શકશે નહીં કારણ કે, એક જ ગુણ અથવા એક જ દ્રવ્ય આરંભક બની શકતાં નથી.

ઉપરના નિયમ પ્રમાણે જો શરીરનું ઉપાદાન કારણ પૃથ્વી અને જળ હોય તો શરીર ગંધરહિત બને, જો જળ અને તેજ આ બે દ્રવ્યોમાંથી શરીર બને તો શરીરમાં ગંધ અને રસ પણ ન હોય. શરીરના અથવા હરેક કાર્યના ચરમ અવયવો તો બે જ હોય છે. વધારે માનવાથી કાર્યોનો જે ક્રમ છે તે નષ્ટ થઈ જાય છે. ઘર માટી, ઈંટ, લાકડાં વગેરેમાંથી બન્યું છે પણ ક્રમથી બન્યું છે. બધાં કંઈ એના ચરમ અવયવો હોતાં નથી. જો બધા જ અવયવો ચરમ અવયવો માનવામાં આવે તો હરેક કાર્યનું છેવટનું ઉપાદાન તો પરમાણુઓ જ છે અને પરમાણુઓ તો અપ્રત્યક્ષ છે તો અપ્રત્યક્ષ પરમાણુઓમાં રહેલું કાર્યદ્રવ્ય પણ અપ્રત્યક્ષ જ બને અને છેવટે આ દેખાતું પ્રત્યક્ષ જગત્ અપ્રત્યક્ષ માનવું પડે કે, જેમાં દૃષ્ટ વિરોધ છે. માટે બે અવયવો છેવટના માનવા જોઈએ અને તેમાંથી કાર્યદ્રવ્ય અર્થાત્ અવયવિ દ્રવ્ય ઉત્પન્ન થાય છે. આ જ કારણથી ઘટનું ઉપાદાન કારણ બે કપાલ દ્રવ્યો ચરમ અવયવ તરીકે માનવામાં આવે છે.

આ ઉપરથી સમજી શકાશે કે શરીરનું ઉપાદાન કારણ કોઈ પણ બે વિજાતીય દ્રવ્ય અર્થાત્ એક પૃથ્વી અને બીજું પાણી અથવા તેજ ઉપાદાન કારણ તરીકે નથી. શરીર માત્ર એક જ જાતિના દ્રવ્યમાંથી ઉત્પન્ન થાય છે. આપણાં શરીરોનું ઉપાદાન કારણ કેવળ પૃથ્વી જ છે. જળ, તેજ, વાયુ અને આકાશ સહાયક દ્રવ્યો છે અને તે જ કારણથી એ દ્રવ્યોના ગુણો પણ સંયુક્ત સંયોગને લીધે શરીરમાં પ્રત્યક્ષ જણાય છે. સારાંશ એ નીકળે છે કે જેમ પ્રત્યક્ષ અને અપ્રત્યક્ષ દ્રવ્યનો સંયોગ પ્રત્યક્ષ થતો નથી તેમ જો શરીર પાંચેય ભૂતોમાંથી એટલે પ્રત્યક્ષ અને અપ્રત્યક્ષ દ્રવ્યોમાંથી બન્યું હોય તો તે પ્રત્યક્ષ ન હોઈ શકે, માટે શરીર પાંચભૌતિક નથી. ॥ ૨ ॥

શરીર ત્રણ ભૂત અર્થાત્ પૃથ્વી, પાણી અને તેજમાંથી પણ નથી બન્યું, એ સૂત્રકાર પોતે જ જણાવે છે.

गुणान्तराप्रादुर्भावाच्च न त्र्यात्मकम् ॥ ३ ॥

પદાર્થ—(च) અને (गुणान्तराप्रादुर्भावात्) અન્ય ગુણ એટલે ગંધ, એનો અવયવિ દ્રવ્યમાં પ્રાદુર્ભાવ થઈ શકે નહિ, માટે (त्र्यात्मकम् न) ત્ર્યાત્મક ત્રિભૂત-પ્રકૃતિક પણ શરીર નથી

ભાવાર્થ—જો ભૂતત્રય-પ્રકૃતિક શરીર માનવામાં આવે તો પૃથ્વીનો જે ગંધ ગુણ છે તે અસહાય એકલો પડી જાય છે, સજાતીય ગુણાન્તરની મદદ રહેતી નથી એટલે એ કાર્યદ્રવ્યમાં ગંધ ગુણને ઉત્પન્ન કરી શકે નહિ અને પરિણામે કાર્યદ્રવ્ય ગંધ રહિત થઈ જાય "શરીરરૂપ કાર્ય ગંધ ગુણ રહિત બની જાય" માટે ભૂતત્રયપ્રકૃતિક પણ શરીર નથી કોઈ પણ એક નિરપેક્ષ આરંભક થઈ શકે નહિ, એ વાત ઉપરના સૂત્રના અર્થમાં પણ કહી બતાવી છે रूपवद्भूतत्रयारब्धमपि शरीर न। રૂપવાળા ત્રણ ભૂતોથી પણ શરીર આરબ્ધ થતું નથી ॥ ૩ ॥

શંકા—તો પછી એક જ શરીરમાં પાક, (ગરમી) ક્લેદ, સ્પર્શ અને શબ્દની ઉપલબ્ધિ કેમ થાય છે? કારણ કે, પાક આદિ તેજ આદિના કાર્યો છે આ શંકાનું સમાધાન આ સૂત્રમાં છે

अणुसंयोगस्त्वप्रतिषिद्धः ॥ ४ ॥

પદાર્થ—(तु) પણ (अणुसंयोग) અન્ય અણુઓનો સંયોગ (अप्रतिषिद्ध) પ્રતિષિદ્ધ નથી

ભાવાર્થ—શરીર તો કેવળ પૃથ્વીમાંથી જ બને છે એટલે કે આપણા શરીરોનું ઉપાદાન કારણ તો એકલી પૃથ્વી જ છે પણ બીજા જળ આદિના અણુઓનો સંયોગ નથી એમ માનવામાં આવતું નથી જલીય આદિ અણુઓ સહકારિ તરીકે સંબદ્ધ હોય છે મહર્ષિ ગૌતમે પણ ન્યાયદર્શનમાં લખ્યું છે કે, पार्थिवं तद्विशेषगुणोपलब्धेः શરીર પાર્થિવ છે અન્ય ભૂતોના વિશેષ ગુણો શરીરમાં ઉપલબ્ધ થતા હોવાથી બીજા ભૂતો ઉપાદાન તરીકે નહિ પણ નિમિત્ત તરીકે હોવાથી જ તેના ગુણો શરીરમાં જણાય છે પૃથ્વીનો જે ગંધ ગુણ છે તે તો શરીર નાશ પામે ત્યાં સુધી જણાય છે અને પાક (ગરમી) ક્લેદ આદિ તો શુષ્ક શરીરમાં જણાતા નથી માટે શરીરમાં જે પાકાદિ જણાય છે તે ઔપાધિક માનવા જોઇએ અને ગંધને સ્વાભાવિક માનવો જોઇએ આથી સિદ્ધ થાય છે કે અસ્મદાદિના (આપણા) શરીર પાર્થિવજ છે પાંચભૌતિક કે ત્રૈભૌતિક નથી ॥ ૪ ॥

હવે શરીરના વિભાગો બતાવે છે.

तत्र शरीरं द्विविधं योनिजमयोनिजं च ॥ ५ ॥

પદાર્થ—(तत्र) શરીર રચનામા (शरीरम् द्विविधम्) શરીર બે પ્રકારના છે (योनिजम्) એક યોનિજ એટલે શુક્ર અને શોણિતમાથી ઉત્પન્ન થનાર (अयोनिजं च) અને બીજુ અયોનિજ એટલે શુક્ર અને શોણિતની અપેક્ષા વગર જે ઉત્પન્ન થાય છે તે

ભાવાર્થ—શરીર બે પ્રકારના છે (૧) શુક્ર અને શોણિતના સયોગથી જ ઉત્પન્ન થાય તે (૨) અને બીજું શુક્ર અને શોણિતના સયોગની અપેક્ષા રાખ્યા વગર ઉત્પન્ન થાય તે શુક્રશોણિતજન્ય શરીર 'યોનિજ' કહેવાય છે અને શુક્રશોણિત વગર જે શરીર ઉત્પન્ન થાય છે તે 'અયોનિજ' કહેવાય છે

સૃષ્ટિની શરૂઆતમા જે શરીરો ઉત્પન્ન થયા તે અયોનિજ શરીર હતા. માનવીય શરીરો પણ શરૂઆતમા અયોનિજ હતા

જ્યા જ્યા શરીરની ઉત્પત્તિ હોય ત્યા ત્યા શુક્ર અને શોણિતનો સયોગ હોવો જ જોઇએ એવો કોઈ નિયમ જણાતો નથી, ગરમીથી ઉત્પન્ન થનાર મચ્છર, માક ચાચડ વગેરેના શરીરમા શુક્રશોણિતનો સયોગ હોતો નથી જો પુરાણ ઉપર ઘ્યાન આપ્યા હોય તો તેમા દેવો અને ઋષિઓના શરીરો અયોનિજ બતાવ્યા છે તેનો પણ સ્વીકાર કરવો રહ્યો

યોનિજ શરીર બે પ્રકારના હોય છે (૧) જરાયુજ, (૨) અડજ અસ્મદાદિના માનવ શરીર જરાયુજ છે જરાયુ એટલે ગર્ભાશય સરીસૃપોના અને પખીઓના શરીરો ઈંડામાથી ઉત્પન્ન થાય છે માટે 'અડજ' કહેવાય છે

વૃક્ષો પણ એક પ્રકારના શરીરો જ છે પણ તેમા શરીરનો વ્યવહાર થતો નથી, જે ભોગનુ અધિષ્ઠાન હોય તે શરીર કહેવાય છે વૃક્ષો પણ ભોગનુ અધિષ્ઠાન છે માટે એ પણ શરીર જ છે છતા તેનો શરીર તરીકે વ્યવહાર ન થવાનુ કારણ તેમા ચેષ્ટા અને ઇન્દ્રિયોનો સ્ફુટતર અનુભવ ન હોવો એ છે વૃક્ષ આદિમા પણ જીવન મરણ સ્વપ્ન જાગરણ ઔષધનો પ્રયોગ, બીજમાથી ઉત્પત્તિ થવી, ભાગ્યા તૂટયામાથી સાજુ થવુ, અને રસનુ સસર્પણ થાય છે જો એમા ભોક્તા તરીકે ચેતન ન હોત તો ઉપર જણાવેલા કાર્યો ન થવા જોઇએ

શાસ્ત્રકારોએ પણ સ્થાવર વૃક્ષાદિમા જીવનો સબધ બતાવ્યો છે

योनिमन्ये प्रपद्यन्ते शरीरत्वाय देहिन ।
स्थाणुमन्येऽनुसयन्ति यथाकर्म यथाश्रुतम् ॥

કઠોપનિષદ્ અ ૨-૫-૭

જીવાત્માઓ પોતાના કર્મ અને જ્ઞાન પ્રમાણે મરણ પછી કોઈ માનવ શરીર માટે યોનિને પ્રાપ્ત થાય છે. તો કોઈ વૃક્ષ આદિ સ્થાવર પણ થાય છે. આ પ્રમાણે શરીર યોનિજ અને અયોનિજ બે પ્રકારના છે. વૃક્ષ અને લતા આદિમાં શરીરનો વ્યવહાર થતો નથી છતાં એ પણ એક પ્રકારના શરીરો જ છે. ॥ ૫ ॥

અયોનિજ શરીર જો શુક્ર અને શોણિતમાથી ઉત્પન્ન ન થતા હોય તો શામાથી થાય છે? એના ઉત્તર રૂપે આ સૂત્ર છે

**अनियतदिग्देशपूर्वकत्वात् ॥ ६ ॥**

**પદાર્થ**—(अनियतदिग्देशपूर्वकत्वात्) જેનો દિશા અને દેશનો ચોક્કસ નિયમ નથી એવા પરમાણુઓમાથી અયોનિજ શરીરો જન્મે છે

**ભાવાર્થ**—અયોનિજ શરીરો ક્રમથી પરમાણુઓમાથી જન્મે છે. પરમાણુઓ અમુક દેશમા કે અમુક દિશામા ક્રમથી હોય છે એવો કોઈ નિયમ નથી એ તો સર્વત્ર વિખરાયેના ઉડતા ફરતા હોય છે એ પરમાણુઓમાથી દ્વયણુકો બને છે અને પછી ક્રમે ક્રમે શરીર રૂપે પણ બને છે બધા જ શરીરો પહેલા પરમાણુઓએ શુક્ર અને શોણિતના રૂપે પરિણમવુ જ જોઇએ એવો કોઈ નિયમ નથી

ઉત્તમ ધર્મના બળથી શુક્ર શોણિતમા પરિણમ્યા વગર જ પરમાણુઓ શરીરના ઉપાદાન કારણ થઈ શકે છે આના શરીરો અલૌકિક ધર્મવાળા અથવા મુક્ત પુરુષો ધારણ કરતા હોય એવી સભાવના છે સામાન્ય માણસના શરીર માટે શુક્રશોણિતનો નિયમ જ છે ભાવ એ છે કે અયોનિજ શરીરનુ ઉપાદાન કારણ પરમાણુઓ છે કે જે સર્વત્ર સુલભ છે એવી અયોનિજ્ય રચના પણ ઈશ્વરાધીન છે ॥ ૬ ॥

સામાન્ય માણસનુ શરીર અયોનિજ ન હોવાનુ કારણ

**धर्मविशेषाच्च ॥ ७ ॥**

**પદાર્થ**—(च) અને (धर्मविशेषात्) વિશેષ ધર્મને લીધે

**ભાવાર્થ**—પરમાણુઓ સ્વય જડ છે, પણ જ્યારે ધર્મ વિશેષવાળા આત્માનો સયોગ તેની સાથે થાય છે ત્યારે તેમા ગતિ ઉત્પન્ન થાય છે અને ક્રમથી તે અયોનિજ શરીર ઉત્પન્ન કરે છે ચેતનના સબધથી જડમા ગતિ ઉત્પન્ન થાય છે એ તો આપણે નિત્ય જોઈ રહ્યા છીએ તો પરમાણુઓમા અદૃષ્ટ વિશેષવાળા આત્માનો સયોગ થાય અને તેમાથી ક્રમથી શુક્રશોણિત થયા વગર

શરીર બને તેમાં આશ્ચર્ય શું છે? ઈશ્વર નિમિત્ત કારણ તો અહીં પણ છે જ. અતઃ અયોનિજ શરીર છે. માનવીય અયોનિજ શરીરોની ઉત્પત્તિ યુવાવસ્થાવાળી હોય છે.

અધર્મ વિશેષથી પણ મચ્છર આદિનાં યાતનામય શરીરો બને છે તે તો આપણે અનુભવીએ છીએ. જેમ અધર્મવિશેષથી પણ અયોનિજ શરીર બને છે તેમ ધર્મવિશેષથી પણ અયોનિજ શરીર બને છે. સૃષ્ટિની શરૂઆતમાં તો સર્વ શરીરો અયોનિજ હતાં. ॥ ૭ ॥

અયોનિજ શરીર હોવામાં બીજું પણ પ્રમાણ આપે છે.

**समाख्याभावात्** ॥ ८ ॥

**પદાર્થ**—(च) અને (समाख्याभावात्) અન્વર્થ સંજ્ઞા હોવાથી.

**ભાવાર્થ**—મનુ, વાયુ, અગ્નિ આદિ અન્વર્થ સંજ્ઞા છે. બાળકનું નામ માતા પિતા પાડે છે અને તે અન્વર્થ હોતાં નથી, પણ સૃષ્ટિની શરૂઆતમાં જે જે મનુષ્યો થયાં તેમનાં નામ તેમના માબાપે પાડેલાં ન હતાં કારણ કે, તે વખતે માબાપ તો હતાં જ નહીં એટલે તે તે મનુષ્યમાં જે જે ગુણ અને કર્મ હતાં તે તે પ્રમાણે નામ પડ્યાં હતાં. સૂર્ય, ચંદ્ર વગેરે નામો પાડનાર કોઈ માબાપ નથી તેમ સૃષ્ટિની આદિમાં થયેલાં માણસોનાં નામ માબાપોએ પાડેલાં ન હતાં. ॥ ૮ ॥

અન્વર્થ સંજ્ઞા અને સૂર્ય આદિ નામ પાડનાર કોણ હતું? એ પ્રશ્નનો ઉત્તર નિમ્ન સૂત્રમાં છે.

**संज्ञाया आदित्वात्** ॥ ९ ॥

**પદાર્થ**—(सज्ञायाः) સંજ્ઞા (आदित्वात्) કારણ હોવાથી.

**ભાવાર્થ**—સૂર્ય, અગ્નિ આદિ સંજ્ઞા રાખનાર ઈશ્વર છે; કારણ કે સંજ્ઞા હોવી એ પણ ઈશ્વર હોવામાં પ્રમાણ છે. વેદદ્વારા અગ્નિ સૂર્યાદિ સંજ્ઞા જણાવનાર પરમેશ્વર છે. સૂર્ય, અગ્નિ અને વાયુ આદિની અર્થ પ્રમાણે સંજ્ઞા જાણી સૃષ્ટિના આદિના માણસોએ પણ ગુણ કર્મ પ્રમાણે પોત પોતાનાં અથવા એક બીજાનાં નામ રાખ્યાં હતાં. ॥ ૯ ॥

ઉપસંહાર કરે છે.

**सन्त्ययोनिजाः** ॥ १० ॥

**પદાર્થ**—(सन्ति) છે (अयोनिजा.) અયોનિજ શરીર વિશેષો.

**ભાવાર્થ**—ઉપર બતાવેલા હેતુઓથી 'અયોનિજ' શરીરો સૃષ્ટિની શરૂઆતમાં હતાં અને સ્વેદજ આદિ શરીરો અત્યારે પણ અયોનિજ છે. મનુષ્યનાં

શરીરો અત્યારે અયોનિજ નથી, પણ શુક્રશોણિતજન્ય યોનિજ છે. કોઈ વિશેષ યોગજ ધર્મને લીધે અયોનિજ શરીર બનતું હોય તો સંભવિત છે પણ તે સાધારણ મનુષ્યની જાણ બહાર હોય છે. પોતાના સાક્ષાત્કાર વગર ગમે તેના વચન ઉપર વિશ્વાસ રાખી અયોનિજ શરીર સ્વીકારી લેવું એમાં પ્રમા બુદ્ધિ હોઈ શકતી નથી. જો માનવી અયોનિજ શરીર સૃષ્ટિની આદિ પછી પણ બનતાં હોત તો મહર્ષિ વ્યાસ જેવા સમર્થ ઋષિને વિચિત્રવીર્યના સંતાન માટે નિયોગ તરફ વલણ કરવું ન પડત. અત સૃષ્ટિની આદિમાં જ માનવ શરીરો અયોનિજ હતાં એ માનવું જ યોગ્ય જણાય છે. ॥ ૧૦ ॥

સૃષ્ટિની આદિમાં અયોનિજ શરીર હોવામાં અન્ય શબ્દ પ્રમાણ પણ છે.

**वेदलिङ्गाच्च ॥ ११ ॥**

પદાર્થ—(च) અને (वेदलिङ्गात्) વેદનું પ્રમાણ હોવાથી.

ભાવાર્થ—સૃષ્ટિની શરૂઆતમાં અયોનિજ શરીર ઉત્પન્ન થયાં હતાં તેને માટે વેદનું પણ પ્રમાણ છે. પુરુષસૂક્તમાં સર્વ પ્રાણી વગેરેની ઉત્પત્તિ જણાવી છે તેમાં तस्मादश्वा अजायन्त ये के चोभयादत । गावो ह जज्ञिरे तस्मात् तस्माज्जाता अजावयः । આ મંત્રમાં અશ્વો, ઉપર અને નીચે દાંતવાળા પ્રાણીઓ, ગાયો, બકરાં ઘેટાં વગેરે પરમેશ્વરે બનાવ્યાં શરૂઆતમાં શુક્રશોણિતરૂપ કારણ અસંભવિત હોય છે માટે સીધા પરમાણુઓમાંથી ક્રમે કરીને શરીર બનાવ્યાં બ્રાહ્મણ ગ્રંથમાં પણ લખ્યું છે કે प्रजापति प्रजा अनेका असृजत् ઇત્યાદિ પરમાત્માએ સૃષ્ટિની શરૂઆતમાં અનેકવિધ સૃષ્ટિ રચી

શરીર જેમ પાર્થિવ હોય છે તેમ આપ્ય, તૈજસ અને વાયવીય પણ હોય છે. મનુષ્યના શરીર તો બધાં જ પાર્થિવ છે

ઇંદ્રિયો પણ જુદા જુદા ઉપાદાન કારણોને લીધે પાંચ બને છે ઘ્રાણ ઇંદ્રિય પાર્થિવ, રસના ઇંદ્રિય આપ્ય (જળમાંથી બનેલી), ચક્ષુ ઇંદ્રિય તૈજસ, ત્વક્ ઇંદ્રિય વાયવીય અને શ્રોત્ર ઇંદ્રિય આકાશ છે

વિષયો—પૃથ્વી, માટી, પત્થર, પહાડ વગેરે પાર્થિવ વિષયો છે. નદી, દરિયો, બરફ, કરા વગેરે જલીય વિષયો છે તૈજસ વિષયો ચાર પ્રકારનાં છે. (૧) ભૌમ (૨) દિવ્ય (૩) ઉદર્ય (૪) આકરજ

ભૌમ—કાઠ, છાણાં વગેરેમાંથી જે અગ્નિ ઉત્પન્ન થાય છે તે ભૌમ તૈજસ વિષય કહેવાય છે. ભૌમ એટલે ભૂમિમાંથી ઉત્પન્ન થનાર.

દિવ્ય—જળમાંથી જે વિદ્યુત ઉત્પન્ન થાય છે તે દિવ્ય તેજ કહેવાય છે

ઉદર્ય—અન્નમાંથી રસ વગેરે બનાવનાર જઠર તેજ.

આકરજ—ખાણમાંથી ઉત્પન્ન થનાર સોનું વગેરે આકરજ તેજ કહેવાય છે.

વાયુનો વિષય તો જે વાયુ સંસારમાં ઘૂમી રહ્યો છે અને જેનો સ્પર્શ ઉષ્ણ કે શીત નથી, એનો સ્પર્શ 'અનુષ્ણાશીત' કહેવાય છે.

શરીરમાં ફરતા પ્રાણ, અપાન, વ્યાન, સમાન અને ઉદાન પણ વાયુના જ વિશેષો છે. એ બધાં શરીરમાં જુદાં જુદાં કામ કરતા હોવાથી તેના જુદાં જુદાં નામ પડ્યાં છે.

આકાશમાંથી શરીર બનતું નથી તેમ તેમાંથી બીજા કોઈ વિષયો પણ બનતા નથી. ઇંદ્રિય તો શ્રોત્ર નામે છે અને તે સ્વયં આકાશનો એક ભાગ જ છે કે જે કાનના છિદ્રની મર્યાદામાં છે.

આ પ્રમાણે પાંચેય ભૂતોમાંથી શરીર, ઇંદ્રિય અને વિષયો બનેલા છે, અને એ બનાવવાનું નિમિત્ત કારણ પરમાત્મા છે. ॥ ૧૧ ॥

इति वैशेषिकदर्शने गुर्जरभाषाभाष्ययुते चतुर्थाध्यायस्य
द्वितीय माह्निकम् ॥



॥ ओ३म् ॥

# अथ पंचमाऽध्यायस्य प्रथम माह्निकम् ।

---

આ પાંચમા અધ્યાયમા કર્મની પરીક્ષા કરવામાં આવી છે. એમાં પહેલા આહ્નિકમાં પ્રયત્નથી ઉત્પન્ન થનાર કર્મની પરીક્ષા કરવામાં આવી છે. ઉત્ક્ષેપણ, અવક્ષેપણ, આકુંચન, પ્રસારણ અને ગમન એ પ્રમાણે પાંચ કર્મો બતાવવામાં આવ્યાં છે એમાથી ઉત્ક્ષેપણ કર્મના સબંધમા કહેવામા આવે છે કે—

आत्मसंयोगप्रयत्नाभ्यां हस्ते कर्म ॥ १ ॥

પદાર્થ—(आत्मसंयोगप्रयत्नाभ्याम्) આત્માના સયોગ અને પ્રયત્નથી (हस्ते) હાથમા (कर्म) કર્મ ઉત્પન્ન થાય છે

ભાવાર્થ—પ્રથમ આત્મા પ્રયત્ન કરે છે અને પછી હાથમા ઉત્ક્ષેપણ રૂપ કર્મ ઉત્પન્ન થાય છે એ ઉત્ક્ષેપણ રૂપ કર્મનુ સમવાયિ કારણ હાથ છે અને તેનું અસમવાયિ કારણ પ્રયત્નવાન્ આત્માનો હાથ સાથેનો સબધ છે અને તેનુ (કર્મનુ) નિમિત્ત કારણ પ્રયત્ન છે હરેક કાર્યને ત્રણ કારણ હોય છે–સમવાયિ, અસમવાયિ અને નિમિત્ત. ઉત્ક્ષેપણ રૂપ કાર્યને પણ ઉપર બતાવેલા ત્રણ કારણો છે. હાથની અંદર જે ક્રિયા થઈ એનું નામ ચેષ્ટા છે જે કર્મને પ્રયત્નવાન્ આત્માનો સયોગ અસમવાયિ કારણ તરીકે હોય છે તે કર્મ ચેષ્ટા કહેવાય છે. "आत्मजन्या भवेदिच्छा इच्छाजन्या भवेत्कृति । कृतिजन्या भवेच्चैष्टा तज्जन्यैव क्रिया भवत् ॥ આત્મામાથી ઇચ્છા જન્મે છે, ઇચ્છાથી પ્રયત્ન જન્મે છે, પ્રયત્નથી ચેષ્ટા જન્મે છે અને ચેષ્ટાથી ક્રિયા જન્મે છે હાથમા જે કર્મ થયું તે ચેષ્ટા અને હાથે જે મુસળને ઉપર લીધુ અને મુસળમા જે કર્મ થયુ તે ક્રિયા કહેવાય છે આ પ્રમાણે વૈશેષિક શાસ્ત્રની દાર્શનિક પરિભાષા છે.

કર્મ સદા એક જ દ્રવ્યમા રહે છે અને તે ક્ષણિક હોય છે. એનો આધાર અવ્યાપક દ્રવ્ય હોય છે એમા (કર્મમા) ગુણ હોતો નથી ગુરુત્વ, દ્રવત્વ, પ્રયત્ન અને સયોગ આ ચારમાથી કોઈથી પણ કર્મ ઉત્પન્ન થાય છે કર્મથી જે કાર્ય ઉત્પન્ન થાય છે તે જ કાર્ય કારણરૂપ કર્મનો નાશ કરે છે કર્મ સયોગ અને વિભાગને ઉત્પન્ન કરવામા કોઈની પણુ અપેક્ષા રાખતું નથી (પોતાની ઉત્પત્તિ થયા પછી ઉત્પન્ન થનાર કોઈની પણ ઇચ્છા રાખતુ નથી.) પોતાનો જે આશ્રય હોય તેમા અને પોતાનો જે આશ્રય ન હોય તેમા એટલે ઉભયમા વ્યાસજયવૃત્તિથી રહેલા

સંયોગ અને વિભાગને ઉત્પન્ન કરે છે. કર્મ સજાતીય એટલે કોઈ બીજા કર્મને ઉત્પન્ન કરતું નથી, તેમ દ્રવ્યનું પણ કર્મ આરંભક હોતું નથી. આ બધા કર્મના સામાન્ય ધર્મો છે. જિજ્ઞાસુઓએ દૃષ્ટાંતમાં તે ઘટાડી લેવા. અહીં અતિ વિસ્તારને લીધે દૃષ્ટાંતો આપવામાં આવતાં નથી. પ્રશસ્તપાદ ભાષ્ય અને કંદલી વગેરે વૈશેષિક શાસ્ત્રને લગતા આકર ગ્રંથો આ બાબતના વધારે ખુલાસા માટે વાંચવા ભલામણ છે. ॥ ૧ ॥

હાથમાં ઉત્ક્ષેપણ કર્મ કેવી રીતે થાય છે એ બતાવ્યું, હવે હાથમાં રહેલા મુસલમાં (સાબેલામાં) ઉત્ક્ષેપણ કર્મ કેવી રીતે થાય છે તે બતાવે છે.

**तथा हस्तसंयोगाच्च मुसले कर्म ॥ २ ॥**

**પદાર્થ**—(तथा) તેવી રીતે (हस्तसंयोगात्) હાથમાં સંયોગ સંબંધથી રહેલા (मुसले) સાંબેલામાં (कर्म) ઉત્ક્ષેપણ કર્મ થાય છે. (च) અને ગુરુત્વ પણ નિમિત્ત કારણ છે.

**ભાવાર્થ**—પ્રયત્નવાન્ આત્મા સાથે સંયુક્ત ચેષ્ટા યુક્ત હાથનો સંયોગ મુસલ સાથે હોવાથી મુસલમાં પણ ઉત્ક્ષેપણ રૂપ કર્મ થાય છે. એ ઉત્ક્ષેપણ ચેષ્ટાજન્ય ક્રિયા કહેવાય છે. મુસલમાં રહેલું ગુરુત્વ પણ ઉત્ક્ષેપણ કર્મમાં નિમિત્ત કારણ છે. મુસલમાં જે ઉત્ક્ષેપણ કર્મ થયું તેનું સમવાયિકારણ મુસલ છે. ઉત્ક્ષેપણ યુક્ત હાથનો સંયોગ અસમવાયિકારણ અને પ્રયત્ન તથા ગુરુત્વ નિમિત્ત કારણ છે. ॥ ૨ ॥

ઉલૂખલના અભિઘાતથી મુસલમાં જે ક્રિયા ઉત્પન્ન થાય છે તેમાં હસ્તસંયોગ અસમવાયિકારણ નથી, એ વાત આ સૂત્રમાં બતાવે છે.

**अभिघातजे मुसलादौ कर्मणि व्यतिरेकादकारणं हस्तसंयोगः ॥ ३ ॥**

**પદાર્થ**—(अभिघातजे) અભિઘાતથી ઉત્પન્ન થયેલા (मुसलादौ) મુસલ આદિ પદાર્થમાં (कर्मणि) જે કર્મ ઉત્પન્ન થયું હોય તેમાં (हस्तसंयोगः) હાથનો સંયોગ (अकारणम्) કારણ નથી. (व्यतिरेकात्) પ્રયત્નનો અભાવ હોવાથી

**ભાવાર્થ**—ઉલૂખલ સાથે અફળાવાથી હાથમાં રહેલા મુસલમાં જે ઉત્ક્ષેપણ કર્મ થાય છે તેમાં હાથનો સંયોગ સમવાયિકારણ નથી, કારણ કે, એ વખતે આત્મનિષ્ઠ ઉત્ક્ષેપણ જનક પ્રયત્ન જ હોતો નથી જો આત્મામાં એ વખતે પ્રયત્ન હોત તો વિધારક પ્રયત્નને લીધે મુસલ ઉછાળો જ ન પામત વિધારક પ્રયત્નથી મુસલને સ્થિર રાખવામાં આવત; અથવા તો વેગને લીધે મુસલનું

ફરીથી ઉત્ક્ષેપણ જ થાત. એમ ન થવાથી અભિઘાતથી ઉછળેલા મુસલમાં જે ઉત્ક્ષેપણ થયું તેમાં હસ્તસંયોગ કારણ નથી, પણ અભિઘાત જ અસમવાયિ કારણ છે. ॥ ૩ ॥

અભિઘાતને લીધે મુસલ સાથે ઉપર ઉડેલા હાથમાં પણ જે ઉત્ક્ષેપણ થયું તેમાં પણ હસ્ત–સંયોગ કારણ નથી. એ વાત આ સૂત્રમાં બતાવે છે.

**तथात्मसंयोगो हस्तकर्मणि ॥ ૪ ॥**

**પદાર્થ**—(तथा) તે પ્રમાણે (हस्तकर्मणि) હાથમાં ઉત્પન્ન થયેલા કર્મમાં (आत्मसंयोगः) આત્માનો સંયોગ કારણ નથી.

**ભાવાર્થ**—અભિઘાતને લીધે મુસળ સાથે હાથમાં જે ઉત્ક્ષેપણ કર્મ થયું તેમાં પણ પ્રયત્નવાન્ આત્માનો સંયોગ કારણ નથી. અહીં પણ જો આત્માનો સંયોગ કારણ રૂપે હોત તો હાથને ઉપર ઉડવા જ ન દેત. આ સૂત્રમાં 'अकारणम्' પદની અનુવૃત્તિ ઉપરના સૂત્રમાંથી આવે છે ॥ ૪ ॥

પ્રયત્નવાન્ આત્માના સંયોગ વગર હાથમાં કર્મ થવાનું શું કારણ છે? તે આ સૂત્રમાં બતાવે છે.

**अभिघातान्मुसलसंयोगाद्धस्ते कर्म ॥ ૫ ॥**

**પદાર્થ**—(अभिघातात्) અભિઘાત થવાથી અને (मुसलसंयोगात्) હાથનો મુસલ સાથે સંયોગ હોવાથી (हस्ते) હાથમાં (कर्म) ઉત્પતનરૂપ ક્રિયા થાય છે.

**ભાવાર્થ**—મુસલ ઉલૂખલ સાથે અથડાય છે, જોરથી અથડાવું એ જ અભિઘાત છે. મુસલ સાથે હાથનો સંયોગ છે, એટલે અભિઘાતજન્ય સંસ્કારથી મુસલ ઉછળે છે અને તેની સાથે હાથનો સંબંધ હોવાથી તે પણ ઉછળે છે. અવશ હાથના ઉછળવામાં અભિઘાત-જન્ય સંસ્કારથી મુસલનું ઉછળવું એ જ આ ઠેકાણે કારણ છે ભાવ એ છે કે શરીર અથવા તેના અવયવમાં જ્યારે જ્યારે કર્મ થાય છે ત્યારે ત્યારે સર્વત્ર પ્રયત્નવાન્ આત્માનો સંયોગ જ કારણરૂપે હોતો નથી, કારણ કે ઉક્ત સ્થળમાં તેનો વ્યતિરેક (અભાવ) જણાય છે. જ્યાં હાથ અવશ થઈને ઉછળે ત્યાં અભિઘાતજન્ય સંસ્કારથી ઉછળનાર પદાર્થ સાથે સંયુક્ત હસ્ત નિજ કર્મનું કારણ બને છે. ॥ ૫ ॥

ઉક્ત સ્થળમાં પ્રયત્નવાન્ આત્માનો સંયોગ કારણ કેમ નથી? એનો ઉત્તર આ સૂત્રમાં આપવામાં આવે છે.

आत्मकर्म हस्तसंयोगात् ॥ ६ ॥

**પદાર્થ**—(आत्मकर्म) શરીરના અવયવમાં જે કર્મ થાય છે તે (हस्तसंयोगात्) હાથનો મુસલ સાથે સંબંધ હોવાથી.

**ભાવાર્થ**—શરીરના અવયવભૂત હાથમાં જે ઉત્પતનરૂપ કર્મ થયું તેમાં કારણ રૂપે મુસલ સાથે હાથનો સંયોગ છે. આત્મા ઇચ્છતો નથી કે હાથને હું ઊંચો કરું છતાં અભિઘાતને લીધે મુસલ ઉછળે છે અને તેને લીધે તેની સાથે સંયુક્ત થયેલો હાથ પણ ઉછળે છે. આ ઉપરથી સાર એ નીકળે છે કે કોઈક ઠેકાણે હાથના કર્મનું કારણ પ્રયત્નવાન્ આત્માનો સંયોગ હોય છે અને કોઈક ઠેકાણે અભિઘાત આદિથી ઉત્પન્ન થનાર વેગ આદિ સંસ્કાર કારણ તરીકે હોય છે. ॥ ૬ ॥

હવે આત્માના પ્રયત્ન વગર પણ કેટલાંક કર્મો થયાં કરે છે તેનું કારણ શું છે ? એ પ્રકરણની શરૂઆત કરે છે. કોઈ પણ કાર્ય થયું એટલે તેનું કારણ તો અવશ્ય હોય છે. કર્મ એટલે ક્રિયા, એનું કારણ અર્થાત્ અસમવાયિકારણ કોઈક કર્મમાં પ્રયત્નવાન્ આત્માનો સંયોગ હોય છે અને કોઈ કર્મમાં કોઈ બીજું જ કારણ હોય છે. ઝાડ ઉપરથી ફળ નીચે પડે છે તેનું કારણ પ્રયત્નવાન્ આત્માનો સંયોગ હોતું નથી, ત્યારે એ પતનરૂપ કર્મનું અસમવાયિ કારણ શું છે ? એનો ઉત્તર આ સૂત્રમાં છે.

संयोगाभावे गुरुत्वात् पतनम् ॥ ७ ॥

**પદાર્થ**—(संयोगाभावे) પ્રતિબંધક ન હોય તો અને વસ્તુમાં (गुरुत्वात्) વજન હોય તો (पतनम्) તેનું પતન થાય છે.

**ભાવાર્થ**—આ સૂત્રમાં જે સંયોગ છે તે પતનરૂપ કર્મના પ્રતિબંધકના ઉપલક્ષણમાં પ્રયુક્ત થયો છે. દ્રવ્યમાં જો ગુરુત્વ એટલે ભારેપણું હોય અને તેને રોકી રાખનાર કોઈ પણ ન હોય તો ગુરુત્વવાળી એટલે વજનવાળી વસ્તુ નીચે પડે છે. જ્યાં સુધી ફળનો સંયોગ વૃક્ષની ડાળી સાથે હોય ત્યાં સુધી તે સંયોગ પ્રતિબંધક ગણાય છે અને તેને લીધે ફળ નીચે પડતું નથી, પણ એ પ્રતિબંધક સંયોગ દૂર થતાં ગુરુત્વવાળું ફળ નીચે પડે છે. બાણમાંથી અથવા બંધુકમાંથી બાણ અથવા ગોળીમાં જ્યાં સુધી વેગ પ્રતિબંધક તરીકે હોય છે ત્યાં સુધી બાણ અને ગોળી નીચે પડતાં નથી અને વેગને લીધે આગળ અને આગળ તે ધપ્યે જાય છે. પ્રતિબંધકરૂપ વેગ દૂર થતાં ગુરુત્વવાળાં બાણ અને ગોળી નીચે પડે છે. આકર્ષણ પણ પ્રતિબંધક ગણાય છે. સૂર્યના આકર્ષણરૂપ પ્રતિબંધકને

લીધે પૃથ્વી નીચે પડતી નથી. આત્માનો પ્રયત્ન પણ પતનનો પ્રતિબંધક છે તેને લીધે શરીર નીચે પડતું નથી. ઇશ્વરના પ્રયત્નથી સૂર્યાદિ પદાર્થો પણ નીચે પડતા નથી. ભૂલથી વિષવાળો પદાર્થ ખવાયો હોય તો જાણકાર માણસ તે કોળિયાને પોતાના જઠરમા પડવા દેતો નથી પણ પ્રયત્નથી વચ્ચે તેને રોકી રાખે છે અને પછી ઊલટો પ્રયત્ન કરી તે ઝેરી પદાર્થને મુખ દ્વારા બહાર ફેંકી કાઢે છે. આ પ્રમાણે આત્માનો પ્રયત્ન પણ પતનનો પ્રતિબંધક થાય છે.

ફળ, બાણ, બંધુકની ગોળી વગેરેનું પ્રતિબંધકના અભાવમાં પતનરૂપ કર્મ થાય છે તેમાં પ્રયત્નવાન્ આત્માનો સંયોગ કારણ નથી, પણ ગુરુત્વ જ તેનુ અસમવાયિકારણ હોય છે. ॥ ૭ ॥

શંકા—જો ગુરુત્વવાળા દ્રવ્યનું પ્રતિબંધકના અભાવમાં પતન થતું હોય તો ઊંચે અથવા તિર્યક્ (આડે) ફેંકવામા આવેલા માટીના ગોળા અથવા પત્થરા આદિનું પતન ન થતા ઊંચે અને આડે ગતિ કેમ થાય છે? એ ફેંકેલા પદાર્થને પ્રતિબંધક ન હોવાથી તથા તેમા ગુરુત્વ હોવાથી તે સીધા નીચે જ પડવા જોઇએ, આમ ન થવાનું કારણ શું?

ઉત્તર—

**नोदनविशेषाभावात् नोर्द्ध न तिर्यग्गमनम् ॥ ८ ॥**

પદાર્થ—(नोदनविशेषाभावात्) નોદનવિશેષ ન હોય તો (न ऊर्ध्वम्) ઊંચે નહિ (न तिर्यग् गमनम्) અને તિર્યગ્ ગમન પણ નહિ

ભાવાર્થ—ગુરુત્વવાળા પદાર્થને પ્રતિબંધક ન હોય તેમ નોદનવિશેષ એટલે જુદી જુદી જાતના સંયોગો પણ ન હોય તો તે પદાર્થ સીધો નીચે પડે છે માટીના ગોળા તથા પત્થરના ટુકડાને જુદા જુદા નોદન હોય તો તે ઉપર પણ જાય છે અને આડે પણ જાય છે ફળ, પક્ષી અને બાણને પ્રતિબંધક સંયોગ, પ્રયત્ન અને સંસ્કાર ન હોય તો તે નીચે અવશ્ય પડે છે. છતાં જો એને પણ નોદનવિશેષ મળે તો તે પદાર્થ ઊંચે અને આડે પણ જાય છે, માટે નોદનવિશેષ ન હોવુ એ પણ પતનને માટે કારણ છે ॥ ૮ ॥

નોદનવિશેષ એટલે સંયોગવિશેષ, એ શાથી થાય છે?

ઉત્તર—

**प्रयत्नविशेषान्नोदनविशेषः ॥ ९ ॥**

પદાર્થ—(प्रयत्नविशेषात्) આત્મનિષ્ઠ પ્રયત્નવિશેષને લીધે (नोदनविशेषः) નોદન-વિશેષ થાય છે.

**ભાવાર્થ**—માટીના ગોળા આદિ દ્રવ્યને ફેંકનાર એવી ઇચ્છા કરે કે આ ગોળાને હું ઊંચે ફેંકું અથવા આડે ફેંકું, એટલે તે ફેંકનાર માણસ તદનુકૂલ પ્રયત્ન કરે છે અને એ પ્રયત્નને લીધે તેના હાથમાં રહેલા દ્રવ્યને નોદનવિશેષ અર્થાત્ સંયોગવિશેષ આપે છે. જો ઉપર ફેંકવો હોય તો તેવો સંયોગ કરે છે અને જો આડે ફેંકવો હોય તો તેવો સંયોગ તે દ્રવ્યને આપે છે. આ સંયોગ-વિશેષ અથવા હડસેલો વિશેષ નોદનવિશેષ કહેવાય છે. નોદનવિશેષ એટલે જુદી જુદી જાતના પ્રેરક સંયોગો એમ કહીએ તો પણ ચાલી શકે. ॥ ૯ ॥

**नोदनविशेषात् उदसनविशेषः ॥ १० ॥**

**પદાર્થ**—(नोदनविशेषात्) નોદનવિશેષને લીધે (उदसनविशेषः) ઊર્ધ્વગમનવિશેષ થાય છે.

**ભાવાર્થ**—જેવો નોદનવિશેષ તેવું ગમનવિશેષ દ્રવ્યમાં થાય છે જેટલા જોરથી ઊર્ધ્વગમનને અનુકૂલ નોદન કર્યું હોય તેટલા જોરથી એ પદાર્થ ઊંચો જાય છે અને આડે ગમનને અનુકૂલ નોદન કર્યું હોય તો પદાર્થ આડે જાય છે. નોદન જન્ય પદાર્થમાં સંસ્કાર ઉત્પન્ન થાય છે એ સંસ્કાર સમાપ્ત થયા પછી એ ગુરુત્વવાળો પદાર્થ નીચે પડે છે. ॥ ૧૦ ॥

**हस्तकर्मणा दारककर्म व्याख्यातम् ॥ ११ ॥**

**પદાર્થ**—(हस्तकर्मणा) અકસ્માત્ થયેલા હસ્તનિષ્ઠ કર્મથી (दारककर्म) બાળકના હાથપગમાંનું કર્મ (व्याख्यातम्) વ્યાખ્યાત થાય છે.

**ભાવાર્થ**—હાથ સાથે ઓચિંતા કોઇનું અથડામણ થાય અને હાથમાં જેવું ઉત્ક્ષેપણ આદિ કર્મ થાય છે તેવું જ કર્મ બાળકના હાથપગમાંનું કર્મ થાય છે એટલે કે ઓચિંતા અથડામણને લીધે હાથમાં જે કર્મ થયું તેની પાછળ ઇચ્છા અને પ્રયત્ન નથી, તેમ અતિ નાના બાળકના હાથ પગમાં જે ઉત્ક્ષેપણ આદિ કર્મ થયાં કરે છે તેમાં પણ બાળકની ઇચ્છા હોતી નથી. હિત અથવા અહિતની બાળકને ખબર હોતી નથી માટે તેને મેળવવા અથવા છોડવાને અનુકૂલ પ્રયત્ન બાળકમાં હોતો નથી આ જ કારણથી બાળકનાં એ કર્મ પાપ પુણ્યનાં કારણ પણ નથી. જે કર્મ ઇચ્છાપૂર્વક પ્રયત્નને લીધે થાય છે તે જ કર્મ પાપ અને પુણ્યના કારણ હોય છે એવું આ સૂત્રથી સમજાય છે. બાળકના હાથપગમાં જે ઉત્ક્ષેપણાદિ કર્મો થાય છે તેમાં પ્રયત્ન સામાન્ય તો કારણ છે પણ પ્રયત્ન વિશેષ કારણ નથી. પ્રયત્નવિશેષ ઇચ્છાવિશેષને લીધે થાય છે. બાળકના કર્મ પાછળ હાથપગના હલનનો કારણરૂપ સામાન્ય પ્રયત્ન છે. એવા પ્રયત્નથી ઉત્પન્ન થતાં કર્મ પાપપુણ્યજનક નથી. ॥ ૧૧ ॥

तृणे कर्म वायुसंयोगात् ॥ १४ ॥

**પદાર્થ**—(तृणे) ઘાસ આદિમાં (वायुसंयोगात्) વાયુના સંયોગથી પણ (कर्म) કર્મ ક્રિયા થાય છે.

**ભાવાર્થ**—ઘાસ, ઝાડ, પાન, લતા વગેરેમાં વાયુના સંયોગથી પણ કર્મ થયાં કરે છે એ કર્મોની પાછળ પણ જીવાત્માનો પ્રયત્ન છે એમ માનવું નહિ. ॥ ૧૪ ॥

मणिगमनं सूच्यभिसर्पणमित्यदृष्टकारितम् ॥ १५ ॥

**પદાર્થ**—(मणिगमनम्) તૃણ આદિનું મણિ તરફ ખેંચાવું (सूच्यभिसर्पणम्) સોય આદિનું લોહચુંબક તરફ ખેંચાવું (इति) ઇત્યાદિ (अदृष्टकारितम्) અદષ્ટને લીધે થાય છે.

**ભાવાર્થ**—કોઈ પદાર્થ કોઈના તરફ ખેંચાય એમાં અદષ્ટ કારણ છે. સોય લોહચુંબક તરફ ખેંચાય છે તે આકર્ષણને લીધે પણ, આકર્ષણ સ્વયં અદષ્ટ કારણ છે. સૃષ્ટિની શરૂઆતમાં સ્થિર પરમાણુઓમાં જે અકસ્માત્ કર્મ થવા લાગે છે અને દ્વયણુકાદિ સૃષ્ટિ–રચના થવા લાગે છે તેમાં તો જીવાત્માઓનાં અદષ્ટ અર્થાત્ પુણ્ય પાપરૂપ અદષ્ટ કારણ છે; કારણ કે, સૃષ્ટિ માત્ર ભોગને માટે છે અને ભોગ એ પાપપુણ્યરૂપ અદષ્ટનું ફળ છે. આ પ્રમાણે કેટલાંક કર્મો પ્રયત્નજન્ય છે, કેટલાંક નોદનજન્ય છે, કેટલાંક અદષ્ટજન્ય છે, કેટલાંક વાયુના સંયોગને લીધે થાય છે, કેટલાંક આકર્ષણને લીધે થાય છે. આ રીતે કર્મ અર્થાત્ ચેષ્ટા અને ક્રિયામાં જુદાં જુદાં કારણો હોય છે. તે બધાં બુદ્ધિમાન પુરુષોએ જાણવાં જોઇએ. ॥ ૧૫ ॥

હવે શર, વિહંગમ જ્યારે આકાશમાં વેગથી જતા અથવા ઊડતાં હોય ત્યારે વેગ આદિ બંધ થાય ત્યાં સુધી એક જ કર્મ હોય છે કે જુદાં જુદાં કર્મ ઉત્પન્ન થાય છે? એ પ્રશ્નનો ઉત્તર આ સૂત્રમાં છે.

इषावयुगपत्संयोगविशेषाः कर्मान्यत्वे हेतुः ॥ १६ ॥

**પદાર્થ**—(इषौ) બાણમાં (अयुगपत् संयोगविशेषाः) ક્રમથી ઉત્પન્ન થતા સંયોગ વિશેષો (कर्मान्यत्वे) ભિન્ન ભિન્ન કર્મો થવામાં (हेतुः) કારણ છે.

**ભાવાર્થ**—જ્યારે ધનુષમાંથી વેગથી બાણ છૂટે છે ત્યારે એ બાણમાં, વેગ બંધ ન થાય ત્યાં સુધી જુદાં જુદાં કર્મો થયાં જ કરે છે. પ્રથમ કર્મ જે થયું તે તો ચોથા ક્ષણમાં ઉત્પન્ન થનાર ઉત્તર સંયોગથી નાશ પામે છે. (૧) પ્રથમ ક્ષણમાં કર્મની ઉત્પત્તિ (૨) બીજા ક્ષણમાં વિભાગની ઉત્પત્તિ (૩) ત્રીજા ક્ષણમાં

પૂર્વસંયોગનો નાશ અને (૪) ચોથા ક્ષણનાં ઉત્તરસંયોગની ઉત્પત્તિ અને પાંચમા ક્ષણમાં કર્મનો નાશ થાય છે. વેગથી પાછું કર્મ ઉત્પન્ન થાય છે અને વળી પછી તેના ઉત્તરસંયોગથી પાછું ત્રીજું કર્મ ઉત્પન્ન થાય છે; આ પ્રમાણે વેગનો નાશ થાય ત્યાં સુધી કર્મો થયાં જ કરે છે. આ જ ક્રમ બંદુક અથવા તોપમાંથી છૂટેલાં ગોળી ગોળામાં પણ નિયમ છે. વેગનો નાશ અંતિમ સંયોગને લીધે અથવા વચ્ચે કોઈ પ્રતિબંધક સંયોગથી થાય છે. વેગ ઉત્પન્ન થઈ અમુક વખત પછી તે ધીમે ધીમે ઓછો થતો જાય છે અને સંપૂર્ણ ઓછો થઈ જતાં તેમાં રહેલા ગુરુત્વને લીધે શર અથવા ગોળા આદિનું પતન થાય છે. ॥ १६ ॥

વેગનામક સંસ્કારથી ઉત્પન્ન થતાં કર્મોનું પ્રકરણ શરૂ કરે છે.

**नोदनादाद्यमिषोः कर्म तत्कर्मकारिताच्च संस्कारादुत्तरं तथोत्तरमुत्तरं च ॥ १७ ॥**

**પદાર્થ**—(नोदनात्) નોદનરૂપ સંયોગથી (इषोः आद्यम् कर्म) છીણુમાં પ્રથમ કર્મ ઉત્પન્ન થાય છે (च) અને (तत्कर्मकारितात्) તે કર્મથી ઉત્પન્ન થયેલા (संस्कारात्) વેગનામક સંસ્કારથી (उत्तरम्) બીજું કર્મ થાય છે (च) અને (तथा) તે પ્રમાણે (उत्तरम् उत्तरम्) ઉત્તર ઉત્તર થયા કરે છે.

**ભાવાર્થ**—ધનુષના જોરથી લાગેલા ધક્કાથી છીણુમાં જે પ્રથમ કર્મ ઉત્પન્ન થયું તેમાં ધક્કા રૂપ જે સંયોગ થયો તે જ નોદન કહેવાય છે, એ નોદન કર્મનું અસમવાયિકારણ ગણાય છે. બાણ પોતે કર્મનું સમવાયિકારણ ગણાય છે અને બાણમાં રહેલું ગુરુત્વ અને આત્માનો પ્રયત્ન એ કર્મનું નિમિત્તકારણ માનવામાં આવે છે. આદ્યકર્મ સાથે વેગનામક સંસ્કાર પણ બાણમાં ઉત્પન્ન થાય છે, એને લીધે જ કહેવાય છે કે बाणो वेगेन गच्छति બાણ વેગથી જાય છે. એ સંસ્કારથી આદ્યકર્મ નાશ પામ્યા પછી બીજું કર્મ ઉત્પન્ન થાય છે એ નાશ થયા પછી ત્રીજું કર્મ ઉત્પન્ન થાય છે. એ પ્રમાણે બાણ ભૂમિ ઉપર પડે ત્યાં સુધી વેગને લીધે કર્મ થયાં જ કરે છે. દરેક કર્મ ઉત્પન્ન થઈ પાંચમા ક્ષણમાં નાશ પામે છે. પહેલો ક્ષણ ઉત્પત્તિનો, બીજો ક્ષણ વિભાગનો, ત્રીજો ક્ષણ પૂર્વ સંયોગના નાશનો, ચોથો ક્ષણ ઉત્તર સંયોગના જન્મનો અને પાંચમા ક્ષણમાં

કર્મનો નાશ. આ પ્રમાણે કર્મનાં ઉત્પત્તિ અને નાશની પ્રક્રિયા છે. વેગનામક સંસ્કારથી કર્મ તો વારાફરતી જન્મ્યા કરે છે પણ વેગ તો એક જ કાયમ રહે છે. વેગ પોતે ગુણ છે કર્મ નથી. ॥ ૧૭ ॥

હવે એ વેગ શાથી નાશ પામે છે તે બતાવે છે.

**संस्काराभावे गुरुत्वात् पतनम् ॥ १८ ॥**

**પદાર્થ**—(संस्काराभावे) સંસ્કારના અભાવમાં (गुरुत्वात्) ગુરુત્વને લીધે (पतनम्) પતન થાય છે.

**ભાવાર્થ**—જે બાણ અથવા ગોળી આદિ વેગથી આકાશમાં ચાલ્યાં જાય છે તેમાં (બાણ અને ગોળીમાં) ગુરુત્વ તો સાથે સાથે છે જ, પણ એ ગુરુત્વ વેગનામક સંસ્કારથી પ્રતિબદ્ધ થઈ જવાથી બાણનું પતન કરી શકતું નથી, પણ વેગરૂપ પ્રતિબંધક ઉપરત થતાં જ બાણનિષ્ઠ ગુરુત્વ બાણનું પતન કરે છે. ॥ ૧૮ ॥

**इति वैशेषिकदर्शने गुर्जरभाषाभाष्ययुते पञ्चमाध्यायस्य प्रथम माह्निकम् ॥**



॥ ओ३म् ॥

# अथ पञ्चमाध्यायस्य द्वितीय माह्निकम्

---

(હવે પાંચમા અધ્યાયનું બીજું આહ્નિક શરૂ કરવામાં આવે છે.)

**नोदनाभिघातात् संयुक्तसंयोगाच्च पृथिव्यां कर्म ॥ १ ॥**

**પદાર્થ**—(नोदनाभिघातात्) નોદન અને અભિઘાતથી (च) અને (संयुक्तसंयोगात्) સંયુક્ત દ્રવ્ય સાથે સંબંધ ધરાવનાર અન્ય દ્રવ્યમાં સંયુક્તસંયોગથી (पृथिव्याम्) પૃથ્વીમાં (कर्म) કર્મ ઉત્પન્ન થાય છે.

**ભાવાર્થ**—આ સૂત્રમાં નોદન, અભિઘાત અને સંયુક્તસંયોગથી પૃથ્વીમાં કર્મ ઉત્પન્ન થાય છે એમ કહેવાનો ભાવ હોય એમ પ્રતીત થાય છે. પૃથ્વી એ પદ જળ અને તેજનું પણ ઉપલક્ષક છે. નોદન આદિથી જળમાં અને તેજમાં પણ કર્મ થઇ શકે છે. સંયુક્તસંયોગથી પણ ઉક્ત બન્ને દ્રવ્યમાં કર્મ થઈ શકે છે.

નોદનઃ—જે સંયોગથી ઉત્પન્ન થયેલું કર્મ એ સંયુક્ત પદાર્થોને જુદા ન પાડે, અથવા જે સંયોગ શબ્દનું નિમિત્ત કારણ ન હોય તે સંયોગ નોદન કહેવાય છે. ઢીલા કાદવમાં ધીમેથી પગ મૂકયો હોય તો તે ચરણના પંક સાથેના સંબંધથી પંકમાં વિભાગ થતો નથી અને શબ્દ પણ થતો નથી, પંકમાં કર્મ તો જરૂર થાય છે. એ કર્મ નોદનજન્ય કર્મ કહેવાય છે.

અભિઘાતઃ—જે સંયોગથી કર્મ થયું હોય તે સંયુક્ત બે પદાર્થનો વિભાગ પડાવે અને જે સંયોગ શબ્દનું પણ નિમિત્તકારણ હોય તે સંયોગ અભિઘાત કહેવાય છે.

નોદન અથવા અભિઘાતથી જે દ્રવ્યમાં કર્મ ઉત્પન્ન થયું હોય તે કર્મ સાથે સંયુક્ત રહેલ દ્રવ્યમાં પણ કર્મ થાય છે. આ નિયમ દૃષ્ટાન્તમાં ઘટાડી સેવો. ધારો કે ઢીલા કાદવમાં ચરણના અત્યંત ઢીલા સંયોગથી કર્મ થયું તો તે કાદવ ઉપર રહેલા પત્ર આદિમાં પણ કર્મ ઉત્પન્ન થાય છે અને પત્ર સાથે વળી કોઈ બીજું કંઈ જોડાયું હોય તો તેમાં પણ કર્મ થાય છે. આવી જાતનું કર્મ સંયુક્તસંયોગજન્ય કર્મ કહેવાય છે. મૌસ આદિ યન્ત્રોમાં વિશેષ કરીને

સંયુક્ત સંયોગથી જ કર્મ પેદા કરે છે. જે દ્રવ્યમાં કર્મ થયું હોય તે સમવાયિ કારણ, સંયુક્તસંયોગ અસમવાયિકારણ અને પદાર્થમાં રહેલું ગુરુત્વ, વેગ અને પ્રયત્ન આ ત્રણમાંથી કોઈ પણ અથવા યથાસંભવ બે કે ત્રણ નિમિત્તકારણ હોય છે. તેજોદ્રવ્યમાં ગુરુત્વ માનવામાં આવ્યું નથી માટે તેના વેગ નિમિત્તકારણ હોય છે.

સૃષ્ટિની શરૂઆતમાં પરમાણુઓની અંદર જે કર્મ થાય છે તેમાં જીવાત્માનાં અદૃષ્ટ સાપેક્ષ ઇશ્વરીય પ્રયત્ન નિમિત્તકારણ હોય છે. ॥ ૧ ॥

ભૂકમ્પ એ પણ કર્મ જ છે, એમાં કોઈપણ દૃષ્ટ દ્રવ્ય પદાર્થોનું નોદન તેમ અભિઘાત જણાતો નથી તો એ કમ્પ રૂપ કર્મ શાથી થાય છે? આ પ્રશ્નનો ઉત્તર આ સૂત્રમાં આપે છે.

तद्विशेषेणादृष्टकारितम् ॥ २ ॥

પદાર્થ—(तत्) તે ભૂકમ્પ આદિ કર્મ (विशेषेण) વિશેષ કરી (अदृष्टकारितम्) અદૃષ્ટકારણથી થાય છે.

ભાવાર્થ—ભૂકમ્પ આદિ કર્મ પણ કારણથી જ થાય છે. ભૂમિની અંદર રહેલા પદાર્થોની ગતિ વિશેષજન્ય અદૃષ્ટ નોદન અથવા અભિઘાતથી ભૂકમ્પ આદિ કર્મ થાય છે. કોઈના આકર્ષણ વિશેષથી પણ એ કર્મ થાય છે, એ નોદન, અભિઘાત અને સંયુક્તસંયોગો અદૃષ્ટ હોય છે. વિદ્વાનોએ તે શોધી કાઢવા જોઈએ. આવા અકસ્માત્ અદૃષ્ટ નોદન અને અભિઘાત આદિમાં જે જીવાત્માઓને એ કર્મ સુખ અથવા દુઃખનું કારણ થઈ પડ્યું હોય છે તેઓનું અદૃષ્ટ પણ કારણ હોય છે. એ અદૃષ્ટ એટલે જીવાત્માએ પહેલાં કરેલાં કર્મો, કે, જે કર્મો ફળ આપવાને ઉન્મુખ બનેલાં હોય છે, અથવા જે કર્મો પાક ઉપર આવ્યાં હોય તે; એ અદૃષ્ટ પણ કોઈક કર્મનું નિમિત્ત કારણ બને છે. જીવાત્માઓનાં જે અદૃષ્ટ કહેવાય છે તે ક્રિયા નથી પણ ગુણ છે અને તેને સંસ્કાર પણ કહેવામાં આવે છે ॥ ૨ ॥

अपां संयोगाभावे गुरुत्वात् पतनम् ॥ ३ ॥

પદાર્થ—(संयोगाभावे) પ્રતિબંધક સંયોગ ન રહેવાથી અને જળમાં (गुरुत्वात्) ગુરુત્વ હોવાથી (अपां पतनम्) આકાશીય જળનું પૃથ્વી ઉપર પતન થાય છે.

ભાવાર્થ—આકાશમાં રહેલ ધૂમ, જ્યોતિ, સલિલ અને મરુતના સંઘાત રૂપ મેઘના જળનું પૃથ્વી ઉપર જે પતન થાય છે તેમાં પ્રથમ-કારણ તો પ્રતિ-

બાધક સંયોગનો અભાવ અને ઉક્ત સંઘાતગત જળમાં રહેતું ગુરુત્વ એ બીજું કારણ છે એમાં પ્રતિબંધક સંયોગનો અભાવ નિમિત્તકારણ છે અને ગુરુત્વ અસમવાયિકારણ છે અને આકાશીય જળ પોતે પતનનું સમવાયિકારણ છે એ ત્રણે કારણોને લીધે આકાશીય જળ જે પૃથ્વી ઉપર પડે છે તે વૃષ્ટિ અથવા વરસાદ કહેવાય છે ॥ ૩ ॥

જળનું સ્યન્દન અર્થાત્ પ્રસરણ શાથી થાય છે? એનો ઉત્તર આ સૂત્રમાં આપે છે

**द्रवत्वात् स्यन्दनम् ॥ ४ ॥**

**પદાર્થ**—(द्रवत्वात्) દ્રવત્વને લીધે (स्यन्दनम्) વૃષ્ટિના બિંદુઓનું અન્યોન્ય સંયોગજનક કર્મરૂપ સ્યન્દન અથવા પ્રસરણ થાય છે

**ભાવાર્થ**—જળમાં દ્રવત્વરૂપ ગુણ છે, એને લીધે પૃથ્વી ઉપર પડેલા જળબિંદુઓ પરસ્પર સંયુક્ત થઈ જાય છે અને પછી પ્રવાહ રૂપે વહેવા માંડે છે સ્યંદન રૂપ કર્મનું દ્રવત્વ અસમવાયિકારણ છે અને જળગત ગુરુત્વ નિમિત્તકારણ છે અને વહેતું જળ પોતે સમવાયિકારણ છે ॥ ૪ ॥

પૃથ્વી ઉપરનું પાણી ઉપર શાથી જાય છે? જેમાં ગુરુત્વ હોય તે સ્વાભાવિક રીતે ઉપર ન જઈ શકે આ પ્રશ્નનો ઉત્તર આ સૂત્રમાં આપે છે

**नाड्यो वायुसंयोगादारोहणम् ॥ ५ ॥**

**પદાર્થ**—(नाड्य) નાડીઓ અર્થાત્ સૂર્યના કિરણો અને ભૌમ અગ્નિની ગરમી જળને ઉપર ચઢાવે છે આ ઠેકાણે कारयन्ति ક્રિયાપદનો અધ્યાહાર કરવો (वायुसंयोगात्) તેજના સંબંધ સાથે વાયુનો પણ સંયોગ હોય છે તેને લીધે (आरोहणम्) જળનું ઊર્ધ્વગમન થાય છે

**ભાવાર્થ**—જળમાં ગુરુત્વ હોવા છતાં સૂર્ય અને ભૌમ અગ્નિની ગરમીને લીધે તથા વાયુના સંબંધને લીધે તે ઉપર ચડે છે ભાવાર્થ એ છે કે સૂર્ય આદિ તૈજસ પદાર્થોના સંબંધને લીધે પાણીની વરાળ થાય છે અને તેથી તે ઉપર ચડે છે અને પ્રતિબંધક વાયુના સંબંધને લીધે આકાશમાં તે જળ રહે છે वायुसंयुक्ता ये तीक्ष्णा सूर्यरश्मयस्त एव भूमिगतानां तासामूर्ध्वगमनं जनयन्ति। इतिविवृति વાયુ સાથે જોડેલા સૂર્યના તીક્ષ્ણ કિરણો પૃથ્વી ઉપર રહેલા પાણીને ઉપર ચઢાવે છે આ પ્રમાણે ચંદ્ર ઉપરની વિવૃત્તિ નામક ટીકામાં પણ છે अन्तरिक्षमारूढा मेघभावमापद्य त ॥ ભાષ્ય આકાશમાં વરાળરૂપ થઈ ઉપર ગયેલું પાણી ધૂમ જ્યોતિ અને વાયુની સાથે જોડાય છે અને તે જ મેઘ કહેવાય છે ॥ ૫ ॥

ભૂમિષ્ઠ અર્થાત્ ભૂમિ ઉપર રહેલા પાણીને ઉપર લઈ જવાની શક્તિ ક્યાંથી આવી ? આ પ્રશ્નનો ઉત્તર આ સૂત્રમાં છે

नोदनापीडनात् सयुक्तसयोगाच्च ॥ ६ ॥

પદાર્થ—(नोदनापीडनात्) બળવાન્ એટલે વેગવાળા વાયુના સૂર્યરશ્મિ સાથે સબધ થવાથી જળ ઉપર ચડે છે, (च) ઇવના અર્થમાં ઉપમા વાચક છે (सयुक्तसयोगात्) સયુક્ત સાથે સયોગ થવાથી

ભાવાર્થ—બળવાન્ વાયુના સૂર્યના કિરણો સાથે સબધ થાય છે એ સબધને લીધે પાણી ગરમ થઈ ઉપર ચડે છે જેને વરાળ કહેવામાં આવે છે અહીં દષ્ટાત સયુક્ત-સયોગનુ આપે છે જેમકે — પાણીની તપેલી અગ્નિ ઉપર મૂકી હોય અને પછી પાણી ઉકળે છે આસપાસના વાયુના વેગમા વૃદ્ધિ થાય છે અને અગ્નિસયુક્ત તપેલીમાનુ પાણી જેમ વરાળરૂપે ઉપર ચઢે છે તેમ વેગવાન્ વાયુ સાથે સૂર્યના કિરણો સબધ પામે છે અને તેની સાથે ભૂમિનું પાણી સયુક્ત થાય છે તેથી પાણી ઉપર ચડે છે ભાવાર્થ એ છે કે સૂર્યનાં કિરણ અને વાયુને લીધે પાણી ઉપર ચડે છે ॥ ૬ ॥

શકા—ઝાડના મૂળમા પાણી રેડવામા આવે છે પાણીનો સ્વભાવ નીચે વહેવાનો છે, તો ઝાડની શાખા પત્ર વગેરેમા પાણી ઊચે કેવી રીતે ચડે છે ? શુ ત્યા પણ સૂર્યના કિરણ અને બળવાન્ વાયુના સયોગને લીધે બને છે ? ઝાડ આડે અવળે ઉપર નીચે ફેલાયેલું હોય છે, આ સર્વ ઠેકાણે રસ કેવી રીતે પહોચે છે ? આનો ઉત્તર આ સૂત્રમા આપે છે

वृक्षाभिसर्पणमित्यदृष्टकारितम् ॥ ७ ॥

પદાર્થ—(वृक्षाभिसर्पणम्) વૃક્ષની અદર ચારે તરફ પાણીનુ=રસનુ ફરવુ (इति) એ (अदृष्टकारितम्) અદૃષ્ટને લીધે છે

ભાવાર્થ—વૃક્ષમા મૂળ થડ, સ્કધ, શાખા પાદડા વગેરેમા જળરસનુ ફરવુ એ તો તદ્ગત જીવના અદૃષ્ટને લીધે થાય છે વૃક્ષગત જીવનો જીવનયોનિ પ્રયત્ન છે, એ પ્રયત્નને લીધે રસ સર્વત્ર ફર્યા કરે છે, જેમ માણસના શરીરમા જીવાત્માના જીવનયોનિ પ્રયત્નને લીધે શરીરમા સર્વત્ર રસ ફર્યા કરે છે અને તેની વિક્રિયા પણ થયા કરે છે તેમ વૃક્ષમા રસ ફર્યા કરે છે અને પત્ર, પુષ્પ અને ફળ આદિ રૂપ વિક્રિયા પણ થયા કરે છે આ જીવનયોનિ પ્રયત્ન અદૃષ્ટ કારણ કહેવામા આવે છે અદૃષ્ટ જીવાત્માના ભોગને માટે હોય છે અને ભોગનો અર્થ સુખ અને દુ ખનો અનુભવ થાય છે વૃક્ષગત જીવથી અતિરિક્ત જીવાત્મા

એનાં અદષ્ટો પણ પુષ્પ-ફળ આદિને ઉત્પન્ન કરવામાં કારણ હોય છે અને જેનાં જેનાં અદષ્ટો હોય છે તે તે જીવાત્માઓ તે તે વૃક્ષ પુષ્પ ફળાદિનો ઉપભોગ કરે છે. આ બધું આકસ્મિક નથી પણ બધું જ કાર્યકારણભાવથી થાય છે અને એ સામાન્ય માણસો સમજી શકતા નથી માટે અદૃષ્ટકારણ અહીં કહેવામાં આવ્યું છે. ॥ ૭ ॥

જળમાં સાંસિદ્ધિક દ્રવત્વ છે એમ કહેવામાં આવ્યું છે તો પછી હિમ (બરફ) કરા વગેરેમાં દ્રવત્વ કેમ જણાતું નથી અને કયા કારણથી ઘનીભાવ તેમાં જોવામાં આવે છે અને વળી પાછું એમાં પ્રવાહિત્વ પણ થઈ જાય છે એનું શું કારણ છે? આ પ્રશ્નનો જવાબ આ સૂત્રમાં છે.

**अपां संघातो विलयनं च तेजःसंयोगात् ॥ ८ ॥**

**પદાર્થ**—(अपाम्) જળનો (संघातः) ઘનીભાવ અથવા કાઠિન્ય (च) અને (विलयनम्) દ્રવીભાવ (तेज सयोगात्) તેજના સંયોગથી થાય છે.

**ભાવાર્થ**—જળના પરમાણુઓમાં દિવ્યતેજના સંયોગથી દ્રવત્વ પ્રતિબદ્ધ થઈ જાય છે તેથી તેમાં ઘનીભાવ આવે છે. આ દિવ્યતેજનો સંયોગ અલ્પ પ્રમાણમાં હોય છે અને તેને લીધે અતિશૈત્ય થઈ જાય છે તેથી અતિશૈત્ય પણ જળના દ્રવત્વને પ્રતિબદ્ધ કરવામાં કારણભૂત બને છે, વળી પાછો બીજો ઉગ્ર તેજનો સંયોગ થાય છે અને એને લીધે જે દ્રવત્વ પ્રતિબદ્ધ થયું હતું તે પ્રતિબંધમાંથી મુક્ત થાય છે અને પાછું એ તેજના સંયોગને લીધે જળ વહેવા લાગે છે; ભાવાર્થ એ છે કે દિવ્ય તેજના સંયોગથી અને અતિશૈત્ય થવાથી પાણીમાં દ્રવત્વ પ્રતિબદ્ધ થાય છે અને બીજા તેજના સંયોગથી પાછું દ્રવત્વ ઉત્પન્ન થાય છે. વહેતા જળમાં સાધારણ રીતે તેજનો સંયોગ હોય જ છે. બરફ, કરા આદિ ઘનીભાવને લીધે જળથી કોઇ અતિરિક્ત દ્રવ્ય બની જતાં નથી. ॥ ૮ ॥

જળમાં બળવાન્ તેજનો સંયોગ થાય છે એમાં પ્રમાણ શું છે? આનો ઉત્તર આ સૂત્રમાં છે.

**तत्र विस्फूर्जथुर्लिङ्गम् ॥ ९ ॥**

**પદાર્થ**—(तत्र) દિવ્ય જળમાં (विस्फूर्जथुः) વજ્ર-નિર્ઘોષ અર્થાત્ વિદ્યુતના કડાકા રૂપી અવાજો (लिङ्गम्) અનુમાન છે.

**ભાવાર્થ**—મેઘની સાથે રહેલી વિદ્યુત્ જ્યારે ચમકે છે ત્યારે તે પ્રકાશ આપે છે એ તો પ્રત્યક્ષ જ છે અને વિજળી ચમકયા પછી તરત જ ગંભીર ગર્જના

થાય છે આથી અનુમાન થાય છે કે મેઘમાથી જ કરા પડે છે અને તેમા દિવ તેજનો અનુપ્રવેશ પણ છે દિવ્યતેજ એ જ વિદ્યુત્ અથવા વિજળી, એ તેજને લીધે પાણીનું દ્રવત્વ પ્રતિબદ્ધ થાય છે ॥ ૯ ॥

શબ્દ પ્રમાણ પણ છે

वैदिकं च ॥ १० ॥

પદાર્થ—(च) અને (वैदिकम्) વૈદિક પ્રમાણ પણ છે કે જે જળમા દિવ્યતેજનો પ્રવેશ છે એ સિદ્ધ કરે છે

ભાવાર્થ—વેદના મંત્રો પણ બતાવી રહ્યા છે કે જળમા દિવ્ય તેજ છે અર્થાત્ પાણીમા વિજળી છે अप्स्वग्ने सधिष्ट्व યજુ ૧૨-૩૬ હે અગ્નિ પાણીમા તારૂ સ્થાન છે गर्भो अपामसि। હે અગ્નિ તું પાણીનો ગર્ભ છે અર્થાત તુ પાણીમા અદૃશ્ય રીતે રહે છે યજુર્વેદ ૧૨-૩૭ "आपस्त्वा अग्निं गर्भमादधीरन्" "या अग्निं गर्भं दधिरे सुवर्णम्" આ બધા પ્રમાણો પાણીમા દિવ્ય તેજ છે એમ સાબિત કરે છે અને એને લીધે પાણીમા દ્રવત્વ પ્રતિબદ્ધ થાય છે, પણ જ્યારે બળવાન્ તેજનો સંયોગ થાય છે ત્યારે દ્રવત્વ પ્રતિબંધમાથી મુક્ત થાય છે આજ કારણથી ઊનાળાની ખૂબ ગરમી પામ્યા પછી જળ દ્રવીભૂત થઈ વૃષ્ટિ રૂપે પૃથ્વી ઉપર પડે છે ॥ ૧૦ ॥

શબ્દની ઉત્પત્તિના કારણ સંયોગ અને વિભાગ હોય છે મેઘમાથી જે અવાજ નીકળે છે ત્યા કોના સંયોગ અને વિભાગ હોય છે?

ઉત્તર—

अपां संयोगाद्विभागाच्च स्तनयित्नोः ॥ ११ ॥

પદાર્થ—(च) અને (स्तनयित्नोः) મેઘના (अपाम्) પાણીના (संयोगात्) સંયોગથી અને (विभागात्) વિભાગથી વિસ્ફૂર્જથુની ઉત્પત્તિ થાય છે

ભાવાર્થ—આ સૂત્રમા "વિસ્ફૂર્જથુ" શબ્દનો અધ્યાહાર કર્યો છે વિસ્ફૂર્જથુ એટલે મેઘધ્વનિ મેઘાન્તર્ગત જળનો તેજ સાથે સંયોગ થવાથી અને એ જળની સાથે તેજનો વિભાગ થવાથી મેઘમાથી ધ્વનિ ઉત્પન્ન થાય છે 'अद्भिः संयुक्तं स्तनयि नोर्विभक्त च तेन सशब्दमध पतति' "પાણી સાથે સંયોગ પામેલુ તેજ મેઘથી જ્યારે જુદુ પડે છે ત્યારે અવાજ સાથે તે નીચે પડે છે" આ પ્રમાણે 'ચન્દ્રકાન્તભાષ્ય'મા ઉલ્લેખ છે

કેટલાક આચાર્યો આ સૂત્રનો અર્થ મેઘગત જળના કર્મપરક કરે છે શબ્દના અસમવાયિકારણ મેઘ અને આકાશના સંયોગ અને વિભાગથી પાણીમા

કર્મ ઉત્પન્ન થાય છે, કર્મનું પ્રકરણ ચાલુ છે માટે કર્મપરક સૂત્રનો અર્થ હોવો એ ન્યાય્ય છે એવો કેટલાક આચાર્યોનો મત છે ॥ ૧૧ ॥

દિગ્દાહ અને ભયકર વાવાઝોડામા શુ કારણ છે ?

ઉત્તર—

**पृथिवीकर्मणा तेज:कर्म वायुकर्म च व्याख्यातम् ॥ १२ ॥**

પદાર્થ—(तेज:कर्म) તેજનુ કર્મ (च) અને (वायुकर्म) વાયુનુ કર્મ (पृथिवी कर्मणा) પૃથ્વીના કર્મથી (व्याख्यातम्) વ્યાખ્યાત છે

ભાવાર્થ—ભૂકમ્પ થવામા અદષ્ટવાન્ આત્માનો સયોગ કારણ છે એમ આગળ કહેવામા આવ્યુ છે, તો એજ પૃથિવીના કર્મ પેઠે દિગ્દાહ=દાવાનળ સળગી ઉઠવામા અને વાયુના ભયકર હાનિકારક તોફાનમા પણ અદષ્ટવાન્ આત્માઓના સયોગો કારણભૂત છે અને એ અદષ્ટ રૂપ કારણ જે જે આત્માઓના હોય છે તેમને તેનાથી સુખ દુખ પણ થાય છે અદષ્ટ એ નિમિત્ત કારણ છે આ સૂત્રમા બે વખત કર્મનો ઉલ્લેખ છે (તેજ કર્મ અને વાયુકર્મ) એ મહાન્ ઉલ્કાપાત વગેરેને પણ સૂચવે છે ॥ ૧૨ ॥

જેમા અદષ્ટવાન્ આત્માનો સયોગ અસમવાયિકારણ તરીકે છે એવા બીજાં કેટલાક કર્મો બતાવે છે

**अग्नेरूर्ध्वज्वलन वायोस्तिर्यक्पवनमणूना मनसश्चाद्य कर्मादृष्टकारितम् ॥ १३ ॥**

પદાર્થ—(अग्ने) અગ્નિનું (ऊर्ध्वज्वलनम्) ઉપર તરફનુ જ્વલન (वायो) વાયુનું (तिर्यक्पवनम्) આડુ વાવુ એટલે પૂર્વથી પશ્ચિમ તરફ વાવુ વગેરે (अणूनाम) પરમાણુઓનુ (च) અને (मनस) મનનુ (आद्यम्) પ્રાથમિક (कर्म) કર્મ (अदृष्टकारितम्) અદષ્ટને લીધે થાય છે અર્થાત્ અદષ્ટ શક્તિ વિશેષને લીધે થાય છે

ભાવાર્થ—અગ્નિનુ સ્વાભાવિક જ્વલન સદા ઊર્ધ્વગતિવાળુ આપણે અનુભવીએ છીએ અને વાયુનું સ્વાભાવિક વહન આડુ હોય છે, ઊર્ધ્વ કે અધો વહન સામાન્ય હોતુ નથી આ જ્વલન અને વહન અગ્નિમા અને પવનમા સૃષ્ટિના પ્રથમ ક્ષણે જ્યારે થાય છે ત્યારે તેમા અસમવાયિકારણ તરીકે અદષ્ટવાન્ આત્માનો સયોગ હોય છે, કારણ કે તે વખતે નોદન અથવા અભિઘાત હોવાનો સભવ જ હોતો નથી તે વખતે તો બધુ જ કારણ રૂપે નિષ્ક્રિય સ્થિતિમા હોય છે એટલે કોઈના નોદન કે અભિઘાત અગ્નિ અથવા પવનને લાગવાનો સભવ જ

નથી. આત્માઓ તો બધા નિત્ય હોય છે અને તેમાં અદષ્ટ પણ હોય છે, કારણ કે સૃષ્ટિ પ્રવાહ રૂપ અનાદિ હોવાથી જીવાત્માઓએ પૂર્વ સૃષ્ટિમાં કર્મ કરી અદષ્ટ મેળવેલાં હોય છે. તે અદષ્ટો અત્યાર સુધી પ્રલયાવસ્થામાં પ્રસુપ્ત અવસ્થામાં હતાં, અને સૃષ્ટિની શરૂઆત વખતે તે પાકોન્મુખ થયેલાં હોય છે તેથી તે આદ્ય-જ્વલનગત અને આદ્ય પવનગત કર્મનાં કારણ બને છે. આ જ્વલન અને પવન (પવનનું કર્મ) પણ આ પ્રકૃત સૃષ્ટિની શરૂઆતનાં સમજવાં, બાકી પ્રવાહ રૂપે સૃષ્ટિઓની પરંપરાની શરૂઆત તો છે જ નહિ. સૃષ્ટિની શરૂઆતમાં પરમાણુઓમાં અને મનમાં જે પ્રાથમિક કર્મ થાય છે તેમાં પણ અદષ્ટવાન્ આત્માનો સંયોગ જ અસમવાયિકારણ તરીકે છે. ત્યાર પછી બીજાં કર્મ અગ્નિ, વાયુ, પરમાણુ અને મનમાં થાય છે તેમાં અભિઘાત, નોદન, આત્મીય પ્રયત્ન વગેરે પણ હોય છે. અગ્નિ અને પવનમાં પછીના કર્મમાં વેગ અસમવાયિકારણ સામાન્ય રીતે હોય છે. ઈશ્વરીય પ્રયત્ન સામાન્ય નિમિત્ત કારણ પણ હોય છે. ॥ ૧૩ ॥

હવે મનનાં અપ્રાથમિક કર્મ સંબંધી કથન કરે છે.

**हस्तकर्मणा मनसः कर्म व्याख्यातम्** ॥ ૧૪ ॥

**પદાર્થ**—(हस्तकर्मणा) હાથના કર્મથી (मनसः) મનનું (कर्म) કર્મ (व्याख्यातम्) વ્યાખ્યાત થાય છે.

**ભાવાર્થ**—હાથવતી મુસલને ઉપર ઉઠાવવામાં આવે છે, અહીં હાથમાં જે કર્મ થયેલું હોય છે તેમાં પ્રયત્નવાન્ આત્માનો હાથ સાથેનો સંયોગ જેમ અસમવાયિકારણ હોય છે તેમ અભિમત વિષયને સાથે સંબંધ પામેલી ઇંદ્રિય સાથે સંનિકર્ષ પામવા મનમાં જે કર્મ થાય છે તે કર્મમાં પણ પ્રયત્નવાન્ આત્માનો સંયોગ અસમવાયિકારણ તરીકે હોય છે; મનના સંનિકર્ષ વગર વિષય અને બાહ્ય ઇંદ્રિયનો સંયોગ જ્ઞાનને ઉત્પન્ન કરી શકતો નથી, માટે ઇંદ્રિય સાથે મનના સંનિકર્ષની જરૂર હોય છે. આ કર્મ જે મનમાં થાય તે અપ્રાથમિક છે અર્થાત્ સૃષ્ટિની શરૂઆતના આદ્યક્ષણનું કર્મ નથી.

હવે અહીં શંકા એ થાય છે કે મન પોતે અતીન્દ્રિય છે એટલે મનનું પ્રત્યક્ષ બાહ્ય ઇંદ્રિયોથી થઈ શકાતુ નથી, તો પછી મનમાં કર્મ થયું એની ખબર શી રીતે પડે? જ્યાં દ્રવ્ય જ અપ્રત્યક્ષ છે ત્યાં એટલે અપ્રત્યક્ષ દ્રવ્યગત કર્મ કેવી રીતે પ્રત્યક્ષ થાય? આનો ઉત્તર આ પ્રમાણે છે.

આત્માના પ્રયત્નનો વિષય સાક્ષાત્ મન નથી પણ મનને વહન કરનારી નાડીમાં આત્માનો પ્રયત્ન થાય છે અને એ પ્રયત્ન દ્વારા મનમાં કર્મ ઉત્પન્ન થાય છે. નાડી તો ત્વક્ ઇંદ્રિયથી જાણી શકાય છે. જો નાડી ત્વક્ ઇંદ્રિયથી ગૃહીત

ન થતી હોય તો પ્રાણવહ નાડીમાં થતા પ્રયત્નથી અશિત અને પીત પદાર્થોનું અભ્યવહરણ અર્થાત્ રસાદિકમા ફેરવવુ ન થઈ શકે એટલે ભાવ એ નીકળ્યો કે મનોવહ નાડી દ્વારા મનમા કર્મ થયુ છે એમ જાણી શકાય છે, કારણ કે એ નાડી ત્વક્ ઇંદ્રિયથી વ્યાપ્ત છે

આ ઉપરથી સમજાશે કે, આત્માનો પ્રયત્ન મનોવહ નાડીમા થાય છે અને એ નાડીમાના પ્રયત્નથી મનમા કર્મ થાય છે આત્માના સાક્ષાત્ પ્રયત્નનો વિષય મન નથી પણ મનોવહ નાડી છે ॥ ૧૪ ॥

મનમા કર્મ ઉત્પન્ન થાય છે તેમા અનુમાન પ્રમાણ પણ બતાવે છે

**आत्मेन्द्रियमनोऽर्थसन्निकर्षात्सुखदु खे ॥ १५ ॥**

**પદાર્થ**—(आत्मेन्द्रियमनोऽर्थसन्निकर्षात्) આત્મા, ઇંદ્રિય, મન અને અર્થના સંનિકર્ષ અર્થાત્ સયોગરૂપ સબધથી (सुखदु खे) આત્મામા સુખ અને દુ ખ ઉત્પન્ન થાય છે, તેથી મનમા કર્મ થયુ છે એમ સમજાય છે

**ભાવાર્થ**—મનમા કર્મ થયુ છે એ જાણવાનુ સાધન કર્મજન્ય મનનો સયોગ છે આત્મા, ઇંદ્રિય અને અર્થ સાથે જ્યારે મન જોડાય ત્યારે જ આત્મામા સુખ અને દુ ખ ઉત્પન્ન થાય છે આ સુખ અને દુ ખ મનના સયોગનુ અનુમાન કરાવે છે અને જન્ય સયોગ કર્મથી ઉત્પન્ન થાય છે જુદી જુદી ઇંદ્રિયો સાથે મનનુ ક્રમથી જોડાવુ અર્થાત્ સયુક્ત થવુ એ મનમા જો કર્મ અર્થાત્ ગતિ ન હોય તો શી રીતે બને? માટે આત્મનિષ્ઠ સુખ દુ ખ દ્વારા મનના ઇંદ્રિય સાથે સયોગનુ અનુમાન અને એનાથી (સયોગથી) કર્મનુ અનુમાન થાય છે આત્માના જેટલા વિશેષ ગુણો છે તે બધાયની ઉત્પત્તિમા મનનો સયોગ કારણ છે, છતા સુખ અને દુ ખને જ સૂત્રમા જણાવ્યા છે તેનુ કારણ સુખ અને દુ ખનુ વધારે સ્ફુટ અને વધારે પ્રત્યક્ષ હોવુ એ છે ॥ ૧૫ ॥

મનમા કર્મ ઉત્પન્ન થાય છે અને તે (મન) અત્યત ચપળ છે મન નિષ્ક્રિય ન થાય ત્યા સુધી આત્માનો સાક્ષાત્કાર ન થાય અને આત્માના સાક્ષાત્કાર વગર મોક્ષ પણ ન મળે तमेव विदित्वातिमृत्युमेति नान्य पन्था विद्यतेऽयनाय આ શ્રુતિનુ પ્રમાણ પણ બતાવે છે કે આત્માનો સાક્ષાત્કાર એ જ મોક્ષનુ પરમ સાધન છે મનની નિત્ય અને આત્યતિક ચચળતા મોક્ષને રોકે છે, તો પછી આત્માના મનનરૂપ આ વૈશેષિક શાસ્ત્રનુ ફળ શુ? શાસ્ત્રદ્વારા મનન કરવુ એ તો મોક્ષ માટે જ છે એવી શાસ્ત્રકારે પ્રતિજ્ઞા કરી છે અને મનની ચચળતાને લીધે એ પ્રતિજ્ઞા સફળ થતી નથી, એનો જે ઉત્તર છે તે આ સૂત્રમા બતાવે છે

**तदनारम्भ आत्मस्थे मनसि शरीरस्य दुःखाभावः स योगः ॥ १६॥**

પદાર્થ—(आत्मस्थे मनसि) મનની આત્મામાં પ્રતિષ્ઠા થઈ જવા પછી (तदनारम्भः) તેમાં કર્મનો આરંભ થતો નથી અને પછી (शरीरस्य दुःखाभावः) શરીરદ્વારા આત્મામાં દુઃખ થતું નથી (स) તે આત્યંતિક દુઃખનો અભાવ એ જ (योगः) પરમાત્માની પ્રાપ્તિરૂપ મોક્ષ છે.

ભાવાર્થ—દુઃખનો નાશ કરવા અને પરમાત્માની પ્રાપ્તિ કરવાને પ્રબળ ઇચ્છા ધરાવનાર માણસને વિષયો તરફ વૈરાગ્ય આવે છે પછી તે મુમુક્ષુ માણસ વૈરાગ્ય અને મનને નિષ્ક્રિય કરવાનો અભ્યાસ કરે છે. તેને માટે યોગમાં બતાવેલાં આઠે અંગનો નિત્ય અભ્યાસ કરે છે. આને પરિણામે મન ધીમે ધીમે સ્થિર થતું જાય છે અને યોગના પૂર્ણ અભ્યાસે મન આત્મ પ્રતિષ્ઠિત થઈ જાય છે અર્થાત્ વૃત્તિ શૂન્ય બની જાય છે, આ પ્રમાણે મનનું વૃત્તિ શૂન્ય બનવું તેનું નામ જ યોગ છે. મન આત્મપ્રતિષ્ઠિત થયા પછી આત્માનો અને પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે. અહીં મનની વૃત્તિની જરૂર નથી. જેમ દીપકને જોવા માટે કોઈ બીજા દીપકની જરુર નથી તેમ માનસવૃત્તિની જરુર આત્મસાક્ષાત્કારમાં હોતી નથી. આત્મસાક્ષાત્કાર થયો એટલે મનમાં ક્રિયાનો આરંભ થતો નથી. પછી દુઃખનો અત્યંત અભાવ અને પરમાત્માના આનંદનો પોતામાં આવિર્ભાવ થાય છે આનું નામ જ મોક્ષ છે. ભાવ એ છે કે મનની ચંચલતા અભ્યાસ અને વૈરાગ્યથી તથા યોગના સાધનોથી રોકી શકાય છે અને તેથી મોક્ષ અને આત્મસાક્ષાત્કારની પ્રાપ્તિ પણ થાય છે. આ કારણને લીધે વૈશેષિક શાસ્ત્રનું મનન નિરર્થક નથી श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः શ્રવણ, મનન અને નિદિધ્યાસન એ આત્મ સાક્ષાત્કારનાં સાધન છે અને મનની ચંચલતા રોકવાનાં પણ સાધન છે. ॥ ૧૬ ॥

હવે મરણ વખતે, જન્મ વખતે અને ગર્ભમાં પ્રાણ અને મનનાં જે કારણથી કર્મ થાય છે તે બતાવે છે.

**अपसर्पणमुपसर्पणमशीतपीतसंयोगाः कार्यान्तरसंयोगाश्चेत्यदृष्टकारितानि ॥ १७ ॥**

પદાર્થ—(अपसर्पणम्) શરીરના આરંભક કર્મનો ક્ષય થયા પછી દેહમાંથી પ્રાણ અને મનનું નીકળવાનું કર્મ (उपसर्पणम्) મરણ પછી બીજા શરીરમાં દાખલ થવાને અનુકૂલ કર્મ (अशीतपीतसंयोगाः) ભોજન અને પાનના સંયોગ કરાવનારું કર્મ (कार्यान्तरसंयोगाः च) અને ગર્ભમાં અન્ય શરીર બનવાની સામગ્રી મેળવવાનું કર્મ (अदृष्टकारितानि)

આ બધા કર્મોમા અદૃષ્ટવાન્ આત્માનો સયોગ અસમવાયિ કારણ તરીકે હોય છે.

ભાવાર્થ—જ્યારે શરીરને ઉત્પન્ન કરનાર કર્મનો ક્ષય થાય છે ત્યારે શરીરમાથી પ્રાણ અને મન નીકળી જાય છે એ નીકળવા રૂપ કર્મનુ અસમવાયિકારણ આત્માનુ અદૃષ્ટ હોય છે બીજા શરીરમા દાખલ થવાને લગતા કર્મમા પણ અદૃષ્ટ કારણ હોય છે બીજા શરીરમા ભોજન પાન મેળવવામા પણ એજ કારણ હોય છે અને ગર્ભમા બીજુ શરીર બનવામા પણ આત્માનું અદૃષ્ટ કારણ હોય છે આત્મભોગ્ય જે જે કઈ બનતુ હોય છે તે બધામા ભોક્તા આત્માનુ અદૃષ્ટ એટલે પાપ અથવા પુણ્ય કર્મ જ હોય છે કર્મ પ્રમાણે સારુ અથવા નરસુ શરીર મળે છે ઉચ્ચ વાતાવરણમા અથવા નીચ વાતાવરણમા જન્મ થવામા પણ અદૃષ્ટ જ કારણ છે કોઈપણ બાબત વગર હેતુની અથવા આકસ્મિક બનતી નથી ઈશ્વર સર્વજ્ઞ અને સર્વશક્તિમાન્ છે અને તે જીવના કર્મની અપેક્ષા રાખી નિમિત્ત રૂપે રહી સર્વ કરે છે એટલે કોઈપણ બાબતમા અન્યાય અથવા પ્રમાદ હોતો નથી ॥ ૧૭ ॥

મરણ પછી બીજુ શરીર અવશ્ય મળતુ હોય તો મોક્ષ કેવી રીતે મળે ? મોક્ષમા શરીર હોતુ નથી अशरीर वा वसन्त प्रियाप्रिये न स्पृशत शरीર રહિત આત્માને વૈષયિક સુખ કે દુખ સ્પર્શતા નથી, માટે મોક્ષ દશામા શરીર ન હોવુ એ આવશ્યક છે એનો ઉત્તર આ સૂત્રમા આપે છે

**तदभावे सयोगाभावोऽप्रादुर्भावश्च मोक्ष· ॥ १८ ॥**

પદાર્થ—(तदभावे) અદૃષ્ટના અભાવમા (सयोगाभाव) શરીરાન્તરનો અભાવ હોય છે (च) અને (अप्रादुर्भाव) પછીથી શરીર ન મળવુ, શરીર રહિત રહેવુ એજ (मोक्ष) મોક્ષ છે

ભાવાર્થ—યોગાભ્યાસની સિદ્ધિ મળ્યા પછી મુમુક્ષુને તત્ત્વજ્ઞાન ઉત્પન્ન થાય છે, તત્ત્વજ્ઞાનથી મિથ્યા જ્ઞાનની નિવૃત્તિ થાય છે, મિથ્યા જ્ઞાનની નિવૃત્તિ થયા પછી સસાર માટેની પ્રવૃત્તિ મટે છે, પછી રાગ અને દ્વેષ નાશ પામે છે, અને એના નાશ પછી પ્રવૃત્તિનો નાશ થાય છે પછી જન્મનો નાશ અને જન્મનો નાશ થયા પછી દુખનો અત્યત નાશ થાય છે આ આત્યન્તિક દુખના નાશનુ નામ જ મોક્ષ છે મોક્ષ પ્રાપ્ત થયા પછી શરીરનો ફરીથી પ્રાદુર્ભાવ થતો નથી અહીં કેટલાક વિદ્વાનો એવો મત બતાવે છે કે મુક્તિમાથી પણ કલ્પાંત કાળે પાછા મુક્ત જીવો શરીર ધારણ કરે છે કેટલાક નથી માનતા જો જન્મ ધારણ કરે તો પણ દુખ ભોગવવાને તો નજ કરે કારણ કે તેનુ અદૃષ્ટ એમનુ

હોતું નથી કેવળ લોક કલ્યાણને ખાતર કદાચિત્ અવતરે તો પવિત્ર માણસોને ત્યાં જન્મે. 'શુચીનાં શ્રીમતાં ગેહે' ઈત્યાદિ વાક્ય પ્રમાણે વિભૂતિરૂપ જન્મ બને. અદૃષ્ટથી કર્મસંતતિ ચાલુ રહેવા છતાં અદૃષ્ટના ક્ષયથી પરંપરા સંબંધે મોક્ષની સ્થિતિ પ્રાપ્ત થાય છે અને તેને લીધે વૈશેષિક શાસ્ત્રનું મનન ચરિતાર્થ બને છે. ॥ ૧૮ ॥

છાયા એ અંધકાર છે. છાયામાં ગતિ જણાય છે. અજવાળામાં માણસ ચાલ્યો જતો હોય છે ત્યારે તેની સાથે છાયા પણ ચાલે છે. હવે અહીં શંકા એ છે કે છાયામાં ગતિ છે અને ગતિ એટલે ક્રિયા અથવા કર્મ; આ છાયાના કર્મની ઉત્પત્તિમાં અસમવાયિ કારણ શું છે. પ્રયત્ન, નોદન અભિઘાત, ગુરુત્વ, દ્રવત્વ અને સંસ્કાર આ બધાંમાંથી કોઇને કોઈ છાયાગત કર્મનું અસમવાયિકારણ હોવું જોઇએ. વળી છાયામાં કર્મ હોવાથી તે દ્રવ્ય છે એ પણ સિદ્ધ છે. છાયામાં નીલરૂપ ગુણ છે તો પછી એને દ્રવ્ય ન માનવામાં કોઈ કારણ જણાતું નથી. ગુણ અને કર્મનો જે આશ્રય હોય તે દ્રવ્ય જ હોય છે. તો અંધકારના કર્મની ઉત્પત્તિમાં કયું કારણ છે અને તેની દશમા દ્રવ્ય તરીકે ગણતરી કેમ કરી નથી? આ શંકાના સમાધાન તરીકે નીચેનું સૂત્ર છે.

**द्रव्यगुणकर्मनिष्पत्तिवैधर्म्यादभावस्तमः ॥ १९ ॥**

પદાર્થ—(द्रव्यगुणकर्मनिष्पत्तिवैधर्म्यात्) દ્રવ્ય, ગુણ અને કર્મ કરતાં અંધકારની નિષ્પત્તિ એટલે ઉત્પત્તિમાં વિલક્ષણતા હોવાથી (तमः) અંધકાર (अभावः) દ્રવ્ય નથી પણ અભાવ છે.

ભાવાર્થ—અંધકાર દ્રવ્ય નથી પણ પ્રકાશનો અભાવ છે. એમાં કોઈ ગુણ નથી અને કર્મ પણ નથી.

જે ગતિ એમાં જણાય છે એ તો ભ્રાંતિ છે. પ્રકાશને અટકાવનાર દ્રવ્ય જ્યારે તાપ આદિમાં ચાલતું હોય છે ત્યારે જેમ જેમ પ્રકાશ આવતો રોકાય છે તેમ તેમ છાયા પડતી જણાય છે અને તેથી તેમાં ગતિ થતી હોય એમ લાગે છે. પ્રકાશનું આવરક દ્રવ્ય સ્થિર હોય તો તેની છાયામાં ગતિ પણ જણાતી નથી. આ ઉપરથી જણાશે કે પ્રકાશના અભાવને જ લોકો અંધકાર અથવા છાયા કહે છે.

જો એમાં નીલ (કાળું) રૂપ હોત તો એમાં સ્પર્શ પણ હોત. જેમાં રૂપ હોય તેનું પ્રત્યક્ષ ત્વક્ ઇંદ્રિયથી પણ થઈ શકે તો આવેલાને પણ ત્વક્

ઇંદ્રિયથી અંધકારનું પ્રત્યક્ષ થાત; પણ એમાં સ્પર્શ નથી, નીલરૂપ જે જણાય છે એ તો કેવળ ભ્રમ છે.

જો એમાં નીલરૂપ માનવામાં આવે તો રૂપ માત્રનો પ્રત્યક્ષ થવામાં બાહ્ય પ્રકાશ સહકારિ કારણ હોય છે એ નિયમને આધારે અંધારાને જોવા માટે બહારના પ્રકાશની જરૂર પડત પણ એ તો બાહ્ય પ્રકાશનાં અભાવે જાણી શકાય છે કે, અહીં અત્યારે અંધારૂં છે.

આ પ્રમાણે એમાં નીલરૂપ નથી, તેમ એમાં કોઈ કર્મ પણ નથી એટલે એના કર્મની ઉત્પત્તિમાં કોઈ જ કારણ નથી. જ્યાં કર્મરૂપ કારણ જ નથી તો ત્યાં કારણ હોય જ ક્યાંથી? આથી સિદ્ધ થાય છે કે અંધકાર એ દ્રવ્ય નથી તેથી તેમાં ગુણ અથવા ક્રિયા પણ નથી, એ તો માત્ર સ્થૂલ પ્રકાશનો અભાવ જ છે. દ્રવ્ય તો આગળ બતાવેલાં પૃથ્વી આદિ ૯—નવ જ છે દશમું કોઈ દ્રવ્ય જ નથી, એવું મહર્ષિ કણાદ મુનિનું માનવું છે. ॥ ૧૯ ॥

અંધકારમાં ગતિ જણાવાનું કારણ સૂત્રકાર પોતે જણાવે છે.

**तेजसो द्रव्यान्तरेणावरणाच्च ॥ २० ॥**

**પદાર્થ**—(च) અને (द्रव्यान्तरेण) બીજા દ્રવ્યથી (तेजसः) તેજના (आवरणात्) આચ્છાદન થવાથી.

**ભાવાર્થ**—પ્રકાશ ઉપર અન્ય દ્રવ્યનું આવરણ પડવાથી અને પ્રકાશમાં અન્ય દ્રવ્ય ચાલતું હોવાથી એ અન્ય દ્રવ્યની ગતિ છાયામાં આરોપિત કરી લોકો છાયામાં ગતિ માને છે. અન્યની ગતિ અન્યમાં માનવી એ તો સ્પષ્ટ ભૂલ જ છે, છતાં એ ભૂલને કારણે અનાદિકાળથી ખોટો વ્યવહાર ચાલતો આવે છે. આમાં તત્વદષ્ટિથી વિચાર કરવો એ વિવેકી વિદ્વાન્ માણસનું કામ છે. પ્રકાશ ઉપર આવરણ પડે છે એટલે પ્રકાશ આવતો બંધ પડે છે, જેટલા ભાગમાં પ્રકાશ બંધ પડ્યો તેજ અંધકાર. અંધકાર અથવા છાયા એ તેજના અભાવ રૂપે જ છે. અભાવમાં ગતિ અથવા ગુણ હોઈ શકે નહિ; એજ સૂત્રકારનો સ્પષ્ટ આશય છે. ॥ ૨૦ ॥

૧૯ અને ૨૦ આ બે સૂત્રદ્વારા અંધકારનું પ્રકરણ સમાપ્ત કરી દિશા, કાળ અને આકાશ સંબંધી કથન કરે છે.

**दिक्कालावाकाशं च क्रियावद्वैधर्म्यान्निष्क्रियाणि ॥ २१ ॥**

**પદાર્થ**—(दिक्कालौ) દિશા અને કાળ (च) અને (आकाशम्) આકાશ (क्रियावद्वैधर्म्यात्) ક્રિયાવાળાં દ્રવ્ય કરતાં (वैधर्म्यात्) વૈધર્મ્ય હોવાથી (निष्क्रियाणि) નિષ્ક્રિય છે.

**ભાવાર્થ**—જે ક્રિયાવાળું દ્રવ્ય હોય છે તે અલ્પતમ અથવા મધ્યમ પરિમાણવાળું હોય છે. પરમાણુ અલ્પતમ પરિમાણવાળું દ્રવ્ય છે અને તેમાંથી બનતાં બધાં જ કાર્ય દ્રવ્યો મધ્યમ પરિમાણવાળાં છે. માટે તે સક્રિય છે, પણ દિશા, કાળ અને આકાશ આ ત્રણે દ્રવ્યો અલ્પતમ અને મધ્યમ પરિમાણવાળાં નથી તેથી તેમાં ક્રિયા પણ નથી. અલ્પતમ અને મધ્યમ પરિમાણવાળાં દ્રવ્યો મૂર્તદ્રવ્ય કહેવાય છે. દિશા, કાળ અને આકાશ એ અમૂર્ત દ્રવ્ય છે. અર્થાત્ વિભુ દ્રવ્ય છે, વિભુ=વ્યાપક દ્રવ્યોમાં ક્રિયા હોતી નથી. જ્યાં જ્યાં ક્રિયા હોય છે ત્યાં ત્યાં મૂર્તત્વ હોય છે. દિશા આદિ દ્રવ્યોમાં મૂર્તત્વ ન હોવાથી ક્રિયા પણ નથી. ॥ ૨૧ ॥

હવે ગુણ અને કર્મના સંબંધે કહે છે.

**एतेन कर्माणि गुणाश्च व्याख्याताः ॥ २२ ॥**

**પદાર્થ**—(एतेन) આ જ વૈધર્મ્યથી (कर्माणि गुणाः च) કર્મો અને ગુણો (व्याख्याताः) વ્યાખ્યાત થાય છે.

**ભાવાર્થ**—મૂર્તત્વ રૂપ પરિમાણ કર્મમાં અને ગુણમાં પણ નથી માટે એ પણ નિષ્ક્રિય છે. ગુણમાં ગુણ ન હોઈ શકે. મૂર્તત્વ અને અલ્પતમ અને મધ્યમ પરિમાણ આ પરિમાણ ગુણ છે, માટે તે કોઈપણ ગુણમાં નથી, તેથી ગુણો ક્રિયાહીન હોય છે. કર્મ પણ ગુણરહિત છે. કર્મ અને ગુણનો આધાર તો દ્રવ્ય જ હોય છે. આ રીતે પરિમાણરૂપ ગુણથી રહિત હોવાથી ગુણ અને કર્મ બન્ને નિષ્ક્રિય છે. ॥ ૨૨ ॥

જો ગુણ અને કર્મ નિષ્ક્રિય છે તો તેનો દ્રવ્ય સાથે સંબંધ કેવી રીતે થયો. સંબંધ માત્ર ક્રિયાજન્ય હોય છે; આ શંકાનું સમાધાન નીચેના સૂત્રમાં છે.

**निष्क्रियाणां समवायः कर्मभ्यो निषिद्धः ॥ २३ ॥**

**પદાર્થ**—(निष्क्रियाणाम्) નિષ્ક્રિય ગુણ અને કર્મનો (समवायः) સમવાય સંબંધ છે અને તે (कर्मभ्यः) કર્મથી (निषिद्धः) ઉત્પન્ન થતો નથી.

**ભાવાર્થ**—દ્રવ્યો સાથે ગુણ અને કર્મનો જે સંબંધ છે તે તો સમવાય સંબંધ છે, સમવાય સંબંધ હોવામાં ક્રિયાની જરૂર જ નથી. સમવાય સંબંધની તો ઉત્પત્તિ જ નથી કારણ કે તે નિત્ય છે એટલે સમવાય સંબંધને ક્રિયાજન્ય માનવાની જરૂર જ રહેતી નથી. જે સંબંધની ઉત્પત્તિ જ ન હોય તે કર્માધીન પણ ન જ હોય. સંયોગ સંબંધ ક્રિયાજન્ય છે, પણ સમવાય સંબંધ

તો નિત્ય હોવાથી ક્રિયાજન્ય નથી જેમાં જન્યતા જ નથી તેમાં ક્રિયાજન્યતા તો હોય જ ક્યાંથી? ગુણ અને કર્મ કોઈનું સમવાયિકારણ પણ નથી ॥ ૨૩ ॥

જો અમૂર્તત્વ (નિષ્ક્રિયતા)ને લીધે ગુણો કોઈનું પણ સમવાયિ કારણ નથી તો પછી ગુણોથી ગુણોની અને કર્મની ઉત્પત્તિ બતાવી છે એનો શો અર્થ છે? ગુણોને કારણ તરીકે તો માન્યા છે, અને ક્રિયા વગર કારણ શી રીતે થઈ શકે? આ શંકાનું સમાધાન આ સૂત્રમાં છે

कारणं त्वसमवायिनो गुणाः ॥ २४ ॥

પદાર્થ—(तु) 'तु' શબ્દ શંકાની નિવૃત્તિ સૂચવે છે (कारणम्) ગુણોને જે કારણ તરીકે બતાવ્યા છે તે તો (असमवायिन) અસમવાયિકારણ તરીકે (गुणाः) ગુણો છે

ભાવાર્થ—ગુણો અસમવાયિકારણ તરીકે બતાવ્યા છે સમવાયિકારણ તરીકે નહિ અસમવાયિ કારણ થવામાં ગુણોને ક્રિયાની જરૂર હોતી નથી એટલે કે અસમવાયિ કારણ ગુણ કર્મનો આધાર હોતો નથી આત્મનિષ્ઠ જે પ્રયત્નરૂપ ગુણ છે તે બુદ્ધિ આદિ ગુણોનું અસમવાયિકારણ છે અહીં પ્રયત્નમાં કોઈ કર્મ માનવાની જરૂર નથી તેમજ કપાલગત રૂપ ઘટગતરૂપનું અસમવાયિકારણ છે અહીં પણ કપાલગતરૂપમાં કોઈપણ કર્મ માનવાની જરૂર નથી માટે ગુણ અને કર્મને નિષ્ક્રિય તરીકે માનવામાં આવ્યા છે તે બરાબર છે ॥ ૨૪ ॥

હવે દિશા અને કાળના નિષ્ક્રિયત્વ સંબંધે શંકા કરી તેનું સમાધાન કરે છે इह कर्म उत्पद्यते અહીં કર્મ ઉત્પન્ન થાય છે આ પ્રતીતિ દિશાના કર્મ હોવાનું સૂચવે છે इदानीं कर्म उत्पद्यते અત્યારે કર્મ ઉત્પન્ન થાય છે' આ પ્રતીતિ કાળમાં ક્રિયા હોવાનું સૂચવે છે જો દિશા અને કાળ નિષ્ક્રિય હોય તો ઉપરની પ્રતીતિ ન થવી જોઈએ આનું સમાધાન આ સૂત્રમાં છે

गुणैर्दिग्व्याख्याता ॥ २५ ॥

પદાર્થ—(गुणैः) ગુણોથી (दिक्) દિશા (व्याख्याता) વ્યાખ્યાત થાય છે

ભાવાર્થ—જેમ ગુણો અમૂર્ત (નિષ્ક્રિય) હોવાને કારણે કર્મનું સમવાયિ કારણ નથી, તેમ દિશા પણ અમૂર્ત હોવાને કારણે જ કર્મનું સમવાયિકારણ નથી આધારતા તો સમવાયિ કારણ ન હોય તો પણ બીજી રીતે પ્રતીત થાય છે જેમકે—

'कुण्डे बदराणि' 'કુંડમાં બોર છે,' અહીં બોરનો આધાર કુંડ છે, પણ કુંડ બોરનું સમવાયિકારણ નથી. બોરનું સમવાયિકારણ તો બોરના અવયવો છે.

'कुण्डे दधि' 'કુંડમાં દહીં છે,' અહીં દહીંનો આધાર કુંડ પ્રતીત થાય છે પણ તે દહીંનું સમવાયિકારણ નથી, દહીંનું સમવાયિ કારણ તો દહીંના અવયવો છે.

वने सिंहनादः 'વનમાં સિંહની ગર્જના થાય છે' અહીં ગર્જનાનો આધાર વન પ્રતીત થાય છે પણ વન ગર્જનાનું સમવાયિ કારણ નથી. ગર્જનાનું સમવાયિ કારણ તો આકાશ છે, કારણ કે ગર્જના એ એક જાતનો મહાન્ શબ્દ છે અને શબ્દનું સમવાયિકારણ આકાશ જ છે. કુંડ અને વન એ જેમ જુદી રીતે આધાર તરીકે જણાય છે તેમ દિશા પણ સમવાયિ કારણ ન હોવા છતાં કર્માધારતા તેમાં જણાય છે, અર્થાત્ નિમિત્તકારણને લીધે તેમાં આધારતા જણાય છે. ॥ ૨૫ ॥

હવે કાળના સંબંધે કહે છે.

कारणेन कालः ॥ २६ ॥

પદાર્થ—(कारणेन) નિમિત્તકારણને લીધે (कालः) કાળ પણ વ્યાખ્યાત થાય છે.

ભાવાર્થ—કાળ પણ કર્મનું સમવાયિકારણ નથી. સર્વ કોઈ જન્ય પદાર્થનું નિમિત્તકારણ કાળ છે. जन्यानां जनकः कालः આ નિમિત્તકારણને લીધે તેમાં કર્મનિરૂપિત આધારતા પ્રતીત થાય છે, એ આધારતા સમવાયિકારણતાને લીધે નથી. આથી સિદ્ધ થયું કે, આકાશ, કાળ અને દિશા આ ત્રણે દ્રવ્યો વિભુ હોવાથી તેમાં કર્મ અર્થાત્ ક્રિયા નથી. આ સૂત્રમાં कारणेनનો અર્થ कारणत्वेन એમ ભાવપરક કરવો. ॥ ૨૬ ॥

इति वैशेषिकदर्शने गुर्जरभाषाभाष्ययुते पञ्चमाध्यायस्य द्वितीय माह्निकम् ॥



॥ ओ३म् ॥

# अथ षष्ठाध्यायस्य प्रथम माह्निकम् ।

---

સંસારનું મૂળ કારણ ધર્મ અને અધર્મ છે. આ ધર્મ અને અધર્મ ઉપર પરીક્ષાત્મક વિચાર કરવો એ સમગ્ર છઠ્ઠા અધ્યાયનો સાર છે. સત્કર્મ અથવા વેદપ્રતિપાદિત કર્મ એ ધર્મ છે. સ્વર્ગકામો યજેત જેને સ્વર્ગની ઈચ્છા હોય તેમણે યજ્ઞ કરવો. યજ્ઞ એટલે ત્યાગ, સમસ્ત જનતા સાથે સંગતીકરણ અને વિદ્વાનોનો સત્કાર.

અસત્કર્મ અથવા વેદમાં જેનો નિષેધ કરવામાં આવ્યો છે તે અધર્મ છે. न कलञ्जं भक्षयेत् કલંજ ખાવું નહિ; કલંજ એટલે વિષથી ખરડાયેલા બાણથી હણાયેલા મૃગનું માંસ. 'न सुरां पिबेत्' દારૂ ન પીવો. આ નિષિદ્ધ કર્મ છે અને એ અધર્મ કહેવાય છે.

વેદની આજ્ઞા અથવા નિષેધ તો જ માની શકાય જો વેદ પ્રમાણ હોય. વેદમાં પ્રામાણ્ય પણ ત્યારે જ હોય જ્યારે તેની રચના બુદ્ધિપૂર્વક હોય અને એ વેદ બુદ્ધિ યુક્ત હોય, રાગ, દ્વેષ, ભૂલ, પ્રમાદ અને સંશયથી એની રચના મુક્ત હોય. વેદનાં વાક્યોની રચના કોઈ અનાદિ અને અનન્ત નથી રચના થઈ એટલે તેને આદિવાળી માનવી જોઈએ. રચના એટલે કાર્ય. કોઈ પણ કાર્યને અનાદિ માનવું એ કાર્યની મર્યાદાને ન સમજવાનું પરિણામ છે.

આ કારણથી સૂત્રકાર કણાદ મુનિ વેદનાં વાક્યોની રચના બુદ્ધિપૂર્વક છે એવી પ્રતિજ્ઞા કરે છે.

**बुद्धिपूर्वा वाक्यकृति र्वेदे ॥ १ ॥**

**પદાર્થ**—(वेदे) વેદમાં (वाक्यकृति.) વાક્યની રચના (बुद्धिपूर्वा) બુદ્ધિપૂર્વક છે.

**ભાવાર્થ**—વેદમાં જે વાક્યરચના છે તેની પાછળ બુદ્ધિ છે. લૌકિક વાક્ય જ્યારે બુદ્ધિપૂર્વક છે તો પછી વેદવાક્યોની રચના અબુદ્ધિપૂર્વક કેમ હોઈ શકે? અથવા રચના તરીકે એ નિત્ય પણ કેમ હોઈ શકે? અલૌકિક અર્થને સમજાવનાર વેદવાક્યની પાછળ અસાધારણ બુદ્ધિ છે. એ બુદ્ધિ ભ્રમ, પ્રમાદ, રાગ, દ્વેષ આદિ દોષોથી મિશ્રિત નથી, કારણ કે, એનો વક્તા સર્વજ્ઞ અને રાગદ્વેષ રહિત છે, સર્વસામર્થ્યવાન્ છે, લોકો એને ઈશ્વર કહે છે. જેણે જગતની રચના કરી છે તેણે જ વેદની રચના કરી છે. કોઈ પણ મનુષ્યે વેદો બનાવ્યા નથી પર-

જન્મમાં મેળવી શકાય એવા અર્થોનું પ્રત્યક્ષ જ્ઞાન માણસને નથી; સ્વર્ગ (સુખવિશેષ) આદિ અન્ય શરીર ભોગ્ય પણ હોય છે. એનું યથાર્થ વર્ણન અને એવા અર્થને મેળવવાનો અવ્યભિચારી ઉપાય સર્વજ્ઞ ઈશ્વર સિવાય બીજો કોણ બતાવી શકે? વેદનો બનાવનાર મહાપુરુષ પૂર્ણ સ્વતંત્ર છે. स पर्यगात् તે સર્વત્ર વિદ્યમાન છે, शुक्रम् શુધ્ધ છે; એટલે અજ્ઞાન અને રાગદ્વેષથી રહિત છે, સર્વાન્તર્યામી છે. विश्वतश्चक्षुरुत विश्वतस्पात्। सं बाहुभ्यां धमति सं पतत्रैर्द्यावाभूमी जनयन् देव एकः ॥ ઋગ્વેદ ૧૦–૮૧–૩. આ ઋચામાં પરમાત્માને સર્વ તરફનું જ્ઞાન છે, સર્વ તરફ એની ગતિ છે અને પ્રયત્નરૂપ બાહુથી તે સદા પ્રયત્નશીલ છે, પૃથ્વી અને સ્વર્ગ આદિને બનાવતો દેવ એક જ છે એને કોઈની સહાયતાની જરૂર નથી. આવા મહાન આત્માની બુદ્ધિથી વેદની રચના થઈ છે એટલે એમાં ભૂલ નથી, કોઈ પણ જાતની અયથાર્થતા નથી અને એની પાછળ પ્રતારણા પણ નથી. અતઃ વેદ સર્વ શિષ્ટજનમાન્ય ગ્રંથ છે એના વિધિ અને નિષેધો ધર્મ અને અધર્મના સ્વરૂપને સૂચવે છે. ઈશ્વર આંખથી જોઈ શકાય એવું કોઈ લૌકિક દ્રવ્ય નથી. એ તો માત્ર બુદ્ધિથી જાણી શકાય છે. સુખ દુઃખ આદિ જાણી શકાય છે, પણ આંખે દેખી શકાતાં તેમ. ॥ ૧ ॥

વેદનાં વાક્યોની રચના બુદ્ધિપૂર્વક છે, તે બીજી રીતે પણ આ સૂત્રમાં બતાવે છે.

ब्राह्मणे संज्ञाकर्म सिद्धिलिङ्गम् ॥ २ ॥

**પદાર્થ**—(ब्राह्मणे) બ્રાહ્મણ ગ્રંથોમાં (संज्ञाकर्म) નામની વ્યુત્પત્તિ બતાવી છે તે (सिद्धिलिङ्गम्) વૈદિક વાક્યની રચના પાછળ બુદ્ધિ છે એવું સૂચન કરે છે.

ભાવાર્થ—વેદમાં જે જે શબ્દો નામ તરીકે તથા વિશેષણ આદિ તરીકે છે તેની વ્યુત્પત્તિ તથા નિર્વચન બ્રાહ્મણ ગ્રંથોમાં છે. અર્થને જોઈને તથા તેના ગુણ ધર્મોને જોઈને તેને માટે શબ્દ જોડવામાં આવ્યા છે વૈદિક શબ્દમાં વ્યુત્પત્તિ છે, એ વ્યુત્પત્તિ વ્યુત્પાદકની બુદ્ધિને જણાવે છે. જેમ લોક વ્યવહારમાં કોઈને લાંબા કાનવાળો જોઈ 'લંબકર્ણ' કહેવામાં આવે છે, અહીં 'લંબકર્ણ' શબ્દ યોજનારને તેના કાનનું જ્ઞાન છે અને એ જ્ઞાનને લીધે જ તે 'લંબકર્ણ' શબ્દ વાક્યમાં જોડે છે. તેજ પ્રમાણે વેદનાં પણ ऋतं च सत्यं च આદિ શબ્દોના વ્યુત્પત્તિ અને નિર્વચન એ શબ્દ યોજનારની બુદ્ધિને સૂચવે છે. સદા ગતિશીલ પ્રકૃતિને જોઈ પરમાત્માએ પ્રકૃતિ માટે ऋत શબ્દ યોજ્યો અને વિદ્યમાન અર્થને સૂચિત કરનાર માટે 'સત્ય' શબ્દ યોજ્યો. આવી રીતે દરેક વૈદિક શબ્દની યોજના પાછળ પરમાત્માની બુદ્ધિ રહેલી છે. એની પ્રેરણાથી વેદ અસ્તિત્વમાં

આવ્યા છે માટે વેદ પ્રમાણ છે અને તેનાં વિધિવાક્યો ધર્મને અને નિષેધવાક્યો અધર્મને સૂચવે છે. ॥ ૨ ॥

વેદના પ્રામાણ્યને તથા તેના બુદ્ધિપૂર્વક નિર્માણને બીજી રીતે પણ બતાવે છે.

**बुद्धिपूर्वा ददातिः ॥ ३ ॥**

પદાર્થ—(ददाति) दा ધાતુનો પ્રયોગ (बुद्धिपूर्वा) બુદ્ધિપૂર્વક થયો છે.

**ભાવાર્થ**—दा ધાતુનો અર્થ દાન આપવુ એનો થાય છે. એનો પ્રયોગ વેદમા બુદ્ધિપૂર્વક થયો છે. ददाति તો માત્ર ઉપલક્ષક છે વેદમા રહેલુ કોઈપણ પદ અને વાક્ય બુદ્ધિપૂર્વક પ્રયોજાયેલુ છે વગર વિચાર્યે એનો પ્રયોગ થયો નથી, તેમ આકાશાદિવત્ એની રચના નિત્ય પણ નથી अग्नि सप्ति वाजम्भरं **ददाति** अग्निर्वीरं श्रुत्यं कर्मनिष्ठाम्। अग्ना रोदसी वि चरत् समञ्जन अग्निर्नारीं वीरकुक्षिं पुरन्धिम् ॥ ઋગ્વેદ ૧૦–૮૦–૧

જે માણસ સદાચાર સેવી, બ્રહ્મચર્યનુ પાલન કરી, વ્યાયામ આદિદ્વારા શરીરમા અને આત્મામા સર્વગુણીન અગ્નિનું તેજ પેદા કરે છે તે યુદ્ધમા વિજય પ્રાપ્ત કરે છે અને વેગવાન અશ્વાદિ તમને ત્યા હોય છે. તેને કીર્તિમાન અને બળવાન પુત્રની પ્રાપ્તિ થાય છે, અગ્નિસ્વરૂપ પરમાત્મા તેને અલૌકિક કર્મ કરવામા શ્રદ્ધા આપે છે અને શરીરમા વિરાજમાન અગ્નિ તેની પત્નીને પણ વીરપ્રસવિની કરે છે એટલે કે તેજસ્વી પિતાનો પુત્ર પણ તેજસ્વી થાય છે

न स सखा यो न **ददाति** सख्ये सचाभुवे सचमानाय पित्वः ।
अपास्मात् प्रयान्न तदोको अस्ति पृणन्तमन्यमरणं चिदिच्छेत् ॥
ઋગ્વેદ ૧૦–૧૧૭–૪

**ભાવાર્થ**—જે માણસ સમાનશીલવાળા, સુખદુઃખમા સદૈવ સાથ આપનાર અને સદાચારી મિત્રને જરૂર પડ્યે અન્નાદિની મદદ નથી **આપતો** તે મિત્ર હોવાને લાયક નથી એ માણસ પાસેથી સારા મિત્ર દૂર થાય છે અને કોઈ બીજા ગુણવાન અને ઉદાર મિત્રોને શરણ જાય છે

देहि मे ददामि ते नि मे धेहि नि ते दधे
निहारं च हरासि मे निहारं निहराणि ते स्वाहा यजुर्वेद ૩–૫૦

**ભાવાર્થ**—આ મંત્રમા એકબીજા પ્રત્યે વિશુદ્ધ વ્યવહાર કેમ કરવો તે બતાવે છે "તુ મને આપ, હુ તને આપુ તુ મારે માટે નિધિ રાખ, હુ તારે માટે નિધિ રાખુ તુ મારૂ દુઃખ દૂર કર અને હુ તારૂ દુઃખ દૂર કરું આપણે પરસ્પર વિશુદ્ધ વાણીનો પ્રયોગ કરતા રહીએ"

આ મન્ત્રોમા "ददति" વગેરેનો પ્રયોગ કરવામાં આવ્યો છે તે જ્ઞાનપૂર્વક નથી એમ કોણ કહી શકશે? આ રીતે વેદ મનુષ્યમાત્રને સારો ઉપદેશ આપે છે અને તે ફળ સાથે કદી પણ વિસવાદ રાખતો નથી, માટે વેદ પ્રમાણ હોઈ તેના વિધિ નિષેધો ધર્મનુ સ્વરૂપ પકડે છે

વેદના બ્રાહ્મણ ગ્રન્થોમા પણ "स्वर्गकामो गां दद्यात्" ઇત્યાદિ દાનનું પ્રતિપાદન પણ, દાન કરવુ એ ઇષ્ટ સાધન છે, એ કથન પણ જ્ઞાનમાથી જન્મ પામ્યુ છે આ ઉપરથી સૂચિત થાય છે કે વેદ અને વેદાનુકૂલ સ્મૃતિ આદિ ગ્રન્થો જગતના કલ્યાણ માટે છે ॥ ૩ ॥

પ્રતિગ્રહનુ પ્રતિપાદન કરનારી શ્રુતિઓ પણ બુદ્ધિપૂર્વક છે, તે પણ બતાવે છે

**तथा प्रतिग्रहः ॥ ४ ॥**

**પદાર્થ**—(तथा) તે પ્રમાણે (प्रतिग्रह) પ્રતિગ્રહ પણ સમજવો

**ભાવાર્થ**—વેદમા તથા તેને અનુસરતા સ્મૃતિ આદિ ગ્રન્થોમા જ્યા જ્યા પ્રતિગ્રહ શબ્દનો પ્રયોગ કર્યો છે તે પણ બુદ્ધિપૂર્વક છે "देवो व सविता हिरण्यपाणि प्रतिगृम्णातु" આ ઠેકાણે "प्रतिगृम्णातु" એટલે "प्रतिगृह्णातु" છે વેદમા હ ને ઠેકાણે મ નો પણ પ્રયોગ થાય છે આ મન્ત્રમા "પ્રતિગ્રહ" શબ્દ બહુ જ બુદ્ધિપૂર્વક યોજાયો છે પદાર્થવિદ્યાને જાણનાર સમજી શકે છે કે સૂર્ય હિરણ્યપાણિ અને તે પોતાના કિરણરૂપી હાથોથી જળ આદિને કેવી રીતે ગ્રહણ કરે છે?

વેદાનુકૂલ મનુસ્મૃતિમા પણ પ્રતિગ્રહ વિષે લખ્યુ છે કે—

प्रतिग्रहसमर्थोऽपि प्रसङ्ग तत्र वर्जयेत् ।
प्रतिग्रहण ह्यस्याशु ब्राह्म तेज प्रशाम्यति ॥

न द्रव्याणामविज्ञाय विधि धर्म्यं प्रतिग्रहे ।
प्राज्ञ प्रतिग्रह कुर्यादवसीदन्नपि क्षुधा ॥

हिरण्य भूमिमश्व गामन्न वासस्तिलान् घृतम् ।
प्रतिगृह्णनविद्वांस्तु भस्मीभवति दारुवत् ॥

अतपास्त्वनधीयान प्रतिग्रहरुचिर्द्विज ।
अम्भस्यश्मप्लवनेव सह तेनैव मज्जति ॥

वसादविद्वान्विनीवाद् यस्मात् तस्मात् प्रतिग्रहात् ।
स्वल्पकेनाप्यविद्वान् हि पङ्के गौरिव सीदति ॥

મનુ. અ. ૪, શ્લોક ૧૮૬ થી ૧૯૧

પ્રતિગ્રહ કરવાને સમર્થ હોય તો પણ પ્રતિગ્રહ કરવામાં બ્રાહ્મણે બહુ પ્રસંગ લાવવો નહિ. પ્રતિગ્રહ એ બ્રાહ્મતેજને નષ્ટ કરનાર છે.

"આ પ્રતિગ્રહ ધર્મને માટે હિતકર છે કે નહિ, એ જાણ્યા સિવાય ગમે તેટલું દુઃખ પડે તો પણ પ્રતિગ્રહ કરવો નહિ. ગમે તે રીતે પ્રતિગ્રહ કરવાની દાનત રાખવી નહિ.

મૂર્ખ માણસ જો હિરણ્ય આદિનું દાન સ્વીકારે તો તેનો જેમ અગ્નિમાં શુષ્ક કાષ્ઠનો નાશ થાય છે તેમ પ્રતિગ્રહ કરનાર અવિદ્વાનનો પણ નાશ થાય છે.

જે તપસ્વી નથી, જે વેદાધ્યયન કરતો નથી અને પ્રતિગ્રહ કરવામાં લોભ રાખે છે તે પત્થરની નૌકા ઉપર બેઠેલો માણસ જેમ પાણીમાં ડૂબી જાય છે તેમ દુઃખમાં ડૂબી જાય છે.

માટે અવિદ્વાન્ માણસે ગમે તેની પાસેથી પ્રતિગ્રહ કરતાં ડરવું જોઇએ. આ પ્રમાણે પ્રતિગ્રહ શબ્દ પણ વેદ અને તદનુકૂળ સ્મૃતિમાં પણ બહુ જ બુદ્ધિપૂર્વક પ્રયોજાયો છે, માટે વેદના વિધિ નિષેધો ધર્માધર્મના સ્વરૂપને જણાવે છે. ॥ ૪ ॥

મહર્ષિ કણાદ આત્માને સગુણ માને છે, જો એમાં ગુણ ન હોય તો તે દ્રવ્ય તરીકે હોઈ શકે જ નહિ એવું એમનું માનવું છે. ધર્મ અને અધર્મ પણ ગુણ છે, આત્મા કર્મ કરે છે અને તેનાથી ધર્મ અને અધર્મ આત્મામાં જ ઉત્પન્ન થાય છે. વેદ–વિહિત કર્મને પણ ધર્મ કહેવામાં આવે છે, વૈદિક કર્મરૂપ ધર્મનું સામાન્ય ફળ સુખ અને અધર્મનું ફળ દુઃખ હોય છે. સુખનું કારણ ધર્મ અને દુઃખનું કારણ અધર્મ છે. જે આત્મામાં ધર્મ છે, તે જ આત્મામાં તેનું ફળ સુખ હોય છે એટલે કારણ અને કાર્ય બંને એક જ અધિકરણમાં રહે છે. એક આત્મામાં કારણરૂપ ધર્મ હોય અને તેનું ફળ સુખ કોઈ બીજા આત્મામાં ઉત્પન્ન થાય એમ કદી બનતું નથી. જે ભૂમિમાં બીજ પડયું હોય તે જ ભૂમિમાં અંકુર ફુટે છે, અન્યત્ર નહિ. આવું શ્રી કણાદ મુનિનું માનવું છે. મીમાંસા દર્શનના કર્તા મહર્ષિ જૈમિનિનું પણ આ મતને લગતુ સૂત્ર છે કે, शास्त्रफलं प्रयोक्तरि...૩–૭–૧૮ મીમાંસા–દર્શન. શાસ્ત્રમાં કર્મનું જે ફળ બતાવવામાં

આવ્યું છે તે કર્મ કરનારને જ મળે છે, બીજાને નહિ. બાપ કર્મ કરે અને તેનું ફળ દીકરાને મળે એ બનતું અશક્ય છે. જે વિદ્યા ભણે તે જ વિદ્વાન થાય, માટે કર્મના ફળને ઇચ્છનારે પોતે જાતે જ કર્મ કરવું જોઇએ, પૈસા આપી કોઈની પાસે ગાયત્રી મંત્રનો જપ કરાવવો, પોતે દુકાન આદિમાં બેસી સાચાં જૂઠાં કર્મ કરતાં રહેવું અને ધન દ્વારા અન્યથી કરાતા મંત્રના જપથી પોતાના અંતઃકરણની શુદ્ધિ થાય એવું માનવું એ મત કણાદ મુનિનો નથી.

ઉપરના ભાવને જણાવતું આ નિમ્ન સૂત્ર છે.

**आत्मान्तरगुणानामात्मान्तरेऽकारणत्वात् ॥ ૫ ॥**

**પદાર્થ**—(आत्मान्तरगुणानाम्) અન્ય આત્માના ગુણો (आत्मान्तरे) કોઈ અન્ય આત્મામાં (अकारणत्वात्) સુખ દુઃખમાં કારણ બનતા ન હોવાથી કારણ અને કાર્યનું સામાનાધિકરણ્ય છે.

**ભાવાર્થ**—अ નામના આત્મામાં ધર્મ અને અધર્મરૂપ ગુણો હોય તો એ ગુણો ब નામના આત્મામાં સુખદુઃખને ઉત્પન્ન કરવામાં કારણ તરીકે હોતા નથી. अ નામના આત્મામાં જ એ ગુણો સુખ દુઃખ ઉત્પન્ન કરી શકે છે. એટલે કે કારણ અને કાર્યનું એક જ અધિકરણ હોય છે.

આ સૂત્રને આધારે કેટલાક વિદ્વાનો કહે છે કે, શ્રાદ્ધ કરનાર પુત્ર પિતાને સુખ પહોંચાડી શકતો નથી. આ કથન ઉપર વિચાર કરવો એ અયોગ્ય નથી. કેટલાક ભાષ્યકારો તો શ્રાદ્ધમાં માનતા હોવાથી આ સૂત્રને ઉત્સર્ગ ગણી આના અપવાદો પોતાની બુદ્ધિમાંથી ઉત્પન્ન કરીને તેઓએ લખ્યા છે. પણ એવા લેખને મુનિવર કણાદનો ટેકો જણાતો નથી. ॥ ૫ ॥

કયું કર્મ પુણ્યજનક કહેવાય છે?

**तद् दुष्टभोजने न विद्यते ॥ ६ ॥**

**પદાર્થ**—(तद्) પુણ્ય અથવા ધર્મ (दुष्टभोजने) દુષ્ટોને ભોજન આપવામાં (न विद्यते) હોતું નથી.

**ભાવાર્થ**—જે લોકો દુષ્ટ હોય છે તેઓને ભોજન અથવા કંઈ બીજું દાન આપવામાં કશું પુણ્ય નથી, કશો ધર્મ પણ નથી. તેઓનો આત્મા અપવિત્ર હોવાથી એઓ જે આશીર્વાદ આપે છે તેનું પણ કશું ફળ નીપજતું નથી. અહીં કેટલાક ભાષ્યકારોએ શ્રાદ્ધનો વિષય માન્યો છે અને મૃતક શ્રાદ્ધમાં દુષ્ટ બ્રાહ્મણોને

જમાડવામા કશુ ફળ નથી એમ જણાવ્યુ છે, પણ મહર્ષિ કણાદના લેખ ઉપરથી અહીં શ્રાદ્ધનો વિષય જણાતો નથી તેમ દુષ્ટ એ પદ કેવળ બ્રાહ્મણો માટે પ્રયુક્ત થયુ છે એવુ પણ કશુ સૂત્રમાથી જણાતુ નથી ॥ ૬ ॥

દુષ્ટ કોને કહેવા ? એની વ્યાખ્યા આ સૂત્રમા બાંધવામા આવે છે

दुष्ट हिंसायाम् ॥ ७ ॥

પદાર્થ—(हिंसायाम्) હિંસાના નિમિત્તે માણસને (दुष्टम्) દુષ્ટ જાણવો જોઇએ

**ભાવાર્થ**—આ સૂત્રમા જે હિંસા પદ પડ્યુ છે તે સમગ્ર નિષિદ્ધ કર્મનુ ઉપલક્ષક છે એટલે જે લોકો હિંસા કરે છે, મદ્ય પીએ છે ચોરી કરે છે, અગમ્યા ગમનને સેવે છે તેઓ બધા દુષ્ટો છે એમ સમજવુ એવા દુષ્ટ લોકોને ભોજન કે દાન આપવુ ન જોઇએ કારણ કે એને આપવાથી કશુ ફળ મળતુ નથી ॥ ૭ ॥

દુષ્ટોનો સસર્ગ પણ રાખવો નહિ એ આ સૂત્રમા બતાવે છે

तस्य समभिव्याहारतो दोष ॥ ८ ॥

પદાર્થ—(तस्य) નિષિદ્ધ કર્મમા જે પ્રવૃત્ત છે તેની સાથે (समभिव्याहारत) રહેવાથી ખાવાથી, સદા બેસવા વગેરે સસર્ગ રાખવાથી (दोष) દોષ લાગે છે

**ભાવાર્થ**—જેઓ નિષિદ્ધ આચરણમા જ સદા મચ્યા રહે છે તેમની સાથે સસર્ગ રાખવાથી સસર્ગ રાખનારને પણ દોષ લાગે છે માટે દુષ્ટોની સાથે સસર્ગ પણ રાખવો નહિ दुर्जनेन समं प्रीतिं सख्यं चापि न कारयेत् દુર્જન સાથે પ્રેમ કે મૈત્રી રાખવી નહિ ॥ ૮ ॥

तद्दुष्टे न विद्यते ॥ ९ ॥

પદાર્થ—(तत्) પાપ (अदुष्टे) અદુષ્ટમા (न विद्यते) હોતુ નથી

**ભાવાર્થ**—જેઓ શાસ્ત્રમા જે જે કર્મો વિહિત છે તેનુ જ આચરણ કરે છે તે અદુષ્ટ અર્થાત્ પવિત્ર ગણાય છે તેઓમા પાપાચરણ હોતુ નથી એટલે એમને દાન આદિ આપવુ જોઇએ અને તેમની સાથે સસર્ગ પણ રાખવો જોઇએ ॥ ૯ ॥

ભૂલથી અથવા સારા પાત્રના અભાવે દુષ્ટોને દાન આપવાનું વચન આપ્યુ હોય અને પછી યોગ્ય સજ્જન દાનપાત્ર તરીકે મળી આવે તો શુ કરવુ ?

पुनर्विशिष्टे प्रवृत्तिः ॥ १० ॥

પદાર્થ—(विशिष्टे) ઉત્તમ પાત્ર મળે તો (पुनः प्रवृत्तिः) ફરીથી દાન આપવાની પ્રવૃત્તિ કરવી જોઇએ.

ભાવાર્થ—દુષ્ટોને દાન આપી દીધું હોય અને પછી પવિત્ર માણસ દાન આપવાને યોગ્ય મળે તો ફરીથી એ પવિત્ર માણસને ભોજનાદિ કરાવી, સારી રીતે શુશ્રૂષા કરી બહુ વિનય મધુર–ભાષિતા–પૂર્વક દાન આપવું જોઇએ. દુષ્ટોને જો દાન આદિ આપવાનું વચન જ આપ્યું હોય અને પછી સત્પાત્ર મળે તો દુષ્ટોને આપેલું વચન અમલમાં મૂકવું નહિ અને સત્પાત્રને તે દાનાદિ આપવું જોઇએ. ॥ ૧૦ ॥

પોતાના કરતાં ઉત્તમ ગુણવાળા સજ્જન પુરુષો ન મળે તો, પોતાના ગુણ સમાન ગુણવાનો અને તેવા પણ ન મળે તો અલ્પગુણોવાળા સાથે પ્રવૃત્તિ રાખવી, પણ દુર્ગુણવાળા સાથે વ્યવહાર રાખવો નહિ, એ આ સૂત્રમાં બતાવે છે.

समे हीने वा प्रवृत्तिः ॥ ११ ॥

પદાર્થ—(समे) સમાનગુણવાળા સાથે (वा) અને તેવા પણ ન મળે તો અલ્પ ગુણવાળા સાથે (प्रवृत्तिः) પ્રકૃષ્ટ વૃત્તિ એટલે ધંધો રોજગાર આદિ રાખવા.

ભાવાર્થ—समानशीलव्यसनेषु सख्यम् એક સરખા સ્વભાવ તથા દુઃખવાળા સાથે મિત્રતા સ્વાભાવિક રીતે જ બંધાઈ જાય છે અને તેનું પરિણામ પણ સારૂં આવે છે, માટે સમાનગુણવાળા સાથે મિત્રતા અને વ્યવહાર રાખવો જોઇએ. પોતાના કરતાં ઉત્તમ ગુણવાળા ન મળે તો સમાનગુણવાળા સાથે મિત્રતા રાખવા પ્રયત્ન કરવો, પણ જો પોતાના કરતાં ઉત્તમ ગુણવાળા અને ચારિત્ર્યવાળા મળે તો તેઓની સાથે મૈત્રી અને વ્યવહાર બાંધવા અટકવું જોઇએ નહિ. જો ઉત્તમ અને સમાનગુણવાળા માણસો ન મળે તો અલ્પગુણવાળા સાથે પણ વ્યવહાર રાખવો, પણ દુર્ગુણ માણસ સાથે તો કદી પણ વ્યવહાર અથવા ઊઠવા બેસવાનું પણ રાખવું નહિ, કારણ કે, સોબતની અસર થયા વગર રહેતી નથી. માનવીય ચારિત્ર્યમાં સોબતની ઘણી ઊંડી અને વિશાળ અસર થાય છે, માટે સદૈવ સારા ગુણો તરફ જ વળતા રહેવું જોઇએ. ॥ ૧૧ ॥

एतेन हीनसमविशिष्टधार्मिकेभ्यः परस्वादानं व्याख्यातम् ॥ १२ ॥

પદાર્થ—(एतेन) આ વ્યવહાર દ્વારા (हीनसमविशिष्टधार्मिकेभ्यः) હીન, સમ અને

વિશિષ્ટ ધાર્મિક માણસ પાસેથી (परस्वादानम्) પરકીય ધનનો પ્રતિગ્રહ (व्याख्यातम्) વ્યાખ્યાત થાય છે.

ભાવાર્થ—જેમ ઉત્તમગુણવાન્, સમાનગુણવાન્ અને અલ્પગુણવાન્ સાથે વ્યવહાર અને મૈત્રી કરવાનું યોગ્યતમ, યોગ્યતર અને યોગ્ય જણાવ્યું છે તેમ પરધનનો પ્રતિગ્રહ પણ હીન, સમ અને વિશિષ્ટ પાસેથી કરવો. અલ્પગુણવાળાનો પ્રતિગ્રહ સારો છે, સમાનગુણવાળાના ધનનો પ્રતિગ્રહ વધારે સારો છે અને ઉત્તમગુણવાળાનો પ્રતિગ્રહ ઉત્તમ છે. પ્રતિગ્રહના તારતમ્ય ઉપર બુદ્ધિનું પણ તારતમ્ય અવલંબે છે. ચોર અને લૂંટારાના ધનના પ્રતિગ્રહથી બુદ્ધિ સારી થતી નથી, ચારિત્ર્ય બગડે છે, જો એવા ધનના પ્રતિગ્રહથી કોઈ સામાજિક કાર્ય કરવા ધાર્યું હોય તો તે કાર્ય સફળ થતું નથી. દુર્ગુણવાળા માણસ પાસેથી ધનનો પ્રતિગ્રહ કરવો એ અધર્મ છે, અધર્મથી મળેલા ધનથી શરૂઆતમાં સારૂં દેખાય પણ તેનું પરિણામ તો પડતીમાં જ આવે છે. अधर्मेणैधते तावत् ततो भद्राणि पश्यति। ततः सपत्नान् जयति समूलस्तु विनश्यति। મનુ. ૪–૧૭૪. અધર્મને આચરી માણસ પ્રથમ તો ઉન્નતિ કરતો જણાય છે અને તે પોતે કંઈક વૈભવ પણ ભોગવી શકે છે, વિરોધીઓને દબાવી પણ શકે છે પણ છેવટે તો પોતે મૂળ સાથે ઊખડી જાય છે. અધર્મનું પરિણામ કદી પણ સારૂં હોતું નથી, માટે દાન લેવા વગેરેમાં પણ પવિત્રતાને સાચવવી જોઇએ એ આ સૂત્રનો ભાવ છે. ॥ १२ ॥

ધર્મવિરુદ્ધ કર્મનો ત્યાગ કરવો, એ સંબંધી સૂત્ર.

**तथा विरुद्धानां त्यागः ॥ १३ ॥**

પદાર્થ—(तथा) તે પ્રમાણે (विरुद्धानाम्) ધર્મથી વિરુદ્ધ કર્મોનો (त्यागः) ત્યાગ કરવો જોઇએ.

ભાવાર્થ—વેદ-વિરુદ્ધ, ધર્મ-વિરુદ્ધ અથવા આત્માની ઉન્નતિનાં વિરુદ્ધ જે જે કર્મો હોય તેનો ત્યાગ કરવો જોઇએ; નિર્બલતાને લીધે પણ વિરુદ્ધ કર્મ તો ન જ કરવું. ધારો કે કોઈ સ્ત્રીનું પોતાની સમક્ષ અપહરણ થતું હોય અથવા તેના ઉપર કોઈપણ જાતનો બલાત્કાર થતો હોય તો પોતે જોતાં રહેવું ન જોઇએ, એ વખતે તો પોતાની શાંતવૃત્તિનો પણ ત્યાગ કરવો જોઇએ કારણ કે, શાંતવૃત્તિનો અમુક વખતે ત્યાગ કરવો ધર્મ થઈ પડે છે અને આશ્રય લેવો અધર્મ થઈ પડે છે. નિર્દોષ અને નિર્બળ માણસોનું રક્ષણ કરવું એ ધર્મ છે, માટે ક્યા કર્મો ક્યે વખતે ધર્મનું રૂપ ધારણ કરે છે અને ક્યે વખતે અધર્મનું

રૂપ ધારણ કરે છે તેનો શાસ્ત્રદ્વારા અને સત્પુરુષોના આચારદ્વારા નિર્ણય કરી ધર્મવિરુદ્ધ કર્મોનો ત્યાગ કરવો જોઇએ. ॥ ૧૩ ॥

**हीने परे त्यागः ॥ १४ ॥**

**પદાર્થ**—(परे) દુષ્ટ શત્રુ (हीने) બળમાં હીન હોય તો તેનો (त्यागः) વધ કરવો.

**ભાવાર્થ**—જો શત્રુ પોતા કરતાં બળમાં હીન હોય અને દેશમાં પ્રજાને રંજાડતો હોય, પરસ્ત્રીનું અપહરણ કરતો હોય, કોઇનાં ઘર બાળી નાંખતો હોય, ચોરી લૂંટફાટ વગેરે કરી પ્રજામાં ખૂનો કરતો હોય અને ખૂની તરીકે પ્રસિદ્ધ થયો હોય તો એવા ભયંકર આતતાયીનો વધ કરવો જોઇએ. પોતાના કરતાં બળમાં ન્યૂન જણાતો હોય તો તેનો જરૂર વધ કરવો પણ સમાન બળવાળો હોય તો શું કરવું ? તેને માટે આગળના સૂત્રમાં ખુલાસો સૂત્રકાર પોતે જ કરે છે. ॥ ૧૪ ॥

**समे आत्मत्यागः परत्यागो वा ॥ १५ ॥**

**પદાર્થ**—(समे) સમાન બળવાળો દુષ્ટ શત્રુ હોય તો (आत्मत्यागः) પોતાનો ત્યાગ કરવો (वा) અથવા (परत्यागः) શત્રુનો વધ કરવો.

**ભાવાર્થ**—જો દુષ્ટ શત્રુ પોતાના જેટલો બળવાન્ હોય તો લડતાં થાકી જઇ લડાઇ બંધ ન કરવી. જોઇએ તો પોતાનો નાશ થાય અને જોઇએ તો શત્રુનો નાશ થાય એ બેમાંથી એક પરિણામ લાવવા ઉપર નિશ્ચય કરી લડવું જોઇએ, ભય પામવો નહિ અને હિંમતને કદી પણ છોડવી નહિ. શ્રીકૃષ્ણ ભગવાનની માફક બળવાન્ શત્રુના નાશ કરવાને અનેક યુક્તિઓ શોધવી જોઇએ. કોઇ પણ ઉપાયે શત્રુનો જ નાશ કરવો જોઇએ એ જ મુખ્ય હેતુ રાખવો અને બધી રીતે સાવચેત રહેતાં છતાં આત્મસમર્પણનો વખત આવે તો તે પણ કરતાં ચૂકવું ન જોઇએ, મરવાની ભાવનાથી તો લડવું જ નહિ; બકરાની માફક મરી જવું એ તો અધર્મ છે. માટે નિર્દોષ, ધાર્મિક અને નિર્બળોનું રક્ષણ કરતું જ જોઇએ અને એ રક્ષણમાં આત્મત્યાગ કરવો પડે તો પણ ચિંતા કરવી નહિ એ સૂત્રનો ભાવ છે. ॥ ૧૫ ॥

**विशिष्टे आत्मत्यागः ॥ १६ ॥**

**પદાર્થ**—(विशिष्टे) બળમાં અધિક હોય તથા બીજી રીતે પણ શત્રુ કંઇક વિશિષ્ટ હોય તો (आत्मत्यागः) પોતાનો ત્યાગ કરવો જોઇએ.

**ભાવાર્થ**—શત્રુ બહુ જ બળવાન્ હોય અને તે અધર્મ કરતો હોય તો તેની સાથે લડતાં લડતાં આત્મત્યાગ કરવો. બળ સિવાય બીજી રીતે પણ શત્રુ વિશિષ્ટતા ધરાવતો હોય તો પણ તેની સમક્ષ ધર્મનો ત્યાગ ન કરવો પણ આત્માનો ત્યાગ કરવો. દાખલા તરીકે પ્રહ્લાદ પોતાના પિતાને બળમાં તો વધારે સમજતા હતા પણ તે ઉપરાંત પોતાના પિતા હતા એ રીતે હિરણ્યકશિપુમાં એક વિશિષ્ટતા હતી તેથી પ્રહ્લાદે પ્રતિકૂલ રીતે વર્તતા પિતા સમક્ષ પોતાનો ત્યાગ થવા દેવો એ જ ઉત્તમ સમજ્યા હતા. કોઈ ભયંકર આતતાયી અધર્મ કરતો હોય અને પોતે તેને ન પહોંચી શકતો હોય તો પણ તેની સાથે લડીને આત્મત્યાગ કરવો પણ પોતાની સમક્ષ અધર્મ તો ન જ થવા દેવો. પારકાના હિતની ખાતર અથવા સ્વદેશના રક્ષણ ખાતર આત્માનું બલિદાન થવા દેવું એમાં વીરતા છે, ધર્મ છે. માટે સૂત્રકારે કહ્યું છે કે વિશિષ્ટ શત્રુ સમક્ષ અથવા વિશિષ્ટ કર્મને ખાતર લડતાં લડતાં આત્મત્યાગ કરવો. ॥ ૧૬ ॥

इति वैशेषिकदर्शने गुर्जरभाषाभाष्ययुते षष्ठाध्यायस्य
प्रथम माह्निकम् ॥



॥ ओ३म् ॥

# अथ षष्ठाध्यायस्य द्वितीय माह्निकम् ।

---

આ આહ્નિકમાં यतोऽभ्युदयनिःश्रेयससिद्धिः स धर्मः ॥ એ જે પ્રથમ અધ્યાયના પ્રથમ આહ્નિકમાં બીજું સૂત્ર છે, તેની કંઈક વિશેષ રૂપે વ્યાખ્યા છે. શાસ્ત્રવિહિત કર્મ કરવાથી ધર્મની ઉત્પત્તિ થાય છે અને શાસ્ત્રનિષિદ્ધ કર્મ કરવાથી અધર્મની ઉત્પત્તિ થાય છે. ધર્મનું ફળ આ જન્મમાં મળે છે અને કેટલાક ધર્મોનું ફળ પરજન્મમાં પણ મળે છે. આ જન્મમાં જે ફળ મળે છે તે દષ્ટ ફળ કહેવાય છે અને પરજન્મમાં જે ફળ મળે છે તે અદષ્ટ ફળ કહેવાય છે. કર્મ માત્ર સ્વતંત્ર ફળ આપતું નથી પણ કોઈ મુખ્ય કર્મ સાથે મળીને પણ પોતાનું ફળ આપે છે. હવે દષ્ટફળવાળા અને અદષ્ટફળવાળા ધર્મનું સામાન્ય લક્ષણ બાંધે છે.

**दृष्टादृष्टप्रयोजनानां दृष्टाभावे प्रयोजनमभ्युदयाय ॥ १ ॥**

**પદાર્થ**—(दृष्टादृष्टप्रयोजनानाम्) દષ્ટફળવાળા અને અદષ્ટફળવાળા કર્મોમાંથી જેનું (दृष्टा भावे) દષ્ટફળ ન હોય તેનું (प्रयोजनम्) ફળ (अभ्युदयाय) અદષ્ટ છે એમ માનવું જોઈએ અને તે અભ્યુદયને માટે એટલે તત્ત્વજ્ઞાન માટે હોય છે. અથવા અભ્યુદય રૂપે હોય છે. આ અર્થમાં अभ्युदयाय એ જે ચતુર્થી વિભક્તિવાળું પદ છે તેને પ્રથમા વિભક્તિવાળું સમજવું.

**ભાવાર્થ**—કૃષિ, વાણિજ્ય, રાજસેવા આદિ કર્મોનું ફળ દષ્ટ છે. એટલે તેનું ફળ ધન આદિ આ જન્મમાં અવશ્ય મળે છે. યાગ, દાન, બ્રહ્મચર્ય, અહિંસા આદિ કર્મોનું ફળ અદષ્ટ પણ હોય છે. જો કે બ્રહ્મચર્યના સેવનથી શરીરમાં આરોગ્ય અને પુષ્ટિ રૂપ દષ્ટફળ જણાય છે પણ કેટલાક ધાર્મિક લોકો એ સિવાય અન્ય ફળ પણ ઈચ્છે છે यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति ઈત્યાદિમાં પરમાત્માની પ્રાપ્તિ કરવામાં પણ બ્રહ્મચર્યને સાધન તરીકે માન્યું છે, તો ત્યાં અદષ્ટ ફળ માનવું જ જોઈએ. યાગ, દાન આદિનું પણ એવી જ રીતે અદષ્ટફળ હોય છે. જેઓ કેવળ દષ્ટફળને જ માને છે તેઓ ધર્મનું આચરણ બરાબર કરી શકતા નથી કારણ કે તેઓને ઘણી વખત દષ્ટફળ ક્ષુલ્લક લાગે છે અને અદષ્ટફળમાં શ્રદ્ધા હોતી નથી, આ કારણને લીધે શ્રદ્ધાના અભાવમાં ધર્માચરણોનો પણ અભાવ થાય છે. કોઈ ક્રિયા જલદી ફળ આપે છે, કોઈ વિલંબે ફળ આપે છે અને કોઈ પરજન્મમાં પણ

આપે છે. ગોદહનરૂપ ક્રિયાનું ફળ જલદી મળે છે. ખેતીનું ફળ બે ચાર માસ પછી મળે છે અને યાગ દાન આદિનું ફળ પરજન્મમાં પણ મળે છે. કોઈ પણ વિહિત કે નિષિદ્ધ કર્મ નિષ્ફળ નથી. કર્મને જ ઘણી વખત ધર્મ તરીકે ઓળખવામાં આવે છે અને ધર્મ શબ્દ પણ તેને માટે વપરાય છે. જ્યાં અદૃષ્ટ ફળ હોય છે ત્યાં કર્મજન્ય અપૂર્વને પણ ધર્મ કહેવામાં આવે છે એ અપૂર્વ ફળ આપીને જ નષ્ટ થાય છે. આ અપૂર્વ કર્તા તરીકે મનાતા આત્મામાં રહે છે એને સંસ્કાર પણ કહેવામાં આવે છે. એ શબ્દ પ્રમાણ સિવાય બીજા કોઈ પણ પ્રમાણથી જાણી શકાતું નથી, પ્રમાણાન્તરથી અગમ્ય હોવાને લીધે તે અપૂર્વ કહેવાય છે. જે કર્મનું ફળ દૃષ્ટ અને જે કર્મનું ફળ અદૃષ્ટ હોય છે તેને લૌકિક અને અલૌકિક કર્મ પણ કહેવામાં આવે છે. શબ્દપ્રયોગનો વિવેક તો શાસ્ત્રને જાણનાર જ બરાબર સમજી શકે છે, જેને પરમાત્માની પ્રાપ્તિ કરવી છે તેમણે બધાં વિહિત કર્મો નિષ્કામ બુદ્ધિથી કરવાં જોઇએ. ॥ ૧ ॥

હવે કેટલાંક અદૃષ્ટફળવાળાં કર્મોનો નિર્દેશ કરે છે.

**अभिषेचनोपवासब्रह्मचर्यगुरुकुलवासवानप्रस्थयज्ञदानप्रोक्षणदिङ्नक्षत्रमंत्रकालनियमाश्चादृष्टाय ॥ २ ॥**

પદાર્થ—( अभिषेचनोपवासब्रह्मचर्यगुरुकुलवानप्रस्थवासयज्ञदानप्रोक्षणदिङ्नक्षत्रमंत्रकाल-नियमा ) અભિષેચન-ઉપવાસ, બ્રહ્મચર્ય, ગુરુકુળવાસ, વાનપ્રસ્થ, યજ્ઞ, દાન, પ્રોક્ષણ, દિશા નક્ષત્ર, મંત્ર, કાળ અને નિયમો ( अदृष्टाय ) અદૃષ્ટફળને માટે ( च ) પણ હોય છે.

ભાવાર્થ—

**अभिषेचन**—સ્નાન કરવું. નિયમપૂર્વક પવિત્ર નદી આદિમાં જઈ દિવસ ઉગ્યા પહેલાં નિયત સમયે ન્હાવું, તેનું નામ અભિષેચન છે. નિયમપૂર્વક, શ્રદ્ધા અને પવિત્ર સંકલ્પથી કરવામાં આવતું સ્નાન અદૃષ્ટફળ પણ જન્માવે છે. શરીરની પવિત્રતા આદિ દૃષ્ટફળ તો છે જ.

**उपवास**—ભોજનનો વ્રતને ખાતર ત્યાગ કરવો તે પણ અદૃષ્ટફળ જન્માવે છે. દૃષ્ટફળ એ તો આનુષંગિક ફળ છે ઉપવાસ, શ્રદ્ધા અને વિધિ પ્રમાણે થાય તો જ અદૃષ્ટફળ આપે છે.

**ब्रह्मचर्य**—સ્ત્રીસેવાનો ત્યાગ કરવો અથવા અષ્ટવિધ મૈથુનનો ત્યાગ કરવો તેનું નામ "બ્રહ્મચર્ય" છે.

**गुरुकुलवास**—ગુરુ એટલે જે શિષ્યને ઉપનયન આપી વિદ્યા અને ચારિત્ર્યથી સંપન્ન બનાવે છે તે. એવા ગુરુને ઘેર ગુરુની સેવા કરતાં કરતાં વિદ્યાભ્યાસ કરવો અને ચારિત્ર્યને ઘડતા રહેવું તેનું નામ છે **गुरुकुलवास**. **कुल**=એટલે ઘર. આજકાલ વિશિષ્ટ પ્રકારની વિદ્યા સંસ્થાને ગુરુકુળ કહેવામાં આવે છે એ ગુરુકુળ શબ્દના ઇતિહાસ અને ક્રમને સૂચવે છે.

**वानप्रस्थ**—મનુસ્મૃતિ આદિ ધર્મશાસ્ત્રમાં બતાવવામાં આવેલા વાનપ્રસ્થાશ્રમનું પાલન કરવું તે.

**यज्ञ**—રાજસૂય, વાજપેય, પંચમહાયજ્ઞ વગેરે યજ્ઞો કરવા તે.

**दान**—સુપાત્રને ધન, ગાય, જમીન આદિનું પવિત્ર કર્મને માટે આપવું તે.

**प्रोक्षण**—યજ્ઞ આદિમાં જરૂર પડે તે ઠેકાણે અન્ન આદિને પાણીથી ધોવું તે, ધોયા પછી જ ઉપયોગમાં લેવું જોઇએ.

**दिक्**—કર્મમાં જે દિશાનો ઉપયોગ કરવા કહ્યો હોય તેનો નિમિત્ત તરીકે ઉપયોગ કરવો.

**नक्षत्र**—નક્ષત્રોનું જ્ઞાન મેળવવું અને પછી તેનો જે કર્મમાં ઉપયોગ હોય ત્યાં તે નક્ષત્રને દિવસે કર્મ કરવું અથવા તેનો શાસ્ત્રમાં લખ્યા પ્રમાણે ઉપયોગ કરવો આમાં નક્ષત્ર નિમિત્ત તરીકે હોય છે.

**मंत्र**—શુદ્ધ ઉચ્ચારણ અને અર્થ સાથે મંત્રપાઠ કરવો તે.

**काल**—વસન્ત આદિ સમયનું જ્ઞાન હોવું અને કર્મમાં તેનો નિમિત્ત તરીકે ઉપયોગ કરવો.

**नियम**—વર્ણ અને આશ્રમ પાળનારાઓએ શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઇશ્વરપ્રણિધાન વગેરે નિયમો પાળવા તે.

આ બધાનું અનુષ્ઠાન અદૃષ્ટ ફળને માટે હોય છે. આ કર્મોનું અનુષ્ઠાન કરવાથી જે ધર્મ અર્થાત્ અપૂર્વ ઉત્પન્ન થાય છે તેનું સમવાયિકારણ આત્મા જ હોય છે બીજું કોઈ નહિ. ॥ ૨ ॥

ધર્મના સાધન સાથે અધર્મના સાધનનો પણ સમુચ્ચય બતાવે છે.

**चातुराश्रम्यमुपधा अनुपधाश्च ॥ ३ ॥**

**પદાર્થ**—(चातुराश्रम्यम्) ચાર આશ્રમોનાં વિહિત કર્મો (उपधाः) શ્રદ્ધાના દોષો (च) અને (अनुपधा.) શ્રદ્ધાના અદોષો એ યથાક્રમ ધર્મ અને અધર્મનાં સાધનો છે.

**ભાવાર્થ**—ચાર આશ્રમો એટલે બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ અને સંન્યાસાશ્રમ એ ચારેય આશ્રમોમાં જે જે કર્તવ્યો વિહિત કર્યા છે તેઓનું અનુષ્ઠાન કરવું એ ધર્મનું સાધન છે.

ઉપધા—શ્રદ્ધાનાં મૂળ ઢીલાં હોવા, જે કર્મ હું કરું છું તે ફળ આપશે કે નહિ ઇત્યાદિ કર્મ કરવામાં સંશય; હૃદયના ઊંડાણમાં અમુક અનુષ્ઠીયમાન કર્મ નિષ્ફળ છે એવું ચોક્કસ જ્ઞાન હોવા છતાં લોકમાં દેખાવ પૂરતું કરવું અને કરનારને ઉત્તેજન આપવું આ બધા શ્રદ્ધાના દોષો છે. દોષવાળી શ્રદ્ધાથી કોઈ પણ કામનું પરિણામ સારું આવતું નથી માટે શ્રદ્ધાના દોષો—ઉપધા અધર્મનું સાધન છે અતઃ તેનો ત્યાગ કરવો જોઈએ

અનુપધા—શ્રદ્ધામાં બીલકુલ દોષો ન હોવા તે શ્રદ્ધાની ખૂબ મજબૂત સ્થિતિ છે, અને એવી મનની અચલ પ્રસન્નતારૂપ વૃત્તિ હોવી એનું નામ અનુપધા છે અને એ ધર્મનું સાધન છે. ॥ ૩ ॥

હવે સૂત્રકાર પોતે જ ઉપધા અને અનુપધાનું લક્ષણ બાંધે છે.

**भावदोष उपधाऽदोषोऽनुपधा ॥ ४ ॥**

**પદાર્થ**—(भावदोष.) શ્રદ્ધાના દોષો (उपधा) ઉપધા અને (अदोष) શ્રદ્ધાના અદોષો (अनुपधा) અનુપધા કહેવાય છે

**ભાવાર્થ**—પ્રમાદ, નાસ્તિક્ય, મદ માન, અસૂયા, દાંભિકતા વગેરે ભાવ અર્થાત્ શ્રદ્ધાના દોષો કહેવાય છે.

કર્મ કરવામાં મનની પ્રસન્નતા, આસ્તિક્ય બુદ્ધિ, દંભનો અભાવ; કર્મ કરવામાં મક્કમપણું અને કર્મની ઇતિકર્તવ્યતા અર્થાત્ વિધિઓની યથાક્રમ આવૃત્ત એ બધાં અનુપધ કહેવાય છે દોષો અધર્મનાં અને અદોષો ધર્મના નિમિત્ત કારણ છે. ॥ ૪ ॥

શુચિ એટલે પવિત્ર વસ્તુ પણ 'અનુપધા' શબ્દનું વાચ્ય છે, અતઃ શુચિ દ્રવ્ય કોને કહેવામાં આવે છે, એ બતાવે છે

**यदिष्टरूपरसगन्धस्पर्शं प्रोक्षितमभ्युक्षितं च तच्छुचि ॥ ५ ॥**

પદાર્થ—(यत्) જે વસ્તુના (इष्टरूपरसगन्धस्पर्शम्) રૂપ, રસ, ગંધ અને સ્પર્શ ઇષ્ટ અર્થાત્ શ્રુતિ અને સ્મૃતિથી વિહિત હોય (प्रोक्षितम्) જે મંત્રથી

પ્રોક્ષિત હોય (च) અને (अम्युक्षितम्) મંત્ર બોલ્યા વગર પણ ધોઈને સાફ કરેલું હોય (तत्) તે વસ્તુ (शुचि) પવિત્ર છે એમ સમજવું.

**ભાવાર્થ**—જે દ્રવ્ય ઉપયોગને માટે વિહિત હોય તેનાં રૂપ, રસ, ગંધ અને સ્પર્શ ઇષ્ટ એટલે શ્રુતિ સ્મૃતિ વિદિત હોય અને મનને પસંદ પડતા હોય, ભોજન અથવા હવનને યોગ્ય દ્રવ્ય હોય તે મંત્ર પૂર્વક પ્રોક્ષિત હોય, શુદ્ધ કરવામાં આવેલું હોય, ધોવા યોગ્ય દ્રવ્ય ધોયેલું હોય તેને શુચિ દ્રવ્ય સમજવું, કેવળ વિધાન કર્યું છે માટે જ તે દ્રવ્ય શુદ્ધ છે એમ ન સમજવું, દાખલા તરીકે ઘૃતથી હોમ કરવાનું કહ્યું છે તો ઘીનું રૂપ સુંદર હોવું જોઇએ, તેનો ગંધ પણ મનોહર ઉત્તમ ઘીને સાબિત કરતો હોવો જોઇએ, કોઈ ફળ આદિ વિહિત હોય તો તે પણ સુંદર રૂપ, સ્પર્શ અને સુગંધવાળું જોઇએ, પાણીથી સાફ કરેલું જોઈએ. ચોખા આદિ ભોજન માટે અથવા હોમ માટે રાંધવા હોય તો વિધાન પ્રમાણે મંત્રોચ્ચારણ પૂર્વક તેને ધોઈ નાંખવા જોઇએ તેમાં કોઈ જંતુ ન હોવાં જોઈએ. જો આવી જાતનું દ્રવ્ય હોય તો તેને શુચિ એટલે પવિત્ર સમજવું. હોમમાં ગમે તેવાં અપવિત્ર દ્રવ્યનો ઉપયોગ કરવો નહિ. ॥ ૫ ॥

**અશુચિ દ્રવ્યનું લક્ષણ :—**

**अशुचीति शुचिप्रतिषेधः ॥ ६ ॥**

**પદાર્થ**—(अशुचि इति) અશુચિ ઇતિ દ્રવ્ય (शुचिप्रतिषेधः) શુચિદ્રવ્યનો પ્રતિષેધ છે.

**ભાવાર્થ**—જે દ્રવ્ય ઉપરના સૂત્રમાં બતાવ્યા પ્રમાણે શુચિ અર્થાત્ પવિત્ર ન હોય તે અશુચિ એટલે અપવિત્ર સમજવું. જેનાં રૂપ, રસ, ગંધ અને સ્પર્શ ખરાબ હોય, સ્વચ્છ ન હોય, ગંદા પાણીનો જેની સાથે સંસર્ગ હોય તે અશુચિ અર્થાત્ અપવિત્ર કહેવાય છે, ધન પણ જો અન્યાયને માર્ગથી મેળવેલું હોય ચોરી, છેતરપિંડી, લુંટફાટ કરી અને અવિહિત વ્યાજ આદિથી મેળવેલુ હોય તો તે પણ અપવિત્ર છે એમ સમજવું. જો બ્રાહ્મણ હોય અને તેણે યાજન, અધ્યાપન અને વિશુદ્ધ પ્રતિગ્રહદ્વારા ધન ન મેળવી કોઈ ભળતે જ માર્ગે ધન મેળવ્યું હોય તો તે પણ અપવિત્ર છે. એજ પ્રમાણે ક્ષત્રિય વૈશ્ય આદિનુ ધન પણ પોતપોતાના કર્મદ્વારા મેળવેનું હોય તો તે પવિત્ર છે એમ સમજવું. ॥ ૬ ॥

બીજી રીતે પણ દ્રવ્ય અશુચિ ગણાય છે, એ પણ બતાવે છે.

**अर्थान्तरं च ॥ ७ ॥**

**પદાર્થ**—(च) અને (अर्थान्तरम्) બીજો પણ અર્થ અપવિત્રતાનું કારણ છે.

ભાવાર્થ—જે દ્રવ્યની પાછળ દુષ્ટવાણીનો પ્રયોગ થતો હોય અને જે દ્રવ્યની પ્રાપ્તિમા ભાવના પણ દુષ્ટ હોય તે દ્રવ્ય પણ અશુચિ સમજવુ ધારો કે કોઈ દાન આપતો હોય પણ તેની સાથે દાતા ખરાબ વાણીનો ઉપયોગ કરતો હોય અથવા કચવાતે મને આપતો હોય તો તે દ્રવ્ય પણ અશુચિ છે એમ સમજવુ દાતાએ દાન આપવાની પાછળ મન ઉદાર રાખવુ જોઈએ, પરમ આસ્તિક્ય ધારણ કરવુ જોઇએ, વાણીનો પ્રયોગ પણ નિખાલસતા પૂર્વક ખૂબ મધુર હોવો જોઈએ, તો જ તેનુ દાન પવિત્ર ગણાય છે અને લેનાર પણ પવિત્ર હોવો જોઈએ તો જ તેનો પ્રતિગ્રહ પણ પવિત્ર થાય છે શુદ્ધ પ્રકારનુ દ્રવ્ય દાતા અને પ્રતિગ્રહીતા બન્નેનુ તારણ કરનાર નીવડે છે ॥ ૭ ॥

હવે ધર્મ અને અધર્મ પ્રત્યે બીજા સહકારી કારણો બતાવે છે

अयतस्य शुचिभोजनादभ्युदयो न विद्यते
नियमाभावात् विद्यते वाऽर्थान्तरत्वाद् यमस्य ॥ ८ ॥

પદાર્થ—(अयतस्य) યમરહિત માણસ (शुचिभोजनात्) પવિત્ર ભોજ્ય પદાર્થનુ ભોજન કરે તો પણ (अभ्युदयो न विद्यते) અભ્યુદય અર્થાત્ ધર્મ થતો નથી (नियमाभावात्) સહકારી નિયમ રૂપ કારણ ન હોવાથી (विद्यते वा) જો યમ સહકારી કારણ ભોજન સાથે હોય તો અભ્યુદય જરૂર થાય છે (यमस्य अर्थान्तरत्वात्) ભોજનથી યમ જુદુ જ અભ્યુદયનુ કારણ હોવાથી

ભાવાર્થ—ભોજન કરતી વખતે ભોજ્ય વસ્તુ પવિત્ર હોવી જોઈએ એટલુ જ પૂરતુ નથી ધર્મની ઉત્પત્તિને માટે યમ પણ કારણભૂત હોય છે ભોજન કર્યા પહેલા હાથ, પગ અને મુખને પવિત્ર પાણીથી સાફ કરવા જોઈએ શાંતિથી બેસવુ જોઈએ મનને અન્ય કાર્યમાંથી નિવૃત્ત કરી શાંતિ પરાયણ અને ઈશ્વરીય ભાવનાથી ભરી દેવુ જોઈએ ભોજન પીરસાઈ ગયા પછી ભોજન કરનારે બે આચમન કરવા જોઇએ, પછી ભોજન શરૂ કરવુ જોઇએ ભોજન કરતી વખતે વાણીને નિયમમા રાખવી જોઈએ એટલે કે મૌન રાખી ભોજન કરવુ જોઈએ આ બધા યમ અથવા નિયમ કહેવાય છે અને તે ધર્મને ઉત્પન્ન કરવામા મદદ કરે છે, માટે ધર્મેચ્છુએ એ પ્રમાણે વર્તવુ જોઇએ થાળીમા પવિત્ર ભોજન પીરસ્યુ હોય અને જેમ તેમ ઉતાવળે ખાઈ લેવુ હસ્ત, પગ મુખ આદિનુ પ્રક્ષાલન ન કરવુ, મનને ભોજનમા ન પરોવતા જ્યા ત્યાં ભટકતુ રાખવુ ભોજન વખતે પણ વાણી ઉપર સયમ ન રાખવો, ગમે તેની ઉપર તે વખતે

પણ ક્રોધ કરવો ઈર્ષ્યાદિ કારણો ભોજન કરનારને અધર્મ ઉત્પન્ન કરે છે, માટે યમ નિયમોને સાથે રાખી ભોજન કરવું. ॥ ૮ ॥

કેવળ નિયમોનું પાલન ધર્મનું કારણ નથી, પવિત્ર ભોજન પણ ધર્મનું કારણ છે. એ વાત આ સૂત્રમાં બતાવે છે.

**असति चाभावात्** ॥ ९ ॥

**પદાર્થ**—(च) અને (असति) શુચિ ભોજન ન હોય તો (अभावात्) અભ્યુદયનો અભાવ છે.

**ભાવાર્થ**—નિયમિત સ્નાન, દેહશુદ્ધિ ભોજન પહેલાં હસ્તપાદ અને મુખનું પ્રક્ષાલન, સારા આસન ઉપર બેસવું, ભોજન વખતે મૌન ધારણ કરવુ અને મનને બીજી બધી ચિંતામાથી મુક્ત રાખવું વગેરે ભોજન અંગેના નિયમોનું પાલન થતું હોય છતાં ભોજન જ જો અપવિત્ર હોય તો તે અભ્યુદયકારક નથી ભોજનમાં હિંસા આદિ દોષો થયા હોય તો ભોજન અપવિત્ર છે એમ સમજવું નિયમ પ્રમાણે ભોજન આરોગ્યપ્રદ ન હોય તો પણ તે અપવિત્ર સમજવું. ભાવાર્થ એ છે કે યમ અને નિયમોના પાલન સાથે ભોજ્ય પદાર્થ જો પવિત્ર હોય તો જ અભ્યુદય થાય છે નહીં તો નહિ. ॥ ९ ॥

રાગ આદિ દોષો શાથી ઉત્પન્ન થાય છે તે હવે નીચેના સૂત્રમાં સમજાવે છે.

**सुखाद्रागः** ॥ १० ॥

**પદાર્થ**—(सुखात्) સુખના અનુભવના અભ્યાસથી (रागः) રાગની ઉત્પત્તિ થાય છે.

**ભાવાર્થ**—માણસ જેમ જેમ વૈષયિક સુખ ભોગવતો જાય છે તેમ તેમ તેમાં રાગ એટલે આસક્તિ વધતી જાય છે. આ સુખ અને સુખનાં સાધનો મારી પાસે સદૈવ રહે, કોઈ એને પડાવી ન લે, એવી ભાવના અને ચિંતા સુખમાં આસક્તિ વધારનાર હોય છે આને લીધે રાગ વધતો જ જાય છે.

જેનાથી પોતાને દુઃખ થયું હોય તેના તરફ માણસને દ્વેષ હોય છે. સાપ, કાંટા, વિષ, સિંહ વ્યાઘ્રાદિ તરફ માણસને દ્વેષ હોય છે કારણ કે એના તરફથી માણસને દુઃખ મળે છે. દુઃખ અને દુઃખનાં સાધનો તરફ દ્વેષ સાધારણ રીતે માણસને હોય છે. આત્મજ્ઞાન પરાઙ્મુખ શિક્ષિતોને તો વળી દુઃખાદિ તરફ વધારે દ્વેષ હોય છે. રાગદ્વેષ આદિ પ્રવૃત્તિને ઉત્પન્ન કરાવનાર હોવાથી 'દોષ' કહેવાય છે. ન્યાયશાસ્ત્રમાં મહર્ષિ ગૌતમે પણ કહ્યું છે કે "प्रवर्तनालक्षणा दोषाः" ન્યા. અ. ૧, આ. ૧, સૂત્ર ૧૮.–પ્રવૃત્તિ જેનું લક્ષણ છે એ જ દોષો છે. રાગ,

દેષ અને મેહ વગર સંસાર તરફની પ્રવૃત્તિ જ હોતી નથી માટે એ દોષ છે. મેક્ષ માટે તે નિર્દોષમોહજન્ય પ્રવૃત્તિનો અભાવ જોઇએ ॥ ૧૦ ॥

સુખનો અને દુઃખનો અભ્યાસ જે રાગ અને દ્વેષને જન્માવે છે તો તેનો નાશ કેવી રીતે કરવો. સંસારમા રહેનાર માણસ કાં તો સુખ ભોગવે અને કાં તો દુઃખ ભોગવે આ બન્ને રીત રાગાદિકને ઉત્પન્ન કરનારી છે, તો હવે મુક્તિ માટે કયો રસ્તો રહ્યો ? એ બાબત હવે સમજાવે છે

**तन्मयत्वाच्च ॥ ११ ॥**

**પદાર્થ**—(च) અને (तन्मयत्वात्) સુખમા અને દુઃખમા તન્મયત્વને લીધે રાગદ્વેષ જન્મે છે

**ભાવાર્થ**—विषयाभ्यासजनितो दृढतर संस्कारविशेषस्तन्मयत्वं यद्वशात् कामातुरस्य कामिनीमपश्यमानस्य सर्वत्र कामिनीदर्शनम् ॥ વિષય સેવનના અભ્યાસથી ઉત્પન્ન થયેલો દૃઢતર સંસ્કારવિશેષ તન્મયત્વ કહેવાય છે બીજા શબ્દમા પ્રમત્ત આસક્તિ કહીએ તોપણ ચાલે. કામી માણસને સર્વત્ર સ્ત્રીના દર્શનની લાલસા હોય છે અને સ્વપ્ના પણ એને એના જ આવે છે, એ બધુ તન્મયત્વમાથી જન્મે છે શત્રુ ઉપરના વેરના તન્મયત્વને લીધે દ્વેષ પણ દિવસે ને દિવસે વધતો જ જાય છે આ કારણથી રાગ અને દ્વેષ આદિ દોષો તન્મયત્વમાથી જન્મે છે અર્થાત્ પ્રમત્ત આસક્તિમાથી જન્મે છે ॥ ૧૧ ॥

રાગદ્વેષને ઉત્પન્ન થવાના બીજા પણ કારણ છે, તે પણ બતાવે છે

**अदृष्टाच्च ॥ १२ ॥**

**પદાર્થ**—(च) બીજા હેતુઓનો સમુચ્ચાયક च નો પ્રયોગ છે (अदृष्टात्) અદૃષ્ટને લીધે પણ રાગદ્વેષ જન્મે છે

**ભાવાર્થ**—પૂર્વજન્મના કર્મથી પડેલા સંસ્કારોને અદૃષ્ટ કહેવામા આવે છે, એનાથી પણ રાગદ્વેષ જન્મે છે પૂર્વજન્મમા જે માણસ બહુ જ કામી હોય તો તેના આત્મામા તેવો સંસ્કાર પડે છે અને પછી આ જન્મમા જ્યારે તે જુવાનીના બારણામા દાખલ થાય છે કે તરત જ તેનામા કામ આખા શરીરે પ્રગટે છે ખરાબ સંગતિ ન હોય, સારૂ શિક્ષણ મળતુ હોય છતા પ્રબળ કામના સંસ્કારને લીધે જુવાન માણસની કામના તરફ ખેંચાણ થાય જ છે આજ કારણથી ઘણા ઋષિ કુમારો પણ પ્રાચીન સમયમા કામના પંજામા સપડાયેલા હતા કાદંબરીના પુંડરીકની કથા આ બાબતનુ ઉદાહરણ પૂરતુ છે બીજા દૃષ્ટાંતો પણ વ્યવહારમા અને શાસ્ત્રમા શોધનારને મળી આવશે ॥ ૧૨ ॥

રાગ આદિને ઉત્પન્ન થવામા બીજા પણ સહકારી કારણ હોય છે. તે પણ આ સૂત્રમા બતાવે છે.

जातिविशेषाच्च ॥ १३ ॥

પદાર્થ—(च) સમુચ્ચય કરનાર છે (जातिविशेषात्) મનુષ્ય, પશુ આદિ વિશેષ વિશેષ જાતિઓ પણ રાગદ્વેષને ઉત્પન્ન કરે છે

ભાવાર્થ—માણસને સ્વાભાવિક રીતે અન્ન તરફ રાગ હોય છે, બળદ આદિ પશુઓને ઘાસ ખાવા તરફ રાગ હોય છે, આનું સહકારિ કારણ મનુષ્ય અને પશુ જાતિ છે જો જીવાત્મા માણસ તરીકે ન જન્મ્યો હોત તો તેને અન્ન માટે રાગ ન થાત તેમજ જો જીવાત્મા બળદ અને ગાય આદિ જાતિમાં જન્મ્યો ન હોત તો તેને ઘાસ ખાવામા પ્રેમ ન થાત બિલાડીની જાતિમા આવેલા જીવાત્માને ઉદર તરફ વૈર જાતિને લીધે છે કુતરાને શૃગાલ તરફ વૈર પણ જાતિને લીધે છે નોળિયાને સાપ તરફનો દ્વેષ પણ જાતિને લીધે છે આ ઉપરથી સમજી શકાય છે કે જુદી જુદી જાતિઓ (શરીરો) મળવી એ પણ રાગદ્વેષને સરજનારી છે અર્થાત્ એ જાતિઓ અદૃષ્ટની સહકારિણી છે અને તે અદૃષ્ટને રાગદ્વેષ ઉત્પન્ન કરવામા મદદ કરે છે ॥ ૧૩ ॥

દોષો પણ પ્રવૃત્તિદ્વારા ધર્મ અને અધર્મના કારણ બને છે એ બાબત આ સૂત્રમા બતાવે છે

इच्छाद्वेषपूर्विका धर्माधर्मप्रवृत्तिः ॥ १४ ॥

પદાર્થ—(इच्छाद्वेषपूर्विका) ઇચ્છા અને દ્વેષને લીધે (धर्माधर्मप्रवृत्तिः) ધર્મ અને અધર્મ જનક પ્રવૃત્તિ થાય છે

ભાવાર્થ—સારા કર્મ અર્થાત્ વિહિતકર્મમા જે પ્રવૃત્તિ થાય છે તે રાગને લીધે નિષિદ્ધ અર્થાત્ હિંસાદિમા જે પ્રવૃત્તિ થાય છે તે દ્વેષને લીધે રાગનિમિત્તથી જે પ્રવૃત્તિ થઈ તે ધર્મને ઉત્પન્ન કરશે અને દ્વેષનિમિત્તક જે હિંસાદિમા પ્રવૃત્તિ થઈ તે અધર્મને ઉત્પન્ન કરશે આ ઉપરથી સમજી શકાશે કે, રાગદ્વેષ હોય છતા જો પ્રવૃત્તિ ન થાય તો ધર્મ કે અધર્મ ઉત્પન્ન થાય નહિ માટે રાગદ્વેષરૂપ દોષો પ્રવૃત્તિદ્વારા ધર્મ અને અધર્મને ઉત્પન્ન કરે છે ન્યાયદર્શનમા ગૌતમમુનિએ પણ જણાવ્યુ છે કે प्रवृत्तिर्वाग्बुद्धिशरीरारम्भ અ ૧ આ ૧ સૂ ૧૭ વાણીથી જે પ્રવૃત્તિ થાય તે વાચિકી પ્રવૃત્તિ કહેવાય છે સત્ય, પ્રિય અને હિત બોલવુ એ પુણ્ય (ધર્મ) જનક વાચિક પ્રવૃત્તિ કહેવાય છે અસત્ય, અપ્રિય અને અહિત બોલવુ એ પાપ (અધર્મ) જનક

પ્રવૃત્તિ કહેવાય છે. પ્રાણીઓ ઉપર દયા રાખવી એ બૌદ્ધિક એટલે માનસી પ્રવૃત્તિ કહેવાય છે અને એ પુણ્ય-જનક છે. પ્રાણીઓ ઉપર વેર અથવા દયાની લાગણી ન રાખવી એ પાપજનક માનસી પ્રવૃત્તિ છે. દાન આપવું, દુખિતની સેવા કરવી એ ધર્મજનક શારીરિક પ્રવૃત્તિ કહેવાય છે અને દુઃખીઓની સેવા ન કરવી, સ્વાર્થને ખાતર પાપીઓની સેવા કરવી એ અધર્મજનક શારીરિક પ્રવૃત્તિ કહેવાય છે. આ ઉપરથી સમજી શકાશે કે જ્યાં સુધી પ્રવૃત્તિ ન થાય ત્યાં સુધી રાગદ્વેષ આદિ દોષો ધર્મ કે અધર્મને જન્માવી શકતા નથી, માટે દોષો પ્રવૃત્તિદ્વારા ધર્મ અને અધર્મના જનક છે, અને એ ધર્મ અને અધર્મને લીધે જ સંસારચક્ર નિરન્તર ચાલ્યા કર્યું છે, ચાલે છે અને ભવિષ્યમાં પણ ચાલુ રહેશે. ॥ ૧૪ ॥

ધર્મ અને અધર્મનું પ્રયોજન આ સૂત્રમાં બતાવે છે.

**તત્સંયોગો વિભાગઃ ॥ ૧૫ ॥**

**પદાર્થ**—(તત્) તાભ્યામ્ ધર્માધર્માભ્યામ્‌ના અર્થમાં તત્ શબ્દ પ્રયુક્ત થયો છે. (જો સંયોગ સાથે તત્ પદનો સમાસ માનવામાં આવે તો એ તત્ નો સંબંધ વિભાગ સાથે ન થઈ શકે. માટે અસમસ્ત જ એ તત્ પદ છે. એમ સમજવું જોઈએ અને આવો પ્રયોગ આર્ષ છે.) ધર્મ અને અધર્મ સાથે (સંયોગ.) સંબંધ અને (વિભાગ.) વિભાગ થાય છે.

**ભાવાર્થ**—ધર્મ અને અધર્મનો સંબંધ નવા શરીર, નવી ઇંદ્રિયો, નવા પ્રાણો સાથે થાય છે એ સબંધ અથવા સંયોગનુ બીજું નામ છે 'જન્મ'

તેજ પ્રમાણે ધર્મ અને અધર્મને લીધે જુના શરીર, પ્રાપ્ત થયેલી ઇંદ્રિયો અને પ્રાણો સાથે આપસઆપસમાં વિભાગ થાય છે. એ જ વિભાગનું નામ છે 'મૃત્યુ'.

અનાદિકાળથી ધર્મ અને અધર્મથી પ્રવૃત્તિ અને પ્રવૃત્તિથી દોષો. વળી પાછા દોષોથી પ્રવૃત્તિ અને તેનાથી ધર્મ અને અધર્મ થાય છે આ પ્રમાણે અનાદિ કાળથી ચક્ર ફરતું આવ્યું છે. જન્મ અને મરણની પરંપરાને "પ્રેત્યભાવ" પણ કહેવામાં આવે છે. જ્યાં સુધી એ પરંપરા છે ત્યાં સુધી સંસાર પણ છે ॥ ૧૫ ॥

જન્મ અને મરણની પરંપરાનું જ્યાં અવસાન છે ત્યાં જ મુક્તિ છે. અથવા મોક્ષ છે.

**આત્મકર્મસુ મોક્ષો વ્યાખ્યાતઃ ॥ ૧૬ ॥**

**પદાર્થ**—(આત્મકર્મસુ) આત્માના શ્રવણ મનન આદિ કર્મમાં (મોક્ષઃ) મોક્ષ (વ્યાખ્યાતઃ) વ્યાખ્યાત છે.

**ભાવાર્થ**--મોક્ષ મેળવવા માટે મુમુક્ષુ માણસે આત્માનું શ્રવણ કરવું, તેના ઉપર મનન કરવું અને તેનો સાક્ષાત્કાર કરવો. શમ, દમ, તિતિક્ષા, વૈરાગ્ય અભ્યાસ, વિવેક વગેરે સાધનો પ્રાપ્ત કરવાં. આવાં અલૌકિક સાધનોનો જ્યારે ખૂબ અભ્યાસ થાય, યોગના અભ્યાસ દ્વારા ચિત્તની એકાગ્રતા કેળવાય છે ત્યારે તત્ત્વજ્ઞાન ઉત્પન્ન થાય છે અને મિથ્યાજ્ઞાન દૂર થાય છે; પછી રાગદ્વેષ રૂપ દોષોનો ક્ષય થાય છે. આ બધાં સાધનો આત્માએ જ મેળવવાનાં છે, જો એ મેળવાય તો જ મોક્ષ મેળવી શકાય. ગૌતમ મુનિએ પણ કહ્યું છે કે, दुःखजन्म प्रवृत्तिदोषमिथ्याज्ञानानामुत्तरोत्तरापाये तदनन्तरापायादपवर्ग. ॥ ૧-૧-૨. તત્ત્વજ્ઞાન થયા પછી મિથ્યાજ્ઞાન દૂર થાય છે, પછી દોષ મટે છે. પછી પ્રવૃત્તિ બંધ પડે છે, પછી જન્મ અટકે છે અને પછી દુઃખનો આત્યંતિક લય થઈ જાય છે બસ એનું જ નામ મોક્ષ છે; આને જ પરમાત્માની પ્રાપ્તિ કહેવામાં આવે છે. પરમાત્માનું યથાર્થજ્ઞાન એજ તત્ત્વજ્ઞાન અને એજ મુક્તિનું સાધન છે. तमेव विदित्वातिमृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय. એ શ્રુતિ પણ એ જ કહી રહી છે. આ તત્ત્વજ્ઞાન મેળવવામાં દ્રવ્ય, ગુણ, કર્મ સામાન્ય, વિશેષ અને સમવાય, કે, જે આ શાસ્ત્રમાં પ્રતિપાદિત કર્યા છે, તેનો વિચાર કરવો એ જ મનન છે અને પછી તેનો સાક્ષાત્કાર થવો એજ નિદિધ્યાસન છે, આટલા માટે જ પરમકારુણિક અને બ્રહ્મનિષ્ઠ મહામુનિ કણાદે વૈશેષિક શાસ્ત્રની રચના કરી છે. અત આ શાસ્ત્રના પદાર્થો દ્વારા નિત્ય મનન કરવું જોઇએ ॥ ૧૬ ॥

इति वैशेषिकदर्शने गुर्जरभाषाभाष्ययुते षष्ठाध्यायस्य द्वितीयमाह्निकम् ॥



॥ ओ३म् ॥

# अथ सप्तमाध्यायस्य प्रथम माह्निकम् ।

---

ધર્મ અને અધર્મ સંસારનુ મૂળ કારણ છે, સર્વ જન્યપદાર્થીનું નિમિત્ત કારણ છે અને તે દરેક આત્મામા નિયત છે એ બધુ ગત અધ્યાયમા પરીક્ષા પૂર્વક પ્રતિપાદન કર્યું છે. હવે અન્ય ગુણોની પરીક્ષા આ અધ્યાયમાં કરવામા આવે છે.

**उक्ता गुणा॰ ॥ १ ॥**

**પદાર્થ**—(गुणा) ગુણો (उक्ता) શાસ્ત્રની શરૂઆતમા જ કહેવામા આવ્યા છે

**ભાવાર્થ**—ગુણોની પરીક્ષા કરવી છે, માટે મહર્ષિ કણાદ વિદ્યાર્થી-ઓને પોતે પ્રથમ કહેલા ગુણોને સ્મૃતિમા લાવવા જણાવે છે કે, ગુણોનો નિર્દેશ તો પ્રથમ કરવામા આવ્યો છે રૂપ રસ, ગંધ સ્પર્શ આદિ સત્તર ગુણોનો ઉલ્લેખ તો સૂત્રમા જ કરવામા આવ્યો છે, અને સૂત્રમા च મૂક્યો છે તેથી બીજા સાત ગુણોનો પણ સમુચ્ચય કરવામા આવ્યો છે આ સાત ગુણો (૧) ગુરુત્વ (૨) દ્રવત્વ (૩) સ્નેહ (૪) સંસ્કાર (૫) ધર્મ (૬) અધર્મ અને (૭) શબ્દ જુઓ અ ૧ આ ૧ સ. ૬ વૈશેષિક શાસ્ત્રના મતે કુલ ૨૪ ચોવીસ ગુણો છે આ ગુણોનુ લક્ષણ પણ કરવામા આવ્યુ છે જુઓ અ ૧ આ ૧ સ. ૧૬મુ ॥ १ ॥

હવે પ્રથમ રૂપ આદિ ચાર ગુણો સબધી કહેવામા આવે છે

**पृथिव्यादिरूपरसगन्धस्पर्शा द्रव्यानित्यत्वादनित्याश्च ॥ २ ॥**

**પદાર્થ**—(पृथिव्यादिरूपरसगन्धस्पर्शा) અવયવી પૃથ્વી, જળ, અગ્નિ અને વાયુ એના ગુણો રૂપ રસ, ગંધ અને સ્પર્શો છે તે (द्रव्यानित्यत्वात्) અવયવી દ્રવ્યની અનિત્યતાને લીધે (अनित्या) અનિત્ય છે (च) च નિત્યત્વનો પણ સમુચ્ચય કરે છે

**ભાવાર્થ**—પૃથ્વી, જળ, તેજ અને વાયુ આ ચાર દ્રવ્યો નિત્ય છે અને અનિત્ય પણ છે, પરમાણુ રૂપે એટલે મૂળ કારણ રૂપે નિત્ય છે, અવયવિ રૂપે અનિત્ય છે પૃથ્વ્યાદિ જે અવયવિ રૂપે અનિત્ય છે તેના ગુણો તો અનિત્ય

જ છે, કારણ કે આશ્રયનો નાશ થાય એટલે આશ્રિતનો નાશ થવો જ જોઇએ. નિરાધાર ગુણ રહી શકે જ નહિ. અવયવિ દ્રવ્યમાં રહેતા ગુણો આશ્રયના નાશથી નાશ પામે છે, અને અવયવિ દ્રવ્યમાં જો પૂર્વ ગુણનો વિરોધી ગુણ ઉત્પન્ન થાય તો પણ પૂર્વ ગુણનો નાશ થાય છે, પણ રૂપ આદિ ચાર ગુણો તો સામાન્ય રૂપે આશ્રયના નાશથી જ નાશ પામે છે. અવયવિ જળમાં શુક્લ રૂપનો કોઇ વિરોધી ગુણથી નાશ થતો નથી રૂપાદિનો અનિત્ય હોવામાં આશ્રયનાશ એ કારણ તરીકે માનવામાં આવે છે. આથી એવું પણ સમજી શકાય છે કે જે દ્રવ્ય નિત્ય છે. તેના ગુણો પણ નિત્ય હોવા જોઇએ. આ વાત સામાન્ય રૂપે ઠીક છે પણ એમાં અપવાદ તો જરૂર છે, એટલે કે નિત્ય દ્રવ્યના કેટલાક ગુણો પણ અનિત્ય હોય છે, જે આગળ સમજાવવામાં આવશે. ॥ ૨ ॥

અતિદેશ સૂત્ર—

एतेन नित्येषु नित्यत्वमुक्तम् ॥ ३ ॥

પદાર્થ—(एतेन) આ કથનથી (नित्येषु) નિત્યદ્રવ્યમાં (नित्यत्व) નિત્યત્વ પણ (उक्तम्) કહેવાઇ જાય છે.

ભાવાર્થ—રૂપ, રસ, ગંધ અને સ્પર્શ ચારેયનાં જો દ્રવ્ય નિત્ય હોય તો રૂપ, રસ આદિ પણ નિત્ય હોય છે. જળ, તેજસ્ અને વાયુ આ ત્રણ દ્રવ્ય જે પરમાણુરૂપે નિત્ય છે તેમાં રૂપ, રસ અને સ્પર્શ નિત્ય છે એમ સમજવું. પૃથ્વીના ગુણોમાં તો અપવાદ છે પૃથ્વીના રૂપાદિ પાકજ પણ હોવાથી તે તો પરમાણુઓમાં પણ અનિત્ય જ છે. પૃથ્વીના પરમાણુમાં તેજનો સંયોગ લાગવાથી પૃથ્વીના પરમાણુમાં રહેલું શ્યામરૂપ નષ્ટ થઇ તેમાં રક્ત—લાલરૂપ ઉત્પન્ન થાય છે, માટે પૃથ્વીના રૂપાદિ ગુણો અનિત્ય જ છે. ॥ ૩ ॥

પરમાણુરૂપ નિત્ય જળ, નિત્ય તેજ અને નિત્ય વાયુમાં જ રૂપ, રસ અને સ્પર્શની નિત્યદ્રવ્યત્વપ્રયુક્ત નિત્યતા બતાવે છે.

अप्सु तेजसि वायौ च नित्या द्रव्यनित्यत्वात् ॥ ४ ॥

પદાર્થ—(अप्सु तेजसि वायौ च) પાણી, તેજ અને વાયુમાં જ (नित्य द्रव्यत्वात्) નિત્યદ્રવ્યને કારણે (नित्याः) રૂપાદિ ગુણો નિત્ય છે

ભાવાર્થ—નિત્યદ્રવ્યત્વને લીધે પાણીમાં, તેજમાં અને વાયુમાં જ રૂપ, રસ અને સ્પર્શ નિત્ય છે એમ સમજવું. પૃથ્વી નિત્ય હોવા છતાં એમાં તો રૂપ, રસ, સ્પર્શ અને ગંધ અનિત્ય જ છે. એનું કારણ એ છે કે પાર્થિવ પરમાણુનાં અગ્નિસંયોગને લીધે વિરોધી ગુણ ઉત્પન્ન થાય છે, શ્યામરૂપ નષ્ટ થાય છે અને

રસાદિરૂપ ઉત્પન્ન થાય છે. જો પરમાણુમાં રૂપની ઉત્પત્તિ ન થાય તો દ્વયણુકાદિ અવયવીમાં પણ રૂપ ઉત્પન્ન ન થવું જોઇએ. કારણગતરૂપ જ કાર્યમાં સજાતીય ગુણ ઉત્પન્ન કરે છે.

આત્મા અને આકાશ નિત્ય દ્રવ્ય છે તેમાં પણ તેના જે જ્ઞાન આદિ અને શબ્દરૂપ વિશેષ ગુણો છે તે પણ વિરોધી ગુણોત્પત્તિને લીધે અનિત્ય જ છે. શબ્દમાં વિરોધિત્વ તરીકે તીવ્રત્વ મંદત્વ છે. ધીમા શબ્દનો વિરોધી તીવ્રશબ્દ અને તીવ્રશબ્દનો વિરોધી તીવ્રતર શબ્દ વગેરે જ્ઞાનનો વિરોધી ગુણ સંસ્કાર, સુખનો વિરોધી ગુણ દુખ વગેરે

જળ આદિમાં તેજના સંયોગને લીધે રૂપ આદિ બદલાતા નથી, માટે જળના રૂપને નાશ પામવાનું એક જ કારણ છે અને તે આશ્રયનો નાશ, આશ્રયનો નાશ થાય તો જ જળગતરૂપ નાશ પામે જેનો નાશ થાય તે અનિત્ય જ હોય, માટે અનિત્ય જળ આદિના રૂપ આદિ ગુણો નાશ પામે છે. ॥ ૪ ॥

अनित्येष्वनित्या द्रव्यानित्यत्वात् ॥ ५ ॥

પદાર્થ—(द्रव्यानित्यत्वात्) આશ્રયના અનિત્યત્વને લીધે (अनित्येषु) અનિત્ય જળ, તેજ અને વાયુમા (अनित्या) રૂપ આદિ ગુણો અનિત્ય છે

ભાવાર્થ—જળ આદિ અવયવિ દ્રવ્યોના રૂપાદિ ગુણો આશ્રયના નાશથી જ નાશ પામે છે, તેમા વિરોધિગુણોના પ્રાદુર્ભાવથી તેના ગુણો નાશ પામતા નથી. કારણ કે, જળાદિમા સજાતીય વિરોધિ રૂપાદિ ગુણો ઉત્પન્ન થતા જ નથી ॥ ૫ ॥

હવે પૃથ્વીમા તેજના સંયોગથી ગુણો ઉત્પન્ન થાય છે એ બતાવે છે.

कारणगुणपूर्वकाः पृथिव्यां पाकजाः ॥ ६ ॥

પદાર્થ—(पृथिव्याम्) પૃથ્વીમા (पाकजाः) તેજના સંયોગથી ઉત્પન્ન થનારા ગુણો (कारणगुणपूर्वकाः) કારણના ગુણથી કાર્યમા ગુણો ઉત્પન્ન થાય છે

ભાવાર્થ—રૂપ, રસ, ગંધ અને સ્પર્શ આ ગુણો પ્રથમ તેજના સંયોગને લીધે કારણમા જન્મે છે અને પછી એ ગુણો અવયવિદ્રવ્યમા બીજા સજાતીય ગુણોને ઉત્પન્ન કરે છે, એટલે કે, કારણગુણો અવયવિગુણોનુ અસમવાયિકારણ છે,

રૂપનું ગ્રહણ કેવળ ચક્ષુથી જ થાય છે. નીલ, પીત, રક્ત આદિ ભેદોથી રૂપ ૭ પ્રકારનું છે. કેટલાક વિદ્વાનો માને છે કે ઘટનું રૂપ અને ઘટ એક જ પદાર્થ છે. દ્રવ્ય અને રૂપ જુદાં નથી, પણ આ માનવું ઠીક નથી. જો રૂપ અને ઘટ એક જ દ્રવ્ય હોય તો रूपं घटः 'રૂપ ઘટ છે' એવો વાગ્વ્યવહાર થવો જોઈએ અને 'ઘટનું રૂપ' આવો ભેદબોધી વ્યવહાર ન થવો જોઈએ. ચંદન ગંધ નથી પણ ચંદનમાં ગંધ છે એમ સૌ કોઈ સમજે છે અને તે પ્રમાણે વ્યવહાર પણ કરે છે. ગુણ અને દ્રવ્યનો ભેદ અને અભેદ બંને માનવા એ પણ ઠીક નથી. વિરુદ્ધ ભેદ અને અભેદ એક ઠેકાણે ન રહી શકે.

જો કોઈ કહે કે, સંયોગ અને સંયોગાભાવ બંને વિરોધી છે છતાં એક જ વૃક્ષરૂપ આશ્રયમાં બંને એક જ સમયમાં રહે છે. શાખાવચ્છેદથી કપિનો સંયોગ હોય છે અને મૂલાવચ્છેદથી કપિસંયોગનો અભાવ પણ હોય છે. આનો ઉત્તર એ છે કે બે અવ્યાપ્યવૃત્તિ હોય તો અવચ્છેદના ભેદથી એક જ અધિકરણમાં રહી શકે છે પ્રકૃતમાં તો ભેદ વ્યાપ્યવૃત્તિ છે માટે જ્યાં ભેદ હોય ત્યાં તેનો અભાવ ન હોય. ઘટમાં પટનો ભેદ છે પણ તેમાં પટના ભેદનો અભાવ નથી.

જળ અને તેજમાં શુકલરૂપ જ છે બીજું કોઈ રૂપ તેમાં નથી. પટાદિમાં કોઈક ઠેકાણે ચિત્રરૂપ પણ માનવામાં આવે છે. કારણમાં ચિત્રરૂપ ઉત્પન્ન થાય છે અને પછી કાર્યમાં પણ તેનાથી ચિત્રરૂપ ઉત્પન્ન થાય છે.

રૂપ આંખને વસ્તુનું પ્રત્યક્ષજ્ઞાન કરાવવામાં સહાયકારિ છે. જે પદાર્થમાં રૂપ નથી તે પદાર્થનું ચાક્ષુષ પ્રત્યક્ષ થતું નથી. વિષયનું રૂપ, આલોકનું રૂપ અને ચક્ષુનું પોતાનું રૂપ આ ત્રણે રૂપો ચાક્ષુષ પ્રત્યક્ષ ઉત્પન્ન કરવામાં મદદ કરે છે.

બાહ્ય પ્રકાશ ન હોય તો દ્રવ્યનું ચાક્ષુષ પ્રત્યક્ષ આંખ કરી શકતી નથી. આલોક એ તેજોદ્રવ્ય છે. એ દ્રવ્યમાં પણ જો રૂપ ન હોય તો દ્રવ્યનું પ્રત્યક્ષજ્ઞાન થાય નહિ.

અંધકાર અને વાયુમાં રૂપના અભાવનું પ્રત્યક્ષ કરવામાં જો કે રૂપની જરૂર પડતી નથી છતાં ઉપર જે કહેવામાં આવ્યું છે તે ભાવાત્મક પદાર્થને માટે છે. અંધકાર તો તેજનો અભાવ છે અને વાયુમાં રૂપનો અભાવ છે, માટે ભાવાત્મક પદાર્થને લગતું જે કહેવામાં આવ્યું છે તે અભાવાત્મક પદાર્થને લાગુ ન પાડવું જોઈએ.

રસનું ગ્રહણ રસના ઇન્દ્રિયથી થાય છે, ગંધનું ગ્રહણ ઘ્રાણ ઇન્દ્રિયથી થાય છે અને સ્પર્શનું ગ્રહણ ત્વક્ ઇન્દ્રિયથી થાય છે. સ્પર્શ પૃથ્વી, જળ, તેજ

અને વાયુ આ ચારેય દ્રવ્યોમાં રહે છે. સ્પર્શ પોતે ત્રણ પ્રકારનો છે. (૧) ઉષ્ણ (૨) શીત (૩) અનુષ્ણાશીત.

પરમાણુઓમાં જ પાક થાય છે એવું માનનારાઓ પીલુપાકવાદી કહેવાય છે. 'પીલુ' એ નામ પરમાણુઓ માટે વપરાયેલું છે.

અવયવીમાં પાક થાય છે એવું માનનારાઓ પીઠરપાકવાદી કહેવાય છે. 'પીઠર' એ નામ અવયવિ દ્રવ્યને માટે વપરાયું છે. આ બન્ને વાદીઓ વૈશેષિક શાસ્ત્રને માનનારાઓ છે.

અવયવિમાં નિબદ્ધ થયેલા પરમાણુઓ જ્યાં સુધી સ્વતંત્ર ન થાય ત્યાં સુધી તેમાં એક રૂપ નષ્ટ થઈ બીજું રૂપ ઉત્પન્ન થાય નહિ, માટે પાક એટલે તેજનો સંયોગ પરમાણુઓમાં થાય છે અને પછી તેમાં પૂર્વરૂપનું વિરોધી રૂપ ઉત્પન્ન થાય છે. આવું માનવું પીલુપાકવાદીઓનું છે.

તેજના પરમાણુઓ અવયવિદ્રવ્યમાં પણ દાખલ થઈ શકે છે તેથી અવયવિમાં પણ પાક થાય છે માટે અવયવિમા રૂપ ફેરવાય છે. આવું માનવું 'પીઠરપાકવાદી'ઓનું છે. આ માન્યતા એટલા માટે ઠીક જણાતી નથી કે જેના અવયવો સ્યામ હોય તે અવયવિદ્રવ્ય લાલ કેમ હોઈ શકે ?

અગ્નિના નોદન અને અભિઘાતથી અવયવિ દ્રવ્યના આરંભક સંયોગનો વિરોધી વિભાગ ઉત્પન્ન થાય છે. એ વિભાગથી આરંભક સંયોગ નાશ પામે છે અને તેથી અવયવિ દ્રવ્ય પણ નાશ પામે છે. આરંભક સંયોગ એ અવયવિ દ્રવ્યનું અસમવાયિકારણ છે, માટે કારણના નાશથી અવયવિ દ્રવ્ય અવસ્ય નાશ પામે છે. પાક થઈ રહ્યા પછી અવયવો પાછા તે જ સ્થિતિમાં ગોઠવાય જાય છે. જેમ કોઈ વસ્તુ અગ્નિના સંયોગથી ફુલે છે અને એ સંયોગ નષ્ટ થયા પછી ફુલેલી વસ્તુ પોતાની મૂળ સ્થિતિમાં આવે છે તેમ અવયવિ દ્રવ્યનું તેજના સંયોગને લીધે થાય છે. અગ્નિના સંયોગને લીધે પરમાણુમાં રૂપ ફેરવાઈ અવયવિ દ્રવ્યને અસલની સ્થિતિમાં આવતાં અમુક જ ક્ષણો લાગે છે. કોઈ દસ ક્ષણ માને છે તો કોઈ અગ્યાર ક્ષણો માને છે. આ ક્ષણોને વિગતવાર જાણવા ઇચ્છનારે સંસ્કૃતમાં ભાષ્યો જોવાં. અહીં ગ્રંથવિસ્તર અને નીરસતાને લીધે એ વિષય ચર્ચવામાં આવ્યો નથી. ॥ ૬ ॥

પાર્થિવ પરમાણુઓમાં જે રૂપ ઉત્પન્ન થાય છે તેનું અસમવાયિ કારણ અગ્નિ-સંયોગ છે. એ બાબત આ નિમ્ન સૂત્રમાં જણાવે છે.

**एकद्रव्यत्वात्** ॥ ૭ ॥

**પદાર્થ**—(एकद्रव्यत्वात्) રૂપ એક જ દ્રવ્યનો આશ્રય કરીને રહેતું હોવાથી.

**ભાવાર્થ**—સંયોગ જેમ બે દ્રવ્યનો આશ્રય કરીને રહે છે, તેમ રૂપ બે દ્રવ્યોનો આશ્રય કરીને રહેતું નથી, એ તો માત્ર એક જ દ્રવ્યમાં પર્યવસન્ન થાય છે. હવે પરમાણુ એ નિરવયવ દ્રવ્ય છે માટે અવયવમાંથી પરમાણુમાં રૂપ આવે નહિ, તેથી પરમાણુ સાથે થયેલા તેજના સંયોગને લીધે જ પરમાણુમાં રૂપ ઉત્પન્ન થયું છે એમ જ માનવું જોઇએ. આ કારણને લીધે પરમાણુમાં ઉત્પન્ન થયેલા રૂપનું અસમવાયિકારણ તેજનો સંયોગ છે.

જો કોઈ શંકા કરે કે, વાયુના સંયોગને લીધે પરમાણુમાં રૂપ કેમ ઉત્પન્ન ન થયું હોય? આનો ઉત્તર એ છે કે જો વાયુના સંયોગને લીધે રૂપ ફેરવાતું હોય તો કુંભારને ભઠ્ઠી કરવી જ ન પડે. રૂપની ફેરબદલી તો તેજના સંયોગને લીધે જ થાય છે. કોઇને સૂર્યના તેજના સંયોગની જરૂર પડે છે તો કોઇને અગ્નિના સંયોગની જરૂર પડે છે એ જુદી વાત છે. સૂર્ય અને અગ્નિ એ બંને તેજોદ્રવ્ય જ છે, ભલે પછી એનાં કાર્ય જુદાં જુદાં હોય.

વાયુના સંયોગને લીધે તો દ્રવ્યમાં શબ્દ ઉત્પન્ન થાય છે એટલે વાયુના સંયોગને શબ્દનું નિમિત્ત કારણ માનવામાં આવ્યું છે. અહીં જો કોઈ શંકા કરે કે, જળમાં અગ્નિસંયોગ કરવામાં આવે છે છતાં તેમાં કેમ રૂપ ફેરવાતું નથી? આનો ઉત્તર આગળ આપી દીધો છે છતાં અહીં ફરીથી ઉત્તર આપવામાં આવે છે કે તેજના સંયોગથી પૃથ્વીમાં જ રૂપો બદલાયાં કરે છે બીજાં દ્રવ્યોમાં નહિ. વસ્તુનો સ્વભાવ આવો કેમ છે? એનો ઉત્તર જ ન હોય શકે? ॥ ૭ ॥

હવે પરિમાણના રૂપ ગુણની પરીક્ષા કરે છે.

**अणोर्महतश्चोपलब्ध्यनुपलब्धी नित्ये व्याख्याते ॥ ८ ॥**

**પદાર્થ**—(अणोः महतः च) અણુપરિમાણવાળા અને મહતપરિમાણવાળાનું (उपलब्ध्यनुपलब्धी) પ્રત્યક્ષજ્ઞાન અને અપ્રત્યક્ષજ્ઞાનની (नित्ये) પરમાણુઓને નિત્ય પ્રતિપાદન કરનાર ચોથા અધ્યાયમાં (व्याख्याते) વ્યાખ્યા કરી છે.

**ભાવાર્થ**—જે દ્રવ્યમાં અણુ પરિમાણ છે તેનું પ્રત્યક્ષજ્ઞાન થતું નથી અને જે દ્રવ્યમાં મહત્ પરિમાણુ છે (તથા ઉદ્ભૂત રૂપ છે) તેનું પ્રત્યક્ષ થાય છે, એટલે કે અણુ પરિમાણની ઉપલબ્ધિ-(પ્રત્યક્ષજ્ઞાન) થતી નથી અને મહત્ પરિમાણની ઉપલબ્ધિ થાય છે. આ સૂત્રમાં અનુપલબ્ધિનો સંબંધ અણુ સાથે અને ઉપલબ્ધિનો સંબંધ મહતની સાથે જોડવાનો છે એ અર્થક્રમથી સમજવું જોઇએ. येन यस्याभिसम्बन्धो दूरस्थस्यापि तस्य सः જેનો જેની સાથે સંબંધ હોય તે બંને પદો દૂર દૂર પડ્યાં હોય તો પણ તે સંબંધ નષ્ટ થતો નથી, માટે

જન્માવી શકે નહિ. અણુ પરિમાણ તો અણુતર અને અણુતમ જ પરિમાણ જન્માવે છે માટે ત્ર્યણુક ઉપર રહેલા પ્રાથમિક મહત્વને જન્માવનાર કારણગત બહુત્વ સંખ્યા જ છે. 'દ્વયણુક'માં પણ પરમાણુદ્વયગત દ્વિત્વ સંખ્યાએ જ અણુત્વ પરિમાણ જન્માવ્યું છે. બે તંતુમાંથી બનેલા પટમાં જે મહત્વ પરિમાણ ઉત્પન્ન થાય છે તેને તો કારણસ્વરૂપ બે તંતુમાં રહેલા મહત્વે જ ઉત્પન્ન કર્યું છે. કારણગત મહત્વ કાર્યગત મહત્વને ઉત્પન્ન કરે એ તો ન્યાયસિધ્ધ વાત છે. બે રૂના પોલમાંથી એક મ્હોટો રૂનો પોલ થયો હોય અને તેમાં જે મહત્વ પરિમાણ વિશેષરૂપમાં જણાય છે તેનું કારણ 'પ્રચય' છે. પ્રચય એટલે કારણગત શિથિલ સંયોગ. રૂના પોલના અવયવોનો પરસ્પર જે સંયોગ હોય છે તે બધા શિથિલ હોય છે, કાષ્ઠ અને પાષાણના અવયવોના જેવા ઘન હોતા નથી. 'પ્રચય' પણ મહત્વ પરિમાણનું અસમવાયિકારણ હોય છે. જ્યાં પ્રચયથી કાર્યમાં મહત્પરિમાણ ઉત્પન્ન થાય છે ત્યાં કારણગત મહત્વપરિમાણ તેનું કારણ માનવામાં આવતું નથી, એ તો માત્ર અપ્રયોજક જ રહે છે. ઉકત સ્થળે પરિમાણનો ઉત્કર્ષ કરનાર તો 'પ્રચય' નામના સંયોગો જ છે.

પરમાણુ અને મન ઉપર જે અણુપરિમાણ છે તે નિત્ય છે અને તેને "પારિમાંડલ્ય" પણ કહે છે, नित्यं परमाणुमन सु तत्पारिमाण्डल्यम् આ પ્રમાણે પ્રશસ્તપાદ ભાષ્યમાં પણ ઉલ્લેખ છે. ॥ ૯ ॥

હવે અણુ પરિમાણનું વ્યુત્પાદન કરે છે.

**अतो विपरीत मणु ॥ १० ॥**

**પદાર્થ**—(अत.) આ મહત્પરિમાણથી જે (विपरीतम्) વિપરીત છે તે (अणु) અણુપરિમાણ છે.

**ભાવાર્થ**—મહત્પરિમાણથી જે વિપરીત છે તે અણુપરિમાણ છે. વિપરીતતા આ પ્રમાણે છે.=અણુ પરિમાણવાળું દ્રવ્ય લૌકિક પ્રત્યક્ષનો વિષય થતું નથી. બે કરતાં વધારે કારણથી એની ઉત્પત્તિ નથી; જેમકે:—પરમાણુ અને દ્વયણુક દ્રવ્ય અને તેનું અણુ પરિમાણ લોકોને પ્રત્યક્ષ નથી. પરમાણુ નિત્ય હોવાથી તેનું અણુ પરિમાણ નિત્ય છે. દ્વયણુક ઉપર રહેલું પરિમાણ કારણગત દ્વિત્વ સંખ્યાથી ઉત્પન્ન થાય છે. દ્વિત્વ સંખ્યા અપેક્ષા બુદ્ધિથી જન્ય હોય છે અને તે ઠેકાણે ઈશ્વરીય અપેક્ષા બુદ્ધિ હોય છે અથવા યોગીની અપેક્ષા બુદ્ધિ માનવી જોઇએ. અપેક્ષા બુદ્ધિ અનિત્ય હોવાથી દ્વયણુકગત અણુ પરિમાણ પણ અનિત્ય માનવું રહ્યું. પરમાણુ ઉપર રહેલું અણુ પરિમાણ અપેક્ષાબુદ્ધિથી જન્ય નથી, તે તો અનાદિ અને સ્વાભાવિક છે, કારણ કે પરમાણુ નિત્ય છે. મહત્

પરિમાણ તો કારણગત બહુત્વ સંખ્યામાંથી, કોઈ ઠેકાણે પ્રચયમાંથી અને કોઈ ઠેકાણે મહત્પરિમાણથી પણ મહત્પરિમાણ જન્મે છે. અણુપરિમાણમાં આ સ્થિતિ નથી, માટે મહત્ પરિમાણ કરતાં અણુપરિમાણ વિપરીત છે. ॥ ૧૦ ॥

હવે ગૌણ અણુપરિમાણ ક્યાં ક્યાં છે તે જણાવે છે.

**अणुमहदिति तस्मिन् विशेषभावाद् विशेषाभावाच्च ॥ ११ ॥**

**પદાર્થ**—(अणु) અણુ (महत्) મહત્ (इति) ઈત્યાદિ વ્યવહારથી (तस्मिन्) બિલ્વ આદિ ફળમાં મહત્ પરિમાણ વાસ્તવિક છે (विशेषभावात्) મહત્પરિમાણનું કારણ તેમાં હોવાથી, અને અણુ વ્યવહાર ભાક્ત છે (विशेषाभावात्) અણુ પરિમાણના કારણનો બિલ્વાદિ ફળોમાં અભાવ હોવાથી.

**ભાવાર્થ**—કુવલય, આમલક આદિ જે પ્રત્યક્ષ ફળ આદિ પદાર્થો છે તેમાં અમુક ફળ આદિ કરતાં અમુક ફળ આદિ મહત્-મ્હોટું છે. આ મહત્ પરિમાણ ફળાદિમાં વાસ્તવિક છે કારણ કે, મહત્તાં કારણો વિદ્યમાન હોય છે. કારણગત મહત્વથી અથવા પ્રચયથી મહત્વ ઉત્પન્ન થતું તેમાં અનુભવવામાં આવે છે, પણ બિલ્વ કરતાં આમલક (આમળું) અણુ છે, અહીં અણુત્વ પરિમાણનો વ્યવહાર માત્ર છે, અણુત્વ તો ત્યાં ખરી રીતે નથી, માટે અણુત્વ વ્યવહાર પણ ગૌણ છે. અણુપરિમાણ ફળ આદિ ઉપર ન હોવાનું કારણ એ છે કે, અણુપરિમાણ દ્વિત્વસંખ્યામાંથી જન્મે છે, જ્યારે ફળાદિમાં જે અણુત્વ માનવામાં આવે છે તે દ્વિત્વ સંખ્યાથી જન્મેલું નથી. ત્યાં તો અમુક મ્હોટા કરતાં આ ન્હાનું છે એટલે માત્ર કોઈકની અપેક્ષાએ અણુત્વનો વ્યવહાર કરવામાં આવે છે. અમુક મહત્વની અપેક્ષાએ અણુપરિમાણ માનવામાં આવે છે તે વાસ્તવિક ન કહેવાય જ્યાં કારણથી અણુત્વ પરિમાણ ઉત્પન્ન થાય તેજ અણુત્વ પરિમાણ વાસ્તવિક ગણાય; દ્વ્યણુક ઉપર જન્ય અણુત્વ પરિમાણ વાસ્તવિક છે. ॥ ૧૧ ॥

પ્રત્યક્ષ પદાર્થ ઉપર અણુત્વ પરિમાણ ભાક્ત હોવાનું બીજું કારણ પણ બતાવે છે.

**एककालत्वात् ॥ १२ ॥**

**પદાર્થ**—(एककालत्वात्) એક જ કાળમાં એક જ ઠેકાણે અણુત્વ અને મહત્વનો વ્યવહાર થતો હોવાથી.

**ભાવાર્થ**—એક જ પ્રત્યક્ષ દ્રવ્ય પદાર્થ ઉપર અમુક અમુકની અપેક્ષાએ અણુત્વ અને મહત્વનો એકી સાથે વ્યવહાર થાય છે. આ વિરુદ્ધ બે પરિમાણો

એક પદાર્થ ઉપર એક સાથે એક કાળમાં હોઈ શકે જ નહિ. ઉદાહરણ-સોપારી કરતાં મોસંબી મ્હોટું છે અર્થાત્ મહત્ છે અને શ્રીફળ (નાળિયેર) કરતાં તે (મોસંબી) ન્હાનું છે. અહીં એક જ મોસંબીમાં એક જ સમયમાં અણુત્વ અને મહત્વ એ વિરોધી પરિમાણનો વ્યવહાર બતાવે છે, જે તદ્દન અસંભવિત છે. આ કારણથી એને ઠેકાણે અણુત્વ પરિમાણ ભાક્ત માનવું જોઈએ અને વ્યવહાર પણ ભાકત (ગૌણ) માનવો જોઈએ. કારણ વગર કાર્યની ઉત્પત્તિ થઈ શકે જ નહિ, કારણ વગર જ્યાં કાર્ય બતાવાતું હોય ત્યાં તે કાર્ય ગૌણ છે એમ માનવું એ સ્વાભાવિક છે. ॥ ૧૨ ॥

મોસંબી આદિ ફળમાં મહત્વ પરિમાણ વાસ્તવિક છે અને તેનો વ્યવહાર પણ વાસ્તવિક છે તે આ સૂત્રમાં બતાવે છે.

दृष्टान्ताच्च ॥ १३ ॥

પદાર્થ—(च) કારણના સમુચ્ચયને કહે છે. (दृष्टान्तात्) મહત્ પરિમાણની સત્યતાનું દૃષ્ટાન્ત પણ મળી આવે છે.

ભાવાર્થ—મોસંબી આદિ ફળમાં મહત્ પરિમાણ વાસ્તવિક હોવામાં દૃષ્ટાન્ત પણ છે. જેમકેઃ-કપડું શુકલ (સફેદ) છે. શંખ શુકલતર (વધારે સફેદ) છે અને સ્ફટિક શુકલતમ (સૌથી વધારે સફેદ) છે. આ તારતમ્ય વાસ્તવિક છે. તેમજ અમુક મોસંબી આદિ ફળ મહત્ છે તેના કરતાં બીજું મહત્તર છે અને તેઓ બે કરતાં ત્રીજું તો મહત્તમ છે. આ ઠેકાણે મહત્ પરિમાણનું તારતમ્ય વાસ્તવિક છે. પરિમાણના ઉત્કર્ષ 'વગર દ્રવ્ય વધારે મ્હોટું' અને સૌથી મ્હોટું.' આ પ્રમાણે દ્રવ્યગત ઉત્કર્ષનો વ્યવહાર થઈ શકે નહિ, માટે પરિમાણમાં તારતમ્ય સ્વીકારવું જોઈએ. ॥ ૧૩ ॥

અણુ પરિમાણ ઉપર અણુત્વ પરિમાણનો, મહત્ પરિમાણ ઉપર મહત્વ પરિમાણનો વ્યવહાર થાય છે તે ઉપરથી શું એમ સમજવું કે અણુપરિમાણ ઉપર કોઈ બીજું અણુપરિમાણ છે અને મહત્પરિમાણ ઉપર કોઈ બીજું મહત્ પરિમાણ છે ? આ પ્રશ્નનું નિરાકરણ નીચેના સૂત્રમાં છે.

अणुत्वमहत्वयोरणुत्वमहत्वाभावः कर्मगुणैर्व्याख्यातः ॥ १४ ॥

પદાર્થ—(अणुत्वमहत्वयोः) અણુપરિમાણ અને મહત્પરિમાણ ઉપર (अणुत्वमहत्वाभावः) અણુત્વ અને મહત્વરૂપ કોઈ બીજા પરિમાણનો અભાવ (कर्मगुणैः) કર્મ અને ગુણથી (व्याख्यातः) વ્યાખ્યાત થાય છે.

**ભાવાર્થ**—જેમ ગુણ અને કર્મ ઉપર અણુત્વ કે મહત્વપરિમાણ હોતુ નથી તેમ અણુપરિમાણુ ઉપર કોઇ બીજુ અણુત્વ પરિમાણ અને મહત્પરિમાણ ઉપર કોઈ બીજુ મહત્વ પરિમાણ નથી કર્મ અને ગુણ પોતાના કર્માન્તર અથવા ગુણાન્તરનો સમાવેશ કરતા નથી જો એક પરિમાણુ ઉપર બીજુ પરિમાણ માનવામા આવે તો બીજા ઉપર ત્રીજુ વા માટે નહિ? અને એ પ્રમાણે માનવામા આવે તો અનવસ્થા દોષ ઉભો થાય માટે અણુ પરિમાણુ ઉપર જો અણુત્વ વ્યવહાર અને મહત્પરિમાણ ઉપર મહત્વ વ્યવહાર થતો હોય તો તે ગૌણ છે એમ સ્વીકારવુ જોઇએ જેમ રૂપમા કોઈ બીજુ રૂપ નથી તેમ પરિમાણમા કોઈ બીજુ પરિમાણ નથી. ॥ ૧૪ ॥

कर्मभि॰ कर्माणि गुणैश्च गुणा व्याख्याताः ॥ १५ ॥

**પદાર્થ**—(कर्मभि) કર્મોથી (कर्माणि) કર્મો (च) અને (गुणै) ગુણોથી (गुणा) ગુણો (व्याख्याता) વ્યાખ્યાત છે

**ભાવાર્થ**—કર્મ કર્મવાળા નથી હોતા અને ગુણ ગુણવાળા નથી હોતા, તેજ પ્રમાણે અણુત્વ અને મહત્વ પણ અણુત્વવાળા અને મહત્વવાળા હોતા નથી ॥ ૧૫ ॥

જો કે મ્હોટા કર્મો, ન્હાના કર્મો, મ્હોટા ગુણો, ન્હાના ગુણો આવા શબ્દ-પ્રયોગો થાય છે અને તેથી કેટલાક લોકો માની બેસે છે કે કર્મમા ગુણ છે અને ગુણોમા પણ ગુણ છે આ માન્યતા પણ ભૂલભરેલી છે, એ આ સૂત્રથી સમજાવે છે

अणुत्वमहत्वाभ्या कर्मगुणाश्च व्याख्याता ॥ १६ ॥

**પદાર્થ**—(च) અને (अणुत्वमहत्वाभ्याम्) અણુત્વ અને મહત્વથી (कर्मगुणा) કર્મ અને ગુણો (व्याख्याता) વ્યાખ્યાત થાય છે

**ભાવાર્થ**—જેમ અણુત્વ અને મહત્વ અણુત્વવાળુ અને મહત્વવાળુ નથી તેમ કર્મમા ગુણ નથી, તેમ કર્મ પણ નથી, ગુણમા પણ કર્મ કે ગુણ નથી મ્હોટા ગુણો, મ્હોટા કર્મો વગેરે જે પ્રયોગો થાય છે, તે બાકત અર્થાત્ ગૌણ સમજવા ॥ ૧૬ ॥

અણુત્વ અને મહત્વની જે પ્રક્રિયા બાધી છે તે દીર્ઘત્વ અને હ્રસ્વને પણ લાગુ પડે છે, તે આ સૂત્રમા સમજાવે છે

एतेन दीर्घत्वह्रस्वत्वे व्याख्याते ॥ १७ ॥

**પદાર્થ**—(एतेन) આ લેખથી (दीर्घत्वह्रस्वत्वे) દીર્ઘત્વ અને હ્રસ્વત્વ પણ વ્યાખ્યાત થાય છે

ભાવાર્થ—હ્રસ્વત્વ ઉપર કોઈ બીજુ હ્રસ્વત્વ નથી અને દીર્ઘત્વ ઉપર કોઈ બીજુ દીર્ઘત્વ નથી મહત્વને ઉત્પન્ન થવામાં જે કારણો આગળ બતાવ્યા છે તેજ કારણ દીર્ઘત્વને ઉત્પન્ન થવા માટે છે, અને અણુત્વના જે કારણો બતાવ્યા છે તેજ કારણો હ્રસ્વને ઉત્પન્ન થવા માટે છે જો અહીં કોઈ શંકા કરે કે, કારણ જ્યારે બન્નેના એક જ છે તો કાર્યમા કયાથી ભેદ આવ્યો? આ મહાન છે અને આ દીર્ઘ છે આ કાર્યભેદનો વ્યવહાર કારણ વગર ન થવો જોઇએ આનો ઉત્તર એ છે કે, અગ્નિનો સંયોગ એક જ હોય છે છતા તેનાથી ગુણો જુદા જુદા ઉત્પન્ન થાય છે આમા તે તે ગુણોના પ્રાગભાવો સહકારી કારણ માનવામા આવે છે, તેમ અહીં પણ પ્રાગભાવને લીધે મહત્વ અને દીર્ઘત્વ, અણુત્વ અને હ્રસ્વત્વ ઉત્પન્ન થાય છે એમ માનવુ જોઈએ મહત્વના કારણ સાથે દીર્ઘત્વનો પ્રાગભાવ હોય તો દીર્ઘત્વ ઉત્પન્ન થાય છે, અને મહત્વનો પ્રાગભાવ હોય તો મહત્વ ઉત્પન્ન થાય છે એ જ પ્રમાણે અણુત્વ અને હ્રસ્વત્વમા પણ સમજવુ જ્યા મહત્વ છે ત્યા દીર્ઘત્વ છે, જ્યા અણુત્વ છે ત્યાં હ્રસ્વત્વ છે અને જ્યા પરમ અણુત્વ છે ત્યા નિત્ય હ્રસ્વત્વ છે, એવો પણ અતિદેશનો અર્થ છે ॥ ૧૭ ॥

अनित्येऽनित्यम् ॥ १८ ॥

પદાર્થ—(अनित्ये) અનિત્ય દ્રવ્યમા (अनित्यम्) એ ચારે ય પરિમાણો અનિત્ય છે

ભાવાર્થ—જે અનિત્ય દ્રવ્યો છે ત્યા મહત્વ, દીર્ઘત્વ, અણુત્વ અને હ્રસ્વત્વ પણ અનિત્ય છે અવયવિના થોડા અવયવો નાશ પામ્યા હોય તો પણ અંતિમ અવયવી નાશ પામેલો જ માનવો જોઇએ ધારો કે ૧૦ વારનુ કાપડ છે, અને તેમાથી એક વાર ફાડી નાખ્યુ હોય તો તે ૯ વારનો ટુકડો જુદો જ અવયવી સમજવો જોઇએ આ તે જ અવયવી છે, એ તો બહુ અંશમા સાદૃશ્યને લીધે થાય છે બાકી રહેના નવ વારના ટુકડામા રૂપ ગુણ તે જ છે પહોળાઈ પણ તે જ છે ઇત્યાદિ કારણોને લીધે આ તે જ ૧૦ વારના કાપડનો અવયવી છે એવી ભ્રમપૂર્ણ માન્યતા હોય છે આશ્રયના વિનાશથી આશ્રયી નાશ પામવો જ જોઈએ લોકો પણ ખરી રીતે તો સમજે જ છે કે આ તે જ ૧૦ વાર કાપડનો અવયવી નથી જો નવ વાર કાપડનો ટુકડો દશ વારનો અવયવી છે એવી સાચી માન્યતા હોય તો ગ્રાહક ૧૦ વારને બદલે ૯ વાર લઈ સંતોષ માનત પણ એ પ્રમાણે સંતોષ થતો નથી માટે થોડા ઘણા અવયવોના નાશને લીધે મૂળ અવયવી પણ નાશ પામે છે, એમ માનવુ જ રહ્યુ ॥ ૧૮ ॥

પાર્થિવ પરમાણુમા જેમ રૂપ અનિત્ય માનવામા આવે છે તેમ પરમાણુમાં પણ અણુ પરિમાણ અનિત્ય માનવામા આવે તો શી હરકત?

ઉત્તર—

**नित्ये नित्यम्** ॥ १६ ॥

પદાર્થ—(नित्ते) આકાશ આદિ અને પરમાણુઓમા પરિમાણ (नित्यम्) નિત્ય છે

**ભાવાર્થ**—આકાશમા શબ્દનો વિરોધી શબ્દ ઉત્પન્ન થાય છે માટે નિત્ય આકાશમા શબ્દ ઉત્પન્ન થાય છે, પણ નિત્ય આકાશ ઉપર વિરોધી કોઇ બીજુ પરિમાણ ઉત્પન્ન થતુ નથી માટે નિત્યઆકાશગત પરિમાણ પણ નિત્ય છે એજ પ્રમાણે પરમાણમા પણ વિરોધી પરિમાણ ઉત્પન્ન થતુ ન હોવાથી પરમાણુગત પરિમાણ પણ નિત્ય છે ॥ ૧૬ ॥

પરમાણુના પરિમાણનુ બીજુ નામ પણ છે અને એ નામનો વ્યવહાર વૈશેષિક શાસ્ત્રમા જ થાય છે એ નામ બતાવે છે

**नित्य परिमण्डलम्** ॥ २० ॥

પદાર્થ—(नित्यम्) પરમાણુગત જે નિત્ય પરિમાણ છે તેનુ બીજુ નામ (परिमण्डलम्) પરિમંડલ છે

**ભાવાર્થ**—પરમાણુ ઉપર રહેલુ નિત્ય અણુપરિમાણ 'પરિમંડલ' છે અને પરિમંડલને જ પારિમાંડલ્ય કહેવામા આવે છે પ્રશસ્તપાદ ભાષ્યમા કહ્યુ છે કે 'अन्यत्र परिमाण्डल्य दिम्य' પારિમાંડલ્ય પરિમાણ સિવાય બીજા પરિમાણો આરંભક હોય છે પારિમાંડલ્ય કોઈ પણ પરિમાણનુ કારણ બનતુ નથી એવુ પ્રશસ્તદેવે તથા બીજા વૈશેષિક શાસ્ત્રને જાણનારાઓએ કહ્યુ છે ॥ ૨૦ ॥

કુવનય આમળુ, સમિધ, શેલડીના સાંઠા વગેરે ઉપર જે અણુપરિમાણનો વ્યવહાર થાય છે તે અસત્ય છે કારણ કે તે પરિમાણ આપેક્ષિક છે હવે જ્યારે આ બધા અણુપરિમાણો અસત્ય છે ત્યારે અણુપરિમાણ સાચુ છે એવુ માનવામા શુ કઈ પ્રમાણ છે? જેટલુ પ્રત્યક્ષ અણુ પરિમાણ છે તે બધુ જ આપેક્ષિક હોવાથી મિથ્યા જ માનવામા આવે છે તો પછી સત્ય અણુપરિમાણ ન હોવુ જોઇએ આ શંકાના સમાધાન માટે નીચેનુ સૂત્ર છે

**अविद्या च विद्यालिङ्गम्** ॥ २१ ॥

પદાર્થ—(अविद्या) અવિદ્યા એટલે ભ્રમ એ (विद्यालिङ्गम्) સત્ય જ્ઞાનનુ અનુમાપક છે (च) જ

**ભાવાર્થ**—પ્રત્યક્ષ પદાર્થ ઉપર અણુપરિમાણ બધા જ મિથ્યા છે એ વાત ખરી છે અને જે મિથ્યા જ્ઞાન થાય છે તેનુ મૂળ સત્ય જ્ઞાન જ હોય છે सर्वत्र भ्रमा प्रमापूर्विका भवति આવુ નૈયાયિકોનુ માનવુ છે જો સત્ય અણુપરિમાણ ક્યાય ન હોય તો મિથ્યા અણુપરિમાણનુ જ્ઞાન પણ ન જ થવુ જોઇએ, પણ જ્યારે મિથ્યા અણુ પરિમાણનુ જ્ઞાન થાય છે તો ક્યાય પણ એ સત્ય હોવુ જ જોઈએ એ સત્ય અણુપરિમાણ દ્વયણુક ઉપર છે અને ત્યાજ અણુ પરિમાણનુ જ્ઞાન સત્ય છે એવુ આગળ કહેવામા આવ્યુ છે અવિદ્યા એ વિદ્યાનુ લિંગ છે એવુ અન્યથાખ્યાતિને માનનાર વૈશેષિકોનુ જ માનવુ છે અનિર્વચનીય ખ્યાતિવાદી નવીન વેદાન્તીઓ તો અવિદ્યાને અનાદિ જ માને છે અર્થાત્ એનુ મડાણ સત્ય ઉપર નથી, પણ આવી વિચિત્ર માન્યતાને માટે નવીન વેદાન્તીઓ પાસે કાઈ વ્યાવહારિક પ્રમાણ નથી મહર્ષિ કણાદનુ માનવુ છે કે, મિથ્યા અણુ પરિમાણના જ્ઞાનથી સત્ય અણુપરિમાણના જ્ઞાનનુ અનુમાન કરવુ જ જોઈએ ॥ ૨૧ ॥

आकाश परिमाणवत् द्रव्यत्वात्—આકાશને પરિમાણ છે કારણ કે, તે દ્રવ્ય છે જે જે દ્રવ્ય હોય તેને કોઇને કોઈ પરિમાણ હોવુ જ જોઈએ હવે આકાશ ઉપર આગળ બતાવેલા ચાર જાતના પરિમાણોમાથી કઈ જાતનુ પરિમાણ છે ? એનો નિર્ણય કરાવતુ આ નિમ્ન સૂત્ર છે આકાશ સાથે આત્મા ઉપરનુ પરિમાણ પણ સમાન ન્યાયથી બતાવ્યુ છે

**विभवान्महानाकाशस्तथा चात्मा ॥ २२ ॥**

પદાર્થ—(विभवात्) વિભવ એટલે સર્વમૂર્ત પદાર્થો સાથેનો સયોગ, એટલે સર્વમૂર્તસયોગિત્વ આ વિભવ આકાશમા હોવાથી તે (महान्) આકાશ મહાન છે એટલે પરમ મહત્ પરિમાણવાળુ છે (च) અને (तथा) તે પ્રમાણે (आत्मा) આત્મા છે

**ભાવાર્થ**—આકાશનો સબધ સર્વમૂર્ત દ્રવ્યો સાથે છે માટે તેના ઉપર સૌથી મ્હોટામા મ્હોટુ પરિમાણ હોવુ જોઇએ બધા મૂર્ત સાથે એનો સબધ છે એમા કારણ એ છે કે સર્વ ઠેકાણે શબ્દ થાય છે અને શબ્દનો આધાર આકાશ જ છે માટે જ્યા જ્યા સૂક્ષ્મ કે મહાન્ શબ્દ થતો હોય ત્યા ત્યા આકાશ હોવુ જોઇએ મુબઈ અને કલકત્તા આદિમા જુદા જુદા આકાશો માનવામા કોઈ પ્રમાણ નથી આકાશનુ અનુમાન પણ શબ્દથી થાય છે આ કારણથી આકાશ સૌથી મ્હોટુ છે એટલે વ્યાપક છે જે જે દ્રવ્ય સર્વમૂર્ત સાથે સયોગ ધરાવે છે તે બધા જ દ્રવ્યો વ્યાપક છે એમ સમજવુ આત્મા પણ વ્યાપક દ્રવ્ય જણાય છે કારણ કે એનો સબધ પણ સર્વમૂર્ત દ્રવ્યો સાથે છે

આ સર્વમૂર્ત દ્રવ્ય સાથેનો સંયોગ આકાશમાં જેમ શબ્દ રૂપ હેતુથી માનવામાં આવે છે તેમ આત્મામાં પણ કાર્યરૂપ હેતુથી માનવામાં આવે છે. જ્યાં જ્યાં કાર્ય થતું હોય ત્યાં ત્યાં કૃતિ અર્થાત્ પ્રયત્ન હોવો જ જોઈએ અને પ્રયત્ન એ આત્માનો જ ગુણ છે માટે આત્મા પણ ત્યાં છે એમ સ્વીકારવું જોઈએ, આ ઉપરથી આત્મા ઉપર પણ પરમ મહત્ પરિમાણ છે અને તેથી તે પરમાત્મા કહેવાય છે. આવું સૂત્રકારનું તાત્પર્ય છે. પ્રાણના સંબંધને લીધે જીવાત્મા શરીરમાં જ સ્પષ્ટ જણાય છે. આત્મા જે સાધનોથી વિચારે છે અને જે સાધનોથી કાર્ય કરે છે તે બધાં જ શરીરમાં પ્રતિષ્ઠિત છે, તેથી પણ શરીરમાં જ એ વધારે સ્ફુટ જણાય છે. શરીર સિવાય અન્યત્ર એને જ્ઞાન પણ થતું નથી. પરમાત્માને ઈંદ્રિયો અને શરીર નથી કારણ કે, એને જ્ઞાન મેળવવાની જરૂર નથી એ તો નિત્ય જ્ઞાનવાન્ છે માટે એને વ્યાપક માનવામાં કોઈને શંકા થતી નથી. મહર્ષિ કણાદના શબ્દો તો આત્માને વ્યાપક જ જણાવે છે, માટે એમના મંતવ્યને ખોટી રીતે સમજાવવું એ અમને અયોગ્ય લાગે છે. જીવાત્મા અત્યંત સૂક્ષ્મ છે એવું માનવું બીજા વિદ્વાનોનું પણ છે, અને જીવાત્માને પરમ અણુ માનવાથી પણ વ્યવસ્થા થઈ શકે છે એવું તેમનું માનવું છે, માટે એ બન્ને વાદીઓની દલીલોનો સૂક્ષ્મ વિચાર જિજ્ઞાસુઓ કરે એવી અમારી સૂચના છે. આ ઠેકાણે એનો ઉલ્લેખ કરી નિર્ણય કરવા મથવું એ ગ્રંથને વિસ્તાર આપવા જેવું અમને જણાયાથી અહીં જ આ સંબંધમાં અટકી જવું યોગ્ય છે. પરમાત્મા એક છે અને જીવાત્માઓ અનેક છે. વિવિધ જ્ઞાન, ઈચ્છાઓ, સુખ અને દુઃખ આદિની વ્યવસ્થાથી જીવાત્મા 'નાના' એટલે અનેક છે એમ સાબિત થાય છે. સંસારમાં કોઈ સુખી તો કોઈ દુઃખી છે. એ વ્યવસ્થા છે, જો એક જ આત્મા હોય તો આવી વ્યવસ્થા થઈ શકે નહિ.

ઉપનિષદ્‌માં જીવાત્માને 'અણુ' એટલે સૂક્ષ્મ કહ્યો છે. એટલે કે જીવાત્મા ઉપર જે પરિમાણ છે તે અણુ પરિમાણ છે. પરમાત્મા વિભુ છે અને જીવાત્મા અણુ પરિમાણવાળો છે. જીવાત્માઓ અસંખ્ય છે અને પરમાત્મા એક છે. આના સંબંધમાં ઉપનિષદોનાં પ્રમાણો :—

अङ्गुष्ठमात्रो रवितुल्यरूपः संकल्पाहङ्कारसमन्वितो यः ।
बुद्धेर्गुणेनात्मगुणेन चैव ।
आराग्रमात्रो ह्यवरोऽपि दृष्टः ।
वालाग्रशतभागस्य शतधा परिकल्पितस्य च ।
भागो जीवः स विज्ञेयः स चानन्त्याय कल्पते ॥

श्वेताश्वतरोपनिषत् । अ. ५ मंत्र ८–९.

**ભાવાર્થ**—જીવાત્મા અંગુષ્ઠપરિમાણવાળો એટલે કે સૂક્ષ્મ છે. સૂર્ય જેવો પ્રકાશવાળો છે. આત્મામાં જે પ્રકાશ છે તે જ્ઞાન છે.

જીવાત્મામાં સંકલ્પ અને અહંકાર છે. પરમાત્મા સિવાય બુદ્ધિગુણથી યુક્ત અને પોતાના અલ્પપરિમાણથી બીજો આત્મા પણ છે, જે જીવાત્મા કહેવાય છે. વાળનો અગ્ર ભાગ હોય અને તેના સેંકડો ટુકડા કર્યા હોય તેમાંના એક ટુકડા જેવડો જીવાત્મા છે. એ જીવાત્મા જ આનન્ત્ય એટલે મોક્ષ મેળવવાને શક્તિમાન્ થાય છે.

अङ्गुष्ठमात्रः पुरुषोऽन्तरात्मा सदा जनानां हृदये संनिविष्टः ।

શરીરની અંદર હૃદયમાં અંગુષ્ઠપરિમાણવાળો જીવાત્મા સંનિવિષ્ટ છે. અંગુષ્ઠમાત્ર એટલે અંગુઠા જેવડો નહિ, પણ સૂક્ષ્મ અર્થ સમજવો.

एषोऽणुरात्मा चेतसा वेदितव्यः
यस्मिन् प्राणः पञ्चधा संविवेश। मुंडक उपनि. ३–९.

જીવાત્મા અણુ છે, તેને શુદ્ધ ચિત્તથી જાણવો જોઈએ. એ જીવાત્માને લીધે જ શરીરમાં પાંચ પ્રકારના પ્રાણ, અપાન, સમાન, વ્યાન, અને ઉદાન નામના પાંચ વાયુઓ કામ કરી રહ્યા છે.

अङ्गुष्ठमात्रपुरुषो मध्य आत्मनि तिष्ठति
ईशानो भूतभव्यस्य न ततो विजुगुप्सते। कठउपनि. २–१–१२.

શરીરમાં અંગુષ્ઠ પરિમાણવાળો સૂક્ષ્મ આત્મા વિદ્યમાન છે. તેજ પોતાનો ભૂતકાળ અને ભવિષ્યકાળનો નિર્માતા છે; એટલે પોતાનાં ભૂતકાળનાં કર્મ અને ભવિષ્યકાળનાં કર્મનો નિર્માતા છે.

अङ्गुष्ठमात्र पुरुषो ज्योतिरिवाधूमकः ।
ईशानो भूतभव्यस्य स एवाद्य स उ श्वः ॥ कठ. उप. २–१–१३.

**અર્થ**—ધુમાડા વગરની જ્યોતિ જેવો સૂક્ષ્મ પુરુષ–જીવાત્મા છે તે આજે પણ છે અને કાલે પણ રહેશે, એટલે કે તે નિત્ય છે.

ऊर्ध्वं प्राणमुन्नयति अपानं प्रत्यगस्यति ।
मध्ये वामनमासीनं विश्वे देवा उपासते ॥ कठोपनि. २–२–३.

**અર્થ**—પ્રાણ વાયુને જે ઉપર લે છે અને અપાન વાયુને નીચે ગતિ કરાવે છે તે જીવાત્મા છે. તે શરીરમાં વામન એટલે સૂક્ષ્મ રૂપે બેઠો છે અને બધી ઈંદ્રિયો એના પ્રયત્નથી પોત પોતાના વિષયમાં પ્રવૃત્ત થાય છે.

इहैवान्तः शरीरे सौम्य स पुरुषः
यस्मिन्नेता षोडश कला: प्रभवन्ति ॥ प्रश्नोपनि ६-२.

હે સૌમ્ય, આ શરીરમા પુરુષ=જીવાત્મા વિદ્યમાન છે જેને લીધે સોળે કળાઓ ખીલે છે.

આ પ્રમાણે બધાં ઉપનિષદો જીવાત્માને સૂક્ષ્મ માને છે અને પરમાત્માને વિભુ=વ્યાપક માને છે આ સૂત્રનો અર્થ સમજતી વખતે આવાં પ્રમાણો ધ્યાનમાં રાખવાં. ॥ ૨૨ ॥

હવે મન ઉપર રહેલા પરિમાણનો વિચાર કરે છે આકાશની માફક મનમાં પણ સ્પર્શ ન હોવાથી તે પણ આકાશ પેઠે જ વિભુ છે આવુ કેટલાકનુ માનવું છે તેનું નિરસન કરે છે અને મનનું પરિમાણ અણુ છે એવુ આ સૂત્રથી સિદ્ધ કરે છે.

तदभावादणु मनः ॥ २३ ॥

પદાર્થ—(तदभावात्) तस्य विभवस्य अभावात् સર્વમૂર્ત સાથેના સંયોગ રૂપ વિભુ પરિમાણ મન ઉપર ન હોવાથી (अणु मन) મન અણુ છે

ભાવાર્થ—મન એક સાથે અથવા એક જ સમયમા સર્વમૂર્ત પદાર્થો સાથે સંયોગ પામી શકતુ નથી, માટે તે અણુ છે જો મનમા વિભુત્વ માનવામા આવે તો તેનો સર્વ ઇંદ્રિયો સાથે એક જ સમયમા સંયોગ હોવાથી એક કાળમા જ અનેક જ્ઞાનો ઉત્પન્ન થવા જોઇએ, પણ જ્ઞાન તો ક્રમથી જ ઉત્પન્ન થાય છે તેથી મન વિભુ નથી એક જ કાળમા એક જ વિષય સાથે મનનુ હોવુ અને અન્ય વિષયો સાથે ન હોવુ એનું નામ વ્યાસંગ છે જો મન વિભુ હોય તો વ્યાસંગ અથવા એકાગ્રતા ન હોય શકે વિભુ દ્રવ્ય એક પદાર્થ સાથે જ સંયુક્ત રહે અને અન્ય સાથે ન રહે એ કેમ બને ?

મન મધ્યમ પરિમાણવાળુ પણ નથી, મધ્યમ પરિમાણવાળા બધા જ દ્રવ્યો અવયવવાળા અને અનિત્ય હોય છે, જ્યારે મન નિરવયવ અને નિત્ય છે માટે મન અણુ એટલે પરમસૂક્ષ્મપરિમાણવાળુ છે મન દ્રવ્ય છે છતા એ કોઇપણ સજાતીય કે વિજાતીય દ્રવ્યનુ આરંભક નથી એટલે કે મન કોઇપણ કાર્યદ્રવ્યનુ ઉપાદાન કારણ નથી જે દ્રવ્યમા સ્પર્શ ન હોય તે કોઈપણ કાર્યદ્રવ્યનુ આરંભક હોતુ નથી, એવુ ન્યાયવિદોનુ મન્તવ્ય છે

ઉપનિષદોમા ત્રણે ઠેકાણે મનને ઉત્પત્તિવાળુ બતાવ્યુ છે જેમકે,—

अन्नमशितं त्रेधा विधीयते तस्य यः स्थविष्ठो धातुस्तत् पुरीषं भवति ।
यो मध्यमस्तन्मांसं योऽणिष्ठस्तन्मनः ॥

છાન્દોગ્ય ઉપ. અ. ૬. ખં. ૬. ૪-૧

**અર્થ**—જે અન્ન ખાવામાં આવે છે, તેના ત્રણ પરિણામ થાય છે. જે સ્થૂલતમ પરિણામ થાય છે, તે પુરીષ (વિષ્ઠા) છે. જે મધ્યમ પરિણામ છે તે માંસ છે અને જે સૌથી સૂક્ષ્મ પરિણામ છે તે મન છે.

મુણ્ડક ઉપનિષદમાં પણ લખ્યું છે કેઃ—

तपसा चीयते ब्रह्म ततोऽन्नमभिजायते ।
अन्नात्प्राणो मनः सत्यं लोकाः कर्मसु चामृतम् ॥

પરબ્રહ્મ પરમાત્માના પ્રયત્નથી કાર્ય બ્રહ્મરૂપ જગત્ બને છે. તેનાથી અન્ન ઉત્પન્ન થાય છે, અન્નમાંથી પ્રાણ, મન, સત્ય, લોક અને કર્મના ફળસ્વરૂપ અમૃત બને છે. —મુણ્ડક ઉપનિષદ્ ૧-૧-૮

આવાં સ્થળોમાં મનની ઉત્પત્તિ ગૌણ અથવા ઔપાધિક સમજવી.

વેદમાં મનને અનાદિ અને અનંત કહેવામાં આવ્યું છે જેમકેઃ—

यदपूर्वं यक्षमन्तः प्रजानां तन्मे मनः शिवसंकल्पमस्तु.
यत्प्रज्ञानमुत चेतो धृतिश्चयज्ज्योतिरन्तरमृतं प्रजासु ॥
तन्मे मनः शिवसङ्कल्पमस्तु ॥ યજુર્વેદ અ. ૩૪.

આ મન્ત્રોમાં 'अपूर्वम्' શબ્દનો અર્થ અનાદિ અને अमृतम् નો અર્થ અવિનાશી થાય છે. ॥ ૨૩ ॥

હવે દિશાનું વ્યાપકત્વ બતાવે છે.

**गुणैर्दिग्व्याख्याता ॥ २४ ॥**

**પદાર્થ**—(गुणैः) પરાપરપ્રત્યયરૂપ ગુણોથી (दिग्) દિશા (व्याख्याता) વ્યાખ્યાત થાય છે.

**ભાવાર્થ**—સકલ ભૂમંડળમાં સર્વ ઠેકાણે પૂર્વ, પશ્ચિમ, પર અને અપર આદિ ગુણ બોધક વ્યવહાર થાય છે. જ્યાં જ્યાં પર અપર આદિ વ્યવહાર થાય છે ત્યાં ત્યાં દિશા હોવી જ જોઇએ, માટે દિશા સર્વવ્યાપક છે. પરત્વ અને અપરત્વની ઉત્પત્તિમાં સંયુક્ત સંયોગોનું ભૂયસ્ત્વ અને અલ્પત્વ કારણ છે. એવા સંયોગોના ભૂયસ્ત્વ અને અલ્પીયસ્ત્વ વિષયની અપેક્ષા રાખનારી

ઉદ્દિ એ પૂર્વ, પર અને અપર આદિમા નિમિત્તકારણ છે દશ દિશાઓ છે એ કથન તો તે તે ઉપાધિને લીધે થાય છે માટે પૂર્વાદિ દિશાઓ તો ઉપાધિનિબંધન હોવાથી સાચી નથી, સાચી તો એક જ દિશા છે તે વ્યાપક અર્થાત્ વિભુ છે ॥ ૨૪ ॥

હવે 'કાળ' રૂપ દ્રવ્યની પણ વ્યાપકતા સમજાવે છે

कारणे काल. ॥ २५ ॥

પદાર્થ—(कारण) ન્હાનુ, મ્હોટુ, ક્રમથી, એકસાથે, જલદી, ધીમે વગેરેને જે જ્ઞાન વિષય કરે છે, એ જ્ઞાનને ઉત્પન્ન કરનાર જે દ્રવ્ય છે તેમા (काल) 'કાળ' એવી સમાખ્યા છે

**ભાવાર્થ**—ભરત કરતા રામ મ્હોટો છે, રામ કરતા ભરત ન્હાનો છે, ક્રમથી તમે બધા અહી આવો એકસાથે તમે આ મત્રોનુ ઉચ્ચારણ કરો, આ બધા વ્યવહારોમા કાળ એ મુખ્ય વસ્તુ છે જો કાળ ન હોય તો અમુક કરતા અમુક ન્હાનો છે અથવા મોટો છે એ વ્યવહાર થઈ જ ન શકે, માટે ઉપર બતાવેલા વ્યવહારો જે દ્રવ્યને લીધે થાય છે તે દ્રવ્યનુ નામ કાળ છે વળી એવા વ્યવહારો સમસ્ત ભૂમ ડળમા થાય છે માટે કાળ સર્વવ્યાપક છે એ પણ સિદ્ધ થાય છે કાળ ઉપર પરમમહત્વરૂપ પરિમાણનુ હોવુ એ જ તેનુ વ્યાપકત્વ અથવા વિભુત્વ છે અમુક બાળક હમણા જન્મ્યુ ઈત્યાદિ પ્રતીતિના બળથી જન્યમાનનુ નિમિત્તકારણ કાળ છે એમ સમજાય છે

જે નિમિત્તકારણ હોય તે જન્ય પદાર્થના સમવાયિ અને અસમવાયિ કારણ પાસે જ હોય છે તેથી પણ કાળની વ્યાપકતા સિદ્ધ થાય છે ભૂત, વર્તમાન અને ભવિષ્યનો વ્યવહાર સર્વત્ર થાય છે તેથી પણ સમજાય છે કે કાળ સર્વગત અર્થાત્ વ્યાપક છે કારણ કે ઉક્ત ત્રણે વ્યવહારનુ કારણ કાળ જ છે

અથવા—

ક્ષણ લવ, મુહૂર્ત યામ દિવસ, અહોરાત્ર, પક્ષ, માસ, ઋતુ, અયન અને વરસ ઈત્યાદિ વ્યવહારના કારણરૂપ દ્રવ્યનુ નામ કાળ છે, આવી જાતનો વ્યવહાર સર્વત્ર થાય છે માટે કાળ વ્યાપક છે, અને તે એક જ છે ક્ષણ લવ આદિ બધા જ જન્યત્વ રૂપ ઉપાધિને લીધે બને છે, પરમાર્થ રીતે જોતા તો કાળ એક જ છે ગીતામા શ્રીકૃષ્ણે પોતાના વિરાટ સ્વરૂપને માટે કાળ

શબ્દ વાપર્યો છે. कालोऽस्मि लोकक्षयकृत् प्रवृद्धः ઇત્યાદિ. એમાં તો કાવ્યદૃ
છે. એવી દૃષ્ટિ રૂપક આદિ અલંકારો વગર બની શકે નહિ. રૂપક આ
અલંકારોથી જ્યાં અભેદ બતાવવામાં આવે છે તે બધા અભેદો આરોપિત અર્થા
અસત્ય હોય છે, માટે કાળ પરમાત્માથી ભિન્ન છે. આત્મા ચેતન છે, જ્યારે
કાળ તો જડ પદાર્થ છે. ॥ ૨૫ ॥

इति वैशेषिकदर्शने गुर्जरभाषाभाष्ययुते सप्तमाध्यायस्य
प्रथममाह्निकम् ॥



॥ ओ३म् ॥

# अथ सप्तमाध्यायस्य द्वितीय माह्निकम्।



આ આહ્નિકની શરૂઆતમા 'એકત્વરૂપ સંખ્યા' અને 'એકપૃથક્ત્વ' આ બે ગુણોની પરીક્ષા શરૂ કરે છે રૂપ, રસ, ગંધ અને સ્પર્શ આ ગુણો કરતા 'એકત્વ' કોઈ જુદો જ ગુણ છે તે આ પ્રથમ સૂત્રમા સમજાવે છે

रूपरसगन्धस्पर्शव्यतिरेकादर्थान्तरमेकत्वम् ॥ १ ॥

પદાર્થ—(रूपरसगन्धस्पर्शव्यतिरेकात्) રૂપ, રસ, ગંધ અને સ્પર્શથી જુદુ પડવાથી (एकत्वम्) એકત્વ (अर्थान्तरम्) જુદો અર્થ છે

ભાવાર્થ—"एको घट" 'એક ઘડો' આ બે શબ્દેથી જે જ્ઞાન થાય છે તે વિશિષ્ટ જ્ઞાન છે એટલે એ જ્ઞાનમા એક વિશેષણ છે અને એક વિશેષ્ય છે આ જ્ઞાનમા રૂપ આદિનુ ભાન નથી, એ તો સ્પષ્ટ છે ઘટ એ તો વિશેષ્ય પદાર્થ છે અને વિશેષણ એકત્વ છે આ એકત્વ ઘટત્વસામાન્ય રૂપ નથી, કારણ કે, જ્યા ઘટત્વ નથી એવા પદાર્થમા પણ એકત્વનુ ભાન થાય છે જેમકે एक पट, एकं गृहम्, एका नदी, एकस्त्वरु ઈત્યાદિ

જ્યા રૂપ આદિ નથી ત્યા પણ એકત્વની પ્રતીતિ થાય છે જેમકે—एक आकाश, एक काल અહી આકાશ અને કાળમા રૂપ, રસ, ગંધ અને સ્પર્શ નથી છતા તેમા એકત્વની પ્રતીતિ થાય છે, માટે રૂપાદિથી 'એકત્વ' જુદુ છે અને એ ગુણ છે અને ગુણોમા પણ એ સંખ્યા છે

ઘટાદિના સ્વરૂપનેજ 'એકત્વ' કહી શકાય નહિ, કારણ કે, જ્યા ઘટનુ સ્વરૂપ નથી એવા પટ આદિમા પણ 'એકત્વ'ની પ્રતીતિ થાય છે દ્રવ્યત્વરૂપ સામાન્ય પણ 'એકત્વ' નથી કારણ કે, घटो द्रव्यम् અથવા घटा द्रव्यम्=અને ઘડાઓ દ્રવ્ય છે અથવા ઘડાઓ દ્રવ્ય છે એમ કહી શકાય પણ घटो एक અથવા घटा एक આમ કહી શકાય નહિ એ ઘડાઓ અથવા બધા ઘડા એક છે એમ કહી શકાય નહિ જેને ઘડાઓ જોઈએ છે તે એક ઘડો મેળવી કૃતાર્થ થઈ શકે નહિ આ કારણથી એકત્વ એ દ્રવ્યત્વ નથી. આ ઉપરથી સમજી શકાય છે કે 'એકત્વ' એ જુદી જ વસ્તુ છે વૈશેષિક શાસ્ત્રકાર તેને એક

જુદો જ ગુણ માને છે આ ગુણ નવે દ્રવ્યમા રહે છે, જેમકે – एका पृथ्वी, एकम् जलम्, एकं तेज, एको वायु, एक आकाश, एक काल, एका दिक्, एक आत्मा, एक मन इति ॥ १ ॥

એકત્વ સખ્યા સાથે એક પૃથકત્વ સમાન હોવાથી એની પણ સિદ્ધિ કરે છે

**तथा पृथक्त्वम्** ॥ २ ॥

**પદાર્થ**—(तथा) તે પ્રમાણે (पृथक्त्वम्) એક પૃથકત્વ પણ સિધ્ધ થાય છે

**ભાવાર્થ**—अयमस्मात् पृथक् આ આનાથી અલગ છે આ અનગપણું એટલેજ પૃથકત્વ પૃથકત્વમા અવધિની જરૂર હોય છે અવધિ વાચક શબ્દને પાચમી વિભક્તિ લાગે છે ભેદ અને પૃથકત્વ ઉપર ઉપર જોતા એક લાગે છે, પણ બન્નેની પ્રતીતિઓ તપાસતા તે જુદા જુદા જ ગુણો છે ભેદમા इदमिद न અથવા घट पटो न। 'ઘડો એ વસ્ત્ર નથી' આ પ્રતીતિ ભેદનુ અવગાહન કરે છે જ્યારે 'घटात् पट पृथक्' 'ઘડાથી વસ્ત્ર અલગ છે' આ પ્રતીતિ પૃથકત્વનુ અવગાહન કરે છે બન્ને જ્ઞાનોનો આકાર સ્પષ્ટ જુદો પડે છે જ્ઞાન જુદુ પડવાનુ કારણ જ્ઞાનના વિષયોની ભિન્નતા જ છે ભેદવાળો અર્થ પૃથક્ હોય છે અને જેમા ભેદ હોય છે ત્યા પૃથકત્વ પણ હોય છે માટે ભેદ અને પૃથકત્વ એક જ અર્થ છે આ યુક્તિ પણ બરાબર નથી अघट पट અહી घटात् पट पृथक्‌ની પેઠે પાચમી વિભક્તિ જો એક હોય તો કેમ આવતી નથી? આ પ્રમાણે શબ્દપ્રયોગ ભેદથી પણ પૃથકત્વ અને ભેદ બન્ને જુદા જુદા ગુણો છે એમ સાબિત થાય છે દ્રવ્યત્વરૂપ સામાન્ય પણ પૃથકત્વ નથી, કારણ કે સામાન્યની સિદ્ધિમા અવધિની અપેક્ષા રહેતી નથી જ્યારે પૃથકત્વમા તો અવધિ હોય તો જ પૃથકત્વ સિદ્ધિમા આવી શકે નહી તો નહિ આથી પૃથકત્વ એક જુદો ગુણ છે ॥ २ ॥

'એકત્વ એક છે' 'રૂપાદિ કરતા પૃથકત્વ પૃથક્ છે આ પ્રતીતિથી એમ જણાય છે કે એકત્વમા પણ એકત્વ સંખ્યા છે અને પૃથકત્વમાં પણ પૃથકત્વ છે આ શકાનુ સમાધાન કરવા માટે આ નિમ્ન સૂત્ર છે

**एकत्वैकपृथक्त्वयोरेकत्वैकपृथक्त्वाभावोऽणुत्वमहत्त्वाभ्या व्याख्यातः** ॥ ३ ॥

**પદાર્થ**—(एकत्वैकपृथक्त्वयो) એકત્વ અને એક પૃથકત્વમા (एकत्वैकपृथक्त्वाभावो) એકત્વ અને એકપૃથકત્વનો અભાવ (अणुत्वमहत्त्वाभ्या व्याख्यात) અણુત્વ અને મહત્વથી વ્યાખ્યાત થાય છે

ભાવાર્થ—જેમ અણુ પરિમાણ ઉપર બીજું અણુપરિમાણ નથી અને મહત્પરિમાણ ઉપર બીજું મહત્પરિમાણ નથી તેમ એકત્વ ઉપર એકત્વ નથી અને એકપૃથકત્વ ઉપર બીજું એકપૃથકત્વ નથી. ભાષામાં 'એકત્વ એક છે' એવા જે પ્રયોગો થાય છે તે તો ગૌણ છે. ગુણોમાં ગુણ હોતા નથી અને કર્મમાં કર્મ હોતું નથી. એકત્વ અને પૃથકત્વ એ બન્ને ગુણ છે માટે તેમાં એકત્વ અને પૃથકત્વ નથી. ॥ ૩ ॥

દ્રવ્ય, ગુણ અને કર્મ આ ત્રણેમાં એકત્વ વ્યવહાર સાધારણ જણાય છે, જેમકે, एकं द्रव्यम्, एको गुण', एकं कर्म. એક દ્રવ્ય, એક ગુણ અને એક કર્મ. તો પછી દ્રવ્યમાં જ એકત્વ છે અને ગુણ કર્મમાં નથી આમાં વિનિગમક શું છે અર્થાત્ એકત્ર પક્ષપાત બતાવનારી યુક્તિ કઇ છે? આનો ઉત્તર આ સૂત્રમાં છે.

निःसंख्यत्वात् कर्मगुणानां सर्वेकत्वं न विद्यते ॥ ४ ॥

પદાર્થ—(कर्मगुणानाम्) કર્મ અને ગુણોમાં (निःसंख्यत्वात्) સંખ્યા ન હોવાથી (सर्वैकत्वम्) ત્રણેમાં અથવા ગુણાદિ ૭ પદાર્થોમાં (एकत्वं न विद्यते) એકત્વ નથી.

ભાવાર્થ—ગુણોમાં અને કર્મમાં સંખ્યા નથી અને સંખ્યા એ ગુણ છે. જો ગુણમાં ગુણ માનવામાં આવે તો અનવસ્થા દોષ આવે છે. વળી रूपे रूपम् એવી પ્રતીતિ પણ થતી નથી. કેવળ દ્રવ્યમા જ ગુણો હોય છે. દ્રવ્યમાં એકત્ર સમવાય સંબંધને લીધે 'એકરૂપ' ઇત્યાદિ પ્રતીતિ થાય છે પણ એ પ્રયોગ જ ભાક્ત હોવાથી એ ગુણમાં સંખ્યાને સિદ્ધ કરી શકતો નથી. સંખ્યા એ દ્રવ્ય નથી, કર્મ નથી પણ ગુણ છે એ આગળ સિધ્ધ કરવામાં આવ્યું છે. ॥ ૪ ॥

ત્યારે एकं रूपम, एको रसः ઇત્યાદિ પ્રયોગ અને જ્ઞાન કેમ થાય છે?

ઉત્તર—

भ्रान्तं तत् ॥ ૫ ॥

પદાર્થ—(तत्) તે જ્ઞાન (भ्रान्तम्) ભ્રમ છે.

ભાવાર્થ—ગુણ અને કર્મમાં જે એકત્વજ્ઞાન થાય છે તે ભ્રમ છે અર્થાત્ ભૂલ છે, અને એ પ્રયોગ ભાક્ત છે. સ્વરૂપનો અભેદ હોવો એ જ ભાક્ત છે. 'એક રસ, અહીં રસનું સ્વરૂપ જ અભિન્ન છે રસમાં એકત્વ જેવી કોઇ અલગ સંખ્યા નથી. સ્વરૂપનો અભેદ એ કોઈ એકત્વ સંખ્યા નથી. ॥ ૫ ॥

एकं द्रव्यम् આ વાક્ય પ્રયોગને ભાક્ત (ગૌણ) શા માટે ન માનવો? અને તેનાથી જે જ્ઞાન થાય છે તેને ભ્રમ તરીકે શા માટે ન માનવું? આનો ઉત્તર આ સૂત્રમાં આપવામાં આવ્યો છે.

एकत्वाभावाद् भक्तिस्तु न विद्यते ॥ ६ ॥

**પદાર્થ**—(एकत्वाभावात्) પારમાર્થિક એકત્વ ન હોવાથી (भक्तिः) ગૌણતા (तु) પણ (न विद्यते) હોતી નથી.

**ભાવાર્થ**—જો દ્રવ્યમાં પણ પારમાર્થિક એકત્વ ન માનવામાં આવે તો તેની ભક્તિ અર્થાત્ ગૌણતા પણ ન જ સંભવી શકે. જે વસ્તુ પ્રમાણ ગોચર હોય તેની જ કોઈક ઠેકાણે ભક્તિ હોઈ શકે, જે પ્રમાણનો વિષય જ નથી તેની તો મુખ્યતા કે ગૌણતા હોઈ જ ન શકે. प्रमितमारोप्यते नाप्रमितम् એવો અબાધિત સિદ્ધાંત છે. જે પદાર્થ અસત્ હોય તેની ખ્યાતિ થઈ શકે જ નહિ, જે પદાર્થ હોય તેની તો અન્યથાખ્યાતિ સંભવી શકે છે. શશશૃંગનો ભ્રમ કોઈને થતો નથી કારણ કે શશશૃંગ અસત્ છે માટે તેની ખ્યાતિ થતી નથી. ચાંદી પારમાર્થિક છે, પ્રમિત છે તેથી કલઇ ઈત્યાદિમાં કોઈક વખતે ઇંદ્રિયના દોષ આદિને લીધે ચાંદીપણાનો ભ્રમ થાય છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે 'અસત્ખ્યાતિ' નથી અને 'અન્યથાખ્યાતિ' છે. આ કારણને લીધે દ્રવ્યમાં એકત્વ પારમાર્થિક છે અને ગુણાદિમાં અપારમાર્થિક છે અને ગુણાદિને લગતો એવો વાક્ય-પ્રયોગ પણ ભાક્ત અર્થાત્ ગૌણ છે. ॥ ૬ ॥

હવે કાર્ય અને કારણ એક જ છે તેમાં કશો જ ભેદ નથી, કારણ એ જ કાર્ય છે એવું જે માને છે તેઓની શંકા દૂર કરવા માટે નીચેનું સૂત્ર છે. કાર્ય અને કારણમાં અભેદ માનનારાઓ કહે છે કે વસ્ત્રમાંથી એક એક કરી સૂતરનાં બધા તાંતણા ખેંચી લઇએ તો પછી વસ્ત્ર જેવી કોઈ વસ્તુ બાકી રહેતી નથી, માટે વસ્ત્ર એ સૂતર જ છે. ઘરમાંથી નળીયાં, લાકડાં, ઈંટ, ચુનો વગેરે અલગ અલગ કરી નાંખીએ તો ઘર જેવી કોઈ વસ્તુ રહેતી નથી માટે કાર્ય કારણ રૂપે જ છે. ટુંકમાં કહીએ તો અવયવો કરતાં અવયવી કોઈ જુદો પદાર્થ નથી. આ યુક્તિથી એમ પણ સિદ્ધ થાય છે કે, કાર્યમાં અને કારણમાં એકત્વ અને એકપૃથક્ત્વ છે. મહર્ષિ કણાદ આ મતનું નિરસન કરે છે કે :—

कार्यकारणयोरेकत्वैकपृथक्त्वाभावा देकत्वैकपृथक्त्वं न विद्यते ॥ ७ ॥

પદાર્થ—(कार्यकारणयोः) કાર્ય અને કારણનું (एकत्वैकपृथक्त्वाभावात्) એકત્વ અને એક પૃથક્ત્વ ન હોવાથી (एकत्वैकपृथक्त्वं न विद्यते) એકત્વ એક પૃથક્ત્વ નથી.

ભાવાર્થ—કાર્ય અને કારણમાં એકત્વ નથી અને એક પૃથક્ત્વ પે નથી. ભાવાર્થ એ છે કે કાર્ય અને કારણમાં અભેદ નથી કિંતુ ભેદ છે. સુતરના તાંતણા વસ્ત્રમાં ઘણાં છે અને વસ્ત્ર તો એક જ છે, માટે એમ કહેવાય છે કે तन्तवः पटः બહુત્વ અને એકત્વ એ બન્ને એક નથી. બીજી યુક્તિ એ છે કે જે કામ વસ્ત્ર કરે છે તે કામ કેવળ સુતર કરી શકતું નથી. શરીર વસ્ત્રથી ઢંકાય છે, કેવળ સુતરથી નહિ; પેરણ, કોટ વગેરે કાપડમાંથી બને છે કેવળ સુતરમાંથી નહિ, જેને પાંચ વાર કાપડ જોઈતું હોય, તેને પાંચ વાર સુતર આપી સંતોષી શકાય નહિ. જો કાપડ અને સુતર એક હોય તો આમ કેમ બને? માટે અવયવો કરતાં અવયવી અને ગુણો કરતાં ગુણી ભિન્ન પદાર્થ છે. જુદી જુદી ઉપલબ્ધિ ન થવાનું કારણ તો તે બન્નેનો સમવાય સબંધ છે. અથવા કારણ અને કાર્યમાં અત્યંત સારૂપ્ય છે, સત્ અર્થાત્ વિદ્યમાન કારણમાંથી અસત્ એટલે જે કાર્ય અત્યાર સુધી ન હોતું તે થયું. સત્‌માંથી અસત્‌ની ઉત્પત્તિ, સત્ પ્રકૃતિમાંથી અસત્ (અત્યાર સુધી ન હતું તે) કાર્યાત્મક જગત્‌ની ઉત્પત્તિ થઈ. આ માન્યતા પ્રમાણે કાર્ય અને કારણમાં એકત્વ નથી તેમ એક પૃથક્ત્વ પણ નથી એટલે કે, કાર્યમાં એકત્વ જુદું અને કારણમા એકત્વ છે તે પણ જુદું. કાર્યમાં પૃથક્ત્વ છે તે જુદુ અને કારણમાં પૃથક્ત્વ છે તે પણ જુદુ. એકત્વ એ સંખ્યા નામનો ગુણ છે અને પૃથક્ત્વ એ અવધિગમ્ય ગુણ છે. આ ગુણો હરેક વ્યક્તિ દીઠ ભિન્ન ભિન્ન હોય છે. ॥ ૭ ॥

एतदनित्ययोर्व्याख्यातम् ॥ ८ ॥

પદાર્થ—(एतत्) 'કારણગુણપૂર્વક કાર્યગુણ હોય છે' એ નિયમ (अनित्ययोः) અનિત્ય એકત્વ અને અનિત્ય એક પૃથક્ત્વ માટે (व्याख्यातम्) વ્યાખ્યાત છે.

ભાવાર્થ—કાર્ય ઉપર રહેલું એકત્વ અનિત્ય છે અને કાર્ય ઉપર રહેલું એક પૃથક્ત્વ પણ અનિત્ય છે. અનિત્ય એકત્વ અને અનિત્ય એક પૃથક્ત્વ કારણના ગુણમાંથી જન્મે છે. આકાશ, કાળ, પરમાણુ, આત્મા વગેરે નિત્ય દ્રવ્ય ઉપર રહેલું એકત્વ નિત્ય છે અને એના ઉપર રહેલું એક પૃથક્ત્વ પણ નિત્ય છે.

દ્વિત્વ આદિ સંખ્યા અપેક્ષા બુદ્ધિથી જન્મે છે અને અપેક્ષા બુદ્ધિના નાશથી તે નાશ પણ પામે છે.

દ્વિત્વ આદિ સંખ્યા અનેક દ્રવ્યમાં રહે છે અર્થાત્ તે વ્યાસજ્યવૃત્તિ ગુણ છે. 'अनेकद्रव्या द्वित्वादिका परार्धान्ता' દ્વિત્વ સંખ્યાથી લઈ પરાર્ધપર્યંત સંખ્યા અનેક દ્રવ્યાશ્રિત હોય છે. દ્વિપૃથક્ત્વ આદિ ગુણોનું સામાનાધિકરણ્ય દ્વિત્વ આદિ સંખ્યા સાથે હોય છે. ॥ ૮ ॥

હવે સંયોગ નામના ગુણની પરીક્ષા કરે છે.

**अन्यतरकर्मज उभयकर्मजः संयोगजश्च संयोगः ॥ ९ ॥**

પદાર્થ—(अन्यतरकर्मजः) બે દ્રવ્યમાંથી એક દ્રવ્યનિષ્ઠ કર્મમાંથી ઉત્પન્ન થનાર સંયોગ (उभयकर्मजः) બન્ને દ્રવ્યનિષ્ઠ કર્મથી ઉત્પન્ન થનાર સંયોગ (च) અને (संयोगजः) સંયોગથી ઉત્પન્ન થનાર (संयोगः) સંયોગ હોય છે.

ભાવાર્થ—સંયોગ બે દ્રવ્યને અવલંબીને રહ્યો હોય છે, માટે તે ગુણ પણ વ્યાસજ્યવૃત્તિ કહેવાય છે. ઉત્પત્તિની દૃષ્ટિએ સંયોગ ત્રણ પ્રકારનો હોય છે. (૧) બે દ્રવ્યમાંથી એક જ દ્રવ્યના કર્મથી ઉત્પન્ન થનાર સંયોગ. જેમકે:— સ્થાણુ સાથે પંખીનો જે સંયોગ થાય છે તે પક્ષિનિષ્ઠ કર્મથી ઉત્પન્ન થાય છે. સ્થાણુ (ઝાડનું ઠુંઠું) સ્થિર દ્રવ્ય હોય છે. સ્થાણુ અને પક્ષી સંયોગનાં સમવાયિકારણ હોય છે અને પક્ષિગત કર્મ એ સંયોગનું નિમિત્ત કારણ છે. (૨) બન્ને દ્રવ્યનિષ્ઠ કર્મમાંથી ઉત્પન્ન થનાર સંયોગ. જેમકે બે મલ્લ કુસ્તી કરવા સામસામા દોડી અને ભેગા થાય છે. અહીં બન્ને મલ્લના શરીરમાં કર્મ હોય છે અને એ કર્મથી બન્ને મલ્લનાં શરીરોનો સંયોગ થાય છે, અહીં બન્ને શરીરો સમવાયિકારણ છે અને કર્મ નિમિત્તકારણ હોય છે. (૩) સંયોગથી પણ સંયોગ ઉત્પન્ન થાય છે, જેમકે:— આંગળી અને વૃક્ષના સંયોગથી હાથ અને વૃક્ષનો પણ સંયોગ થઈ જાય છે, કર્મ તો આંગળીમાં જ હોય છે. આંગળી અને તરુનો જે સંયોગ થયો તે અન્યતર કર્મજન્ય સંયોગ છે, અને એ સંયોગથી નિષ્કર્મ હાથ અને નિષ્કર્મ વૃક્ષ આ બન્નેનો સંયોગ થાય છે, માટે તે સંયોગજ સંયોગ કહેવાય છે.

સંયુક્ત પ્રતીતિ દ્વારા એ સંયોગ હોવામાં પ્રમાણ છે. અવયવોના સંયોગથી અવયવિદ્રવ્યરૂપ કાર્ય બને છે. અગ્નિના સંયોગથી રૂપાદિ પાકજ ગુણરૂપ કાર્ય બને છે. પ્રયત્નવિશિષ્ટ સંયોગથી કાયદ્રવ્યમાં પરિસ્પંદરૂપ ક્રિયા પણ થાય છે. ભેરી અને આકાશના સંયોગથી શબ્દરૂપ ગુણ પણ જન્મે છે. આ પ્રમાણે સંયોગથી દ્રવ્ય અને ગુણરૂપે કાર્યો પણ બને છે.

अप्राप्तिपूर्विका प्राप्ति संयोग જે બે પદાર્થો પહેલા એક બીજા સાથે જોડાયા ન હોય તેનું જોડાવું તેનું નામ સંયોગ છે મૂર્ત દ્રવ્યનો (પરમાણુ અથવા મધ્યમ પરિમાણવાળા દ્રવ્યનો) વિભુ અર્થાત્ વ્યાપક દ્રવ્ય સાથે સંયોગ થાય છે, અને તે કેવળ પરમાણુ અથવા મધ્યમ પરિમાણવાળા દ્રવ્યના કર્મથી થતો હોવાથી અન્યતરકર્મજ સંયોગ કહેવાય છે

બે વિભુ દ્રવ્યોનો સંયોગ થતો નથી કારણ તે બે વિભુ દ્રવ્યો કદી નહીં જોડાયેલા હતા જ નહિ, જેની અપ્રાપ્તિ નહિ તેની પ્રાપ્તિ પણ નહિ, અપ્રાપ્તિ પૂર્વક જ પ્રાપ્તિ હોય છે અને એનું નામ જ સંયોગ છે

વળી વિભુ દ્રવ્યોમાં ક્રિયા જ હોતી નથી તો બન્ને નિષ્ક્રિય વિભુ દ્રવ્યોનો સંયોગ થઈ જ શી રીતે શકે? માટે વિભુદ્વય દ્રવ્યનો સંયોગ માનવામા આવ્યો નથી કાળ અને આકાશ આ બન્ને વિભુ દ્રવ્યો છે એનો સંયોગ હોતો નથી

આકાશ અને ઘટ દ્રવ્યનો સંયોગ બની શકે છે કારણ ઘટ અવિભુ દ્રવ્ય છે અને તેમા ક્રિયા પણ છે તેથી ઘટનો આકાશ સાથે સંયોગ માનવામા આવે છે એ જ પ્રમાણે પરમાણુનો પણ વિભુ દ્રવ્ય સાથે સંયોગ હોય છે, કારણ કે પરમાણુ સક્રિય દ્રવ્ય છે

જે અધિકરણોમા સંયોગ હોય છે તેજ અધિકરણોમા જો વિભાગ થાય તો સંયોગ નાશ પામે છે, અથવા સંયોગનુ અધિકરણ નાશ પામે તો પણ સંયોગ નાશ પામે છે આ પ્રમાણે સંયોગને નાશ પામવાની બે રીત છે આરંભક સંયોગ અને અનારંભક સંયોગ આવા બે વિભાગો પણ સંયોગના છે જે સંયોગ કાર્યદ્રવ્યને ઉત્પન્ન કરે તે આરંભક સંયોગ અને જે સંયોગ કોઇપણ દ્રવ્યને ઉત્પન્ન ન કરે તે અનારંભક સંયોગ જેમકે —

બે કપાલના સંયોગથી ઘટ બને છે માટે કપાલદ્વયનો સંયોગ આરંભક સંયોગ કહેવાય છે વૃક્ષ અને હાથનો સંયોગ એ અનારંભક સંયોગ કહેવાય છે કારણ કે એ સંયોગ કોઈપણ કાર્ય દ્રવ્યનુ અસમવાયિકારણ હોતો નથી

સંયોગ જ્યારે દ્રવ્યને ઉત્પન્ન કરે છે ત્યારે તે દ્રવ્યને ઉત્પન્ન કરવામા નિરપેક્ષ હોય છે એટલે કે બે કપાલનો સંયોગ થયો એટલે તુરત ઘટ થયો આ સંયોગ ઘટ ઉત્પન્ન કરવામા બીજા કોઈપણ દ્રવ્ય ગુણ કે કર્મની અપેક્ષા રાખતો નથી, પણ સંયોગ જ્યારે ગુણ કે કર્મને ઉત્પન્ન કરે છે ત્યારે તે સાપેક્ષ બને છે અગ્નિના સંયોગથી પરમાણુમા રૂપ, રસ આદિ ગુણો ઉત્પન્ન થાય છે, પા તે વ [illegible] યોગ ઉ[illegible]ની અપે[illegible] રાખે છે

સંયોગથી જ્યારે કર્મ ઉત્પન્ન થાય છે ત્યારે તે નોદન, અભિઘાત, સ્પર્શ, વેગ આદિ ગુણોમાંથી કોઇને કોઈપણ ગુણની અપેક્ષા રાખે છે.

જે દ્રવ્યમાં જે વખતે સંયોગ હોય છે તેજ દ્રવ્યમાં તેજ વખતે સંયોગનો અભાવ પણ હોય છે. જેમકેઃ—જે વૃક્ષની શાખા ઉપર વાંદરાનો સંયોગ હોય છે તેજ વૃક્ષમાં તેજ વખતે મૂળમાં વાંદરાનો સંયોગ નથી હોતો. સંયોગ અને સંયોગાભાવ અવચ્છેદકના ભેદથી એકજ અધિકરણમાં રહી શકે છે, માટે સંયોગ અવ્યાપ્યવૃત્તિ પણ કહેવાય છે. આના સંબંધમાં વિશેષ જાણવાની ઇચ્છા રાખનાર જિજ્ઞાસુએ આ સૂત્ર ઉપરનાં સંસ્કૃત ભાષ્યો જોવાં. ॥ ૬ ॥

હવે વિભાગ નામના ગુણની પરીક્ષા કરે છે.

**एतेन विभागो व्याख्यातः ॥ १० ॥**

**પદાર્થ**—(एतेन) સંયોગ પ્રમાણે (विभागः) વિભાગ પણ (व्याख्यातः) વ્યાખ્યાત થાય છે, એટલે સંયોગ પ્રમાણે વિભાગ છે.

**ભાવાર્થ**—જેમ સંયોગ ત્રણ પ્રકારનો છે તેમ વિભાગ પણ ત્રણ પ્રકારનો છે. (૧) ઉભયકર્મજ વિભાગ. (૨) અન્યતરકર્મજ વિભાગ. (૩) વિભાગજ વિભાગ.

૧. બે ભેગા થયેલા મલ્લોનો જે વિભાગ થાય છે તે ઉભય કર્મજ વિભાગ. કારણ બન્ને મલ્લો પાછા હઠી પોત પોતાને સ્થાને જાય છે એટલે બન્નેમાં ક્રિયા છે અને તેથી 'ઉભયકર્મજ' વિભાગ કહેવાય છે.

૨. પક્ષી અને પર્વતનો જે વિભાગ થાય છે તે કેવળ પક્ષીની ક્રિયાથી થાય છે. પક્ષી ઉડી જાય છે એટલે ક્રિયા પક્ષીમાં થઈ, પરંતુ તો સ્થિર જ છે માટે બેમાંથી એકમાં થયેલી ક્રિયાથી વિભાગ થયેલો હોવાથી તે 'અન્યતરકર્મજ' વિભાગ કહેવાય છે.

· ૪. પટનું કારણ કપાલદ્વય છે. એક કપાલમાં ક્રિયા થઈ, પછી બન્ને કપાલોનો વિભાગ થયો, પછી પટારંભક સંયોગનો નાશ થયો, પછી પટનો નાશ થયો, પછી કપાલદ્વયનો જે વિભાગ થયેલો હતો તેનાથી કપાલ અને આકાશનો વિભાગ થયો. કપાલ અને આકાશનો જે વિભાગ તે 'વિભાગજ વિભાગ' કહેવાય છે કારણ કે એ વિભાગ કર્મથી થતો નથી. આ વિભાગજ વિભાગ કેવળ કારણ માત્ર વિભાગથી ઉત્પન્ન થાય છે, કારણ કે કપાલદ્વય એ પટનાં કારણો છે.

બીજો વિભાગજ વિભાગ કારણાકારણ વિભાગથી જે વિભાગ ઉત્પન્ન થાય છે તે. જેમકેઃ— ધારો કે ઝાડની સાથે હાથ સંયુક્ત છે. હાથ એ શરીરનું કારણ છે.

શરીરના બધા જ અવયવો શરીરના કારણો કહેવાય છે અને શરીર તે અવયવો રૂપી કારણોનું કાર્ય કહેવાય છે.

હવે હાથમાં ક્રિયા થઈ તેથી હાથ અને ઝાડનો વિભાગ થયો અહીં હાથ એ કારણ (શરીરનું) છે અને ઝાડ એ શરીરનું કારણ નથી, માટે હાથ અને ઝાડનો જે વિભાગ થયો તે કારણાકારણવિભાગ કહેવાય છે હાથ અને ઝાડના વિભાગથી શરીર અને ઝાડનો પણ અવશ્ય વિભાગ થાય છે કારણ છૂટું પડે એટલે કાર્યે છૂટું પડવું જ જોઈએ એવો નિયમ છે આ ઝાડ અને શરીરનો જે વિભાગ થયો તે ઉપર જણાવેલા હાથ અને ઝાડના વિભાગથી થયો છે કારણ કે, ઝાડમાં કે શરીરમાં બેમાંથી એકેયમાં વિભાગજનક ક્રિયા થઈ નથી. આ વિભાગ કારણાકારણજન્ય વિભાગ કહેવાય છે

આ પ્રમાણે બીજો વિભાગ બે પ્રકારનો હોય છે

(૧) કારણમાત્રવિભાગજ વિભાગ (૨) કારણાકારણવિભાગજન્ય કાર્યાકાર્યવિભાગ (શરીર એ હાથનું કાર્ય અને ઝાડ એ હાથનું અકાર્ય, માટે કાર્યાકાર્ય વિભાગ કહેવાય છે)

આ વિભાગ સંયોગનો નાશ નથી પણ સંયોગના નાશને ઉત્પન્ન કરનાર એક જુદો જ ગુણ છે 'अयमस्माद् विभजते' 'આ આનો વિભાગ કરે છે' એવા વાક્ય પ્રયોગથી વિભાગ પ્રત્યક્ષ સિદ્ધ છે ॥ ૧૦ ॥

હવે સંયોગમાં સંયોગ અને વિભાગમાં વિભાગ નથી એ બાબતને સમજાવે છે

**संयोगविभागयो संयोगविभागाभावोऽणुत्वमहत्त्वाभ्यां व्याख्यात ॥ ११ ॥**

**પદાર્થ**—(संयोगविभागयो) સંયોગ અને વિભાગમાં (संयोगविभागाभाव) સંયોગ અને વિભાગનો અભાવ (अणुत्वमहत्वाभ्याम्) અણુત્વ અને મહત્વથી (व्याख्यात) વ્યાખ્યાત થાય છે

**ભાવાર્થ**—સંયોગ અને વિભાગમાં કોઈ બીજા સંયોગ અને વિભાગ રહેતા નથી અણુત્વ અને મહત્વમાં જેમ અણુત્વ અને મહત્વ નથી તેમ સંયોગ અને વિભાગમાં પણ સમજવું, એટલે કે અણુત્વ અને મહત્વ એ પરિમાણરૂપ ગુણ છે અને ગુણમાં ગુણ હોતા નથી માટે અણુત્વમાં અણુત્વ અને મહત્વમાં મહત્વ નથી તેજ પ્રમાણે સંયોગ અને વિભાગ પણ ગુણ છે માટે તેમાં પણ ગુણો હોતા નથી गुणे गुणानङ्गीकारात् મહર્ષિ કણાદ ગુણમાં ગુણ માનતા નથી ॥ ૧૧ ॥

**कर्मभिः कर्माणि गुणैर्गुणा अणुत्वमहत्त्वाभ्यामिति ॥ १२ ॥**

**પદાર્થ**—( कर्मभिः कर्माणि ) કર્મોથી કર્મ ( गुणैर्गुणाः ) ગુણોથી ગુણો ( अणुत्व-महत्वाभ्याम् इति ) અને અણુત્વ અને મહત્વથી અણુત્વ મહત્વ વ્યાખ્યાત થાય છે.

**ભાવાર્થ**—કર્મમાં કર્મ નથી, ગુણમાં ગુણ નથી અને અણુત્વ અને મહત્વમાં અણુત્વ અને મહત્વ નથી, ગુણ અને કર્મની વૃત્તિ દ્રવ્યમાં જ હોય છે. અણુત્વ અને મહત્વ પણ ગુણ છે માટે તેની વૃત્તિ પણ દ્રવ્યમાં જ છે. ॥ ૧૨ ॥

ક્યા દ્રવ્યોનો દ્રવ્યાન્તરમાં સંયોગ સંબંધ હોય છે તે નીચેના સૂત્રમાં સમજાવે છે.

**युतसिध्यभावात् कार्यकारणयोः संयोगविभागौ न विद्येते ॥ १३ ॥**

**પદાર્થ**—( युतसिध्यभावात् ) યુતસિદ્ધિ ન હોવાથી ( कार्यकारणयोः ) કાર્ય અને કારણદ્રવ્યોનો ( संयोगविभागौ ) સંયોગ અને વિભાગ ( न विद्येते ) નથી.

**ભાવાર્થ**—યુતસિદ્ધિ એટલે બે દ્રવ્યો અલગ અલગ રહી શકતા હોય તો તે બન્ને દ્રવ્યોમાં યુતસિદ્ધિ છે એમ સમજવું અને એ બન્ને દ્રવ્યો યુતસિદ્ધ છે એમ કહેવાય છે असम्बन्द्धयोर्विद्यमानत्वं युतसिद्धिः અસંબદ્ધ દ્રવ્યોનું અથવા એક બીજાનો ત્યાગ કરીને દ્રવ્યોનું અલગ અલગ રહેવું તેનું નામ યુતસિદ્ધિ છે. કાર્યદ્રવ્ય અને કારણ દ્રવ્ય યુતસિદ્ધ નથી. તન્તુઓનો ત્યાગ કરીને પટ (વસ્ત્ર) અલગ રહી શકતો નથી. ઈંટ, ચુનો, લાકડાં, લોઢું વગેરે કારણ સામગ્રીનો ત્યાગ કરી મકાન અલગ રહી શકતું નથી, અથવા મૂળ, થડ, ડાળી, પાંદડાં વગેરેનો ત્યાગ કરી વૃક્ષ અલગ રહી શકતું નથી માટે કારણદ્રવ્ય અને કાર્યદ્રવ્યમાં યુતસિદ્ધિ નથી. જે બે દ્રવ્યોમાં યુતસિદ્ધિ ન હોય તે બે દ્રવ્યોનો સંયોગ સંબંધ પણ હોઈ શકે નહિ, માટે અવયવ અને અવયવિ દ્રવ્યોનો સંયોગ સંબંધ નથી પણ સમવાય સંબંધ છે, જેમ ગુણમાં અને કર્મમાં સંયોગ નથી તેમ કારણદ્રવ્ય અને કાર્ય દ્રવ્ય એ બન્નેમાં પણ સંયોગ નથી. સંયોગ ન હોવાથી વિભાગ પણ નથી. કારણ કે સંયોગનો નાશ કરનાર ગુણ વિભાગ છે. જ્યાં સંયોગ જ નથી ત્યાં તેનો નાશ કરનાર ગુણ કેવી રીતે હોઈ શકે? સંયોગનાશકત્વ એ વિભાગનું લક્ષણ છે. લક્ષણ ન હોય તો લક્ષ્ય પણ નથી એમ સમજવું જોઈએ આ કારણથી કાર્ય અને કારણમાં સંયોગ પેઠે વિભાગ પણ નથી. ॥ ૧૩ ॥

હવે શબ્દ અને અર્થનો સંયોગ સંબંધ છે કે નહિ? એનો ખુલાસો કરે છે. 'ઘટ' રૂપ શબ્દનો 'ઘટ' રૂપ અર્થ સાથે સંયોગ સંબંધ છે કે નહિ!

ઉત્તર —

**ગુણત્વાત્ ॥ ૧૪ ॥**

**પદાર્થ**—(ગુણત્વાત્) સંયોગ એ ગુણ હોવાથી તે શબ્દમાં રહી શકતો નથી

**ભાવાર્થ**—શબ્દ એ ગુણ છે અને સંયોગ પણ ગુણ છે. સંયોગ હમેશા દ્વિષ્ટ હોય છે, એટલે બેનો આશ્રય કરીને સંયોગ રહી શકે છે. શબ્દ અને ઘટ આ બેમા સંયોગ કેમ રહી શકે ? ઘટ તો દ્રવ્ય છે માટે તેમાં તો સંયોગ રહી શકે પણ શબ્દ એ તો ગુણ છે અને ગુણમા સંયોગ ગુણ હોવાથી રહી શકે જ નહિ આ કારણથી શબ્દ અને અર્થનો સંયોગ સંબંધ બની શકતો નથી

શબ્દ અને અર્થનો તો 'વાચ્યવાચકભાવ' સંબંધ હોય છે આ સંબંધ સાંકેતિક હોય છે. 'અમુક શબ્દથી અમુક અર્થ સમજવો' આનુ નામ સંકેત છે સંકેત કરનાર ચેતનકર્તા હોય છે, તેથી ચેતનકર્તા ઈશ્વરની ઈચ્છા અથવા કોઈક ઠેકાણે મનુષ્યની ઈચ્છા રૂપ સંકેત હોય છે ॥ ૧૪ ॥

રૂપ, રસ, આદિ વિષયોમા પણ સંયોગ સંબંધ રહી શકતો નથી

**ગુણોઽપિ વિભાવ્યતે ॥ ૧૫ ॥**

**પદાર્થ**—(ગુણ અપિ) શબ્દથી ગુણ પણ (વિભાવ્યતે) પ્રતિપાદિત થાય છે

**ભાવાર્થ**—શબ્દથી જેમ દ્રવ્ય સમજી શકાય છે તેમ ગુણ પણ સમજી શકાય છે રૂપ, રસ આદિ શબ્દોથી રૂપ, રસ, આદિ ગુણ રૂપ અર્થો સમજી શકાય છે શબ્દનો રૂપ આદિ ગુણોમા સંયોગ હોઈ શકે નહિ ઘટરૂપ દ્રવ્યમા તો સંયોગ સંભવી શકે પણ ઘટરૂપ શબ્દમા સંયોગ ન સંભવી શકે રૂપ આદિ ગુણમા ય સંયોગ સંભવી શકતો નથી અને રૂપ આદિ શબ્દમા પણ સંયોગ સંભવી શકતો નથી, વાચક અને વાચ્ય બંને ગુણો હોય તો સંયોગ કોનો આશ્રય કરીને રહે ? ગુણમા ગુણ કોઇપણ રીતે સંભવી શકે નહિ વાચ્ય દ્રવ્ય હોય અને વાચક શબ્દ હોય ત્યા સંયોગ દ્વિવૃત્તિ હોવાથી રહી શકતો નથી અને જ્યા વાચ્ય અને વાચક બન્ને ગુણ હોય ત્યા તો સંયોગની સંભાવના પણ ન કરી શકાય ॥ ૧૫ ॥

આકાશ, કાલ આદિ દ્રવ્ય સાથે પણ આકાશ, કાલ આદિ શબ્દોનો સંયોગ થઈ શકતો નથી તે આ સૂત્રથી સમજાવે છે

**નિષ્ક્રિયત્વાત્ ॥ ૧૬ ॥**

**પદાર્થ**—(નિષ્ક્રિયત્વાત્) ક્રિયા રહિત હોવાથી

ભાવાર્થ—આકાશ એ દ્રવ્ય છે અને તે વિભુ છે. વિભુ દ્રવ્યમાં ક્રિયા હોઈ શકતી નથી, શબ્દમાં પણ ક્રિયા હોતી નથી કારણ કે તે ગુણ છે. આ રીતે આકાશદ્રવ્ય અને આકાશશબ્દ આ બન્ને નિષ્ક્રિય હોવાથી ઉભય કર્મજ કે અન્યતર કર્મજ સંયોગ બની શકતો નથી માટે શબ્દનો આકાશ સાથે સંયોગ સંબંધ નથી. ॥ ૧૬ ॥

અવિદ્યમાન અર્થ સાથે પણ વિદ્યમાન શબ્દનો સંયોગ સંભવી શકે નહિ એ બાબત આ નિમ્ન સૂત્રમાં સમજાવે છે.

**असति नास्तीति च प्रयोगात्** ॥ १७ ॥

પદાર્થ—( असति ) અવિદ્યમાન અર્થમાં ( नास्ति ) ઘટ આદિ અર્થ નથી ( इति प्रयोगात् ) એવો પ્રયોગ થતો હોવાથી.

ભાવાર્થ—ઘર આદિ સ્થાનમાં ઘડો નથી હોતો તે વખતે घटो नास्ति ઘડો નથી એવો પ્રયોગ થાય છે. હવે અહીં ઘટરૂપ શબ્દ તો વિદ્યમાન છે અને તેથી તે કર્ણગોચર થાય છે પણ ઘટરૂપ અર્થ તો નથી. તો અવિદ્યમાન ઘટરૂપ અર્થ સાથે વિદ્યમાન ઘટરૂપ શબ્દનો સંયોગ કેવી રીતે થઈ શકે? अभूत् घटः ઘડો હતો. भविष्यति घटः ઘડો થશે ઈત્યાદિમાં પણ અર્થની અવિદ્યમાનતા અને ઘટરૂપ શબ્દની વિદ્યમાનતા છે, તો વિદ્યમાન શબ્દ અને અવિદ્યમાન અર્થનો સંયોગ કેવી રીતે થઈ શકે? આ ઉપરથી સમજી શકાય છે કે શબ્દનો અર્થ સાથે સંયોગ સંબંધ નથી અને સમવાય સંબંધ પણ નથી. ॥ ૧૭ ॥

ત્યારે પરિણામ શું આવ્યું?

**शब्दार्थावसम्बन्धौ** ॥ १८ ॥

પદાર્થ—(शब्दार्थौ) શબ્દ અને અર્થ (असम्बन्धौ) પરસ્પર સંબંધ વગરના છે!

ભાવાર્થ—જો શબ્દનો અર્થ સાથે સંયોગ સંબંધ અથવા સમવાય સંબંધ ન હોય તો પરિણામ એ આવ્યું કે, શબ્દ અને અર્થ વચ્ચે કોઈપણ જાતનો સંબંધ નથી જો પૂર્વ પક્ષવાદી શબ્દ અને અર્થ વચ્ચે કોઈપણ જાતનો સંબંધ ન માને તો અમુક શબ્દ બોલવાથી અમુક જ અર્થનું સ્મરણ થાય છે એ જે વ્યવસ્થા જણાય છે તે રહેવી ન જોઈએ. ગો શબ્દથી ગાયનું જ સ્મરણ શા માટે? શા માટે એ શબ્દથી પાણીનું, ઘરનું, ઘાસનું કે પર્વતનું સ્મરણ નથી થતું? શબ્દના ઉચ્ચારણ પછી અમુક જ અર્થનું સ્મરણ થતું એ તો વ્યવસ્થા છે અને વ્યવસ્થા સંબંધ વગર ન થઈ શકે માટે શબ્દની સાથે સંયોગ અથવા સમવાય સંબંધ કોઈપણ રીતે હોવો જ જોઈએ. ॥ ૧૮ ॥

સયોગ અથવા સમવાય સબધ શબ્દ અને અર્થ વચ્ચે નથી બની શકતો એને માટે એક બીજી યુક્તિ પણ આપે છે

**संयोगिनो दण्डात् समवायिनो विशेषाच्च ॥ १६ ॥**

**પદાર્થ**—(दण्डात्) દડને લીધે (संयोगिन) સયોગી પુરુષનુ જ્ઞાન થાય છે (च) અને (विशेषात्) અવયવ વિશેષથી (समवायिन) સમવાય સબધવાળાનુ જ્ઞાન થાય છે તે પ્રમાણે શબ્દ અને અર્થમા થતુ નથી.

**ભાવાર્થ**—दण्डी पुरुष "દડવાળો પુરુષ" આ ઠેકાણે પુરુષ સાથે દડનો સયોગ છે માટે સયોગાવગાહિ જ્ઞાન થાય છે हस्ती અથવા करी આ ઠેકાણે હાથીનો હસ્ત અથવા કર સાથે સમવાય સબધ હોવાથી સમવાયાવગાહિ જ્ઞાન થાય છે અવયવ આવે અવયવીનો સબધ બતાવનાર રૂઢ પ્રયોગ કોઇક જ ઠેકાણે થાય છે સર્વત્ર નહિ 'હસ્ત' ને પ્રત્યય લાગી હસ્તી બની શકે છે, પણ કર્ણને પ્રત્યય લાગી કર્ણી શબ્દ બનતો નથી અને એના શબ્દથી અવયવી રૂપ હાથીનો બોધ પણ થતો નથી પણ કોઈક વખતે અવયવથી કોઈક અવયવીનો સબધ બતાવી રૂઢ અર્થમા શબ્દનો પ્રયોગ થાય છે માટે विशेषात् એવુ પદ સૂત્રમા મૂકયુ છે પ્રકૃત એ છે કે સયોગને લીધે જેમ 'દડી પુરુષ કહેવાય છે અને સમવાય સબધને લીધે જેમ 'હસ્તી કહેવાય છે તેમ शब्दी घट અથવા घटी शब्द અથવા घटी (घट शब्दो यस्यास्तीति घटी अर्थ) અર્થ અથવા घटी (घट अर्थ समवायन संयोगन वा यस्यास्ति इति घटी शब्द) શબ્દ કેમ નથી કહેવાતો ? જો શબ્દને અર્થનો સયોગ હોત તો दण्डीના જેવો પ્રયોગ થાત અને જો શબ્દનો અર્થ સાથે સમવાય સબધ હોત તો हस्तीની પેઠે પ્રયોગ થાત પણ એવા પ્રયોગો નથી થતા માટે શબ્દ અને અર્થ વચ્ચે સયોગ કે સમવાય સબધ નથી ॥ ૧૬ ॥

હવે શબ્દ જે સબધથી નિયત અર્થનુ પ્રતિપાદન કરે છે તે સબધને બતાવે છે

**सामयिक शब्दादर्थप्रत्यय ॥ २० ॥**

**પદાર્થ**—(शब्दात्) શબ્દથી (अर्थप्रत्यय) અર્થનુ જ્ઞાન (सामयिक) સમય અર્થાત્ સકેતરૂપ સબધને લીધે થાય છે

**ભાવાર્થ**—સમય એટલે ઇશ્વરે કરેલો સકેત અમુક શબ્દથી અમુક અર્થ સમજવો એનુ નામ સકેત છે આ સકેત ઈશ્વરે કરેલો છે અને તેને લીધે શબ્દથી અર્થનુ જ્ઞાન થાય છે, માટે ઈશ્વરની ઈચ્છા એ જ સબધ છે.

આધુનિક શબ્દોમાં માનવીય સંકેત હોય છે એમ પણ કેટલાક વિદ્વાનો માને છે. આધુનિક શબ્દો એટલે જે શબ્દો અવૈદિક=વેદમાં પ્રયુક્ત થયેલા ન હોય તે.

શબ્દનિષ્ઠ ઈશ્વરીય સંકેત જાણવાના ઉપાયો. (૧) વ્યવહાર (૨) આપ્તનો ઉપદેશ, આપ્તવાક્ય (૩) ઉપમાન (૪) પ્રસિદ્ધ પદ સામાનાધિકરણ્ય.

(૧) પ્રયોજકે કોઈ પ્રયોજ્યને કહ્યું કે, 'ઘડો લાવ.' એટલે પ્રયોજ્ય માણસ કમ્બુગ્રીવાવાળો કોઈ અમુક અર્થ લાવે છે. આ પ્રવૃત્તિને જોઇને પાસે ઊભેલું બાળક પ્રયોજ્યના જ્ઞાનનું અનુમાન કરે છે અને એ જ્ઞાનને ઉત્પન્ન કરનાર પ્રયોજકે ઉચ્ચારેલું વાક્ય છે એમ સમજે છે. જો કે ઉક્ત વાક્યમાં 'ઘડો' અને 'લાવ' આવાં બે પદો છે પણ 'ગાયને લાવ' અને 'ઘોડાને બાંધ' આ બે વાક્યથી 'લાવ'નો અર્થ સમજી જાય છે એટલે પ્રથમ વાક્યમાં જે 'ઘડો' (ઘટઃ) પદ છે તેનો અર્થ જ કંબુગ્રીવાવાળી વ્યક્તિ છે. આ પ્રમાણે વ્યવહારથી માણસો અજ્ઞાત પદનો અર્થ સમજી શકે છે, એટલે કે સંકેતને જાણી શકે છે.

(૨) જેને ગળે ગોદડી છે, તે પ્રાણી ગાય છે. એવા 'આપ્તપુરુષ'ના ઉપદેશથી પણ સંકેત જાણી શકે છે.

(૩) 'જેવી ગાય તેવો ગવય હોય છે' આવા ઉપમાનથી પણ સંકેત જાણી શકાય છે.

(૪) 'प्रभिन्नकमलोदरे मधूनि मधुकरः पिबति' ખીલેલાં કમળમાં-મધુકર મધ પીએ છે. અહીં વિકસિત કમળ અને તેના મધને પીનાર જે 'મધુકર' છે તે 'ભ્રમર'જ છે, આમ કમળ અને મધરૂપ પ્રસિદ્ધ એટલે જાણેલા પદના સમભિવ્યાહારથી પણ સંકેત જાણી શકાય છે.

'પ્રસિદ્ધપદ સમભિવ્યાહાર' એટલે જાણેલા પદો સાથે અજ્ઞાતપદનું ઉચ્ચારણ.

સંકેતનું જ બીજું નામ "શક્તિ" છે. આ શક્તિ પદમાં માનવામાં આવે છે એટલે પદની શક્તિ એમ કહેવાય છે.

આ પદની શક્તિથી વ્યક્તિ, આકૃતિ અને જાતિ આ ત્રણેનો બોધ થતો હોવાથી પદની શક્તિ ત્રણેમાં છે એમ કહેવાય છે.

ગુણ અને કર્મમાં આકૃતિ ન હોવાથી ગુણવાચક અને કર્મવાચક પદની શક્તિથી જાતિ અને વ્યક્તિનું જ સ્મરણ થાય છે. 'રૂપ' કહેવાથી રૂપત્વ જાતિ અને 'રૂપ' ગુણ–વ્યક્તિ સ્મરણમાં આવે છે.

આ પ્રમાણે શબ્દ સંકેતના બળે અર્થને સ્મરણમાં લાવી મૂકે છે. આ સંકેત અથવા શક્તિને જ વાચ્યવાચકભાવ સંબંધ કહેવાય છે. ॥ ૨૦ ॥

હવે 'પરત્વ' અને 'અપરત્વ'ની પરીક્ષા કરે છે. 'પરત્વ' અને 'અપરત્વ' દિશાને લીધે અને કાળને લીધે થાય છે. જે દિશાને લીધે થાય છે તે દૈશિક 'પરત્વ' અને 'અપરત્વ' કહેવાય છે; અને જે કાળને લીધે થાય છે તે કાલિક 'પરત્વ' અને 'અપરત્વ' કહેવાય છે.

**एकदिक्काभ्यामेककालाभ्यां सन्निकृष्टविप्रकृष्टाभ्यां परमपरं च ॥ २१ ॥**

પદાર્થ—(एकदिक्काभ्याम्) એક દિશામાં રહેલાં (एककालाभ्याम्) અને એક કાળમાં રહેલાં (संनिकृष्टविप्रकृष्टाभ्याम्) નજીકના અને દૂરના દ્રવ્યમાંથી (परम् अपरं च) પરત્વ અપરત્વ ઉત્પન્ન થાય છે.

**ભાવાર્થ**—આ સૂત્રમાં પરનો અર્થ પરત્વ અને અપરનો અર્થ અપરત્વ સમજવો. આવી જાતના પ્રયોગને સંસ્કૃત ભાષામાં ભાવપરક નિર્દેશ કહેવામાં આવે છે.

બે દ્રવ્યો એક જ દિશામાં એક જ સમયમાં એક નજીક અને બીજું દૂર રાખવામાં આવ્યું હોય તો જે નજીક દ્રવ્ય છે તે અપર અને દૂર છે તેને પર દ્રવ્ય કહેવામાં આવે છે. એ દ્રવ્યમાં પરત્વ અને અપરત્વ અપેક્ષા બુદ્ધિને નિમિત્ત કરીને ઉત્પન્ન થાય છે. દ્રવ્ય પોતે પરત્વ અને અપરત્વના સમવાયિકારણ બને છે અને જે માણસને પરત્વ અને અપરત્વનું જ્ઞાન થાય છે તેની અપેક્ષા બુદ્ધિ તેમાં નિમિત્તકારણ બને છે. દિશા અને દ્રવ્યોનો જે સંયોગ છે તે અસમવાયિ કારણ છે. આમ ત્રણે કારણથી પરત્વ અને અપરત્વની ઉત્પત્તિ થાય છે. સન્નિકૃષ્ટ એટલે નજીક. જેને અપર અર્થાત્ નજીક એવું જ્ઞાન થાય છે તેનાથી માંડીને સંયુક્ત સંયોગો જેમાં થોડા હોય છે તે અપર (નજીક) કહેવાય છે અને તેમાં જ દૈશિક અપરત્વ નામનો ગુણ ઉત્પન્ન થાય છે, અને જેમાં સંયુક્ત સંયોગો વધારે હોય છે તે દ્રવ્ય દૂર કહેવાય છે અને તેમાં દૈશિક પરત્વ ઉત્પન્ન થાય છે. થોડા સંયુક્ત સંયોગો અને વધારે સંયુક્ત સંયોગો પણ એક બીજાની અપેક્ષાએ માનવામાં આવે છે.

આ જ પ્રમાણે એક જ સમયમાં ન્હાના અને મ્હોટા બાળકોમાંથી જેમાં સૂર્યના પરિસ્પન્દનો ઓછાં થયાં હોય તે ન્હાનો અને જેમાં સૂર્યના પરિસ્પન્દનો વધારે થયાં હોય તે મ્હોટો ગણાય છે. ન્હાનો એટલે અપર અને મ્હોટો એટલે પર; અને એમાં જ કાલિક અપરત્વ અને પરત્વ નામના ગુણો

ઉત્પન્ન થાય છે, અહીં બન્ને શરીરો એક જ દિશામાં હોવાની જરૂર નથી. શરીરો પોતે જ કાલિક અપરત્વ અને પરત્વના સમવાયિકારણ છે, કાળ અને શરીરનો સંયોગ એ અસમવાયિકારણ છે. સૂર્યનાં પરિસ્પંદનો આ શરીરમાં થોડાં થયાં છે અને આ શરીરમાં વધારે થયાં છે એવી જે બુદ્ધિ તે કાલિક અપરત્વ અને કાલિક પરત્વમાં નિમિત્ત કારણ બને છે.

આ અપરત્વ અને પરત્વ વ્યવહારનાં કારણ તરીકે હોય છે, કારણ કે વિષય વગર જ્ઞાન નહીં અને જ્ઞાન વગર વ્યવહાર નહીં. આ કારણને લીધે પરત્વ અને અપરત્વ નામના ગુણો માનવા જ જોઇએ અને તેની ઉત્પત્તિની રીત પણ જાણવી જોઇએ. કારણના નાશથી પરત્વ અને અપરત્વનો નાશ પણ થાય છે. આ સંબંધી વિશેષ જાણવાની ઇચ્છા રાખનારે સંસ્કૃતમાં રચાયેલાં ભાષ્યો જોવાં. ॥ ૨૧ ॥

હવે કાલિક પરત્વ અને અપરત્વના સંબંધમાં કંઇક વિશેષ સમજાવે છે.

कारणपरत्वात् कारणापरत्वाच्च ॥ २२ ॥

પદાર્થ—(कारणपरत्वात्) પરત્વનો અસમવાયિકારણ જે કાલસંયોગ છે તે પરક હોવાથી (च) અને (कारणापरत्वात्) અપરત્વનો અસમવાયિકારણ જે કાલસંયોગ છે તે પર હોવાથી લાક્ષણિક પ્રયોગ છે.

ભાવાર્થ—પૂર્વસૂત્રમાં જે કાલિક પરત્વ અને કાલિક અપરત્વ કહેવામાં આવ્યું છે તે અસમવાયિકારણરૂપ શરીર અને કાળના સંયોગપરક છે અને તે લક્ષણાથી પ્રયોગ કરવામાં આવેલો હોવાથી લાક્ષણિક છે, કારણ કે પરત્વની ઉત્પત્તિ પરત્વથી નથી થતી અને અપરત્વની ઉત્પત્તિ અપરત્વથી નથી થતી પણ કાળ અને શરીરના સંયોગથી થાય છે. આ સંયોગ જ પરત્વનું અને અપરત્વનું અસમવાયિકારણ છે, માટે પરત્વપદથી અને અપરત્વપદથી તેનો ઉત્પાદક કાળ અને શરીરનો સંયોગ સમજવો. ॥ ૨૨ ॥

પરત્વ અને અપરત્વમાં બીજું કોઈ પરત્વ અથવા અપરત્વ નથી, એ આ સૂત્રમાં બતાવે છે.

परत्वापरत्वयोः परत्वापरत्वाभावोऽणुत्वमहत्त्वाभ्यां व्याख्यातः ॥ २३ ॥

પદાર્થ—(परत्वापरत्वयो.) પરત્વ અને અપરત્વનાં (परत्वापरत्वाभाव.) પરત્વ અને અપરત્વનો અભાવ (अणुत्वमहत्त्वाभ्याम्) અણુત્વ અને મહત્ત્વથી (व्याख्यातः) વ્યાખ્યાત થાય છે.

ભાવાર્થ—જેમ અણુત્વ અને મહત્વમાં અણુત્વ અને મહત્વ નથી તેમ પરત્વ અને અપરત્વમાં પરત્વ અને અપરત્વ નથી. કારણ કે ગુણમાં ગુણ હોતો નથી ગુણ સદા નિર્ગુણ હોય છે. ॥ ૨૩ ॥

कर्मभिः कर्माणि ॥ ૨૪ ॥

પદાર્થ—(कर्मभिः) કર્મોથી (कर्माणि) કર્મો વ્યાખ્યાત છે.

ભાવાર્થ—જેમ કર્મમાં કર્મ નથી તેમ પરત્વ અને અપરત્વમાં પરત્વ અને અપરત્વ નથી. કર્મમાં કર્મ હોતું નથી, કર્મ તો હમેશાં દ્રવ્યમાં જ હોય છે. ॥ ૨૪ ॥

गुणैर्गुणाः ॥ ૨૫ ॥

પદાર્થ—(गुणैः) ગુણોથી (गुणाः) ગુણો વ્યાખ્યાત છે.

ભાવાર્થ—ગુણોમાં જેમ ગુણો નથી તેમ પરત્વ અને અપરત્વ એ પણ ગુણવિશેષ હોવાથી એમાં પણ પરત્વ અને અપરત્વ નથી. ॥ ૨૫ ॥

પરત્વ અને અપરત્વ મૂર્તદ્રવ્યમાં સમવેત હોય છે. જ્ઞાન, સુખ, દુઃખ અને ઇચ્છા આદિ આત્મામાં સમવેત હોય છે. સમવેત એટલે જે સમવાય સંબંધથી રહે તે. અહીં શંકા એ ઊભી થાય છે કે 'સમવાય' એટલે શું ? આ શંકાનું સમાધાન કરવા સમવાયને સમજાવતું નીચેનું સૂત્ર મહર્ષિએ લખ્યું છે.

इहेदमिति यतः कार्यकारणयोः स समवायः ॥ ૨૬ ॥

પદાર્થ—(इह) આમાં=આ દ્રવ્યમાં, ગુણમાં, કર્મમાં, કારણમાં અથવા વ્યક્તિ આદિમાં (इदम्) આ દ્રવ્યત્વ, ગુણત્વ, કર્મત્વ, કાર્ય અથવા જાતિ આદિ છે (इति) એવી (यतः) જેનાથી (कार्यकारणयोः) કાર્ય અને કારણમાં પ્રતીતિ થાય છે (सः) તે (समवायः) સમવાય છે; અને તે એક પ્રકારનો સંબંધ છે.

ભાવાર્થ—'તંતુઓમાં પટ' છે, આ પ્રતીતિ કાર્ય અને કારણના સંબંધને લીધે થાય છે. તંતુ કારણ છે અને આધાર પણ છે અને પટ કાર્ય છે અને તંતુઓનો આધેય પણ છે. આ કાર્ય અને કારણનો જે સંબંધ છે તે સમવાય છે. સંયોગ આદિમાનો બીજો કોઈ સંબંધ નથી. યુતસિદ્ધ એટલે જે બે પદાર્થો અલગ અલગ વિદ્યમાન હોય તેનો જ સંયોગ હોઈ શકે છે,' જ્યારે અહીં "તંતુઓ અને પટ" આ બંને અલગ અલગ વિદ્યમાન હોતા નથી.

જેમકે 'તપેલીમાં બોર છે' અહીં તપેલી અને બોર આ બન્ને પદાર્થો જુદા જુદા જોવામાં આવે છે, તેમ તંતુઓ અને પટ અલગ અલગ જોવામાં આવતાં નથી, છતાં બન્ને સંબદ્ધ છે એવી પ્રતીતિ થાય છે અને 'તંતુઓમાં પટ થાય છે' એવી આધારાધેયભાવનું અવગાહન કરનારી પ્રતીતિ થાય છે માટે આ સંબંધ સંયોગ સિવાય કોઈ બીજો જ હોવો જોઇએ. આ સંબંધનું નામ ઋષિએ સમવાય આપ્યું છે.

પ્રશસ્તપાદમાં વધારે ખુલાસો આ પ્રમાણે કર્યો છે.

*अयुतसिद्धानामाधार्याधारभूतानां यः सम्बन्ध इह प्रत्यय हेतुः स समवायः।* द्रव्यगुणकर्मसामान्यविशेषाणां कार्यकारणभूतानामकार्यकारणभूतानां वा अयुतसिद्धानामाधार्याधारभावेनावस्थितानामिहेदमिति बुद्धिर्यतो भवति यतश्चासर्वगतानामधिगतान्यत्वानामविश्वग्भावः स समवायाख्यः सम्बन्धः ('આ સંદર્ભનો અર્થ લગભગ ઉપરના ભાષ્યમાં આવી જાય છે. असर्वगतानाम् ઇત્યાદિનો અર્થ આ પ્રમાણે છે. જેનો દેશ નિયત છે અને જેનું સ્વરૂપ પણ અન્યથી જુદું પડતું જણાય છે અને છતાં આધારથી જેનો પૃથગ્ભાવ જણાતો નથી એવા પદાર્થનો સંબંધ સમવાય છે.' ઘટત્વ, ગુણ, કર્મ વગેરે આ જાતના પદાર્થો છે.)

गवि गोत्वम् અહીં ગાય તો ગોત્વથી અલગ પદાર્થ જણાય છે પણ ગાયથી ગોત્વ કોઈ અન્યના આધારે રહેલું જણાતું નથી, છતાં પ્રતીત તો થાય જ છે માટે ગો અને ગોત્વનો જે સંબંધ છે તે સમવાય સંબંધ છે.

आत्मनि ज्ञानम् આત્મામાં જ્ઞાન છે. અહીં આત્માથી અલગ જ્ઞાન જેમ તપેલીથી બોર જુદું જણાય છે તેમ જણાતું નથી છતાં આત્મામાં તો તે છે જ, માટે એ બેનો જે સંબંધ છે તે સમવાય છે. જો આત્મા અને જ્ઞાન બન્ને અલગ અલગ જણાતાં હોત તો તે બંનેનો સંયોગ સંબંધ જ ગણાત. કારણ કે જે બે પદાર્થો અલગ અલગ હોય અને પછી જોડાય જાય તેનો સંયોગ સંબંધ જ હોય છે.

આ સમવાય સંબંધ એક જ છે. સંયોગોની પેઠે ઘણા નથી. દ્રવ્યત્વનો જે સમવાય દ્રવ્યમાં છે તે જ સમવાય ગુણત્વનો ગુણમાં છે છતાં આધાર અને આધેયના નિયમથી વ્યવસ્થા બંધાય છે કે દ્રવ્યમાં જ દ્રવ્યત્વ, ગુણમાં જ ગુણત્વ, કર્મમાં જ કર્મત્વ અને કપાલમાં જ ઘટ છે. 'ગુણત્વનો સમવાય સંબંધ-દ્રવ્યમાં છે' છતાં દ્રવ્યમાં ગુણત્વનું ન હોવું એ દ્રવ્ય અને દ્રવ્યત્વના આધારાધેય

ને . ને છે.

તપેલી અને ઘી, આ બન્ને દ્રવ્યનો સંયોગ સંબંધ છે, છતાં તપેલી જ આધાર છે અને ઘી આધેય છે. સરખા વજનના પત્થરના બે ટુકડાનો સંબંધ હોય અથવા મલ્લોનો સંબંધ હોય તો સંયોગ તો કહેવાય પણ કોઇ કોઇનો આધાર છે એમ કહેવાતું નથી. ખાસ અમુક સંયોગ જ આધાર અને આધેય સાથે જોડાયો હોય છે જ્યારે સમવાય તો એક જ હોવાથી સર્વત્ર આધારાધેયભાવને આધીન હોય છે.

આ ઉપરથી घृताधारः पात्रं पात्राधारः घृतं वा આવી જે લોકવ્યવહારમાં કહેવત પડી ગઈ છે તેનું પણ મૂળ કારણ આ બાબતમાં છે. જે નૈયાયિકે તપેલી ઉંધી વાળી ઘી ગુમાવ્યું અને પછી તપેલી ઘીનો આધાર છે' એવું જ્ઞાન મેળવ્યું તેને સંયોગવિશેષની આધારાધેયની અધીનતાનું જ્ઞાન ન હોતું.

સંયોગોના વિશેષો અને સમવાયનું સ્વરૂપ સમજવાને માટે 'સંવિત્' અર્થાત્ 'પ્રતીતિ થવી' એ જ મુખ્ય કારણ છે, આ ઉપરથી વૈશેષિકો લખે છે કે "संविदेव हि भगवती वस्तूपगमे न. शरणम् ॥" કયો પદાર્થ કેવો છે એ જાણવાનું સાધન અમારી પાસે એ પદાર્થોની થતી સંવિત્ (પ્રતીતિ) જ છે. ભગવતી પ્રતીતિ જ વસ્તુને સ્વીકારવા અમારૂં શરણ છે.

વાયુમાં રૂપનો સમવાય સંબંધ છે, છતાં વાયુમાં રૂપ છે એવી પ્રતીતિ થતી નથી માટે વાયુ રૂપવાન્ પદાર્થ (દ્રવ્ય) નથી. સમવાય તો એક અને સર્વગત હોવાથી હોઈ શકે પણ તેથી કરી વાયુમાં રૂપ હોઈ શકતું નથી કારણ કે રૂપ એક અને સર્વગત પદાર્થ નથી.

જેમાં આ સમવાય રહે છે તે સ્વરૂપ સંબંધથી જ રહે છે અર્થાત્ સ્વરૂપે જ રહે છે એને રહેવાને માટે કોઈ બીજા સમવાયાદિ સંબંધની જરૂર નથી. દ્રવ્યમાં ગુણનો સમવાય છે, તો દ્રવ્યમાં ગુણ તો સમવાય સંબંધથી રહે છે અને સમવાય સંબંધ સ્વરૂપથી રહે છે. ॥ ૨૬ ॥

હવે દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય અને વિશેષ એ પાંચ પદાર્થોથી સમવાય જુદો છે એ બાબત આ સૂત્રમાં સમજાવે છે.

**द्रव्यत्वगुणत्वप्रतिषेधो भावत्वेन व्याख्यातः ॥ २७ ॥**

**પદાર્થ**—(भावत्वेन) સામાન્યના સ્વરૂપથી (द्रव्यत्वगुणत्वप्रतिषेधः) સમવાયમાં દ્રવ્યત્વ અને ગુણત્વનો અભાવ (व्याख्यातः) વ્યાખ્યાત છે.

**ભાવાર્થ**—જેમ સામાન્યમાં દ્રવ્યત્વ, ગુણત્વ અને કર્મત્વ નથી તેમ સમવાયમાં પણ દ્રવ્યત્વ, ગુણત્વ અને કર્મત્વ નથી; કારણ કે દ્રવ્યાદિની બુદ્ધિ

કરતાં સમવાયની બુદ્ધિ વિલક્ષણ છે. બુદ્ધિનો ભેદ વિષયના ભેદને સિધ્ધ કરે છે. ઘટવિષયક બુદ્ધિ પટવિષયક બુદ્ધિ કરતાં જુદી છે માટે ઘટ કરતાં પટરૂપ અર્થ જુદો છે, તેજ પ્રમાણે દ્રવ્ય ગુણ, કર્મ આદિ કરતાં સમવાય પદાર્થ જુદો છે. ॥ ૨૭ ॥

હવે સમવાય એક છે એ વસ્તુને સિધ્ધ કરે છે.

तत्त्वं भावेन ॥ २८ ॥

પદાર્થ—(तत्वम्) એકત્વ (भावेन) સત્તારૂપ સામાન્યથી વ્યાખ્યાન થાય છે.

ભાવાર્થ—જેમ સર્વત્ર એકત્વબુદ્ધિને પ્રવૃત્ત કરાવનારી સત્તા એક જ છે તેમ સર્વત્ર 'સમવેત' એવી એક બુદ્ધિને ઉત્પન્ન કરનાર સમવાય પણ એક જ છે. સમવાય જુદા જુદા હોવામાં કોઈ પણ જાતનું પ્રમાણ નથી. સમવાયની સાબિતી સમવેત બુદ્ધિ જ છે અને સર્વત્ર એક સરખી જ થાય છે માટે સમવાય એક છે.

જેમ સમવાય એક છે તેમ તે નિત્ય પણ છે. દેશ અને કાળના ભેદથી પણ તેમાં ભેદ પડતો નથી. સામાન્યની પેઠે સમવાય પણ નિત્ય છે.

જે બે પદાર્થોનો સમવાય સંબંધ હોય છે તેનો કદી પણ વિભાગ થતો નથી કારણ કે, વિભાગ યુતસિધ્ધ પદાર્થોનો જ હોય છે. યુતસિધ્ધ એટલે જે બે પદાર્થો જુદા જુદા થઈને જુદા જુદા અધિકરણમાં અથવા આધારમાં રહી શકે.

જે લોકો સમવાય જુદા જુદા તથા અનિત્ય છે એમ માને છે તેના મતમાં આ આપત્તિ છે કે, રૂપ નાશ પામ્યું, એવી પ્રતીતિ તો થાય છે, પણ સમવાય નાશ પામ્યો, આવી પ્રતીતિ કોઈને પણ થતી નથી. આ આપત્તિનું નિવારણ થઈ શકતું ન હોવાથી સમવાયને એક તથા નિત્ય માનવો જોઈએ.

કેટલાક લોકો સમવાયને પ્રત્યક્ષ માને છે, પણ ખરું જોતાં સમવાય પ્રત્યક્ષ નથી પણ અતીન્દ્રિય છે. કેવળ અનુમાનથી જાણી શકાય છે. અનુમાનનો પ્રકાર આ પ્રમાણે છે.

समवायः अतीन्द्रियः, सात्मान्यत्वे सति असमवेतभावाभावात् मनोवत्

અર્થ—સમવાય અતીન્દ્રિય છે. કારણ કે તે, આત્માથી જુદો હોવા ઉપરાંત અસમવેત ભાવ છે. જેમકે મનઃ મન પણ અતીન્દ્રિય છે, આત્માથી જુદું છે અને એ કોઈમાં પણ સમવાય સંબંધથી રહેતું નથી. આ દૃષ્ટાંતની માફક સમવાયમાં પણ છે માટે સમવાય અતીન્દ્રિય છે, પ્રત્યક્ષ નથી. ॥ ૨૮ ॥

इति वैशेषिकदर्शने गुर्जरभाषाभाष्ययुते सप्तमाध्यायस्य द्वितीयमाह्निकम् ॥

---

॥ ओ३म् ॥

# अथ अष्टमाध्यायस्य प्रथम माह्निकम् ।

---

આઠમા અધ્યાયમા બુદ્ધિની પરીક્ષા કરવામા આવે છે. બુદ્ધિ કેવી રીતે ઉત્પન્ન થાય છે તે ત્રીજા અધ્યાયમા સમજાવ્યુ છે. બુદ્ધિ, જ્ઞાન અને ઉપલબ્ધિ આ ત્રણે શબ્દો એક જ અર્થના વાચક છે અને એ ત્રણેનો અર્થ જ્ઞાન જ છે. કેટલાક શાસ્ત્રકારો એ ત્રણેના જુદા જુદા અર્થ સમજે છે પણ ન્યાય અને વિશેષિકને માનનારાઓના મતમા એ ત્રણેનો એક જ અર્થ છે સાધારણ લોકવ્યવહારમાં પણ આનો ભેદ જણાતો નથી

द्रव्येषु ज्ञानं व्याख्यातम् ॥ १ ॥

**પદાર્થ**—(द्रव्येषु) દ્રવ્યનુ પ્રતિપાદન કરનાર ત્રીજા અધ્યાયમા (ज्ञानम्) જ્ઞાનની (व्याख्यातम्) વ્યાખ્યા કરી છે

**ભાવાર્થ**—આ સૂત્રમા દ્રવ્યવિષયક જ્ઞાન જે અધ્યાયમા સમજાવવામા આવ્યુ છે તે અધ્યાયને 'દ્રવ્ય' કહેવામ આવ્યુ છે એટલે विषयेण विषयिणं तृतीयाध्यायमुपलक्षयति વિષયથી વિષયપ્રતિપાદક અધ્યાયનુ સ્મરણ કરાવવામા આવ્યુ છે ત્રીજા અધ્યાયમાં જ્ઞાનની ઉત્પત્તિ આ પ્રમાણે બતાવવામા આવી છે.

आत्मेन्द्रियार्थसन्निकर्षाद् यन्निष्पद्यते तदन्यत् । ३-१-१८

આત્મા ઇન્દ્રિય અને અર્થના સબંધથી જે જ્ઞાન ઉત્પન્ન થાય છે તે આત્માનુ લિંગ છે એટલે કે તેનાથી આત્માનુ અનુમાન થઈ શકે છે

इन्द्रियार्थप्रसिद्धिरिन्द्रियार्थेभ्योऽर्थान्तरस्य हेतु । ३-१-२

ઇન્દ્રિય અને અર્થથી જે પ્રસિદ્ધિ એટલે જ્ઞાન ઉત્પન્ન થાય છે તે ઇન્દ્રિય અને રૂપાદિ અર્થથી ભિન્ન જે આત્મા છે તેને જાણવાનુ સાધન છે જ્ઞાનનો કોઈપણ આશ્રય હોવો જોઇએ, પૃથ્વી આદિ દ્રવ્યો જ્ઞાનનો આશ્રય નથી માટે એનો આશ્રય આત્મા જ છે, જ્ઞાન ગુણ હોવાથી આશ્રય વગર રહી શકે નહિ, ઇત્યાદિ અનુમાનના પ્રકારથી આત્માને જાણી શકાય છે. ॥ १ ॥

જ્ઞાન શબ્દનો બીજો અર્થ વિદ્યા અને અવિદ્યા પણ થાય છે, એટલે જ્ઞાન બે પ્રકારનું છે; એક વિદ્યાત્મક અને બીજું અવિદ્યાત્મક. વિદ્યાત્મક જ્ઞાનના ચાર પ્રકાર છે તે આ પ્રમાણે છે.

(૧) પ્રત્યક્ષાત્મક જ્ઞાન (૨) લૈંગિક જ્ઞાન (૩) સ્મૃતિ જ્ઞાન (૪) આર્ષ જ્ઞાન.

અવિદ્યાત્મક જ્ઞાન પણ ચાર પ્રકારનું છે અને તે આ પ્રમાણે છે.

(૧) સંશયાત્મક જ્ઞાન (૨) વિપર્યયાત્મક એટલે ભ્રમાત્મક જ્ઞાન (૩) સ્વપ્નાત્મક જ્ઞાન (૪) અનધ્યવસાયાત્મક એટલે અસ્પષ્ટ જ્ઞાન.

જ્ઞાન–આત્માનું અને મનનું જે લૈંગિક જ્ઞાન થાય છે એટલે પ્રત્યભિજ્ઞા જ્ઞાન તે ઇંદ્રિયજન્ય જ્ઞાન નથી. કારણ કે—

**तत्रात्मा मनश्चाप्रत्यक्षे ॥ २ ॥**

**પદાર્થ**—(तत्र) ચાર પ્રકારની જે વિદ્યા છે તેમાં જે લૈંગિક જ્ઞાન છે તેના વિષય (आत्मा मनश्च) આત્મા અને મન (अप्रत्यक्षे) પ્રત્યક્ષ નથી.

**ભાવાર્થ**—આત્મા અને મન પ્રત્યક્ષ ન હોવાથી તેનું જ્ઞાન ઇન્દ્રિયોથી થઈ શકતું નથી. આત્મા રૂપવિહીન હોવાથી અને મન અત્યંત સૂક્ષ્મ એટલે કે તેમાં મહત્વ પરિમાણ નામનો ગુણ ન હોવાથી પ્રત્યક્ષ નથી. આત્મા એટલે આ ઠેકાણે જીવાત્માઓ અને પરમાત્મા બન્ને સમજવાના છે. જીવાત્માનું કોઈક વખતે માનસિક પ્રત્યક્ષ થાય છે, પણ 'હું ગૌર છું', હું દુર્બલ છું', હું મહાબાહુ છું' વગેરે અનાત્મવિષયક જ્ઞાનોથી તે તિરસ્કૃત થઈ જાય છે, માટે જીવ–આત્મા પણ વિશેષ રૂપે અપ્રત્યક્ષ જ છે.

આકાશ, કાળ, દિશા વગેરે બીજાં દ્રવ્યો પણ અપ્રત્યક્ષ છે તેનું પણ સૂચન ચકારથી કરવામાં આવ્યું છે. ॥ ૨ ॥

જે વિષયમાં જે પ્રકારવાળું અને જે કારણવાળું જ્ઞાન થાય છે તેનું સ્પષ્ટીકરણ કરે છે.

**ज्ञाननिर्देशे ज्ञाननिष्पत्तिविधिरुक्तः ॥ ३ ॥**

**પદાર્થ**—(ज्ञाननिर्देशे) જે અધ્યાયમાં જ્ઞાનનો નિર્દેશ કર્યો છે એટલે ત્રીજા અધ્યાયમાં (ज्ञाननिष्पत्तिविधि) જ્ઞાનને ઉત્પન્ન થવાનો પ્રકાર (उक्त.) કહ્યો છે.

**ભાવાર્થ**—આત્મા, ઇન્દ્રિય અને અર્થના સંબંધથી જ્ઞાન ઉત્પન્ન થાય છે. आत्मेन्द्रियार्थसन्निकर्षाद्यन्निष्पद्यते तदन्यत् ॥ ३–१–१८ ॥ આ સૂત્રમાં જ્ઞાનનાં કારણો બતાવ્યાં છે. આત્મા જ્ઞાનનું સમવાયિ કારણ છે, આત્મા અને મનનો

સંયોગ જ્ઞાનનું અસમવાયિકારણ છે; અને વિષયનો સબંધ જ્ઞાનનું નિમિત્તકારણ છે. પ્રત્યક્ષજ્ઞાનમાં આ રીત બતાવવામાં આવી છે. ॥ ૩ ॥

ગુણ કર્મનું જ્ઞાન કેવી રીતે ઉત્પન્ન થાય છે તે બતાવે છે.

**गुणकर्मसु संनिकृष्टेषु ज्ञाननिष्पत्तेर्द्रव्यं कारणम् ॥ ४ ॥**

**પદાર્થ**—(गुणकर्मसु) ગુણ અને કર્મ (संनिकृष्टेषु) સંનિકર્ષ દ્વારા સંબદ્ધ થાય છે ત્યારે (ज्ञाननिष्पत्तेः) જ્ઞાનને ઉત્પન્ન થવામાં (द्रव्यम्) દ્રવ્ય (कारणम्) કારણ તરીકે રહે છે.

**ભાવાર્થ**—રૂપ આદિ ગુણો અને ઉત્ક્ષેપણ આદિ કર્મોનું જ્યારે જ્ઞાન થાય છે ત્યારે તેમાં દ્રવ્ય કારણ તરીકે હોય છે. જે દ્રવ્ય યોગ્ય હોય એટલે કે જે દ્રવ્યમાં રૂપ હોય તેમજ મહત્પરિમાણ હોય તેજ દ્રવ્યના ગુણો પ્રત્યક્ષ થાય છે. योग्यद्रव्यनिष्ठमेव तदुभयं गृह्यते ગુણ અને કર્મ યોગ્ય દ્રવ્યનિષ્ઠ હોય તો જ તેનું પ્રત્યક્ષ જ્ઞાન થાય છે. ભાવાર્થ એ છે કે દ્રવ્યની યોગ્યતા જ ગુણ કર્મના જ્ઞાનમાં પ્રયોજક છે. ગુણ અને કર્મમાં જે સંનિકર્ષ થાય છે તે દ્રવ્ય દ્વારા જ થાય છે. પ્રથમ દ્રવ્ય સાથે ઇંદ્રિયનો સંયોગ થાય છે અને એ ઇંદ્રિયસંયુક્ત દ્રવ્યનો ગુણ અને કર્મ સાથે સમવાય સંબંધ હોય છે એટલે ગુણ અને કર્મનું જ્ઞાન સંયુક્તસમવાયસંબંધથી થાય છે શબ્દના જ્ઞાનમાં જો કે દ્રવ્યની યોગ્યતા કારણ તરીકે નથી છતાં શબ્દ આકાશરૂપ દ્રવ્યમાં સમવેત છે અને તેમાં જ તેનું ગ્રહણ થાય છે, માટે આકાશરૂપ દ્રવ્યને શબ્દના જ્ઞાનમાં કારણ તરીકે માનવામાં આવે છે. ઇંદ્રિયરૂપ દ્રવ્યનો ગુણ અને કર્મ સાથે સંયોગ તો થઈ શકતો નથી; કારણ કે, સંયોગ ગુણ હોવાથી ગુણ કર્મમાં સંયોગરૂપ ગુણ રહી શકે નહિ. 'ગુણમાં ગુણ ન હોય' એ તો સર્વકોઈ સમજી શકે છે ઇંદ્રિયનો બીજો કોઈપણ સંબંધ સીધો ગુણકર્મ સાથે થઈ શકતો નથી, માટે દ્રવ્યદ્વારા જ એ સંબંધને માનવો પડે છે એટલે કે સંયુક્ત સમવાય સંબંધ દ્રવ્યદ્વારા ગુણ અને કર્મ સાથે થઈ શકે છે. ગુણ અને કર્મનું જ્ઞાન સંબંધ વગર તો થઈ શકે જ નહિ, માટે સંબંધ તો તેનો માનવો જ જોઈએ ગુણ અને કર્મનું જ્ઞાન રૂપ કાર્ય થાય છે તો તેનું કારણ અવશ્ય કલ્પવું જોઈએ, અર્થાત્ તેના ઇંદ્રિય સાથેના સંબંધની કલ્પના જરૂર કરવી જોઈએ. ઘટ આદિ દ્રવ્યનું જ્ઞાન ઇંદ્રિયના સંયોગથી થાય છે અને તેમાં રહેલા ગુણ અને કર્મનું જ્ઞાન સંયુક્તસમવાયથી થાય છે. શબ્દનું જ્ઞાન કેવળ સમવાય સંબંધથી થાય છે કારણ કે, આકાશ સ્વયં શ્રોત્ર ઇંદ્રિયરૂપ છે અને ઇંદ્રિયસ્વરૂપ આકાશઇંદ્રિયનો સીધો સમવાય સંબંધ શબ્દ સાથે થાય છે. આ રીતે ગુણ અને કર્મનું જ્ઞાન ઉત્પન્ન થાય છે. ॥ ૪ ॥

સામાન્ય વિશેષનું જ્ઞાન કેવી રીતે ઉત્પન્ન થાય છે? એનો ઉત્તર આ સૂત્રમાં આપે છે.

**सामान्यविशेषेषु सामान्यविशेषाभावात् तत एव ज्ञानम् ॥ ५ ॥**

પદાર્થ—(सामान्यविशेषेषु) સત્તા એ પરમ સામાન્ય છે -અને દ્રવ્યત્વ, ગુણત્વ અને કર્મત્વ તેના વિશેષો છે, એ વિશેષોના પણ વિશેષો પૃથ્વીત્વાદિ છે, તેમાં (सामान्यविशेषाभावात्) બીજાં સામાન્ય અને વિશેષો ન હોવાથી (तत एव) દ્રવ્યઘટિત સંબંધથી જ (ज्ञानम्) તેનું જ્ઞાન થાય છે.

ભાવાર્થ—સત્તામાં કોઈ બીજી સત્તા નથી, તેથી સત્તાનું જ્ઞાન દ્રવ્ય ઘટિત સંનિકર્ષથી એટલે સંયુક્ત સમવાયથી, ગુણ અને કર્મમાં રહેલી સત્તાનું જ્ઞાન સંયુક્તસમવેતસમવાયથી થાય છે. શબ્દત્વ કત્વ, ગત્વ આદિનું જ્ઞાન સમવેત સમવાયથી અને શબ્દનું જ્ઞાન સમવાયથી થાય છે. સામાન્યનું જ્ઞાન કરવામાં કોઈ અન્ય સામાન્યની અપેક્ષા નથી. પૃથ્વીત્વનું જ્ઞાન કરવું હોય તો તેમાં સંયુક્તસમવાય સંનિકર્ષ ઉપયોગમાં આવે છે. દ્રવ્યનું જ્ઞાન કરવું હોય તો સામાન્યની અપેક્ષા રહે છે, પણ સામાન્ય અને તેના વિશેષોમાં જ્ઞાન ઉત્પન્ન કરવામાં કોઈ સામાન્યાન્તરની જરૂર નથી સામાન્યમાં જો સામાન્ય માનવામાં આવે તો અનવસ્થા દોષ આવે છે. સામાન્ય અને વિશેષના ભેદોનું જ્ઞાન સ્વરૂપથી જ થાય છે. ॥ ૫ ॥

જેમ સામાન્યવિશેષમાં સામાન્યનિરપેક્ષ જ્ઞાન થાય છે તેમ દ્રવ્યમાં પણ સામાન્યનિરપેક્ષ જ્ઞાન ઉત્પન્ન થાય છે એમ માનવામાં શો વાંધો છે? એના ઉત્તરરૂપે નીચેનું સૂત્ર છે.

**सामान्यविशेषापेक्षं द्रव्यगुणकर्मसु ॥ ६ ॥**

પદાર્થ—(द्रव्यगुणकर्मसु) દ્રવ્ય, ગુણ અને કર્મમાં (सामान्यविशेषापेक्षम्) સામાન્યવિશેષાપેક્ષ જ્ઞાન થાય છે.

ભાવાર્થ—આ દ્રવ્ય છે. અહીં 'દ્રવ્ય' એ જ્ઞાન વિશિષ્ટજ્ઞાન છે. એમાં દ્રવ્યત્વવિશેષણ છે. વિશિષ્ટજ્ઞાનમાં વિશેષણ અવશ્ય હોવું જ જોઈએ માટે દ્રવ્યત્વ એ વિશેષણ છે અને 'દ્રવ્યત્વ' એ સામાન્ય વિશેષ પદાર્થ છે. એ જ પ્રમાણે 'ગુણ' એ જ્ઞાન પણ વિશિષ્ટ છે એમાં ગુણત્વ વિશેષણ છે. 'કર્મ' એ જ્ઞાન પણ વિશિષ્ટજ્ઞાન છે અને એમાં પણ કર્મત્વ એ વિશેષણ છે, વિશેષણને પ્રકાર પણ કહેવામાં આવે છે. જ્ઞાન બે પ્રકારનાં હોય છે, એક સવિકલ્પક અને

બીજું નિર્વિકલ્પક વિકલ્પ પણ વિશેષણનું જ નામ છે 'इदम् द्रव्यम्' 'शुक्लं गुण' इद कर्म, ઇત્યાદિ જ્ઞાનો સવિકલ્પક અથવા સપ્રકારક જ્ઞાન કહેવાય છે. નિર્વિકલ્પક જ્ઞાન અતીન્દ્રિય હોવાથી પ્રત્યક્ષ થતું નથી પણ તેનું વિશિષ્ટજ્ઞાનથી અનુમાન કરવુ પડે છે नाज्ञातविशेषणा विशिष्टबुद्धिरुत्पद्यते વિશિષ્ટબુદ્ધિ વિશેષણને લીધા વગર થતી નથી માટે દ્રવ્ય, ગુણ અને કર્મનું જે જ્ઞાન થાય છે તેમાં દ્રવ્યત્વ, ગુણત્વ અને કર્મત્વ વિશેષણ તરીકે હોય જ છે ॥ ૬ ॥

દ્રવ્યમા કેવળ સામાન્ય વિશેષણ હોય છે એવુ પણ હોતુ નથી, બીજા પણ વિશેષણ હોય છે

द्रव्ये द्रव्यगुणकर्मापेक्षम् ॥ ७ ॥

પદાર્થ—(द्रव्ये) દ્રવ્યમા (द्रव्यगुणकर्मापेक्षम्) દ્રવ્ય, ગુણ અને કર્મની પણ અપેક્ષા હોય છે

ભાવાર્થ—દ્રવ્યના હમેશા સામાન્ય જ પ્રકાર હોય છે એવુ નથી સામાન્ય સિવાય દ્રવ્ય પણ દ્રવ્યમા વિશેષણ હોઈ શકે છે ગુણ પણ વિશેષણ હોઈ શકે છે અને કર્મ પણ વિશેષણ તરીકે હોઈ શકે છે दण्डी पुरुष અહી પુરુષનુ વિશેષણ દડરૂપ દ્રવ્ય છે शुक्ल पुरुष અહી શુક્લગુણ એ પુરુષનુ વિશેષણ છે અને पुरुषो गच्छति અહી ગમનરૂપ કર્મ પણ પુરુષનું વિશેષણ છે કારણ કે એનો गमनवान् पुरुष એવો અર્થ થાય છે ભાવાર્થ એ છે કે દ્રવ્યમા જાતિ, દ્રવ્ય, ગુણ અને કર્મ પણ વિશેષણ તરીકે આવી શકે છે, માટે દ્રવ્ય એ જ્ઞાન, સામાન્ય, દ્રવ્ય, ગુણ અને કર્મની અપેક્ષા કરનારૂ હોય છે ॥ ૭ ॥

ગુણ અને કર્મના જ્ઞાનમા વિશેષણ તરીકે ગુણ અને કર્મની અપેક્ષા છે કે નહિ એનો ઉત્તર આ સૂત્રમા આપવામા આવે છે

गुणकर्मसु गुणकर्माभावाद् गुणकर्मापेक्षं न विद्यते ॥ ८ ॥

પદાર્થ—(गुणकर्मसु) ગુણ અને કર્મમા (गुणकर्माभावात्) ગુણ અને કર્મનો અભાવ હોવાથી (गुणकर्मापेक्षम्) ગુણ અને કર્મની અપેક્ષા (न विद्यते) નથી

ભાવાર્થ—ગુણમા ગુણ અને કર્મ નથી, તેમજ કર્મમાં પણ ગુણ અને કર્મ નથી માટે ગુણના અને કર્મના જ્ઞાનમાં ગુણ અને કર્મ વિશેષણ તરીકે ભાસતા નથી 'श्वेत' આવા ગુણ જ્ઞાનમાં શ્વેત પ્રકાર તરીકે ભાસતો નથી 'શ્વેત' એ વિશેષ્ય તરીકે છે અને તેમાં શ્વેતત્વ એ જાતિ વિશેષણ તરીકે છે.

એ જ પ્રમાણે કર્મવિશેષ્ય જ્ઞાનમાં કર્મ વિશેષણ તરીકે ભાસતું નથી. કર્મવિશેષ્ય જ્ઞાનમાં ઉત્ક્ષેપણત્વ આદિ જાતિ વિશેષણ તરીકે ભાસે છે. ॥ ૮ ॥

समवायिनः श्वैत्याच्छ्वैत्यबुद्धेश्च श्वेते बुद्धिस्ते एते कार्यकारणभूते ॥ ९ ॥

પદાર્થ—(समवायिनः) સમવાયીનું (श्वैत्यात्) શ્વૈત્ય હોવાથી (श्वैत्यबुद्धेः) શ્વૈત્ય પ્રકાર જ્ઞાનમાં કારણ છે (श्वेते बुद्धिः) શ્વેત દ્રવ્યમાં શ્વેત બુદ્ધિ હોય છે માટે (ते एते) તે આ બે (कार्यकारणभूते) કાર્ય અને કારણરૂપ છે.

ભાવાર્થ—'श्वेतः शंखः' આવા જ્ઞાનમાં શ્વૈત્ય વિશેષણ તરીકે હોય છે કારણ કે શંખ એ દ્રવ્ય છે, માટે શ્વૈત્યપ્રકારક શંખવિશેષ્યક જ્ઞાન હોય છે, પણ આ નિયમ દ્રવ્યને લાગુ પડે છે. ગુણમાં શ્વૈત્યપ્રકારક જ્ઞાન થતું નથી કારણ કે શ્વૈત્ય એ ગુણ છે અને ગુણમાં ગુણ હોતો નથી તો શ્વૈત્યપ્રકારક શ્વેતગુણજ્ઞાન કેવી રીતે થઈ શકે? અર્થાત્ ન થઈ શકે. આ ઉપરથી એ સિદ્ધ થાય છે કે શ્વેતઃ શંખ. આ વિશિષ્ટ જ્ઞાનમાં શ્વૈત્યજ્ઞાન કારણ તરીકે છે. વિશેષણ અને તેનો સંબંધ તથા વિશેષણજ્ઞાન એ બધાં જ વિશિષ્ટ જ્ઞાનમાં કારણ તરીકે હોય છે. ॥ ૯ ॥

घण्टावान् श्वयं बलीवर्दः આ જ્ઞાનમાં ઘંટા વિશેષણ તરીકે છે અને ઘંટા એ દ્રવ્ય છે. પ્રથમ ઘંટાનું જ્ઞાન થયું અને પછી ઘંટાવાન્ બલીવર્દનું જ્ઞાન થયું. પૂર્વજ્ઞાન ઉત્તરજ્ઞાનનું કારણ બન્યું. એ જ પ્રમાણે જો પહેલું સ્તંભજ્ઞાન થાય અને પછી કુંભજ્ઞાન થાય તો સ્તંભજ્ઞાન કુંભજ્ઞાનનું કારણ કહેવાય કે નહિ? આનો ઉત્તર આ સૂત્રમાં આપવામાં આવ્યો છે.

द्रव्येष्वनितरेतरकारणाः ॥ १० ॥

પદાર્થ—(द्रव्येषु) દ્રવ્યવિષયક જ્ઞાનમાં (अनितरेतरकारणाः) પૂર્વદ્રવ્યવિષયક જ્ઞાન ઉત્તર દ્રવ્યવિષયક જ્ઞાનનું કારણ બનતું નથી.

ભાવાર્થ—દ્રવ્યજ્ઞાનોના ક્રમમાં પૂર્વજ્ઞાન ઉત્તરજ્ઞાનનું કારણ બનતું નથી, માટે પહેલું સ્તંભનું જ્ઞાન થયું હોય અને પછી કુંભનું જ્ઞાન થયું હોય તો પણ ત્યાં એક બીજાનું કારણ કે કાર્ય નથી. સ્તંભ એ કુંભનું વિશેષણ નથી. 'ઘંટાવાન્ બલીવર્દ' આ ઠેકાણે તો ઘંટા એ બલીવર્દનું વિશેષણ છે માટે ત્યાં કાર્યકારણભાવ છે; અર્થાત્ જ્યાં વિશેષણ વિશેષ્યભાવ ન હોય અને માત્ર બે જ્ઞાન યથામાં કારણ સામગ્રીના ક્રમથી એક પહેલું અને બીજું પછી જ્ઞાન થાય ત્યાં વિશેષણ વિશેષ્યભાવ હોતો નથી. ॥ ૧૦ ॥

ઘટપટાદિ બુદ્ધિમાં ક્રમ છે, અને ક્રમ કાર્યકારણ ભાવઘટિજ હોય છે, એવું માનનાર વાદીનો મત અયોગ્ય છે, એ સંબંધી જણાવે છે.

कारणायौगपद्यात् कारणक्रमाच्च घटपटादिबुद्धीनां क्रमो न हेतुफलभावात् ॥ ११ ॥

પદાર્થ—(कारणायौगपद्यात्) કારણોનું યૌગપદ્ય ન હોવાથી (च) અને કારણોનો ક્રમ હોવાથી (घटपटादिबुद्धीनाम्) ઘટબુદ્ધિ અને પટબુદ્ધિ–આદિ બુદ્ધિઓનો (क्रम) ક્રમ હોય છે (हेतुफलभावात्) કારણ કાર્યના ભાવથી (न) ક્રમ હોતો નથી.

ભાવાર્થ—ભિન્ન ભિન્ન પદાર્થોના જ્ઞાનોની કારણસામગ્રી એક સાથે હોતી નથી પણ ક્રમથી કારણ સામગ્રી આવે છે. પ્રથમ ઘટજ્ઞાનની સામગ્રી હોય છે અને પછી પટજ્ઞાનની સામગ્રી હોય છે તેથી જ્ઞાન ક્રમથી ઉત્પન્ન થાય છે. એક જ્ઞાન કારણ છે અને બીજું જ્ઞાન તેનું કાર્ય છે એથી જ જ્ઞાનોનો ક્રમ છે એવું કશું જ નથી. જો કારણસામગ્રી એક સાથે હોય તો એક સાથે જ્ઞાન ઉત્પન્ન થાય છે; પણ એમ બનતું નથી, મન્ ઇંદ્રિયો સાથે ક્રમથી સંયોગ પામે છે માટે જ્ઞાનોનો ક્રમ બંધાય છે ઘટપટાદિબુદ્ધિઓનો ક્રમ કારણોના ક્રમને આધીન છે, હેતુફળભાવને એટલે કે, કાર્યકારણ ભાવને આધીન નથી. ॥ ૧૧ ॥

इति वैशेषिकदर्शने गुर्जरभाषाभाष्ययुते अष्टमाध्यायस्य प्रथम माह्निकम् ॥



॥ ओ३म् ॥

# अथ अष्टमाध्यायस्य द्वितीय माह्निकम् ।



આ પ્રથમ સૂત્રમાં વૈશિષ્ટ્યનું પ્રત્યક્ષજ્ઞાન સમજાવવામાં આવે છે. કેટલીક બુદ્ધિઓ એવી હોય છે કે કોઈ બીજી બુદ્ધિને પોતાની અંદર વિશેષણ તરીકે સ્વીકારીને જ ઉત્પન્ન થાય છે. જેમકેઃ—

अयमेष त्वया कृतं भोजयैनमिति बुद्ध्यपेक्षम् ॥ १ ॥

પદાર્થ—(अयम्) સંનિહિત વિષયવાળી બુદ્ધિની અપેક્ષા કરીને જ 'આ' એવી બુદ્ધિ ઉત્પન્ન થાય છે. (एष) આ પદથી જે બુદ્ધિ ઉત્પન્ન થાય છે તે વિપ્રકૃષ્ટ વિષયવાળી બુદ્ધિને અપેક્ષીને 'એ' બુદ્ધિ ઉત્પન્ન થાય છે, (त्वया) કર્તૃત્વને અપેક્ષા કરનારી બુદ્ધિને અપેક્ષી 'તે' પદથી બુદ્ધિ ઉત્પન્ન થાય છે (कृतम्) અહીં કર્મની અપેક્ષા રાખનારી બુદ્ધિ વિશેષણ તરીકે છે (भोजय) અહીં પ્રયોજ્યકર્તાની બુદ્ધિને પ્રયોજક-બુદ્ધિ અપેક્ષા રાખે છે (एनम्) આ પદથી નિયોજ્ય અને નિયોજકના વ્યાપારની બુદ્ધિ વિશેષણ તરીકે છે (इति) આ પ્રમાણે (बुद्ध्यपेक्षम्) જ્ઞાનાપેક્ષ ઉત્પન્ન થાય છે.

ભાવાર્થ—સૂત્રમાં બતાવેલા પદોથી જે જ્ઞાન ઉત્પન્ન થાય છે તે કોઈ બીજા જ્ઞાનની અપેક્ષા રાખીને જ ઉત્પન્ન થાય છે. આને જ્ઞાનપ્રકારક જ્ઞાન પણ કહેવામાં આવે છે. ॥ ૧ ॥

दृष्टेषु भावाददृष्टेष्वभावात् ॥ २ ॥

પદાર્થ—(दृष्टेषु) પ્રત્યક્ષમાં (भावात्) ઉપયોગ હોવાથી અને (अदृष्टेषु) અપ્રત્યક્ષ અર્થમાં પ્રયોગ ન થતો હોવાથી.

ભાવાર્થ—પ્રથમ સૂત્રમાં જે જે પદો આપ્યાં છે તે બધાનો અર્થ જો પ્રત્યક્ષ હોય તો જ તેનાથી જ્ઞાન ઉત્પન્ન થાય છે. પરોક્ષ અર્થ હોય તો ઉક્ત પદાર્થોનો પ્રયોગ થતો નથી, માટે અન્વય અને વ્યતિરેકથી પણ સમજી શકાય છે કે કેટલીક બુદ્ધિઓ પોતામાં બીજી બુદ્ધિઓને વિશેષણ તરીકે માનીને જ ઉત્પન્ન થાય છે. ॥ ૨ ॥

હવે બીજુ પ્રકરણ શરૂ કરે છે 'અર્થ' શબ્દનો પારિભાષિક અર્થ સમજાવે છે

**अर्थ इति द्रव्यगुणकर्मसु ॥ ३ ॥**

પદાર્થ—(अर्थ इति) 'અર્થ' એવો વાસ્તવિક પ્રયોગ (द्रव्यगुणकर्मसु) દ્રવ્ય, ગુણ અને કર્મમા થાય છે

ભાવાર્થ—વૈશેષિકશાસ્ત્રમા 'અર્થ' એવુ નામ દ્રવ્ય, ગુણ અને કર્મને જ ઉદ્દેશીને વપરાય છે, કારણ કે અર્થ માનતા એ ત્રણમા જ હોય છે કોઈ દ્રવ્યને ઈચ્છે છે, કોઈ ગુણને ઈચ્છે છે તો કોઈ કર્મને ઈચ્છે છે આ ત્રણ સિવાય બીજા પદાર્થને કોઈ વિધિનો સસ્પર્શ નથી અર્થાત્ વૈદિક વિધાનનુ ફળ એ ત્રણમા જ હોય છે માટે ન્યાય અને વૈશેષિકશાસ્ત્રમા અર્થ શબ્દની પરિભાષા દ્રવ્ય, ગુણ અને કર્મમા જ છે પ્રશસ્તપાદાચાર્યે પણ त्रयाणामर्थशब्दाभिधेयत्व च ત્રણેને જ અર્થશબ્દની અભિધેયતા છે, એમ કહ્યુ છે ॥ ૩ ॥

હવે ઇન્દ્રિયોનુ ઉપાદાન કારણ પાચ મહાભૂતો નથી, પણ એક એક મહાભૂત છે એ પ્રકરણ શરૂ કરે છે

**"द्रव्येषु पञ्चात्मकत्व प्रतिषिद्धम् ' ॥ ४ ॥**

પદાર્થ—(द्रव्येषु) દ્રવ્યનુ નિરૂપણ કરતી વખતે (पञ्चात्मकत्वम्) કોઈપણ કાર્ય-દ્રવ્યનુ પાચે ય મહાભૂતો મળીને ઉપાદાનકારણ છે એનો (प्रतिषिद्धम्) પ્રતિષેધ કરવામા આવ્યો છે

ભાવાર્થ—કોઈપણ કાર્ય દ્રવ્યનુ ઉપાદાન કારણ સમુદિત પાચ મહાભૂતો છે એનો પ્રતિષેધ કરવામા આવ્યો છે प्रत्यक्षाप्रत्यक्षाणां सयोगस्याप्रत्यक्षत्वात् पञ्चात्मक न विद्यते ॥ ૪–૨–૨ જુઓ એ સૂત્ર એક ભૂત કરતા વધારે ભૂતો ઉપાદાન તરીકે હોય તો કોઈ દ્રવ્યનુ પ્રત્યક્ષ જ થઈ શકે નહિ ઉપાદાન કારણના સહાય તરીકે બીજા ભૂતો હોઈ શકે છે આ જ રીત ઇંદ્રિયોમા પણ છે એટલે કે ઇંદ્રિયરૂપી કાર્યનુ કોઈ એક જ દ્રવ્ય ઉપાદાન તરીકે છે અને બીજા દ્રવ્યો સહાયક તરીકે છે ॥ ૪ ॥

ઘ્રાણ ઇંદ્રિયનુ ઉપાદાન કારણ સમજાવે છે

**भूयस्त्वाद् गन्धवत्त्वाच्च पृथिवी गन्धज्ञाने प्रकृति ॥ ५ ॥**

પદાર્થ—(भूयस्त्वात्) અન્ય દ્રવ્યોથી અભિભૂત નહી થયેલા એવા પાર્થિવ દ્રવ્યોથી ઉત્પન્ન થયેલી હોવાથી (च) અને (गन्धवत्त्वात्) ગંધ ગુણવાળી

હોવાથી (गन्धज्ञाने) ગંધગ્રાહક ઘ્રાણેન્દ્રિયની (प्रकृतिः) પ્રકૃતિ એટલે ઉપાદાન કારણ (पृथिवी) પૃથ્વી છે.

**ભાવાર્થ**—ઘ્રાણ ઇંદ્રિય નિયમથી ગંધનું જ ગ્રહણ કરે છે તેથી તેનું ઉપાદાન કારણ પૃથિવી છે. પૃથ્વીના સૂક્ષ્માતિસૂક્ષ્મ કણોથી અથવા પૃથ્વીના પરમાણુઓથી ઘ્રાણેન્દ્રિય ઉત્પન્ન થાય છે. જળાદિના પરમાણુઓ સહાયક તરીકે હોય છે, પણ તેનાથી પાર્થિવ પરમાણુઓ અભિભૂત થતાં નથી. ઘ્રાણેન્દ્રિયમાં પણ ગંધ હોય છે. ઘ્રાણેન્દ્રિય સગુણ છે તેથી જ બાહ્યદ્રવ્યોમાંથી તે ગંધનું જ ગ્રહણ કરે છે, બીજા ગુણોનું નહિ. એટલે કે ઘ્રાણ ઇંદ્રિય બાહ્યદ્રવ્યમાંથી ગંધનું ગ્રહણ કરે છે. ગંધનું અભિવ્યંજક ઘ્રાણ છે. જેમ ઘ્રાણ ઇંદ્રિય પૃથ્વીમાંથી બની છે તેમ શરીરના બીજા અવયવો પણ પૃથ્વીમાંથી જ બન્યા છે તો પછી બીજા અવયવો ગંધના અભિવ્યંજક કેમ નથી? એના સમાધાનને માટે 'ભૂયસ્ત્વ' એ કારણ તરીકે છે. ભૂયસ્ત્વનો અર્થ પારિભાષિક છે અને તે એજ કે અન્યદ્રવ્યોથી ઘ્રાણેન્દ્રિયના આરંભક દ્રવ્યો અભિભૂત નથી. દિવસે જેમ સૂર્યના પ્રકાશથી બીજા તારાઓનું તેજ અભિભૂત થાય છે તેમ ઘ્રાણેન્દ્રિયના આરંભક દ્રવ્યો બીજા દ્રવ્યોથી અભિભૂત થતાં નથી. ॥ ૫ ॥

આજ ન્યાય બીજી ઇંદ્રિયોમાં પણ છે, એ બતાવે છે.

तथापस्तेजोवायुश्च रसरूपस्पर्शाविशेषात् ॥ ૬ ॥

**પદાર્થ**—(तथा) તે પ્રમાણે (आपः) જળ (तेजः) તેજ (च) અને (वायुः) વાયુ ક્રમથી (रसरूपस्पर्शाविशेषात्) રસના, ચક્ષુ અને ત્વક્ ઇંદ્રિયનાં ઉપાદાન કારણ છે. કારણ કે તે તે ઇંદ્રિ રસ આદિ એક એક ગુણનું જ ગ્રહણ કરતી હોવાથી.

**ભાવાર્થ**—રસના ઇંદ્રિયનું ઉપાદાન કારણ જળ છે કારણ કે તે નિયમથી જ રસનું ગ્રહણ કરે છે.

ચક્ષુ ઇંદ્રિયનું કારણ તેજ છે કારણ કે તે નિયમથી 'રૂપ' ગુણનું જ ગ્રહણ કરે છે.

ત્વક્ ઇંદ્રિયનું ઉપાદાન કારણ વાયુ છે કારણ કે તે નિયમથી સ્પર્શનું જ ગ્રહણ કરે છે. અહીં પણ 'ભૂયસ્ત્વ રૂપ' અર્થ કારણ તરીકે છે એમ સમજવું.

શ્રોત્ર તો આકાશ સ્વરૂપ છે અને આકાશ નિત્ય છે માટે શ્રોત્ર ઇંદ્રિયનું ઉપાદાન કારણ સંભવી શકતું નથી નિત્ય પદાર્થનું કારણ ન હોય. કર્ણ શષ્કુલીથી

જે આકાશમાન અવચ્છિન્ન છે તેજ શ્રોત્ર છે અર્થાત્ તે આકાશ હોવાથી નિત્ય છે. કર્ણશષ્કુલી નષ્ટ થવાથી શ્રોત્ર વ્યવહાર બંધ થાય છે એટલે જો એમાં કાર્યતા કહેવાતી હોય તો પણ તે ઉપાધિને લીધે છે, વાસ્તવિક કાર્યતા એમાં નથી. ॥ ૫ ॥

इति वैशेषिकदर्शने गुर्जरभाषाभाष्ययुते अष्टमाध्यायस्य
द्वितीय माह्निकम् ॥



॥ ओरेम् ॥

# अथ नवमाध्यायस्य, प्रथम माह्निकम् ।

હવે 'અભાવ' નામનો જે સાતમો પદાર્થ છે અને જેને મહર્ષિ કણાદે સાક્ષાત્ શબ્દ દ્વારા નહીં પણ ચકાર આદિથી સૂચવ્યો છે એમ કેટલાક માને છે, તેના વિભાગો કરી બતાવે છે અને તેનુ પ્રત્યક્ષ કેવી રીતે થાય છે તે પણ બતાવે છે. અભાવના વિભાગો જ્યારે મહર્ષિ પોતે જ કરી બતાવે છે તો તેઓ અભાવને એક જુદો જ અર્થ માનતા હતા એમ સિદ્ધ થાય છે. આથી વૈશેષિક શાસ્ત્રમાં ૭ પદાર્થો નહીં પણ સાત પદાર્થો છે એમ માનવું યોગ્ય છે. જો ભાવ રૂપે ૭ પદાર્થો વૈશેષિક શાસ્ત્રમાં સ્વીકાર્યા છે એમ કહેવામા આવે તો કશું ખોટુ નથી. હવે પ્રાગભાવનુ લક્ષણ બાંધે છે.

**क्रियागुणव्यपदेशाभावात् प्रागसत्** ॥ १ ॥

**પદાર્થ**—(क्रियागुणव्यपदेशाभावात्) આ સૂત્રમા 'कार्यम्' એવુ પદ અધ્યાહાર્ય છે એટલે કાર્ય પોતાની ઉત્પત્તિ પહેલાં ક્રિયાવત્તા અને ગુણવત્તાથી વ્યવહાર થતો ન હોવાથી (प्रागसत्) ઉત્પત્તિ પહેલા તે 'અસત્' હતું. એટલે કે કાર્યનો પ્રાગભાવ હતો

**ભાવાર્થ**—ઘડ, ઘટ આદિ કાર્યો જ્યા સુધી બન્યા ન હોય ત્યા સુધી તેનો વ્યવહાર થતો નથી 'આ ઘર સુંદર છે' 'આ ઘડો મજનો' છે એવો પ્રયોગ થતો નથી કારણ કે હજી તો તે ઉત્પન્ન જ નથી થયા તો તેનુ પ્રત્યક્ષ જ્ઞાન જ શી રીતે થાય? અને પ્રત્યક્ષ થયા વિના વાણી દ્વારા તેમાં ગુણ અને ક્રિયાનો વ્યવહાર પણ કેવી રીતે થાય? અર્થાત્ ન જ થાય, માટે કાર્યનો પ્રાગભાવ છે

કાર્ય સદૈવ સત્ હોતું નથી, પણ તે અમુક વખતે સત્ હોય છે કે જ્યારે તે વર્તમાન હોય છે. અથવા પ્રત્યક્ષ હોય છે, જ્યારે પ્રત્યક્ષ હોય છે ત્યારે આ ઘડો સુંદર છે, 'એમા પાણી ભરી લાવ' એવો પ્રયોગ પણ થાય છે. જો ઘટાદિ રૂપ કાર્ય સદૈવ સત્ હોત તો સદૈવ પ્રત્યક્ષ હોત અને ઉપર કહ્યા પ્રમાણે તેને ઉદ્દેશીને વાણીનો વ્યવહાર પણ થાત, પણ થતો નથી માટે ઉત્પત્તિ પહેલા કાર્ય અસત્ છે અર્થાત્ કાર્યનો પ્રાગભાવ છે.

આ પ્રાગભાવ જે માટીમાં ઘડો બનવાનો હોય છે અને કુંભારે તેને માટે બધી સામગ્રી તૈયાર કરી રાખી હોય છે ત્યારે લોકો કહે છે આ માટીના પિંડમાં

ધ્યેય થશે. અથવા વણાતા સૂતરમાં વસ્ત્ર બનશે. એટલે કે કાર્યના અધિકરણમાં કાર્યના પ્રાગભાવનું પ્રત્યક્ષ થાય છે.

અભાવ પ્રત્યક્ષ થવામાં ઈંદ્રિય સંબંધ વિશેષણતાની પ્રત્યાસત્તિ કારણ રૂપ હોય છે. અને તે કોઇ ઠેકાણે સમવાયઘટિત અને કોઇ ઠેકાણે સંયોગ સંબંધ ઘટિત હોય છે. 'समवाये अभावे च विशेषणविशेष्यभावः' સમવાય અને અભાવમાં વિશેષ્યવિશેષણભાવ પ્રત્યક્ષ કરાવવામાં કારણભૂત હોય છે.

પ્રાગભાવ પોતાના પ્રતિયોગીનો ઉત્પાદક હોય છે; કારણ કે ઘટ ઉત્પન્ન થયા પછી તે જ ઘટો ફરી જન્મતો નથી કારણ કે તેનો ઉત્પાદક પ્રાગભાવ નષ્ટ થયેલો હોય છે.

પ્રાગભાવ અનાદિ છે છતાં તેનો નાશ થાય છે અને એના નાશને ઉત્પન્ન કરનાર એનો પ્રતિયોગી ઘટ જ હોય છે.

પ્રતિયોગી એટલે જેનો અભાવ હોય એ વસ્તુ પ્રતિયોગી ગણાય છે. ॥ ૧ ॥

હવે પ્રતીતિબલથી સિદ્ધ થતા પ્રધ્વંસાભાવને નિરૂપિત કરે છે

**सदसत् ॥ २ ॥**

**પદાર્થ**—(सत्) વિદ્યમાન કાર્ય (असत्) વિનાશકના વ્યાપાર પછી અસત્ થાય છે.

**ભાવાર્થ**—જે કાર્ય સત્-વિદ્યમાન હોય છે તે વિનાશક કારણના વ્યાપાર પછી અસત્ થાય છે. વિદ્યમાન ઘટ એ સત્ કાર્ય છે પણ જ્યારે એના ઉપર દંડ પ્રહાર કરવામાં આવે છે ત્યારે તે ફુટી જાય છે એટલે કે તેનો નાશ થાય છે. વિદ્યમાન ઘટ જ પછી અસત્ રૂપે કહેવાય છે. આ પ્રમાણે ઘટનો વિનાશ થવો એજ ઘટનો ધ્વંસાભાવ કહેવાય છે 'ધ્વંસાભાવ'ની ઉત્પત્તિ થાય છે પણ એનો નાશ થતો નથી. માટે તે સાદિ અને અનન્ત અભાવ કહેવાય છે. આ ધ્વંસાભાવને લીધે જ 'घटो ध्वस्तः', 'घटो नष्टः', 'इदानीं श्रुतपूर्वो गकारो नास्ति' ઈત્યાદિ પ્રતીતિઓ થાય છે. ॥ ૨ ॥

જો અહીં કોઇ શંકા કરે કે ઘટ પોતે જ અવસ્થા વિશેષમાં ધ્વંસ વ્યવહાર કરે છે, માટે ઘટથી ભિન્ન કોઈ તેનો ધ્વંસરૂપ અભાવ નથી. તો આનો ઉત્તર સૂત્રકાર નીચે પ્રમાણે આપે છે.

**असतः क्रियागुणव्यपदेशाभावादर्थान्तरम् ॥ ३ ॥**

**પદાર્થ**—(असतः) અસત્ પદાર્થને (क्रियागुणव्यपदेशाभावात्) ક્રિયા અને ગુણનો વ્યપદેશ ન હોવાથી તે (अर्थान्तरम्) સત્ કરતાં જુદું જ છે.

**ભાવાર્થ**—સત્ અને અસત્ બન્ને જુદાં જુદાં હોય છે અર્થાત્ ભાવ અને અભાવ આ બન્ને જુદા જુદા પદાર્થ છે, કારણ કે, અસત્ પદાર્થમાં ક્રિયાને તેમજ ગુણનો વ્યપદેશ કરી શકાતો નથી. એટલે કે ઘડો ફુટી ગયા પછી ઘટો રૂપવાન્ અસ્તિ ઘડો રૂપવાળો છે, ઘટેન જલમાહર ઘડાથી પાણી ભરી લાવ વગેરે વ્યવહાર થતા નથી. જો ઘડો વિદ્યમાન હોત તો ઉપર જણાવેલો વ્યવહાર થાત, માટે સત્ અને અસત્ બન્ને જુદા જુદા પદાર્થો છે. ઘટનો ધ્વંસાભાવ એ વિદ્યમાન ઘટની કોઈ અવસ્થા નથી. ઉક્ત વૈધર્મ્યને લીધે અસતથી સત્ અર્થાન્તર છે. એટલે કે ઘટ અને ઘટનો ધ્વંસ બંને જુદા જુદા પદાર્થો છે. ॥ ३ ॥

ઉપર પ્રમાણે પ્રાગભાવ અને પ્રધ્વંસાભાવ સિદ્ધ કરી હવે અન્યોઅન્યાભાવને સમજાવે છે.

**सच्चासत् ॥ ४ ॥**

**પદાર્થ**—(च) અને (सत्) વિદ્યમાન ભાવરૂપ અર્થ (असत्) અન્ય સ્વરૂપો અસત્ પણ કહેવાય છે.

**ભાવાર્થ**—ઘટ આદિ ભાવરૂપ અર્થ અન્ય સ્વરૂપે ઘટકાળમાં પણ ઘટ અસત્ કહેવાય છે. જેમકે घटः पटो न। ઘડો એ પટ એટલે વસ્ત્ર નથી. બળદ એ અશ્વ નથી. આ ઠેકાણે એક વસ્તુમાં બીજી વસ્તુનું તાદાત્મ્ય નથી. ઘટમાં વસ્ત્રનું તાદાત્મ્ય નથી અને બળદમાં અશ્વનું તાદાત્મ્ય નથી. આવી જાતના અભાવને અન્યોન્યાભાવ કહેવામાં આવે છે, જે અભાવનું પ્રતિયોગિ તદાત્મા (ઘટ—આદિ) હોય તે અન્યોન્યાભાવ સમજવો, કેટલાક એને તાદાત્મ્યાભાવ પણ કહે છે, असन् अश्वो गवात्मना, असन् गौरश्वात्मना, असन्घटः पटात्मना, अनश्वो गौः, अगौरश्वः अघटः पटः। આવી પ્રતીતિઓમાં તાદાત્મ્યાભાવ ભાસતો હોય છે. અન્યોન્યાભાવનો પ્રતિયોગી અન્યોન્યાભાવ સાથે રહી શકે છે. એટલે પ્રતિયોગી સાથે અન્યોન્યાભાવનો વિરોધ હોતો નથી. अनश्वो गौः અશ્વના અન્યોન્યાભાવનો પ્રતિયોગી અશ્વ છે અને અશ્વમાં રહેલું તાદાત્મ્ય એ અશ્વાન્યોન્યાભાવનું પ્રતિયોગિતાવચ્છેદક છે. ભૂતળમાં હોય છે તે વખતે પણ ઘટો न भूतलम् એમ કહી શકાય છે, એટલે ભૂતળમાં ઘટ પણ છે અને ઘટનો અન્યોન્યાભાવ પણ છે. બીજા અભાવોમાં આવી સ્થિતિ હોતી નથી માટે આ અભાવ બીજાથી જુદો પડે છે. આ પ્રમાણે પ્રાગભાવ, પ્રધ્વંસાભાવ અને અન્યોન્યાભાવ આમ ત્રણ પ્રકારના અભાવ થયા. ॥ ४ ॥

ઉપર બતાવેલા ત્રણ અભાવ સિવાય એક ચોથી જાતનો પણ અભાવ છે એનું નામ 'અત્યંતાભાવ' છે, એનું નિરૂપણ આ સૂત્રમાં કરે છે.

यद्यान्यदसत्तस्तदसत् ॥ ५ ॥

**પદાર્થ**—(च) અને (यत्) જે (अतः) આ ત્રણથી (अन्यत्) બીજો (असत्) અભાવ હોય છે (तत्) તે (असत्) અત્યંતાભાવ કહેવાય છે.

**ભાવાર્થ**—જે પ્રાગભાવ, પ્રધ્વંસાભાવ અને અન્યોન્યાભાવથી જુદો જણાય છે તે અત્યંતાભાવ કહેવાય છે. આ સૂત્રમાં असत्નો અર્થ असत्त्व સમજવો. એને ભાવપરક નિર્દેશ કહેવામાં આવે છે. એટલે જેને ભાવવાચક પ્રત્યય ન હોય છતાં ભાવ અર્થ કરવો પડે ત્યારે ભાવપરક નિર્દેશ કહેવાય છે. પ્રાગભાવનો અવધિ ઉત્તરમાં હોય છે અર્થાત્ પ્રાગભાવની હદ અન્તે હોય છે, માટે તે અનાદિ સાંત કહેવાય છે.

પ્રધ્વંસાભાવની હદ શરુઆતમાં હોય છે માટે તે સાદિ અને અનન્ત કહેવાય છે.

અન્યોન્યાભાવનું પ્રતિયોગિતાવચ્છેદક તાદાત્મ્ય હોય છે તથા તેનો પ્રતિયોગી સાથે સહાનવસ્થાનરૂપ વિરોધ હોતો નથી.

આ ત્રણે ય અભાવથી વિલક્ષણ જે અભાવ છે તે અત્યંતાભાવ કહેવાય છે દા॰ भूतले घटो नास्ति આ જમીન ઉપર ઘડો નથી આ પ્રતીતિ અત્યંતાભાવનું અવગાહન કરે છે કારણ કે, આ અભાવની અવધિ અંતમાં નથી, શરૂઆતમાં નથી અને આનો પ્રતિયોગી સાથે સહાનવસ્થાનરૂપ વિરોધ છે અથવા એનું પ્રતિયોગિતાવચ્છેદક તાદાત્મ્ય નથી, પણ ઘટત્વ આદિ હોય છે માટે આ વિલક્ષણતાને લીધે घटो नास्तिમાં જે અભાવની પ્રતીતિ થાય છે તે અત્યંતાભાવ છે. અથવા समवायेन भूतले घटो नास्ति । संयोगेन कपाले घटो नास्ति આ અભાવ પણ અત્યંતાભાવ છે. કારણ કે, સંયોગથી કપાળમાં કદી પણ ઘટ હોતો નથી તેમ સમવાય સંબંધથી ભૂતળમાં પણ કદી ઘટ હોતો નથી. આવી જાતના અભાવને અત્યંતાભાવ કહેવામાં આવે છે. આ પ્રમાણે ચાર પ્રકારના અભાવો છે. ॥ ૫ ॥

હવે 'પ્રધ્વંસાભાવ' નું પ્રત્યક્ષ થવામાં સામગ્રી શી છે, તે બતાવે છે.

असदिति भूतप्रत्यक्षाभावात् भूतस्मृतेर्विरोधि प्रत्यक्षवत् ॥ ६ ॥

**પદાર્થ**—(असत् इति) ઘડો નથી, ઘડો નાશ પામ્યો, હમણાં ઘડો ફુટયો, આ બધાં વાકયો અભાવનું પ્રત્યક્ષ જ્ઞાન બતાવી રહ્યાં છે. (विरोधिप्रत्यक्षवत्) અભાવના વિરોધી ઘટાદિનું જેમ પ્રત્યક્ષ થાય છે તેમ. આ વાક્યનો અર્થ દૃષ્ટાંત તરીકે અહીં મૂકવામાં આવ્યો છે. (भूतप्रत्यक्षाभावात्)

ઉત્પન્ન થઈને નાશ પામેલા ઘટાદિ અર્થનું પ્રત્યક્ષ ન થવાથી (भूतस्मृतेः) થઈ ગયેલા પ્રતિયોગિ ઘટાદિની સ્મૃતિ થવાથી અભાવનું પ્રત્યક્ષ થાય છે.

**ભાવાર્થ**—અભાવનું પ્રત્યક્ષ થાય છે. તેમાં યોગ્યાનુપલબ્ધિ કારણ તરીકે હોય છે. તેમાં આ તર્ક સહાયકારી હોય છે, यदि अत्र घटोऽभविष्यत् भूतलमिवाद्रक्ष्यत न च दृश्यते तस्मान् नास्ति 'જો ઘડો હોત તો જેમ આ ભૂતળ દેખાઈ રહ્યું છે તેમ તે પણ દેખાત પણ, તે નથી દેખાતો માટે ઘડો નથી. આ થયો તર્ક, ઘડો યોગ્ય છે એટલે કે દેશાંતરમાં અને કાળાંતરમાં તેની ઉપલબ્ધિ થાય છે પણ આ ઠેકાણે અત્યારે તે નથી, એ થઈ 'યોગ્યાનુપલબ્ધિ.' અભાવ પ્રત્યક્ષ થવામાં એક બીજું પણ સહકારિ કારણ છે. તે છે भूतस्मृतिः અર્થાત્ પ્રતિયોગિનું સ્મરણ, જેના અભાવનુ પ્રત્યક્ષ થવાનુ હોય તેનું સ્મરણ પણ સહાય તરીકે હોય છે. જો પ્રતિયોગિ ઘટાદિનું સ્મરણ ન જ થાય તો 'ઘટાભાવ'નું પ્રત્યક્ષ ન થાય. આ પ્રમાણે યોગ્યાનુપલબ્ધિ, પ્રતિયોગિનું સ્મરણ અને ઉપર બતાવવામાં આવેલો તર્ક, આ ત્રણે અભાવના પ્રત્યક્ષમાં સામગ્રી તરીકે હોય છે. ॥ ૬ ॥

પ્રધ્વંસાભાવની પેઠે પ્રાગભાવનું પણ પ્રત્યક્ષ થાય છે, એ બાબત આ સૂત્રમાં જણાવે છે.

**तथाऽभावे भावप्रत्यक्षत्वाच्च ॥ ७ ॥**

**પદાર્થ**—(च) અને (तथा) તે પ્રમાણે (अभावे) પ્રાગભાવમાં પ્રત્યક્ષ થાય છે. (भावप्रत्यक्षत्वात्) અધિકરણનું પ્રત્યક્ષ થવાથી.

**ભાવાર્થ**—જે અધિકરણમાં ઘટ બનવાનો હોય છે ત્યાં ઘટનો પ્રાગભાવ પ્રત્યક્ષ થાય છે. કાર્યનો પ્રાગભાવ કાર્યના અધિકરણમાં પ્રત્યક્ષ થાય છે. કાર્યની બધી સામગ્રી તૈયાર હોય અને કાર્ય હજી બન્યું ન હોય ત્યાં પ્રાગભાવનું પ્રત્યક્ષ થાય છે. પ્રધ્વંસાભાવની પેઠે પ્રાગભાવમાં પણ અધિકરણની યોગ્યતા અને પ્રતિયોગીનું સ્મરણ કારણરૂપ હોય છે અને 'જો ઘટાદિ કાર્ય હોત તો ઉપલબ્ધ થાત, નથી ઉપલબ્ધ થતું માટે ઘટાદિ કાર્ય હવે પછી થશે' આવા પ્રકારનો તર્ક પણ પ્રાગભાવના પ્રત્યક્ષ કરવામાં સહકારી કારણ હોય છે. આ સૂત્રમાં 'અભાવ' પદ છે તેનો અર્થ પ્રાગભાવ સમજવો જોઈએ.

પ્રાગભાવ, પ્રધ્વંસાભાવ અને અત્યંતાભાવ એ ત્રણે સંસર્ગાભાવના જ ભેદો છે. ॥ ૭ ॥

હવે અન્યોન્યાભાવનું પ્રત્યક્ષ બતાવે છે.

**एतेनाघटोऽगौरधर्मश्च व्याख्यातः ॥ ८ ॥**

**પદાર્થ**—(एतेन) ઉપરના કથનથી (अघटः) ઘટનો અન્યોન્યાભાવ (अगौः) ગોનો અન્યોન્યાભાવ (च) અને (अधर्मः) ધર્મનો અન્યોન્યાભાવ (व्याख्यातः) વ્યાખ્યાત થાય છે.

**ભાવાર્થ**—ઘટના, ગાયના અને ધર્મ આદિના અન્યોન્યાભાવનુ પ્રત્યક્ષ પણ આજ રીતે થાય છે. અન્યોન્યાભાવમાં પણ અધિકરણની યોગ્યતા પ્રત્યક્ષ થવામાં કારણભૂત છે, અને પ્રતિયોગીનું સ્વરૂપ પણ કારણભૂત હોય છે, પણ એટલુ ધ્યાનમાં રાખવુ કે અન્યોન્યાભાવના પ્રત્યક્ષમા પ્રતિયોગીની યોગ્યતા એટલે કે ઇંદ્રિયગ્રાહ્યતા સર્વત્ર કારણ તરીકે હોતી નથી પ્રતિયોગીનું પ્રત્યક્ષ કદી પણ ન થયું હોય તો પણ તેનો અન્યોન્યાભાવ પ્રત્યક્ષ થાય છે એને માટે સૂત્રકારે 'અધર્મ' એટલે ધર્મના અન્યોન્યાભાવનો ઉલ્લેખ કર્યો છે ધર્મના અન્યોન્યાભાવનો પ્રતિયોગી ધર્મ છે, અને ધર્મ એ અતીન્દ્રિય છે એટલે ઇંદ્રિય ગ્રાહ્યતાને અયોગ્ય છે, એનુ કદી પણ પ્રત્યક્ષ થતુ નથી છતા એના અન્યોન્યાભાવનું પ્રત્યક્ષ થાય છે धर्म सुख न આ ઠેકાણે સુખ એ ઇંદ્રિયગ્રાહ્ય છે અને સુખ પોતે ધર્મ નથી છતા, ધર્મના અન્યોન્યાભાવનુ અધિકરણ સુખ છે, એવો સિદ્ધાંત વૈશેષિક શાસ્ત્રકારને માન્ય છે એવુ માનવામા આવે છે ॥ ૮ ॥

હવે અત્યંતાભાવનું પ્રત્યક્ષજ્ઞાન સમજાવે છે

**अभूतं नास्तीत्यनर्थान्तरम् ॥ ९ ॥**

**પદાર્થ**—(अभूतम्) અભૂત (नास्ति) નથી (इति) આ બે શબ્દો (अनर्थान्तरम्) સમાન અર્થવાળા છે

**ભાવાર્થ**—અભૂત એટલે જેમા ભૂતકાળનો ઉલ્લેખ થતો નથી એવું પ્રત્યક્ષ અને नास्ति એવુ પ્રત્યક્ષ, આ બન્ને પ્રત્યક્ષમા કશો ફરક નથી એટલે કે એ બન્ને પ્રકારની પ્રતીતિ અત્યંતાભાવનુ આલબન કરે છે 'અભૂત' એ પદ ઉત્પાદ અને વિનાશના અનાલબનને સૂચવે છે जले पृथ्वीत्व नास्ति પાણીમાં પૃથ્વીત્વ નથી આ પ્રતીતિ અત્યતાભાવને અવલબે છે પાણીમા પૃથ્વીત્વનો અત્યતાભાવ હોય છે જે વસ્તુ જ્યા કદી હતી નહિ, નથી અને કદી હશે પણ નહિ, તે વસ્તુનો તે ઠેકાણે અત્યતાભાવ છે એમ સમજવુ,

આ અભાવને કેટલાક લોકો ત્રૈકાલિક અભાવ પણ કહે છે. "વાયુમાં રૂપ નથી." આ પ્રતીતિ પણ અત્યંતાભાવનો વિષય કરે છે. પ્રાગભાવ ભવિષ્યકાળનો અને ધ્વંસાભાવ ભૂતકાળનો વિષય કરે છે તેથી અત્યંતાભાવ તેનાથી જુદો પડે છે. સૂત્રમાં अभूतम् જે પદ પડ્યુ છે તેથી ભવિષ્યતનું પણ ઉપલક્ષણ સમજવું. એટલે જેમાં ભૂત અને ભવિષ્યતનું આલંબન ન હોય અને અભાવનું પ્રતિયોગિતાવચ્છેદક તાદાત્મ્ય ન હોય, તે અભાવ 'અત્યંતાભાવ' છે એમ સમજવું. ॥ ९ ॥

**नास्ति घटो गेहे इति सतो घटस्य गेह संसर्ग प्रतिषेधः ॥ १० ॥**

પદાર્થ—(गेहे घटो नास्ति इति) ઘરમાં ઘડો નથી આ પ્રતીતિનો વિષય (सतः) અન્યત્ર વિદ્યમાન (घटस्य) ઘડાનો (गेह संसर्ग प्रतिषेधः) ઘર સાથે સંસર્ગનો નિષેધ કરે છે.

ભાવાર્થ—'ઘરમાં ઘડો નથી' આ પ્રતીતિનો વિષય ઘડો નથી પણ ઘડાના સંસર્ગનો (સંયોગનો) પ્રતિષેધ વિષય તરીકે છે. ઘરનો સંસર્ગ અર્થાત્ સંયોગ એ કદી પણ ઘટ હોતો નથી માટે गेहे घटो नास्ति એ ઘટનો અત્યંતાભાવ છે એમ સમજવુ જોઇએ. ઉત્પન્ન થતો અને વિનાશ પામતો એ કોઇ ચોથો અભાવ છે એમ સમજવુ નહિ. ॥ १० ॥

ભાવ અને અભાવ વિષયક લૌકિક પ્રત્યક્ષ સમજાવી અને હવે અલૌકિક પ્રત્યક્ષ સમજાવે છે.

**आत्मन्यात्ममनसोः संयोगविशेषादात्मप्रत्यक्षम् ॥ ११ ॥**

પદાર્થ—(आत्ममनसोः) આત્મ અને મનના (संयोगविशेषात्) વિશિષ્ટ સંયોગથી (आत्मनि) આત્મામાં (आत्मप्रत्यक्षम्) સ્વકીય અને પરકીય આત્માનું પ્રત્યક્ષ થાય છે.

ભાવાર્થ—યોગનો પરમશ્રદ્ધા અને દીર્ઘકાળ પર્યન્ત અભ્યાસ કરવાથી ચિત્તને સત્વગુણપ્રધાન અને શક્તિશાળી બનાવી શકાય છે; અને પછી સંયમો દ્વારા તેમાં એક પ્રકારનો ધર્મ અર્થાત્ શક્તિ ઉત્પન્ન થાય છે કે જેથી તે પોતાના અને પરના આત્માનુ પ્રત્યક્ષ કરી શકે છે. યોગજન્ય ધર્મ વગર આત્મા, પોતાનું અને પરમાત્માનું દર્શન કરી શકતો નથી. અન્ય આત્માઓ અને પરમાત્માના સાક્ષાત્કાર કરવામાં યોગીઓને અલૌકિક સંનિકર્ષની જરૂર પડે છે. આ અલૌકિક સંનિકર્ષ ત્રણ પ્રકારના હોય છે. (૧) સામાન્યલક્ષણ (૨)

જ્ઞાનલક્ષણ અને (૩) યોગજધર્મલક્ષણ. આ ત્રણમાં જે યોગજધર્મલક્ષણ સંનિકર્ષ છે તેને જ આ સૂત્રમાં સંયોગ વિશેષ કહેવામાં આવ્યો છે એના બળથી આત્માને સ્વ અને પર આત્માનું જ્ઞાન થાય છે. જેઓએ વિષય તરફથી ઇંદ્રિયોને અને મનને વિમુખ કર્યાં છે અને ધ્યાન દ્વારા નિખિલ પદાર્થોનો સાક્ષાત્કાર કર્યો છે. એવા યુંજાન નામના યોગીઓને જ આત્માનું પ્રત્યક્ષ થાય છે. ॥ ૧૧ ॥

**तथा द्रव्यान्तरेषु प्रत्यक्षम्** ॥ १२ ॥

**પદાર્થ**—(तथा) તે પ્રમાણે (द्रव्यान्तरेषु) આત્મા સિવાય બીજા દ્રવ્યોમાં (प्रत्यक्षम्) પ્રત્યક્ષ જ્ઞાન થાય છે.

**ભાવાર્થ**—યોગાભ્યાસ સફળ થયા પછી યોગજ ધર્મના બળથી જેમ આત્માનું અને પર આત્માનું પ્રત્યક્ષ થાય છે તેમ ચાર જાતના અર્થાત્ પૃથ્વીના, પાણીના, તેજના અને વાયુના પરમાણુઓનુ પણ જ્ઞાન થાય છે તેમાથી બનતાં સર્વ કાર્યોનું જ્ઞાન થાય છે, નિષ્પિન મનનું પણ પ્રત્યક્ષ થાય છે, દિશા, કાળ, આકાશનુ પણ પ્રત્યક્ષ થાય છે. દ્રવ્યમાં રહેતા ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ અને સમવાયનુ પ્રત્યક્ષ પણ સર્વસિદ્ધિ પામેલા યોગીને થાય છે. ધર્મ અને અધર્મ જેવા અતીન્દ્રિય પદાર્થોનો પણ એમને સાક્ષાત્કાર થાય છે. પરમાત્મામા એ સદા એકતાનતા પામી પરમ્ આનંદમાં મગ્ન રહે છે. ॥ ૧૨ ॥

ઉપરના સૂત્રમાં યુક્તનામક યોગીઓના જ્ઞાનનુ કથન કરવામાં આવ્યુ છે, આ સૂત્રમાં 'વિયુક્તનામક' યોગીઓનું કથન કરે છે.

**असमाहितान्तःकरणा उपसंहृतसमाधयस्तेषां च** ॥ १३ ॥

**પદાર્થ**—(असमाहितान्त करणा) સસારમા જેણે યોગજધર્મના બળથી સમાધિદ્વારા જાણી લીધુ છે ત્યાર પછી તેઓને અત કરણની સમાધિ કરવી પડતી નથી માટે તેઓ (उपसंहृतसमाधय) ઉપસંહૃતસમાધિ યોગીઓ કહેવાય છે (तेषा च) તેઓએ પણ યોગજ ધર્મ અને ઐશ્વર્ય પ્રાપ્ત કરેલ હોય છે.

**ભાવાર્થ**—જેઓને અંત કરણની સમાધિની પણ જરૂર નથી કારણ કે, તેઓએ ધ્યાન અને સંયમદ્વારા પ્રથમ જ્ઞાન કરી લીધુ છે. યુંજાન યોગી કે જેઓ યુક્ત-યોગીઓની અવસ્થાને પામ્યા છે, તેઓને કશું કર્તવ્ય રહેલુ નથી, તેઓ તો કેવળ આ લૌકિક શરીરના પાતની જ રાહ જોતા હોય છે. **तावदेवास्य चिरं यावन्न विमोक्ष्ये अथ सम्पत्स्ये** । એવા યુક્ત યોગીઓને હવે મુક્તિ પામવાની વધારે વાર હોતી નથી, કર્માનુસાર પ્રાપ્ત થયેલા શરીરનો પાત થાય એટલે

તેઓ મુક્ત થઈ જાય છે. અજ્ઞાન અને ક્લેશની પરંપરામાંથી તે છૂટી જાય છે. ॥ ૧૩ ॥

કોઈ એવો પ્રશ્ન પૂછે છે કે યોગીઓને પણ ગુણ અને કર્મના પ્રત્યક્ષ જ્ઞાન મેળવવામાં કયા સંનિકર્ષની જરૂર પડે છે? તેનો ઉત્તર આ સૂત્રમાં આપવામાં આવ્યો છે.

तत्समयवायात् कर्मगुणेषु ॥ १४ ॥

**પદાર્થ**—(तत्समवायात्) દ્રવ્યનો સમવાય ગુણ કર્મ સાથે હોવાથી (कर्मगुणेषु) કર્મ અને ગુણોનું યોગીઓને પ્રત્યક્ષ થાય છે.

**ભાવાર્થ**—યોગીઓને બાહ્ય દ્રવ્યનું પ્રત્યક્ષ પણ લૌકિક ઇંદ્રિયોથી થાય છે, અને દ્રવ્યોમાં રહેલા ગુણ અને કર્મોનું પ્રત્યક્ષ સંયુક્ત સમવાય નામના સંબંધથી થાય છે અને ગુણત્વ કર્મત્વ આદિ સામાન્યોનું પ્રત્યક્ષ સંયુક્તસમવેત સમવાય સંબંધથી થાય છે.

કેટલાક વિદ્વાનો માને છે કે, સર્વ કોઈ યોગી અને અયોગી બધાયને જ્ઞાન મેળવવામાં સનિકર્ષ હોવો જ જોઈએ તેના મતમાં આ સૂત્ર છે. બાકી તો જેણે યોગજ ધર્મ પ્રાપ્ત કર્યો છે તેને એવા સંનિકર્ષની જરૂર જ નથી. યોગજ ધર્મ એજ જ્ઞાન પ્રાપ્ત કરવામાં એમની પાસે પ્રત્યાસત્તિ હોય છે. ॥ ૧૪ ॥

आत्मसमवायादात्मगुणेषु ॥ १५ ॥

**પદાર્થ**—(आत्मगुणेषु) આત્માને પોતાના ગુણોનું પ્રત્યક્ષ (आत्मसमवायात्) આત્મામાં રહેલા બુદ્ધિ આદિના સમવાયથી થાય છે.

**ભાવાર્થ**—યોગીઓને સ્વકીય બુદ્ધિ આદિ ગુણોનું પ્રત્યક્ષ કરવા માટે સંયુક્ત સમવાયની જ જરુર હોય છે અને તે તો તેના આત્મામાં સદૈવ હોય છે. બીજા કોઈ દ્રવ્યાન્તરસંયુક્ત સમવાયની જરૂર રહેતી નથી. યોગીઓને આત્મામાં રહેલા ધર્મ–અધર્મ આદિ અતીન્દ્રિય ગુણોનું પણ પ્રત્યક્ષ થાય છે. જ્યારે અયોગીઓને પોતાના આત્મામાં રહેલા અતીન્દ્રિય ગુણોનું પ્રત્યક્ષ થતું નથી. ॥ ૧૫ ॥

इति वैशेषिकदर्शने गुर्जरभाषाभाष्ययुते नवमाध्यायस्य
प्रथम माह्निकम्

॥ ओ३म् ॥

# अथ नवमाध्यायस्य द्वितीय माह्निकम्।



વૈશેષિક શાસ્ત્રકારના મતમાં પ્રત્યક્ષ અને લૈંગિક (અર્થાત્ અનુમાન) બે પ્રકારનાં પ્રમાણ છે. એમ વિદ્વાનો કહે છે. એમાં પ્રત્યક્ષનું વિવરણ થઈ ગયું હવે લૈંગિક પ્રમાણનું નિરૂપણ કરે છે.

अस्येदं कार्यं कारणं संयोगि विरोधि समवायि चेति लैङ्गिकम् ॥ १ ॥

પદાર્થ—(अस्य) આનું (इदम्) આ (कार्यम्) કાર્ય છે, (कारणम्) કારણ છે (संयोगि) સંયોગિ છે (विरोधि) વિરોધિ છે (च) અને (समवायि) સમવાયિ છે એ બધાં લિંગ અર્થાત્ હેતુઓ કહેવાય છે અને (लैङ्गिकम्) લિંગથી જે જ્ઞાન ઉત્પન્ન થાય છે તે લૈંગિક જ્ઞાન કહેવાય છે.

ભાવાર્થ—ધૂમ એ અગ્નિનું કાર્ય છે માટે જ્યારે અગ્નિનું અનુમાન કરવું હોય ત્યારે ધૂમ કાર્યરૂપ લિંગ કહેવાય છે.

નદેરા માણસને ભેરી અને દંડના સંયોગવિશેષથી શબ્દનું અનુમાન થાય છે ત્યારે તેને ભેરી અને દંડનો સંયોગવિશેષ એ કારણ લિંગ કહેવાય છે, કારણ કે, ભેરી અને દંડનો સંયોગ એ શબ્દનું કારણ છે.

ત્વક્ ઇંદ્રિય એ દ્રવ્ય છે અને શરીર પણ દ્રવ્ય છે, હવે પ્રાણવાળા શરીરને જોઈ ત્વક્ ઇંદ્રિયનું અનુમાન કરવું એ પણ લૈંગિક જ્ઞાન છે અને તેમાં શરીર લિંગ તરીકે છે અને તે સંયોગિ લિંગ છે. કારણ કે ત્વક્ અને શરીરનો કાર્ય કારણભાવ સંબંધ નથી.

કોઈ આછા આખરાની અંદર નોળીયો છુપાયેલો હોય છે અને તેને જોઈ સાપ બીકથી ફુંફાડા મારતો હોય છે, એવે વખતે ફુંફાડા મારતા સાપને કોઈ માણસને ક્યાંક છુપાયેલા નોળીયાનું અનુમાન થાય તો તે જ્ઞાન પણ લૈંગિક જ્ઞાન કહેવાય છે અને તે વિરોધિ લિંગથી ઉત્પન્ન થયું હોય છે એટલે લિંગ પણ વિરોધિ કહેવાય છે કારણ કે, નોળીયાનો સર્પ સાથે વિરોધ હોય છે. નોળીયો એ સાધ્ય છે અને સર્પ તેનું લિંગ (અનુમાનનું સાધન) છે અને તે નોળીયાનો વિરોધી હોવાથી સર્પ વિરોધિ લિંગ કહેવાય છે.

જળની ઉષ્ણતા અનુભવીને તેમાં (જળમાં) તેજના સંબંધનું જે જ્ઞાન થાય છે તે પણ લૈંગિક જ્ઞાન કહેવાય છે, અને જળમાં અનુભવાતી ઉષ્ણતા

એ લિંગ કહેવાય છે. જળમાં જણાતી ઉષ્ણતાનો તેજની સાથે સમવાય સંબંધ હોય છે કારણ કે, ઉષ્ણતા એટલે ઉષ્ણ સ્પર્શ. આ ઉષ્ણ સ્પર્શરૂપ સમવાયિલિંગથી તેજના સંબંધનું જ્ઞાન થાય છે.

આ પ્રમાણે ચાર જાતનાં લિંગ હોય છે. (૧) જેમાં કાર્યકારણભાવ-સંબંધ હોય તે. (૨) જેમાં સંયોગસંબંધ હોય તે (૩) જેમાં વિરોધ સંબંધ તરીકે હોય તે અને (૪) જેમાં સમવાયસંબંધ હોય તે. આવી રીતે લિંગના ચાર ભેદ પડે છે. લિંગ એને કહેવામાં આવે છે કે જેમકે:-

यनुमेयेन सम्बद्धं प्रसिद्धं च तदन्विते।
तदभावे तु नास्त्येव तल्लिङ्ग मनुमापकम् ॥

ભાવાર્થ—પક્ષમાં જેનો સંબંધ હોય, સપક્ષમાં પણ સંબંધ હોય અને વિપક્ષમાં જેનો સંબંધ ન હોય તે લિંગ સાધ્યનું અનુમાન કરાવી શકે છે.

પક્ષ એને કહેવામાં આવે છે કે જેમાં સાધ્યને સિધ્ધ કરવાની ઈચ્છા હોય, જેમાં સાધ્યનો નિશ્ચય હોય તે સપક્ષ અને જેમાં સાધ્ય નથી એવો નિર્ણય હોય તે સાધ્યના અભાવવાળો પદાર્થ વિપક્ષ કહેવાય છે. ॥ ૧ ॥

(૨) બીજા સૂત્રની અવતરણિકાઃ—

ઉપર જે ચાર જાતના લિંગોનું (હેતુઓનુ) પરિગણન કર્યું છે તે અવ્યાપક જણાય છે કારણ કે, ચંદ્રના ઉદયથી સમુદ્રના જળની વૃદ્ધિ (ભરતી) થાય છે તે, શરદ ઋતુમાં જળની નિર્મલતાથી અગસ્ત્ય નામનો તારો આકાશમાં ઉદય પામ્યો છે તે, કુમુદના ખીલવાથી આકાશમાં ચંદ્રનો ઉદય થયો છે તે અને આકાશમાં ચૌદ નક્ષત્રોનો ઉદય જોઈને બીજા ચૌદ નક્ષત્રો આથમ્યાં છે; ઇત્યાદિનાં અનુમાનો કયા લિંગથી કરવાં? ઉપર કહેલાં ચારમાંનું કોઈ પણ લિંગ ઉક્ત અનુમાનો કરાવી શકતાં નથી, માટે વધારે સંબંધવાળાં વધારે લિંગો હોવાં જોઇએ કે, જેથી ઉપરનાં અનુમાનો થઈ શકે. આ શંકાનું સમાધાન કરતું આ બીજું સૂત્ર ઉપસ્થિત થાય છે.

अस्येदं कार्यकारणसम्बन्धश्चावयवाद् भवति ॥ २ ॥

પદાર્થ—(अस्य इदम्) આ સાધ્યનું આ સાધન બોધક છે આટલું જ પ્રયોજક છે. (कार्यकारणभावसम्बन्ध.) કાર્યકારણભાવ આદિ સંબંધોનો ઉલ્લેખ (अवयवाद्) અવયવવાક્યરૂપ ઉદાહરણ વાક્યને ધ્યાનમાં લઈ (भवति) થાય છે.

ભાવાર્થ—અમુક ધૂમાદિ સાધનનું અમુક વહ્નિ આદિ સાધ્ય છે અથવા અમુક વહ્નિ આદિ સાધ્યનું અમુક વ્યાપ્ય ધૂમાદિ છે. આટલું જ લિંગના શરીર-નિર્માણનું પ્રયોજક છે, જેમાં વ્યાપ્યત્વનો નિશ્ચય થયો હોય તેજ લિંગ બને છે.

આથી એમ પણ નહીં સમજવું કે, ત્યારે પહેલા સૂત્રમાં લિંગોનું પરિગણન શા માટે કર્યું ? કારણ કે, ઉદાહરણવાક્યમાં સંબંધવિશેષને ધ્યાનમાં લઈ કાર્યકારણભાવ, સંયોગ આદિનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, ભાવ એ છે કે, વ્યાપ્ય અને વ્યાપકનો સંબંધવિશેષ ઉદાહરણ ઉપરથી થાય છે પણ તેને પ્રયોજક તરીકે સમજવાની જરૂર નથી, ઉદાહરણને અનુસરીને માત્ર સંબંધીનો ઉલ્લેખ કર્યો છે માટે ચાર જાતના સંબંધીથી ચાર જાતનાં લિંગોનું પરિગણન કર્યું છે. પ્રયોજક દૃષ્ટિથી એ પરિગણન કરવામાં આવ્યું નથી. આ પ્રમાણે વૈશેષિક દર્શનમાં (૧) કાર્યકારણભાવ સંબંધ (૨) સંયોગ સંબંધ (૩) વિરોધ સંબંધ અને (૪) સમવાય સંબંધ. આ ચાર સંબંધો જ વ્યાપ્યને સમજાવવા પુરતા છે. પ્રયોજક તરીકે તો આનું આ વ્યાપ્ય છે એટલું જ બસ છે. જેમાં સાધ્યનો અનૌપાધિક સંબંધ હોય તે વ્યાપ્ય બને છે માટે એ એક જ પ્રયોજક છે. સમુદ્રની ભરતીનો પણ અનૌપાધિક સંબંધ ચંદ્રમાં છે માટે ચંદ્રના ઉદયથી સમુદ્રની ભરતીનું અનુમાન થાય છે. સંબંધવિશેષ તો ઉક્ત ચારમાંથી કોઈપણ સંબંધ નિપુણ અનુમાતાના ધ્યાનમાં આવશે આ પ્રમાણે અન્ય સાધ્ય અર્થોનું પણ અનુમાન ઉક્ત પ્રકારનાં લિંગોથી થઈ શકશે

અનુમાન બે પ્રકારનાં હોય છે. (૧) સ્વાર્થ–અનુમાન (૨) પરાર્થ અનુમાન.

(૧) વ્યાપ્તિ અને પક્ષધર્મતાનું અનુસંધાન કરી પોતાને માટે જે અનુમાન કરવામાં આવે છે તે સ્વાર્થાનુમાન

(૨) બીજાએ કહેલાં ન્યાયવાક્યોથી ઉત્પન્ન થયેલા વ્યાપ્તિ અને પક્ષધર્મતાના અનુસંધાનથી જે અનુમાન થાય છે તે પરાર્થ અનુમાન કહેવાય છે.

ન્યાયવાક્યોને અવયવવાક્યો કહેવામા આવે છે અને તે આ પ્રમાણે છે.

(૧) પ્રતિજ્ઞા. अनुमेयोद्देशोऽविरोधी प्रतिज्ञा જે અર્થનુ પ્રતિપાદન કરવા ધારેલું હોય તે અર્થવિશિષ્ટ પદાર્થને હેતુના વિષય તરફ લઈ જવા કેવળ ઉદ્દેશનું જ સંકીર્તન કરવું તે પ્રતિજ્ઞા જેમકે, द्रव्यं वायुः વાયુ એ દ્રવ્ય છે.

(૨) અપદેશ. લિંગવચન અપદેશ કહેવાય છે. જેમકે ક્રિયાવાન્ હોવાથી અથવા ગુણવાન્ હોવાથી, વાયુ દ્રવ્ય છે.

(૩) નિદર્શન. નિદર્શન બે પ્રકારનાં હોય છે. અનુમેય સામાન્ય સાથે લિંગ સામાન્યનું અનુવિધાન બતાવવું તે. જેમકે यत् क्रियावत् तद् द्रव्यं दृष्टम् यथा शरः જે ક્રિયાવાળું હોય તે દ્રવ્ય જોવામાં આવ્યું છે. જેમકે 'शर'. (બાણ) આ થયું સાધર્મ્ય નિદર્શન

अनुमेयविपर्यये च लिङ्गस्य अभावदर्शनं वैधर्म्यं निदर्शनम्। જ્યાં અનુમેય અર્થનો અભાવ હોય ત્યાં લિંગનો પણ અભાવ બતાવવો તે થયું

વૈધર્મ્ય નિદર્શન. જેમકે यद् अद्रव्यम् तत्क्रियावत् न भवति यथासत्ता. જે અદ્રવ્ય હોય છે તે ક્રિયાવાળું હોતું નથી જેમકે સત્તા. આ રીતે બે જાતનાં નિદર્શન વાક્યો હોય છે.

(૪) અનુસંધાન अनुमेय सामान्येन सह दृष्टस्य लिङ्ग सामान्यस्य अनुमेये अन्वानयनम् अनुसंधानम्। અનુમેય સામાન્ય સાથે જાણવામાં આવેલા લિંગ સામાન્યને સાધ્ય ધર્મવાળા પદાર્થમાં સદ્ભાવ બતાવવો તે અનુસંધાન કહેવાય છે. જેમકે 'तथा च वायुः क्रियावान्।' તે પ્રમાણે વાયુ ક્રિયાવાન્ છે. ન્યાયદર્શનમાં આને 'ઉપનય' કહેવામાં આવે છે.

(૫) પ્રત્યામ્નાય. અનુમેય તરીકે જેનો ઉદ્દેશ કર્યો હોય પણ નિશ્ચય ન કરેલો હોય, તેમાં બીજાઓને નિશ્ચય કરાવવા માટે પ્રતિજ્ઞાનું ફરીથી કથન કરવું તેનું નામ પ્રત્યામ્નાય છે. ન્યાયદર્શનમાં આને 'નિગમન' કહ્યું છે.

જેમકે तस्मात् द्रव्यमेव वायुः માટે વાયુ દ્રવ્ય જ છે. પ્રતિજ્ઞા હેતુ, નિદર્શન અને અનુસંધાન (ઉપનય) વાક્ય કહ્યા પછી ઉપરનું વાક્ય અર્થાત્ 'માટે વાયુ દ્રવ્ય જ છે.' એ વાક્યને પ્રત્યામ્નાય કહેવામાં આવે છે. આ પ્રમાણે બીજાને અનુમિતિ સમજાવવા માટે જે પાંચ વાક્યોનો પ્રયોગ કરવામાં આવે છે તેને અવયવ વાક્યો કહેવામાં આવે છે. આનો વધારે ખુલાસો કરવા પ્રશસ્તપાદ ભાષ્ય તથા તેના ઉપર થયેલાં ભાષ્ય વગેરે આકર ગ્રંથો જોવા. ॥ ૨ ॥

બીજાં બધાં પ્રમાણો લૈંગિકમાં (અનુમાનમાં) જ અંતર્ભૂત થાય છે એ બતાવવા પ્રકરણ શરૂ કરે છે.

एतेन शाब्दं व्याख्यातम् ॥ ३ ॥

પદાર્થ—(एतेन) અનુમાનમાં જે પ્રકાર બતાવ્યો છે તે પ્રકારથી (शाब्दम्) શબ્દકરણકજ્ઞાન (व्याख्यातम्) વ્યાખ્યાત થાય છે.

ભાવાર્થ—જે જ્ઞાનમાં શબ્દ કારણ તરીકે હોય છે તે જ્ઞાન શાબ્દ કહેવાય છે. એ શાબ્દ જ્ઞાન પણ લિંગથી જ ઉત્પન્ન થતું હોવાથી એ પણ લૈંગિક જ્ઞાન જ છે. શાબ્દ જ્ઞાનમાં શબ્દો લિંગ તરીકે અર્થાત્ હેતુ તરીકે હોય છે.

ઉપમાન, અર્થાપત્તિ, ઐતિહ્ય, સંભવ, અભાવ, ચેષ્ટા વગેરે જે પ્રમાણ જુદાં પ્રમાણ તરીકે માનવામાં આવે છે તેને પણ અનુમાન તરીકે ગણવાં. જો કે એ પ્રમાણો છે છતાં તેમાં પ્રકાર તો અનુમાનનો જ છે એવું મહર્ષિ કણાદનું પોતાનું માનવું છે. ॥ ૩ ॥

શબ્દને તો 'અપદેશ' કહેવામાં આવે છે. લિંગ અથવા હેતુ કહેવામાં આવતો નથી તો શાબ્દજ્ઞાન હેતુજન્ય કેમ કહેવાય! એનું સમાધાન કરે છે.

हेतुरपदेशो लिङ्गं प्रमाणं करणमित्यनर्थान्तरम् ॥ ४ ॥

**પદાર્થ**—(हेतुः) હેતુ (अपदेशः) અપદેશ (लिङ्गम्) લિંગ (प्रमाणम्) પ્રમાણ (करणम्) કરણ (इति) એ બધાં (अनर्थान्तरम्) અર્થાન્તર નથી.

**ભાવાર્થ**—હેતુ, અપદેશ, લિંગ, પ્રમાણ, કરણ ઇત્યાદિ એક જ અર્થના વાચક છે. ફક્ત એક અર્થના જુદા જુદા શબ્દો જ છે. માટે અપદેશ પણ લિંગ કહેવાય છે. अपदिश्यते कथ्यते अनेन अर्थः इति अपदेशः જેનાથી અર્થનું કથન થાય તે અપદેશ. ઉપર કહેલા બધા જ હેતુ આદિ શબ્દો પર્યાય શબ્દો છે એમ વૈશેષિક શાસ્ત્રના જાણનારાઓ કહે છે અને તેનો વ્યવહાર પોતાના શાસ્ત્રોમાં તે પ્રમાણે કરે છે. ॥ ४ ॥

अस्येदमिति बुद्ध्यपेक्षितत्वात् ॥ ५ ॥

**પદાર્થ**—(अस्य इदम् इति) આ વ્યાપક અર્થનો આ વ્યાપ્ય અર્થ છે એવા પ્રકારની (बुद्ध्यपेक्षितत्वात्) બુદ્ધિ કારણ તરીકે અપેક્ષિત હોવી એજ સામાન્ય રીતે અનુમાનનો પ્રકાર છે.

**ભાવાર્થ**—અમુક અર્થ વ્યાપક અથવા સાધ્ય છે અને તેનો અમુક અર્થ વ્યાપ્ય અર્થાત સાધન છે એ જ્ઞાનથીજ અનુમાન થાય છે. માટે શબ્દ, ઉપમાન, અર્થાપત્તિ, ઐતિહ્ય, સંભવ, અભાવ અને ચેષ્ટા આદિ પ્રમાણોનો અનુમાનમાં અન્તર્ભાવ થાય છે. એવુ મહર્ષિ કણાદનુ માનવુ છે.

મનુ આદિ મહર્ષિઓ શબ્દ પ્રમાણનો અનુમાનમાં અંતર્ભાવ સ્વીકારતા નથી. અનુમાન કરતાં શબ્દ પ્રમાણ એક જુદુ જ પ્રમાણ છે એવું એમનું મંતવ્ય મનુસ્મૃતિના આ શ્લોકથી સ્પષ્ટ થાય છે

प्रत्यक्ष चानुमानं च शास्त्रं च विविधागमम् ।
त्रयं सुविदितंकार्यं धर्मशुद्धिमभीप्सता (१२-१०५)

**અર્થ**—પ્રત્યક્ષ, અનુમાન અને શાસ્ત્ર એટલે શબ્દ પ્રમાણ આ ત્રણને સારી રીતે સમજી લેવાં જોઈએ કારણ કે, એ ત્રણથી ધર્મ બરાબર સમજી શકાય છે.

ગીતામાં પણ કહ્યુ છે કે: तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ। ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्म कर्तुमिहार्हसि ॥ १६-२४.

કર્તવ્ય અને અકર્તવ્યનો નિર્ણય કરવા માટે શાસ્ત્રને પ્રમાણ તરીકે ગણવું. શાસ્ત્રમાં વિહિત કર્મ કરવાં એજ યોગ્ય છે. અહીં શ્રી કૃષ્ણચંદ્રજી શાસ્ત્ર ઉપર વધારે ભાર મૂકે છે. અનુમાનમાં પોતાની બુદ્ધિને મહત્વ આપવામાં આવે છે

જ્યારે શબ્દ પ્રમાણમાં આપ્ત અથવા ઇશ્વરની બુદ્ધિને વધારે મહત્વ આપવામા આવે છે. આટલું અન્તર અનુમાન અને શબ્દ પ્રમાણમાં જણાય છે આ ઉપરથી એમ ન સમજવું કે 'શાસ્ત્ર' ને મહર્ષિ કણાદ નથી માનતા; ઇશ્વરના વચનને લીધે જ વેદમાં પ્રામાણ્ય છે એમ તો તે શરૂઆતમાં કહી ગયા છે.

"तद्वचनादाम्नायस्य प्रामाण्यम्" ૧-૧-૩.

વેદ અને ઇશ્વરને માનવાથી જ વૈશેષિક દર્શન આસ્તિક દર્શનોમાંનું એક છે. છતાં મહર્ષિ કણાદનો મનન ઉપર વધારે આગ્રહ જણાય છે. આનો વધારે વિચાર સર્વ કોઇએ કરવો યોગ્ય છે. ॥ ૫ ॥

હવે સ્મૃતિરૂપ જ્ઞાનની ઉત્પત્તિ કેવી રીતે થાય છે તે બતાવે છે.

**आत्ममनसोः संयोगविशेषात् संस्काराच्च स्मृतिः ॥ ६ ॥**

**પદાર્થ**—(आत्ममनसोः) આત્મા અને મનના (संयोगविशेषात्) સંયોગવિશેષથી (च) અને (संस्कारात्) સંસ્કારથી (स्मृति) સ્મૃતિ અર્થાત્ સ્મરણરૂપ જ્ઞાન ઉત્પન્ન થાય છે.

**ભાવાર્થ**—સ્મૃતિજ્ઞાન પણ વિદ્યા કહેવામાં આવે છે. પ્રણિધાન અર્થાત્ એકાગ્રતા આદિ કારણોમાંના કોઇ પણ કારણ સાથે આત્મા અને મનનો સંયોગ હોય અને આત્મામાં જે સંસ્કાર હોય તો સ્મરણ ઉત્પન્ન થાય છે.

પ્રણિધાન આદિ કારણો ન્યાય દર્શનના ત્રીજા અધ્યાયના બીજા આહ્નિકમાં બતાવવામાં આવ્યાં છે તે યાદ કરી લેવાં પ્રણિધાન આદિ સ્મૃતિનાં અસમવાયિકારણ છે, સંસ્કાર નિમિત્ત કારણ છે અને આત્મા સમવાયિકારણ છે. પૂર્વનો અનુભવ પણ કારણ તરીકે સમજવો. અનુભવથી સંસ્કાર ઉત્પન્ન થાય છે અને તેનાથી સ્મરણ થાય છે. જો અનુભવ સાચો હોય તો સ્મરણ સાચું થાય છે અને અનુભવ ખોટો હોય તો સ્મરણ પણ ખોટું હોય છે. ઝાંખા પ્રકાશમાં દોરડાંને સાપ સમજી ભાગનારને સ્મૃતિ પણ એવી જ (ખોટી) ઉત્પન્ન થાય છે.

સંસ્કાર ઉદ્‌બુદ્ધ થાય ત્યારે જ સ્મૃતિ ઉત્પન્ન થાય છે, અને સંસ્કાર સદૈવ ઉદ્‌બુદ્ધ હોતો નથી માટે સ્મરણ પણ ક્યારેક જ ઉત્પન્ન થાય છે, નિરંતર સ્મરણ થયા જ કરે છે એવું ન સમજવું. કોઇ પણ વિષયનો સારો અભ્યાસ કર્યો હોય તો તેનો સંસ્કાર આત્મામાં પડે છે અને એ સંસ્કાર જ્યારે જાગે છે ત્યારે સ્મરણ થાય છે. લિંગ દર્શન પણ સંસ્કારને જગાડવાનું કારણ છે એટલે ધૂમ રૂપ લિંગ જોવાથી અગ્નિ સાથેની તેની વ્યાપ્તિનું સ્મરણ થાય છે. ઇંદ્રિયો દ્વારા જે વિષયોનો અનુભવ થયો હોય તેનું જ સ્મરણ થાય છે. કારણ કે

અનુભવ વગર સંસ્કાર પડતો જ નથી. સ્મૃતિના અર્થનું સ્મૃતિકાળમાં પ્રત્યક્ષ હોતું નથી, માટે તે અર્થજન્ય જ્ઞાન નથી પણ સંસ્કારજન્ય છે. અનુભવના પ્રામાણ્ય ઉપર સ્મૃતિની ગણના હોય છે, માટે સ્મૃતિ પ્રમાણ તરીકે ગણાતી નથી.

पूर्वविज्ञानविषयं विज्ञानं स्मृतिरिष्यते ।
पूर्वज्ञानाद् विना तस्याः प्रामाण्यं नावगम्यते ॥

પૂર્વજ્ઞાનના વિષયવાળું એટલે અનુભવના વિષયવાળું એટલે જે ઉત્તર જ્ઞાન હોય છે તેને જ સ્મૃતિ કહેવામાં આવે છે, માટે અનુભવ વગર એનું (સ્મૃતિનું) પ્રામાણ્ય નથી. સ્મૃતિની ગણના વિદ્યામાં કરવામાં આવી છે.

પ્રશસ્તપાદભાષ્યમાં એક 'આર્ષ' જ્ઞાન બતાવવામાં આવ્યું છે પણ મહર્ષિ કણાદે તેનો ઉલ્લેખ કર્યો નથી. કારણ કે, યોગીના જ્ઞાનમાં તેનો અન્તર્ભાવ થઇ જાય છે. આર્ષજ્ઞાનનું બીજું નામ પ્રાતિભ જ્ઞાન છે, તે કોઈ વખતે સાધારણ માણસને પણ થઈ આવે છે જેમકે – કોઇક વખત કોઈ બાળા કહે કે 'મારો ભાઈ પરદેશમાંથી કાલે આવશે એમ મારું હૃદય કહે છે' અને તે વાક્ય તેનું જ્યારે સાચું પડે છે ત્યારે તે આર્ષ અથવા પ્રાતિભ જ્ઞાન કહેવામાં આવે છે. આ આર્ષ જ્ઞાન વિષે પ્રશસ્તપાદભાષ્ય તથા તેના ઉપરના ટીકા ગ્રંથોમાંથી વધારે સમજી લેવું પ્રત્યક્ષજ્ઞાન, અનુમાનજ્ઞાન, યોગિપ્રત્યક્ષજ્ઞાન અને સ્મૃતિજ્ઞાન એ ચારેયની ગણત્રી વિદ્યા તરીકે કરવામાં આવી છે. ॥ ૬ ॥

હવે 'અવિદ્યા'નું નિરૂપણ કરે છે. એમાંથી 'સંશય અને વિપર્યય' એ બેનું તો આગળ વિવેચન થઈ ગયું છે. 'સ્વપ્નજ્ઞાન' એ અવિદ્યા છે એનું નિરૂપણ આ સૂત્રમાં છે.

**तथा स्वप्नः ॥ ७ ॥**

**પદાર્થ**—(तथा) તે પ્રમાણે (स्वप्न.) સ્વપ્ન જ્ઞાન, ઉત્પન્ન થાય છે.

**ભાવાર્થ**—જે કારણો સ્મૃતિને ઉત્પન્ન થવામાં છે તે જ કારણો સ્વપ્ન જ્ઞાનને ઉત્પન્ન થવામાં છે. આત્મા અને મનના ખાસ સંયોગથી અને સંસ્કારથી સ્વપ્ન પણ થાય છે.

જ્યારે ઇંદ્રિયો પોતપોતાના વ્યાપાર–કામમાંથી નિવૃત્ત થાય છે તે વખતે સૂતેલા માણસને ઇંદ્રિયદ્વારા અનુભવેલા અર્થનો જે માનસિક અનુભવ થાય છે તે સ્વપ્ન કહેવાય છે.

અનુભવ એટલે જોયેલા અને સાંભળેલા બંને પ્રકારના જ્ઞાન સમજવાં. સંસ્કારની પ્રબલતા હોય તો સૂતેલા માણસને સ્વપ્ન આવે છે. આ કારણથી અતિકામી અને અતિક્રોધી માણસને સ્ત્રીના તથા દ્વેષ્ય વિષયનાં સ્વપ્ન આવ્યા કરે છે. શરીરના વાત, પિત્ત અને કફ રૂપ ધાતુઓના વૈષમ્યને લીધે પણ સ્વપ્ન આવે છે. સ્વપ્નમાં આકાશમાં ઉડવું એ વાત દોષ છે, અગ્નિનું દર્શન અને અગ્નિમાં પડવું એ પિત્તનો દોષ છે, પાણીમાં ડૂબવું અથવા તરવું એ કફના દોષના લીધે થાય છે. ધર્મ અને અધર્મરૂપ કારણથી પણ સ્વપ્ન આવે છે, ઘણી વખતે સ્વપ્ન સૂચક હોય છે. હાથી ઉપર ચડવું આદિ સ્વપ્ન શુભસૂચક હોય છે અને શરીર તેલથી તરબોળ થયું હોય વગેરે સ્વપ્ન અશુભસૂચક હોય છે. જેમ સ્મૃતિના કારણમાં સંસ્કાર છે તેમ સ્વપ્નના કારણમાં પણ સંસ્કાર છે તેથી સ્વપ્નને સ્મૃતિ પણ કેટલાક વિદ્વાનો માને છે. ॥ ૭ ॥

**स्वप्नान्तिकम्** ॥ ८ ॥

**પદાર્થ**—(स्वप्नान्तिकम्) સ્વપ્નમાં અનુભવેલા અર્થનું સ્મૃતિરૂપ જ્ઞાન સ્વપ્ન વચ્ચે જ થાય તો તે સ્વપ્નાન્તિક જ્ઞાન કહેવાય છે અને તેની ઉત્પત્તિનાં કારણ પણ સૂત્ર ૬ માં બતાવ્યાં તે જ હોય છે.

**ભાવાર્થ**—સ્વપ્નમાં અનુભવેલા તે જ સ્વપ્નમાં તે સ્વાપ્નિક અર્થોનું સ્મરણ ઘણી વખત થાય છે તેને 'સ્વપ્નાન્તિક' જ્ઞાન કહેવામાં આવે છે તેનું કારણ પણ આત્મા અને મનનો વિશેષ સંયોગ અને સ્વાપ્નિક અનુભવ હોય છે. સ્વપ્ન એ એક પ્રકારની સ્મૃતિ હોવાથી એમાં સસ્કાર કારણ હોય જ છે. સ્વપ્નાન્તિક જ્ઞાનમાં તે જ વખતે આવેલા સ્વપ્નના અર્થનું જ્ઞાન અનુભવ તરીકે કારણરૂપ હોય છે. બીજી સ્મૃતિઓમાં જાગ્રત્ અવસ્થાના પૂર્વ અનુભવો કારણું રૂપે હોય છે આટલું અંતર સામાન્ય સ્મૃતિ અને સ્વપ્નાન્તિક જ્ઞાન રૂપ સ્મૃતિમાં છે. ॥ ૮ ॥

**धर्माच्च** ॥ ९ ॥

**પદાર્થ**—(च) અને (धर्मात्) ધર્મથી પણ સ્વપ્ન અને સ્વપ્નાન્તિક જ્ઞાન થાય છે.

**ભાવાર્થ**—સ્વપ્ન અને સ્વપ્નાન્તિક જ્ઞાનમાં ધર્મ પણ કારણ તરીકે હોય છે, च શબ્દ મૂક્યો છે તેથી અધર્મ પણ કારણ તરીકે છે એમ પણ સમજાય છે. સારા અર્થના સૂચક સ્વપ્નનું કારણ ધર્મ અને ખરાબ અર્થના સૂચક સ્વપ્નનું કારણ અધર્મ પણ હોય છે. ॥ ૯ ॥

હવે અવિદ્યા એટલે ભ્રમ, વિપર્યય આદિની ઉત્પત્તિનાં કારણો બતાવે છે.

इन्द्रियदोषात् संस्कारदोषाच्चाविद्या ॥ १० ॥

પદાર્થ—(इन्द्रियदोषात्) ઇંદ્રિયોના દોષથી (च) અને (संस्कारदोषात्) સંસ્કારના દોષથી (अविद्या) અવિદ્યા ઉત્પન્ન થાય છે.

ભાવાર્થ—ભ્રમ, સંશય, સ્વપ્ન, અનધ્યવસાય રૂપ જ્ઞાનો અવિદ્યા કહેવાય છે, એના કારણ તરીકે ઇંદ્રિયગત કોઈ દોષ અને સંસ્કારગત કોઇ દોષ હોય છે વસ્તુ પોતાના હાથમાં હોય છતાં એ સોનું છે કે પિત્તળ એ ન સમજી શકાય તો સુવર્ણ પારખવાનો સાચો સંસ્કાર પ્રાપ્ત નથી થયો માટે ભૂલ ખાનારમાં સુવર્ણ ઓળખવાનો સંસ્કાર છે તે બરાબર નથી એમ સમજવું, એ સંસ્કાર દોષ છે.

કોઈ વખતે ઇંદ્રિયગત નિર્બલતારૂપ દોષ પણ હોય છે જેથી વસ્તુ પારખી શકાતી નથી, કોઈ વખતે પ્રમેય અને પ્રમાતા વચ્ચે રહેલા દૂરત્વથી પણ વસ્તુનું સત્યજ્ઞાન થતું નથી. સંસ્કારના દોષને લીધે અર્થાત્ ખોટા સંસ્કારને લીધે ખોટી સ્મૃતિ પણ થાય છે જેટલી અવિદ્યા છે તે સંસ્કારના દોષથી અથવા ઇંદ્રિયના દોષથી અથવા દૂરત્વાદિ દોષથી ઉત્પન્ન થાય છે. આ અવિદ્યાને 'અપ્રમા' પણ કહેવામાં આવે છે. ॥ ૧૦ ॥

तद्दुष्टज्ञानम् ॥ ११ ॥

પદાર્થ—(तत्) તે (दुष्टज्ञानम्) દુષ્ટ જ્ઞાન છે.

ભાવાર્થ—અવિદ્યા એ દુષ્ટજ્ઞાન છે. વ્યભિચાર જ્ઞાન અને અતસ્મિંસ્તત્ જ્ઞાન પણ એને કહેવામાં આવે છે. એ જ્ઞાનમાં જે પ્રકાર બતાવવામાં આવ્યો હોય છે તે હોતો નથી પણ બીજો પ્રકાર હોય છે જેમકે રજ્જુમાં સર્પજ્ઞાન થયું તો તે 'સર્પવિષયક' જ્ઞાનમા સર્પત્વ પ્રકાર હોવો જોઇએ પણ તે ન હોતા તેમાં તો રજ્જુત્વ પ્રકાર હોય છે, માટે એ જ્ઞાન વ્યધિકરણ ધર્મથી અવચ્છિન્ન પણ કહેવાય છે. જે જ્ઞાન દોષથી ઉત્પન્ન થાય છે, તે નિશ્ચાયક હોતું નથી માટે તે ખોટું છે, દુષ્ટ છે, અવિદ્યા છે, સંશય પણ અવિદ્યા જ છે. ॥ ૧૧ ॥

अदुष्टं विद्या ॥ १२ ॥

પદાર્થ—(अदुष्टम्) અદુષ્ટ જ્ઞાન (विद्या) કહેવાય છે

ભાવાર્થ—નિર્દોષ ઇંદ્રિયોથી જે જ્ઞાન ઉત્પન્ન થાય છે તે વિદ્યા કહેવાય છે. તે જ્ઞાનમાં જે પ્રકારનો ઉલ્લેખ થાય છે તે પ્રકાર તેમાં હોય છે. સુવર્ણમાં

'સુવર્ણ' જ્ઞાન થયું હોય તો તે જ્ઞાનમાં સુવર્ણત્વ પ્રકાર અથવા વિશેષણ તરીકે છે જ માટે તે જ્ઞાન 'સમાનાધિકરણ પ્રકારાનુભવ' પણ કહેવાય છે. પ્રત્યક્ષ અને અને લૈંગિક આ બે જ્ઞાન જ વિદ્યા કહેવાય છે. શબ્દજ્ઞાનનો અન્તર્ભાવ લૈંગિક જ્ઞાનમાં કરવામાં આવ્યો છે, તે આગળ કહેવાઈ ગયું છે એટલે વેદને પ્રમાણ તરીકે માનવામાં વૈશેષિક શાસ્ત્ર સંપૂર્ણ સંમત છે અને તેનો વધારે ખુલાસો આગળ કરવામાં આવશે. વેદ અને ઈશ્વરને આ શાસ્ત્ર સ્વીકારતું હોવાથી 'આસ્તિક' દર્શન કહેવાય છે. ॥ ૧૨ ॥

**आर्षं सिद्धदर्शनं च धर्मेभ्यः ॥ १३ ॥**

**પદાર્થ**—(आर्षम्) આર્ષજ્ઞાન (च) અને (सिद्धदर्शनम्) સિદ્ધદર્શન જ્ઞાન (धर्मेभ्यः) યોગજન્ય ધર્મથી ઉત્પન્ન થાય છે માટે તેનો યોગિપ્રત્યક્ષમાં અનુભવ થાય છે.

**ભાવાર્થ**—આર્ષજ્ઞાન અને સિદ્ધદર્શન જ્ઞાન આ બંને જ્ઞાનોનો યોગિપ્રત્યક્ષમાં અંતર્ભાવ થાય છે માટે તેનો અલગ જ્ઞાન તરીકે સ્વીકાર કરવામાં આવ્યો નથી.

ઋષિઓને જે ભૂત અને ભવિષ્યત્ વિષયનું યથાર્થ જ્ઞાન થાય છે તે આર્ષજ્ઞાન કહેવાય છે. આ જ્ઞાનનું કારણ તેમણે યોગાભ્યાસ કરી જે અલૌકિક ધર્મ મેળવ્યો હોય છે, તે છે. સિદ્ધ પુરુષોને જે જ્ઞાન થાય છે તેમાં પણ યોગજ ધર્મ જ કારણ હોય છે, એટલે એ જ્ઞાનો પણ યોગિપ્રત્યક્ષ કહેવાય છે.

પ્રશસ્તપાદ આચાર્યે આર્ષજ્ઞાનને અલગ જ્ઞાન તરીકે સ્વીકાર્યું છે, પણ મહર્ષિ કણાદનું તે સ્વીકાર જણાવતું કોઈ સૂત્ર નથી, માટે મહર્ષિ કણાદના મતમાં પ્રત્યક્ષ, લૈંગિક અને યોગિપ્રત્યક્ષ આ ત્રણ જ્ઞાનો જ છે અને તે 'વિદ્યા' કહેવાય છે. ॥ ૧૩ ॥

इति वैशेषिकदर्शने गुर्जरभाषाभाष्ययुते नवमाध्यायस्य
द्वितीय माह्निकम् ॥



॥ ओरेम् ॥

# अथ दशमाध्यायस्य प्रथम माह्निकम्।

---

આ અધ્યાયમાં આત્માના જે ગુણો ગણાવવામાં આવ્યા છે. તે આપસ-આપસમાં જુદા જુદા છે કારણ કે, દરેકના કારણ જુદાં જુદાં હોય છે. સુખ અને દુઃખ પણ આત્માના ગુણો છે, છતાં મહર્ષિ ગૌતમે બાર પ્રમેયો ગણાવ્યા છે. તેમાં સુખ ગણાવ્યું નથી અને દુઃખને ગણાવ્યું છે તેથી કેટલાક લોકો એમ સમજે છે કે સુખ એ દુઃખ કરતાં કોઈ જુદો ગુણ નથી. એવી ભૂલને દૂર કરતાં, મહર્ષિ કણાદે આ નીચેનું સૂત્ર લખ્યું છે. મહર્ષિ ગૌતમે બાર પ્રમેયો આ પ્રમાણે ગણાવ્યા છે. (૧) આત્મા (૨) શરીર (૩) ઇંદ્રિય (૪) અર્થ (૫) બુદ્ધિ (૬) મન (૭) પ્રવૃત્તિ (૮) દોષ (૯) પ્રેત્યભાવ (૧૦) ફલ (૧૧) દુઃખ (૧૨) અપવર્ગ. જો સુખ કોઇ અલગ ગુણ હોત તો તેરમા પ્રમેય તરીકે સુખને પણ ગણાવત, પણ નથી ગણાવ્યું માટે સુખ કોઇ જુદો પદાર્થ નથી મહર્ષિ કણાદ સુખ ગુણ તરીકે અને દુઃખથી અલગ હોવામાં નીચે પ્રમાણે યુક્તિ પણ બતાવે છે.

इष्टानिष्टकारणविशेषाद्विरोधाच्च मिथः सुखदुःखयोरर्थान्तरभावः ॥ १ ॥

પદાર્થ—(इष्टानिष्टकारणविशेषात्) સુખ ઇષ્ટ કારણમાંથી અને દુઃખ અનિષ્ટ-કારણમાંથી ઉત્પન્ન થાય છે તેથી, (च) અને (विरोधात्) તેમાં સહાનવસ્થાન રૂપ વિરોધ હોવાથી (मिथः) આપસઆપસમાં (सुखदुःखयोः) સુખ અને દુઃખનો (अर्थान्तरभाव) ભેદ છે.

ભાવાર્થ—સુખ અને દુઃખ બન્નેના જુદા જુદા ગુણો છે. મહર્ષિ ગૌતમે પ્રેમયોમાં સુખની ગણત્રી નથી કરી એનું કારણ એ છે કે, સાંસારિક સુખ અનિત્ય અને દુઃખોથી ઘેરાયેલું હોવાથી તેને પણ ગૌણ રીતે દુઃખ તરીકે ગણવું. આવું માનવાથી સાંસારિક સુખમાં પણ ઇચ્છા રહેશે નહિ, જેથી વૈરાગ્ય સ્થિર થશે અને પરિણામે મુક્તિ તરફ પ્રવૃત્તિ થશે. બાકી સંસારમાં જેમ દુઃખ છે તેમ સુખ પણ છે. સુખ અને દુઃખને ઉત્પન્ન થવાનાં કારણો પણ જુદાં જુદાં હોય છે. ઇષ્ટ કારણમાંથી સુખ જન્મે છે, અને અનિષ્ટ કારણમાંથી દુઃખ જન્મે છે. સારાં મનગમતાં મિષ્ટ ભોજન અને સુસ્પર્શવાળા પદાર્થોના સંબંધથી સુખ

ઉત્પન્ન થાય છે અને સાપ, વીંછી, કંટક અને રોગ આદિના સંબંધથી દુઃખ પેદા થાય છે.

સુખ અને દુઃખ બન્ને સાથે એકી વખતે આત્મામાં રહી શકતાં નથી તેથી પણ સુખ એ દુઃખથી જુદો ગુણ છે અને દુઃખ, એ પણ સુખથી જુદો ગુણ છે. એક બીજાના અભાવ રૂપે નથી.

આત્મામાં સુખ હોય તો મુખ ઉપર પ્રસન્નતા જણાય છે અને આત્મામાં દુઃખ હોય તો મુખ ઉપર શોકની છાયા જણાય છે. આ પ્રમાણે સુખ અને દુઃખનાં કાર્યો પણ જુદાં જુદાં હોવાથી સુખ અને દુઃખ જુદાં જુદાં છે. સુખ અને દુઃખ ભિન્ન છે, પણ મુમુક્ષુએ વૈરાગ્ય મેળવવા સાંસારિક સુખમાં પણ દુઃખની ભાવના કરવી એ ઠીક છે, માટે ન્યાયદર્શનમાં સુખને પ્રમેય તરીકે અલગ ગણાવ્યું નથી. સાંસારિક સુખમાં આસક્તિ થાય તો મુક્તિ મેળવી શકાય નહિ. ॥ ૧ ॥

સુખ અને દુઃખ આ બન્ને એક જાતનાં જ્ઞાન જ છે માટે જ્ઞાન કરતાં એ કોઈ જુદા ગુણો નથી એવી કેટલાક વિદ્વાનોની માન્યતા છે તે પણ ખોટી છે, માટે જ્ઞાનમાં અને સુખદુઃખમાં ભેદ બતાવતું નીચેનું સૂત્ર મહર્ષિએ લખ્યું છે.

**संशयनिर्णयान्तराभावश्च ज्ञानान्तरत्वे हेतुः ॥ २ ॥**

**પદાર્થ**—(च) અને (संशयनिर्णयान्तराभाव.) સંશયરૂપ જ્ઞાન અને નિર્ણયરૂપ જ્ઞાનમાં સુખ દુઃખનો અન્તર્ભાવ થતો નથી તેથી (ज्ञानान्तरत्वे) સુખ દુઃખ આ બન્ને ગુણો જ્ઞાનથી જુદા ગુણો હોવામાં એ (हेतुः) કારણ છે.

**ભાવાર્થ**—સુખ અને દુઃખને જો સંશયરૂપ જ્ઞાન માનીએ તો તેમાં બે કોટિ જણાવી જોઈએ. જેમ આ સામો દેખાતો પદાર્થ સ્થાણુ હશે કે પુરુષ ? અહીં જેમ સ્થાણુ અને પુરુષ આ બે કોટિ જણાય છે તેમ સુખમાં અને દુઃખમાં બે કોટિ જણાતી નથી માટે સુખ સંશય રૂપ જ્ઞાન નથી.

એ બન્ને નિર્ણય રૂપ જ્ઞાન પણ નથી. કારણ કે 'આ ઘટ છે' આ નિર્ણયમાં જેમ એક કોટિ જણાય છે, તેમ સુખમાં કે દુઃખમાં એક કોટિ પણ જણાતી નથી. માટે એ નિર્ણયરૂપ જ્ઞાન પણ નથી. આ બે પ્રકારનાં જ્ઞાન સિવાય બીજું કોઈ પણ જાતનું જ્ઞાન નથી માટે સુખ અને દુઃખ જ્ઞાન સ્વરૂપ નથી પણ તેનાથી જુદા જ ગુણો છે. 'હું સુખી છું,' 'હું દુઃખી છું' અને હું જ્ઞાની છું.' આવા વિલક્ષણ અનુભવો પણ જણાવે છે કે જ્ઞાન, સુખ અને દુઃખ આ ત્રણે જુદાં જુદા અર્થો છે. ॥ ૨ ॥

નીચેનું સૂત્ર પણ સુખ, દુઃખ અને જ્ઞાનમાં ભેદ બતાવે છે.

**तयोर्निष्पत्तिः प्रत्यक्षलैङ्गिकाभ्याम् ॥ ३ ॥**

**પદાર્થ**—(तयोः) સંશય અને નિર્ણયરૂપ જ્ઞાનોની (निष्पत्तिः) ઉત્પત્તિ (प्रत्यक्षलैङ्गिकाभ्याम्) ઇંદ્રિયાર્થસંનિકર્ષ અને લિંગથી થાય છે. સુખ દુઃખની ઉત્પત્તિ એવી રીતે થતી નથી.

**ભાવાર્થ**—સંશય અને નિર્ણયરૂપ જ્ઞાન ઇંદ્રિયાર્થસંનિકર્ષથી અને લિંગથી એટલે હેતુથી થાય છે, જ્યારે સુખ અને દુઃખની ઉત્પત્તિ વિષયોના સેવનથી થાય છે. મનોરથથી પણ સુખ થાય છે અને કોઈ વખત અભિમાન અને અભ્યાસથી પણ થાય છે. ઇંદ્રિય અને અર્થના સંનિકર્ષથી નિર્વિકલ્પક જ્ઞાન થાય છે તેમ નિર્વિકલ્પક સુખ થતું નથી. નિર્વિકલ્પ જ્ઞાન અતીન્દ્રિય હોય છે તેમ જો નિર્વિકલ્પ સુખ હોય તો તે પણ અતીન્દ્રિય હોવું જોઇએ; અર્થજન્ય સુખ અતીન્દ્રિય હોતું નથી

મુખ ઉપર પ્રસાદ અને માલિન્ય જોઈ બીજાના આત્મામા સુખ અને દુઃખનું અનુમાન કરી શકાય છે, પણ જ્ઞાનનુ અનુમાન કરી શકાતું નથી.

સવિકલ્પક જ્ઞાન પણ સુખ હોતુ નથી, સુખમાં કોઈ પણ વિશેષણ હોતું જ નથી. આ સૂત્રમાં જે લૈંગિક શબ્દ છે તેનો અર્થ લિંગ જ સમજવો. ઠક પ્રત્યય સ્વાર્થમાં જ આવ્યો છે. જેમ વિષયને વૈષયિક પણ કહેવામાં આવે છે, ઉપાયને ઔપયિક કહેવામાં આવે છે તેમ અહીં લિંગના અર્થમાં જ લૈંગિક શબ્દ સૂત્રકારે વાપર્યો છે. પ્રત્યક્ષ જ્ઞાનની સામગ્રીથી તથા અનુમિતિજ્ઞાનની સામગ્રીથી સુખ દુઃખ ઉત્પન્ન ન થતાં હોવાથી તે બંને જ્ઞાનથી જુદાં છે, એ સૂત્રનો ભાવાર્થ છે. ॥ ૩ ॥

સુખદુઃખ અને જ્ઞાનમાં ભેદ હોવાનુ બીજુ કારણ પણ આપે છે:

**अभूदित्यपि ॥ ४ ॥**

**પદાર્થ**—(अभूत् इति अपि) હેતુને જોઈને કાર્ય હતું એવું જ્ઞાન થાય છે. તેમ હેતુને જોઈને સુખ હતું એવું જ્ઞાન થતું નથી માટે સુખદુ.ખ અને જ્ઞાનમાં ભેદ છે.

**ભાવાર્થ**—નદીમાં પૂર આવતું જોઈને ઉપર થયેલી વૃષ્ટિનું જ્ઞાન થાય છે. આકાશમાં વાદળનો ઘટાટોપ જોઇ 'વૃષ્ટિ થશે' એવું જ્ઞાન થાય છે, એવી

રીતે હેતુથી ભૂતકાળના કે ભવિષ્યકાળના સુખ દુઃખનું જ્ઞાન થતું નથી માટે સુખ અને દુઃખ જ્ઞાન સ્વરૂપ નથી. જે બે પદાર્થના ઉત્પત્તિના કારણ જુદાં હોય છે તે બે પદાર્થો જુદા જ હોય છે. ઘટ અને ઘટની ઉત્પત્તિનાં કારણ જુદા જુદાં છે માટે તે જેમ જુદા છે, તેમ સુખ, દુઃખ અને જ્ઞાન પણ જુદા જુદાં છે. ॥ ૪ ॥

આ સૂત્ર પણ સુખ દુઃખ અને જ્ઞાન વચ્ચે ભેદ જણાવે છે.

**सति च कार्यादर्शनात् ॥ ५ ॥**

પદાર્થ—(च) અને (सति) જ્ઞાનની સામગ્રી પ્રાપ્ત થયા પછી (कार्यादर्शनात्) સુખ દુઃખરૂપ કાર્ય ઉત્પન્ન થતું જણાતું નથી

**ભાવાર્થ**—પ્રત્યક્ષ સામગ્રીમાથી જેમ પ્રત્યક્ષ જ્ઞાન જન્મે છે અને અનુમિતિ સામગ્રીમાથી જેમ અનુમિતિ જ્ઞાન જન્મે છે તેમ તેજ સામગ્રીમાથી સુખ દુઃખનો જન્મ થતો નિયમથી જોવામા આવતો નથી, ઘટજ્ઞાનાદિ થવા સાથે અથવા વ્યાપ્તિ પક્ષધર્મતાના જ્ઞાનથી અનુમિતિ જ્ઞાન થવા સાથે હું સુખી છું કે દુઃખી છું એવું જ્ઞાન નિયમથી થતું જોવામા આવતું નથી માટે જ્ઞાનથી સુખ અને દુઃખ ભિન્ન છે. ॥ ૫ ॥

અન્ય પણ ભેદદર્શક હેતુ છે, એ પણ બતાવે છે.

**एकार्थसमवायिकारणान्तरेषु दृष्टत्वात् ॥ ६ ॥**

પદાર્થ—(एकार्थसमवायिकारणान्तरेषु) સુખ અને દુઃખના સમવાયિકારણ આત્મામા બીજાં ઉત્પન્ન થનારાં કારણો પ્રાપ્ત થયા પછી (दृष्टत्वात्) સુખ અને દુઃખની ઉત્પત્તિ થતી જોવામા આવતી હોવાથી.

**ભાવાર્થ**—સુખ દુઃખ આત્મામા જ જન્મે છે અને સુખનાં કારણ ધર્મ, સુખ તરફનો રાગ, સુખના કારણની ઈચ્છા અને એ કારણને લેવાનો પ્રયત્ન પણ આત્મામા જ જન્મે છે. ધર્મ આદિ એકાર્થસમવાયિ કારણો સુખના વિજાતીય છે. જ્યારે આ વિજાતીય કારણો ઉત્પન્ન થાય છે ત્યારે સુખ ઉત્પન્ન થાય છે તેમજ દુઃખનાં કારણ અધર્મ આદિ હોય છે, તે પણ દુઃખના એકાર્થસમવાયિ વિજાતીયકારણો છે એ જ્યારે આત્મામા જન્મે છે ત્યારે દુઃખ ઉત્પન્ન થાય છે. પરંતુ જ્ઞાનને ઉત્પન્ન થવામા એકાર્થસમવાયિ વિજાતીયકારણોની જરૂર પડતી નથી માટે સુખ દુઃખ એ જ્ઞાનથી ભિન્ન છે.

મનનો સંયોગ, સુખ દુઃખનું સામાન્યકારણ હોય છે, અને ઉપર બતાવેલા ધર્મ અધર્મ આદિ કારણો અસાધારણકારણો હોય છે પણ જ્ઞાન પ્રત્યે સાધારણ કારણ હોય છે પણ ઉપર બતાવેલાં અસાધારણકારણો હોતાં નથી. ॥ ૬ ॥

જો કારણના ભેદથી કાર્યમાં આપસ આપસમાં ભેદ માનવામાં આવે તો શરીર અને તેના અવયવોમાં ભેદ ન માનવો જોઈએ કારણ કે શરીર અને અવયવોનાં કારણો તો પાર્થિવ પરમાણુઓ જ છે. આ પ્રશ્નનું સમાધાન આ નિમ્ન સૂત્રમાં આપવામાં આવ્યું છે.

एकदेश इत्येकस्मिन् शिरः पृष्ठमुदरं मर्माणि तद्विशेषस्तद्विशेषेभ्यः ॥ ७ ॥

પદાર્થ—(एकदेश इति) અવયવમાં (एकस्मिन्) અને અવયવીમાં ભેદ હોય છે. (शिरः पृष्ठम् उदरम् मर्माणि) શિર, પૃષ્ઠ, ઉદર અને બીજા મર્મોના ભાગો (तद्विशेष.) એ શરીરના અવયવો છે અને એ પોતાના (तद्विशेषेभ्यः) વિશિષ્ટ કારણમાંથી જન્મે છે.

ભાવાર્થ—શરીરમાં અને અવયવોમાં તથા શરીરના જુદા જુદા અવયવોમાં જે જે ભેદો જણાય છે તે તે અવયવોના અનન્તર કારણોમાંથી આવે છે. મસ્તિષ્કરૂપ અવયવના કારણમાંથી મસ્તિષ્કમાં વૈજાત્ય ઉત્પન્ન થાય છે અને ઉદરરૂપ અવયવના કારણમાંથી ઉદરમાં વૈજાત્ય આવે છે. દરેક અવયવોના કારણો જુદાં જુદાં હોય છે કારણગત વૈજાત્યથી અવયવોમાં વૈજાત્ય અર્થાત્ જુદાઇ આવે છે. પરમાણુઓ તો આદ્ય કારણ છે. એ અવયવો કંઈ શરીરમાં વૈજાત્ય પોષક નથી, પણ અનન્તર કારણ જ વૈજાત્ય પોષક હોય છે માટે કારણની જુદાઇથી કાર્યમાં જુદાઈ આવે છે એમ માનવામાં કશો પણ દોષ નથી. હૃદય જે કારણમાંથી બન્યું છે તેજ કારણમાંથી મગજ બન્યું નથી. મગજનું કારણ જુદું છે અને હૃદયનું કારણ જુદું છે તેથી મગજ અને હૃદય પણ જુદા છે, તેજ પ્રમાણે જ્ઞાનનું કારણ જુદું છે અને સુખ દુઃખનાં કારણો જુદા છે માટે જ્ઞાન અને સુખ દુઃખ જુદાં છે, તેમજ સુખનું કારણ જુદું છે અને દુઃખનું કારણ પણ જુદું છે માટે સુખ અને દુઃખ પણ જુદાં છે. ॥ ૭ ॥

इति वैशेषिकदर्शने गुर्जरभाषाभाष्ययुते दशमाध्यायस्य प्रथम माह्निकम्

卐

॥ ओ३म् ॥

# अथ दशमाध्यायस्य द्वितीय माह्निकम्।



હવે સમવાયિ, અસમવાયિ અને નિમિત્ત કારણ, એ જે ત્રણ કારણો માનવામાં આવ્યાં છે તેના સંબંધમાં કંઈક વિશેષ જણાવે છે. પ્રથમ સમવાયિકારણ સંબંધમાં લખે છે કેઃ—

**कारणमिति द्रव्ये कार्यसमवायात् ॥ १ ॥**

પદાર્થ—(कारणम् इति) સમવાયિ કારણ એ (द्रव्ये) દ્રવ્યમાં જ વ્યપદેશ હોય છે (कार्यसमवायात्) કાર્યનો સમવાય દ્રવ્યમાં જ હોવાથી.

ભાવાર્થ—દ્રવ્ય, ગુણ અને કર્મ આ ત્રણે જ્યારે કાર્ય તરીકે હોય છે ત્યારે એ ત્રણે દ્રવ્યમાં જ જન્મ પામેલાં હોય છે, માટે દ્રવ્ય જ સમવાયિ કારણ છે. દ્રવ્ય સિવાય બીજો કોઈપણ પદાર્થ સમવાયિ કારણ તરીકે હોતો નથી· समवायिकारणत्वं द्रव्यस्यैव न अन्यस्य॥ સમવાયિકારણત્વ દ્રવ્યને જ હોય છે. બીજાને નહિ. ॥ १ ॥

સમવાયિકારણત્વ સિવાય બીજું કોઈ કારણત્વ દ્રવ્યમાં છે કે નહિ એના સંબંધમાં લખે છે કેઃ—

**संयोगाद् वा ॥ २ ॥**

પદાર્થ—(वा) અને (संयोगात्) સંયોગ દ્વારા કાર્યદ્રવ્ય નિમિત્ત કારણ હોય છે.

ભાવાર્થ—દ્રવ્ય સંયોગ દ્વારા કાર્યદ્રવ્યનું નિમિત્ત કારણ પણ બને છે. જેમકે તુરી અને તંતુનો સંયોગ એ પટરૂપ કાર્યનું નિમિત્ત છે અને એ સંયોગ દ્વારા તુરી અને તંતુ આ બન્ને દ્રવ્યો પટનું નિમિત્ત કારણ પણ છે. તુરી અને તંતુના સંયોગનું સમવાયિકારણ તંતુ છે અને તે સિવાય પટનું એ ઉક્ત સંયોગ દ્વારા નિમિત્ત કારણ પણ છે. ॥ २ ॥

કર્મ કઈ જાતનું કારણ છે એના સંબંધમાં લખે કે.—

**कारणे समवायात् कर्माणि ॥ ३ ॥**

પદાર્થ—(कारणे) કારણમાં (समवायात्) સમવાય સંબંધથી રહેતાં હોવાથી (कर्माणि) કર્મો અસમવાયિ કારણ હોય છે.

**ભાવાર્થ**—સંયોગ, વિભાગ અને સંસ્કારરૂપ કાર્યોનાં કર્મો અસમવાયિ કારણ છે. સંયોગાદિના સમવાયિકારણમાં કર્મ સમવાય સંબંધથી રહી સંયોગાદિનું અસમવાયિ કારણ બને છે. ઉદાહરણ તરીકે ઘટાદિ કાર્ય કપાલ રૂપ કારણમાં રહે છે ત્યાં કપાલ દ્રવ્યનો સંયોગ પણ છે, એ સંયોગનું કપાલમાં રહેલું કર્મ અસમવાયિ કારણ છે. આને કારણૈકાર્થ પ્રત્યાસત્તિ કહેવામાં આવે છે આ પ્રત્યાસત્તિને ' લઘ્વી ' એવું નામ આપવામાં આવ્યું છે. ॥ ૩ ॥

અવયવિની અંદર રહેનારાં રૂપાદિનું કારણ અવયવ રૂપાદિ હોય છે એ કઈ જાતનાં કારણ છે તથા કઈ જાતની પ્રત્યાસત્તિ હોય છે તે આ સૂત્રમાં બતાવે છે.

**तथा रूपे कारणैकार्थसमवायाच्च ॥ ४ ॥**

**પદાર્થ**—(तथा) તેજ પ્રમાણે (रूपे) અવયવિગત રૂપમાં (कारणैकार्थसमवायात्) કારણગત રૂપના સમવાયથી કારણ હોય છે. (च) અન્ય ગુણોના ઉપલક્ષણ તરીકે છે

**ભાવાર્થ**—ઘટાદિ અવયવિમાં જે રૂપ છે તેનું કારણ ઘટાદિના અવયવ જે કપાલ આદિ છે તેનાં રૂપાદિ કારણ છે, અને એ અસમવાયિ કારણ કહેવાય છે, કારણૈકાર્થપ્રત્યાસત્તિથી અવયવિરૂપાદિનાં એ અસમવાયિ કારણ છે. જેમકે—ઘટગતરૂપનુ સમવાયિ કારણ ઘટ છે અને એ કારણરૂપ ઘટ કપાલમાં સમવાય સંબંધથી રહે છે અને કપાલનુ રૂપ પણ કપાલમાં છે, માટે કપાલનું રૂપ ઘટના રૂપનું અસમવાયિ કારણ છે અને તે કારણૈકાર્થસમવાય સંબંધ રૂપ પ્રત્યાસત્તિથી છે. આ પ્રત્યાસત્તિને ' મહતી ' એવું નામ આપવામાં આવ્યું છે. અવયવગત રૂપાદિ કોઈક ઠેકાણે નિમિત્ત કારણ પણ બને છે. ॥ ૪ ॥

દ્રવ્યરૂપ કાર્યમાં સંયોગ અસમવાયિ કારણ હોય છે અને તે ' લઘ્વી ' પ્રત્યાસત્તિથી બને છે. તે આ સૂત્રમાં જણાવે છે

**कारणसमवायात् संयोगः पटस्य ॥ ५ ॥**

**પદાર્થ**—(कारण समवायात्) કારણની અંદર સમવાય સંબંધથી રહેલ (संयोगः) સંયોગ (पटस्य) પટનું અસમવાયિ કારણ છે.

**ભાવાર્થ**—તંતુઓ એ પટનું સમવાયિકારણ છે. એ તંતુઓના પરસ્પર સંયોગ પટનું અસમવાયિ કારણ છે અને તે ' લઘ્વી ' નામ કાર્યૈકાર્થ પ્રત્યાસત્તિથી છે. કારણ કે પટરૂપ કાર્યની સાથે તે સંયોગ સમવાય
ઠેકાણે ' પટ ' એ બધાંજ કાર્ય દ્રવ્યોનું ઉપલક્ષક છે.'

कारणकारणसमवायाच्च ॥ ६ ॥

પદાર્થ—(च) અને (कारणकारणसमवायात्) કારણના કારણમાં (समवायात्) સમવાય સંબંધથી રહીને પણ સંયોગ અસમવાયિ કારણ બને છે

ભાવાર્થ—કારણગત સંયોગ કોઈક વખત કાર્યગત ગુણોનું કારણૈકાર્થરૂપ મહતી પ્રત્યાસત્તિથી પણ અસમવાયિકારણ બને છે જેમકે — તૂલ (રૂ)ના બે પિંડા (પૂમડા) હોય અને એ બે પિંડાને (પૂમડાને) એક કર્યા એટલે તેમાંથી મ્હોટો પિંડ થયો (મોટું પૂમડું થયું) આ મ્હોટા પિંડની અંદર જે મહત્વ ઉત્પન્ન થયું તેનું કારણ, તેના બે જે અવયવો હતા, અને તેની અંદર 'પ્રચય' નામનો સંયોગ હતો તે છે આ કારણગત પ્રચય નામનો સંયોગ કાર્યગત મહત્વ પરિમાણનો આરંભક બને છે અને તે અસમવાયિકારણ કહેવાય છે અને તેને કારણૈકાર્થ પ્રત્યાસત્તિ હોવાથી, તે મહતી પ્રત્યાસત્તિથી અસમવાયિકારણ બન્યો છે એમ વૈશેષિક શાસ્ત્રની પરિભાષા પ્રમાણે કહેવાય છે ॥ ૬ ॥

હવે નિમિત્તકારણ બતાવવાનું પ્રકરણ શરૂ કરે છે

संयुक्तसमवायादग्नेर्वैशेषिकम् ॥ ७ ॥

પદાર્થ—(संयुक्तसमवायात्) સંયુક્તદ્રવ્યમાં સમવાય સંબંધથી હોવાથી પાકજ રૂપાદિમાં (अग्ने) અગ્નિનો (वैशेषिकम्) વિશેષ ગુણ નિમિત્તકારણ છે

ભાવાર્થ—પાર્થિવ પરમાણુમાં અગ્નિના સંયોગ સંબંધથી રક્તરૂપાદિ ઉત્પન્ન થાય છે, તેમાં અગ્નિનો ઉષ્ણ સ્પર્શ છે, તે નિમિત્તકારણ બને છે અગ્નિસંયુક્ત પાર્થિવ પરમાણુ અને એ પરમાણુની અંદર જે નીલરૂપ ફેરવાઈ રક્તરૂપ બન્યું તે પાર્થિવ પરમાણુની અંદર સમવાય સંબંધથી રહે છે અગ્નિની ઉષ્ણતા એ રૂપનું નિમિત્ત કારણ હોય છે, અગ્નિનો ઉષ્ણ સ્પર્શ બધા જ પાકજ ગુણો પ્રત્યે નિમિત્ત કારણ હોય છે

બુદ્ધિ, સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન ધર્મ, અધર્મ અને ભાવના આ બધા ગુણો નિમિત્ત કારણ તરીકે જ હોય છે ॥ ૭ ॥

હવે વેદના પ્રામાણ્ય સંબંધી સમજણ આપે છે

दृष्टानां दृष्टप्रयोजनानां दृष्टाभावे प्रयोगोऽभ्युदयाय ॥ ८ ॥

પદાર્થ—(दृष्टानाम्) પ્રમાણથી ઉપલબ્ધ થતા કર્મો (दृष्टप्रयोजनानाम्) જેનું પ્રયોજન શાસ્ત્રમાં બતાવવામાં આવ્યું છે એવા કર્મોનું (प्रयोग) અનુષ્ઠાન (अभ્युदयाय) અભ્યુદયને માટે છે (दृष्टाभावे) માનવ પુરુષગત દૃષ્ટનો અભાવ હોવાથી

**ભાવાર્થ**—યાગ, દાન, સ્નાન, સંધ્યા, તપ, સદાચાર વગેરે કર્મોનું અનુષ્ઠાન અભ્યુદય જનક છે. अग्निहोत्रं जुहुयात् स्वर्गकामः સ્વર્ગાદિ=સુખાદિને ઇચ્છનારે અગ્નિહોત્ર આદિ કર્મ કરવાં જોઇએ. આ વાક્યમાં તો અગ્નિહોત્રરૂપ કર્મનું સ્વર્ગ પ્રયોજન વિધિ સાથે જ બતાવ્યું છે. કર્મ ક્ષણિક હોવાથી વિનાશિ છે અને બધાં કર્મ તરત જ ફળ આપતાં નથી. કેટલાંક કર્મોનું ફળ જન્માંતરમાં પણ મળે છે; કોઈ પણ કર્મ નિષ્ફળ નથી. કર્મ અર્થાત્ ક્રિયા નષ્ટ ભલે થાય પણ તેનાથી જે અપૂર્વ રૂપ એક ગુણ ઉત્પન્ન થઈ આત્મામાં રહે છે તે તો ફળ આપ્યા પછી જ નષ્ટ થાય છે વેદોક્ત કર્મ નિષ્ફળ કદી પણ હોતાં નથી. પરમાત્મા સર્વજ્ઞ અને રાગાદિ દોષથી રહિત છે તેથી તેનો ઉપદેશ ખોટો હોતો નથી, જેમાં રાગ, દ્વેષ અને અજ્ઞાન હોય તેનો ઉપદેશ ખોટો પડે છે. ઇશ્વરમાં રાગાદિ દોષ નથી માટે તેનો ઉપદેશ સફળ છે, ખોટો નથી.

ઇશ્વરની સર્વજ્ઞતા જગતની રચનાને લીધે સિદ્ધ થાય છે તથા વેદની યથાર્થતાને લીધે પણ સિદ્ધ થાય છે. कुर्वन्नेवेह कर्माणि जिजीविषेत् યજુર્વેદ અ. ૪૦-૨. ઇત્યાદિ વૈદિક પ્રમાણો કર્મો કરવાનો આદેશ આપે છે. ઇશ્વરમાં રાગ અને અજ્ઞાન છે એવી શંકા પણ કરી શકાય નહિ. ॥ ૮ ॥

વેદ ઇશ્વરે બનાવ્યા છે એમાં પ્રમાણ આપે છે.

**तद्वचनादाम्नायस्य प्रामाण्यम् ॥ ९ ॥**

**પદાર્થ**—(तद्वचनात्) ઇશ્વરોક્ત હોવાથી (आम्नायस्य) વેદનું (प्रामाण्यम्) પ્રામાણ્ય છે.

**ભાવાર્થ**—વેદ પૌરુષેય નથી અર્થાત્ કોઇ પણ મનુષ્યરૂપ પુરુષે બનાવ્યા નથી; કારણ કે મનુષ્યમાત્ર ભૂલને અને રાગાદિને વશ હોય છે અને તેથી તેના લખાણમાં, વચનમાં અને કર્મમાં પણ ભૂલ હોય છે, એટલે એમનો ઉપદેશ કોઈક વખતે ખોટો પણ પડે છે. ઇશ્વરમાં તો ભૂલ જ નથી તો પછી એનો ઉપદેશ ખોટો હોય જ શી રીતે? કારણ વગર કાર્ય બને જ શી રીતે? અસત્યનું કારણ રાગાદિ છે. તે રાગાદિ ઇશ્વરમાં નથી, માટે ઇશ્વરોક્ત હોવાથી વેદ સત્ય છે. ઇશ્વરને પણ પુરુષ માનવામાં આવ્યો છે, અને ઇશ્વર રૂપ પુરુષે વેદ બનાવ્યો છે, એ દૃષ્ટિએ તો વેદ પૌરુષેય પણ છે. આ ઠેકાણે અપૌરુષેય વેદ એટલે ઇશ્વર-કર્તૃક વેદ. માનવપુરુષની અપેક્ષાએ વેદ અપૌરુષેય છે. रागाज्ञानादिभिर्वक्ता ग्रस्तत्वा-दनृतं वदेत्। ते चेश्वरे न विद्यन्ते स ब्रूयात्कथमन्यथा॥ ઇત્યાદિ વચનો પણ ઇશ્વરમાં રાગ અને દોષનો અભાવ કહી જાય છે ॥ ૯ ॥

कणादसूत्रोपरि भक्तिपूरात् कृता मयाशङ्करशर्मणेयम् ।
कृतिः समाप्ता गिरि गुर्जराणां नोलून्त्ववार्णी रसमर्मपूर्णा ॥

पूर्वेषामपि विज्ञाना गुरो नित्ये चिदात्मनि ।
समर्पितमिदं हन्त दर्शनं मनसस्तम. ॥

इति वैशेषिकदर्शने गुर्जरभाषाभाष्ययुते दशमाध्यायस्य
द्वितीय माह्निकम् ।

---

## ※ इति वैशेषिकदर्शनं ※
## समाप्तम्

卐